

ઊર્મિ-નવરચનાના ગ્રાહકો મરવાના શુભેચ્છકો સ્નેહીઓ
પ્રકાશક-બંધુઓ, ભગિની-સંસ્થાઓ અને સલાહકોને

# દિવાળી અને નવા વર્ષના અભિનંદનો

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ની રીજપુત ગાંધીમાર્ગ અમદાવાદ ૧

# ગુલાબી ગુલાબે ગુલાબી મજા
# નવીન વર્ષે ધરશે ગુલાબી ધજા

મહાગુજરાતના એક જાણીતા કવિએ ઉપરના શબ્દો તેના એક કાવ્યમાં નોંધ્યા છે પરંતુ કવિતા ઘડી ઘડી બોલવાથી કંઈ તાજા ગુલાબની મીઠાશ મેળવી શકાતી નથી મુંબઈ અને મહાગુજરાતમાં ઓક્ટોબરની ગરમી શરૂ થઈ ચૂકી છે ગરમી કયી ઘડીયે અકળાવી દેશે તે કહી શકાય જ નહિ

આવી ગરમીમાં મગજ અને શરીરને (બહારથી તેમજ અંદરથી) હિમાલય જેવી જ ઠંડક આપવા માટે ચરક ભંડાર તરફથી ગુલકંદ (પ્રવાલયુક્ત) જાહેર જનતા સમક્ષ રજૂ કરવામાં આવ્યો છે

આ કંઈ સામાન્ય બજારમાં વેચાય છે તેવો ગુલકંદ નથી તાજા ગુલાબ ખડી સાકર એલચી વગેરે શુદ્ધ વસાણાંઓ વાપરી ચરકનો ગુલકંદ બનાવવામાં આવે છે વળી એક રતલ ગુલકંદમાં એક તોલો પ્રવાલભસ્મ (ચંદ્રપુટી) ખાસ મેળવવામાં આવતી હોવાથી ગરમી દૂર કરવા તેમજ ગરમીના દર્દો નાબુદ કરવા ઉત્તમ છે

બાળકો ઓરી અછબડા શીતળા વગેરે-રોગોના ભોગ થાય છે આ રોગ પછી તેના શરીરમાં ઠંડક લાવવા માટે આ ગુલકંદ અકસીર છે

ગરમીના ભોગ બનેલાઓએ રાહત મેળવવા અને બીજાઓએ ગરમીથી બચવા ચરકના ગુલકંદ (પ્રવાલયુક્ત)નું સેવન કરવું જરૂરી છે

જેઓ મોટી ગરમીથી પીડાતા હોય ગરમીના કારણે શરીરમાં થતો દાહ અમ્લપિત્ત તાજગરમી પિત્તથી થતી ઉલટી ઉનાળામાં લુ લાગવી ગરમીથી થતો માથાનો દુખાવો વગેરે માટે ગુલકંદ સાથે ચરકની ઔષધિ નં ૧૨ શરીરની મોટી ગરમી દૂર કરનાર રૂપેરી ગોળીઓ વાપરવા ખાસ ભલામણ છે

પાંચ રતલી બરણીની કિંમત રૂ ૧૮-૮- એક રતલી બાટલીની કિંમત રૂ ૪--૦ અને અર્ધા રતલી બાટલીની કિંમત રૂ ૨-૨- છે જ્યારે ઔષધિ નં ૧૨ ગોળી ૨૫ના રૂ ૨-૦-૦ અને ૧ ના રૂ ૭-૮-૦ છે

આ બધી વસ્તુઓ હિંદભરમાં જાણીતા દવાવાળાઓને ત્યાં મળે છે માત્ર એ ચરકની છે કે નહિ તેની ખાત્રી કરવા ખાસ ભલામણ છે

'ઊર્મિ' વર્ષ ૨૩
નવરચના' વર્ષ ૧૭

# ઊર્મિ નવરચના

સાહિત્ય, સમાજ અને સંસ્કારનું માસિક

સળંગ અંક ૨૭૧-૨૭૨ ઑક્ટોબર-નવેમ્બર ૧૯૫૨ : અંક ૭-૮

## દીપોત્સવી અંક સં૦ ૨૦૦૮

૧૪૨૭૨ અનુક્રમણિકા



★

મારી સફર — એ ચાલુ લેખનો હપતો આ વખતે સંજોગવશાત આપી શકાયો નથી ડિસેમ્બર અંકથી નિયમિત આવશે.

પ્રકાશક ઈશ્વરન ન મો દવે : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ : ગાંધીમાર્ગ અમદાવાદ ૧
મુદ્રક ગોવિંદલાલ મોહનલાલ જાની ક્રિશ્ના પ્રિંટરી રતનપોળ અમદાવાદ.

# દીવડો

એ દીપકોની દીપમાળ હતી.
કોઈ માટીનાં કોડિયાંમાં હતા.
કોઈ રંગબેરંગી કાચના પ્યાલામાં હતા.
કોઈ વળી પહેલદાર પાત્રોથી ઝબકતા હતા
એક દીવડો સાવ જુદો તરી આવતો હતો.
એને કોઈ જોવા સુદ્ધાં નહોતું ઇચ્છતુ.
એવી દીપમાળમા એ બાપડાનો ગજ ક્યાથી લાગે ?
આખી દીપમાળ સાથે એ પણ વહેતો હતો.
એકલો, અટુલો અને નિસ્તેજ !
માર્ગમા એક કાળમીંઢ ખડક આવ્યો.
માટીનાં કોડિયાં ફૂટયા, રંગબેરંગી કાચના પ્યાલાઓનો
ભુક્કો થઈ ગયો, પહેલદાર પાત્રો ઊંધા વળી ગયાં.
પેલો દીવડો ટણુમણુ થતો ત્યાં જ ટમટમી રહ્યો.
કાળમીંઢ ખડક એને કશું ન કરી શક્યો.
ખાખરાના સૂકાં પાંદડાં ગોઠવીને એમાં એની સ્થાપના
કરી હતી ખરી ને !

જ્ઞ

નવરચના

# માણસનો આધાર!

ધૂમકેતુ

> કોઈ સ્વજન ગુમાવ્યા પછી વ્યક્તિ એક દમ ભાગી પડે, એનુ આખુ જીવતર ધૂળમા મળી જાય એ તો રોજની વાત છે એ જ વ્યક્તિ કોઈક એવા જીવત પાત્રનો આધાર કલ્પીને જ્યારે જીવન ધપાવે છે ત્યારે એ વ્યક્તિ ઉપર આપણે વારી જઈએ છીએ મલ્લિકા નામના કર્તાના પ્રસિદ્ધ વાર્તા સંગ્રહની નવી આવૃત્તિમા નવી ઉમેરાયેલી વ ર્તામાની આ એક છે

કેવી વિચિત્ર વાત છે! કેટલી સાચી કેટલી જૂઠી અને કેટલી જૂનવાણી અને કેવી એક રીતે નવીન માર્ગ બતાવનારી! અને વળી અકાલ્પનિક અને બનેલી!

મો સુઝણું થયા પહેલાં જ હું હમેશાં ત્યાંથી ફરવા નીકળતો અચૂક અમુક વખતે નીકળવાનું જ ચોમાસામાં જ્યારે બહુ વરસાદ જેવુ હોય કે બીજી કોઈ મુશ્કેલી આવી પડી હોય તો જુદી વાત નહિ તર લગભગ સવારના પાંચ વાગ્યા પછી ને સાડાપાંચ પહેલા ત્યાંથી નીકળવાનું હોય જ

ત્યાં ચાર રસ્તા ભેગા થતા હતા એક તરફ એક નાનકડુ જૂના વખતનુ શિવ મંદિર હતું બીજી તરફ એક અવેડો હતો તેમા પાણી ભરાતું ને ગંધાય ત્યારે કોઈક સાફ કરી જાય તો ભરે બાકી જ્યારે જુઓ ત્યારે પાણી ભર્યું જ હોય ઢોર એમાથી પાણી પીતાં માણસો પણ એમાથી લેતાં કૂતરાં પણ એમા ડોકિયુ કરી જતાં ને સવારના પહોરમાં બહાર ગામથી દૂધ દેવા આવનારી રબારણો ત્યાં વીસામો કરતી ત્યારે એ પણ એનો જ ઉપયોગ કરતી

હુ સવારે ત્યાંથી નીકળુ ત્યારે રસ્તા ઉપર બોઘરાં મૂકીને રબારણો નિરાંતમા પડી હોય કોઈક વાળીને કોઈ પોતાના પાછળ રહેલા સાથીની ગત જોતી બેઠી હોય તો કોઈ દૂધનો ભાવ ઠરાવવાની રકઝકમાં પડી હોય આસપાસ જે કોઈ બે છાંટા દૂધ નીચે પડી જાય તે ચાટી લેવા માટે કે નજર ચૂકાઈ જાય તો જે કાંઈ મળી જાય તેનો લાભ લઈ લેવા માટે ચાર પાંચ કુતરા બધા વેપારીની ભાવનો લાભ લઈ લેવાની કુનેહ ભરેલી રીતરસમ પ્રમાણે ત્યાં રબારીવાસમા ચોકી દેતા ઊભા જ હોય!

અને ઘણુ ખરું એ જગ્યાએ એક નાનકડા પડી ગયેલા પુલની પાસે એક વૃદ્ધ ડોશી પણ ઊભી હોય

તે કેડેથી વળી ગયેલી હતી મોંમા બે દાંત આગળ પડતા આવી ગયા હતા તેની વાણીમા પણ બોખામોંની મીઠાશ ને તોતડાશ આવી ગઈ હતી પંચોતેર વટાવી ગઈ હશે પણ હમેશા સવારે એને ક્યાંક કામે જવાનું હોય એટલે એ પણ ત્યાં ઊભી હોતી. હમેશની વહેલી સવારે આ એક નાનકડો અનામી શંભુમેળો જોવા મળતો

પણ જ્યારે વરસાદ સારો પડ્યો હોય ને ઘાસ બરાબર જામ્યાં હોય ત્યારે તો આ ડોશી ઘણુ ખરું ત્રણ–ચાર મહિના સુધી પોતાનાથી ઊપડે તેવો ઘાસનો ભારો લઈને આ જગ્યાએ નાખીને ઊભી જ હોય! દર ચોમાસે એ દૃશ્ય જોવા મળે એક બે ચોમાસા એ જોયા પછી તો એ દૃશ્ય હવે જોવા મળશે જ એવી એક પ્રકારની મધુર આશા રાખવાની ટેવ પડી ગઈ હતી મને ઋતુના ફેરફાર જોવાની મજા પડતી અને એ ટેવને લીધે કેવળ જીવન હોવાનો આનંદ મનમા જનમે! નિયમિત ઋતુઓને એક પછી એક આવતી જોઈને એ જોવામાં જેવો આનંદ મળે તેવો જ આ આનંદ છે કે એ ઋતુનાં બાળકો પણ એ જ પ્રમાણે નિયમિત જોવા મળવાનાં!

વરસાદ વરસે ત્યારે ઉનાળો બીજે ગાળવા ગયેલ માલધારીઓ જેમ પહેલો વરસાદ થતાં જ પાછા ફરે અને ઊંટ ઉપર ગધેડા ઉપર પાડા ઉપર એમના ખાટલા પાટલા વાસણો મુડી લટકતી આવતી હોય પ્રાણી ઉપર લાદેલા ઊંધા ખાટલામા પાયા ઝાલીને નાનકડાં છોકરા બેઠા હોય




પાછળ માલધારીઓ ખભે લાકડીઓ મૂકીને આવતા હોય, ગીતની ધૂનમાં પડેલી કોઈ કોઈ યુવતીઓ વર્ષારૂતુનું ગીત ગાતી આવતી હોય, આખો દિવસ મોટરો, ખટારા, સાઈકલ, માણસો એમની ભયંકર ધમાલથી ધમાલિયા જેવો જણાતો આ રસ્તો કોઈક સવારે આવાં દૃશ્યો બતાવે ત્યારે, જેમ જીવન વહે છે એ ભાન માત્રથી જેવો આનંદ જન્મે તેવો જ આનંદ હરેક વિવિધ ઋતુમાં તે તે ઋતુઓનાં બાળકોને જોતાં પણ થઈ આવે છે !

આ ડોશીમા પણ ઋતુનું જ બાળક ગણાય ઋતુ આવે ત્યારે આ રસ્તા ઉપર એ ઊગી નીકળે ઋતુ પૂરી થાય એટલે એ અદૃશ્ય થઈ જાય

દર ચોમાસે એ આ પ્રમાણે ત્યાં ભારી ગોઠવતી ઊભી હોય !

*　　　*

આ વખતનું ચોમાસું મોડું હતું, એટલે ભારામાં બંધાય તેવાં ઘાસ પણ મોડાં પડ્યાં હતાં પણ જેવાં એ શરૂ થયાં કે કેડેથી વાંકી નમી ગયેલી, વૃદ્ધ છતાં ખડતલ પોતાનો રોટલો પોતે રળી લેતી ડોશી દેખાણી !

એક દિવસ, બે દિવસ, ત્રણ દિવસ, ચાર દિવસ લગભગ એક આખું અઠવાડિયું નિયમિત રીતે જ્યારે જોયું કે કહો ન કહો, પણ ડોશીમા બીજા કોઈની નહિ, નિયમિત રીતે હાથમાં લાલ લીલી થેલી અને લટકતા ચોપડા છાપા લઈને નીકળનાર માણસની જ રાહ જુએ છે, ને જેવો એ નીકળે કે તરત પોતે પણ ભારો ચઢાવી તેની પાછળ ચાલી નીકળે છે, ત્યારે આ ટેવનું કારણ જાણવાની ઇચ્છા થઈ આવી

એક દિવસ જેવો એ વિચિત્ર પ્રવાસીઓનો પ્રવાસ શરૂ થયો કે તરત એમની પાછળ પાછળ ચાલતી પકડી પણ ત્યારે જે ખબર પડી એ ખબર પડ્યા પછી તો લાગ્યું કે ખરેખર ! આ દુનિયામાં માણસ જ માણસનો મહાન આધાર, મિત્ર, ને આનંદદાતા છે



ડોશીમા પહેલાં તો ખડેધડે હતાં દર ચોમાસે આ જ પ્રમાણે એ નીકળતાં રહેતાં પણ એ વખતે આગળ એમનો જુવાનજોધ છોકરો વહેલો કામે જતો, તે હાથ થેલી લઈને ચાલતો હોય, અને પાછળ પોતે ધીમે ધીમે વાતો કરતાં ચાલતાં હોય માથે ભારો હોય, ને જુવાન છોકરા સાથે વાતો કરતાં ચાલ્યા જતાં હોય ! એ વાત તો અર્ધા કલાકની જ, પણ એ અર્ધો કલાક ડોશીને મન જીવન દેનાર હતો. એના મગજમાં જોર પૂરનારો હતો કોઈક આધાર, ટેકો આગળ ચાલી રહ્યો છે, એવો આત્મસંતોષ આપનારો હતો

પણ આ ચોમાસે ડોશીનો આ આધાર એણે ખોયો હતો એ જાણવા મળ્યું છતાં ગમે તેમ કરી ડોશીને તો પોતાનો રોટલો રળવાનો જ હતો પોતે આ લાંબો એકાંત રસ્તો, સવારમાં વહેલાં મોં સૂઝણું પણ થયું ન હોય, એવા અંધારામાં કાપી શકે, માટે ડોશીમા હમેશાં આ રસ્તે નીકળનાર સથવારાની રાહ જોતાં ઊભાં રહેતાં હોય તેમ લાગ્યું !

શ્રીમંતને થાક લાગે ને રેંટિયો ઉપાડીને બેગે એવી આ આધાર લેવાની તદ્દન જૂની, પણ તદ્દન જ નવી ફિલસૂફી હતી ડોશીમાએ જાણે પોતાના જીવનમાંથી એ પોતે શોધી કાઢી હોય તેમ લાગ્યું !

×　　　×　　　×

એક વખત એવું બન્યું પેલા ભાઈ કોઈ કારણસર નીકળ્યા નહિ હોય કે ગમે તેમ, કાંઈક મોડું થયું હતું ને ડોશીમા રાહ જોતાં ઊભાં હતાં ત્યાં જોગાનુજોગ મારે જ નીકળવાનું થયું કારણ કે મારો પણ આ વખત જ હતો

ડોશીમા તરત પાછળ પાછળ ચાલ્યાં, મેં એ જોયું. અને કાંઈક પૂછવાનું મન થઈ આવ્યું

'આજે કેમ ડોશીમા ! કાંઈક મોડું થયું ?'

'હ માડી ! આજ મોડું થઈ ગયું છે. આજ પેલા ભાઈ નીકળ્યા નહિ, એટલે મારા મનને એમકે ટાણું થયું નથી !'

self is almost miraculous" પણ આ અંગ્રેજીમા કેમ બોલાવ્યુ ?

પ્રવચક· આ ફકરો લંડનના એક અતિ મશહૂર છાપામાં પ્રગટ થયો હતો, અને બ્રિટિશ ઍડમિરલ્ટીએ ઈંડિયા ઑફિસને હિન્દના આ જહાજ માટે જે અજલિ આપી હતી, તે તો પછી વખત હશે તો જોઈશુ Sheir deep admiration for the very gallant part played by H M I. S Bengal ઇગ્લેડના લોર્ડ હાઇ કમીશ્નરે લખેલા આ શબ્દો છે

અદી : અને તે આપણા દેશના એક જહાજ માટે.

પ્રવચક: એનો જ કિસ્સો આપણે હવે રજૂ કરીએ છીએ

અદી· તે સી સી, તમે એ કિસ્સો ક્યાથી લઈ આવ્યા ?

પ્રવચક 'સુકાની' ના નામે એક ગુજરાતી લેખક છે, સાગરગાથાઓ માટે સુપ્રસિદ્ધ છે, સાગરી જબાનમાં એ નિષ્ણાત છે, એના એક લેખ ઉપરથી આપણે આ—

સ્ત્રી. એચ એમ આઈ એસ બેગાલ મે તો નામ પણ નથી સાભળ્યુ

પ્રવચક· અને છતા દુનિયાભરના નાવિકો બેગાલ જહાજના જવામર્દોને હૈયાં ભરી ભરી અજલિ આપ્યે જ જાય છે દુનિયાભરના છાપામા આજ દિન સુધી એની યશગાથાઓ ગાયે જ જાય છે

અદી સી સી ભાઈ, આટલી રેકોર્ડો બસ થશે કે ?

પ્રવચક : મે ના પાડીને, કે એમા બને તેટલી ઓછી ઇફેક્ટ્સ વાપરવી છે તમે એની અંગ્રેજીમાં રજૂઆત કરો ત્યારે ગમે તો ઉપયોગ કરજો

અદી ઠીક, ત્યારે હું રજા લઈશ

પ્રવચક નહી, બેસો એમ તો મારાથી તમારા વિના ડગલું નહી ભરાય·

(ગનફાયરનો અવાજ)

એ શુ ? તમારાથી નહીં રહેવાયુ

અદી એચ એમ આઈ એસ બેગાલને અમારી અદના સલામી આપી: જુઓ ફરીથી

(ગનફાયરના અવાજ)

પ્રવચક: હિન્દના વિશાળ મહાસાગરમા નિડર રીતે મામોમનુ ખડે પગે રખવાળુ કરનારા હિલોળતા દરિયાઇ માતગોનુ સરજહાજ તે એચ એમ આઇ. એસ દિલ્હી, અમન બ્રિટિશ એફીલીસ અને એની હકૂમત નીચે બ્રિટિશ જહાજોમાંની એક તે એચ. એમ. આઈ એસ બેગાલ

(થોડ સંગીત દશ સેકન્ડ)

[ ૧૯૪૨ ના નવેમ્બર મહિનાની એક ધગધગતી બપોર હતી પશ્ચિમ ઑસ્ટ્રેલિયા—હિન્દની દૂર દૂર દક્ષિણે, ફ્રીમેન્ટલ બદરના બારામાં કઇક દેશોનાં જહાજો સામધા થઇ ચોકી કરવાના કામમાં ગુથાઇ પડયાં હતાં જાપાને બીજા વિશ્વયુદ્ધમા પહેલો ફટકો મારી લીધો હતો બદરમા સાથી રાજ્યોના ખડકાયેલા વહાણોના કપ્તાનો ચુપકીથી એકઠા થઇ મસલત કરવામા મશગુલ હતા ત્યા એકાએક એક ખાસ અફસરે આવીને ટૂકમા પણ મક્કમતાથી કહ્યુ — ]

બ્રિટિશ અફસર. સીગ્નલ અપાતા જ કોનવોય ઊપડશે દરેક જહાજ આ નકશામા છે તે સકેત પ્રમાણે ચાલશે તમારી ઝડપ, દિશા, ક્રમ, કતાર એની સમજ આ નકશામા છે તમારી આગબોટો ઉપર દરેકના ઢોલ ઉપર કોનવોયના આકડાનો સકેતિક ઝડો ફરકતો રહેશે અને દુશ્મનને ડારવા, હફાવવા તમે ખૂબ ખબરદારી કામવા ટેવાયેલા છો, એટલે એથી વધારે કઈ કહેવાનુ નથી આમાની એકેક નકલ લઈ તમે જઈ શકો છો અને તમે કપ્તાન બ્જાર્ન્સન આ વણજારમાં થોડા કલાક જ ચાલશો પછી તમારી આગળની કમાન્ડર હોડી તમને જે હુકમ ફરમાવે તે પ્રમાણે આગળ વધજો

પ્રવચક: ઑસ્ટ્રેલિયાનો કિનારો, ૧૯૪૨ નો ખુનખાર જગ, મધરાત પછી પરોઢ થાય તે પહેલા તો ૧૮ જહાજો એક તરફ, ૨૭ ગીઠ તરફ ..

એધ એમ આઇ એન

# બે ગા લ

ચ દ્ર વ દ ન મ હે તા

શુજરાતમા તો ઠીક, પણ ગુજરાત બહાર પણ જે 'સી સી' એમની લાક્ષણિક વાચા અને શૈલીથી વિખ્યાત થયા છે એ આ ધ્વનિ-નાટિકાના લેખક તરીકે આ આખી નાટિકામા એક નવો પ્રકાર આપીને નાટિકાને કેવી સફળ બનાવી શક્યા છે! વાચીને આપણે પણ બોલી ઊઠીએ કે 'આવી સફળ ધ્વનિ-નાટિકા લખવાનુ સી સી સિવાય બીજા કોઈનુ ગજુ પણ નહિ'

પ્રવચક આ એક રૂપક છે પણ જરા અ ાયદી જ જાતનો—રૂપક િસ્સો

અદી એટલે કે મોસ આ એક સત્ય નક્કર હકીકત છે

પ્રવચક અદી આ બ્રોડકાસ્ટ થાય છે હ એટલે આ મોસ મોસ રહેવા દો હા આ એક નક્કર હકીકત-કથા છે નાની પણ અનેરી સાગર ગાથા છે દરેક હિ દીવાનોના હૃ ય મગરૂરીથી છલકી ઊઠે ગૌરવ અને અભિમાનથી ઉભરાઈ જાય—

(દરિયો પવન વાવાઝોડાની રેકોર્ડ પછી ગ ભીર સગીત—મધુ આવી શકે ક્ષણ)

આ શુ કર્યુ તમે?

અદી જુઓની સી સી ભાઈ, શરૂઆતમાં જરા સાઉ ડ ઈફેક્ટ્સ

પ્રવચક સાભળો આ હકીકતને આપણે બને ત્યાં સુધી એવા અવાજોના ઓપ ચઢાવી રગવી નથી જે સત્ય ઘટના છે તેને તે જ રીતે બનવા દો ઠીક આ જરા વાચો તો

અદી To think that a small ship with only one 12 pound gun should engage two raiders both more than ten times her own size and each with about twenty times her gunpowder and so enable the tanker to escape sink one raider and then get away her

દર ચામાસે હું તમને જોઉ છુ!

'હ માડી! ઘાસના ભારા લઈ આવવા માટે અહી ઊભી રહુ છુ!

તે પહેલાં તો તમારી સાથે એક જુવાન છોકરો આવતો હમણાં એ કેમ દેખાતો નથી?

એણે મોટુ ગામતરુ કર્યુ માડી! એટલે જ તો પીટ્યુ મન એવુ આળવીતરુ છે ઘણું સમજાવુ છુ કે ભુડી આમાં કાઈ તારુ નથી પણ તોય રહેવાનો ઘા કાઈ ઉખડ્યા વિના રે? ઘાસટાણુ આવે ને વાત સાભળી આવે! કોક આગળ જતુ હોય તો બે ઘડી મન ઠેકાણે રે મારગ કપાઈ જાય ને બે સારા વેણ કાને પડે એટલે જ વાટ જોઈને ઊભી રહુ છુ આજ મોડુ થઈ ગયુ તમેય હમેશ નીકળો છો કાં 'મા મન કાઈ માને બાપુ ઘણુ મનાવુ છુ!

ડોશીની આખમાં ઝળઝળિયાં આવી ગયા હતાં એના શબ્દોમા રુદનનો ભાર હતો

પણ હુ તો એની આ અદ્ભુત ફિલસૂફી—કોઈક માણસનો ટેકો—આધાર લઈને પણ જીવન જીવવાની ફિલસૂફી સાંભળી રહ્યો એની એ જીવન ફિલસૂફીએ ઊંડી અસર કરી દીધી કેટલી નાની વાતના આધારે પોતાનુ જીવન વીતાવી દેવાની કુદરતી શક્તિ!

મને થયુ કે આ ડોશીએ પોતાનો કર્મયોગ જ ઘડી કાઢ્યો ન હતો?

*




self is almost miraculous"
પણ આ અંગ્રેજીમાં કેમ બોલાવ્યું?

પ્રવચક: આ ફકરો લંડનના એક અતિ મશહૂર છાપામાં પ્રગટ થયો હતો, અને બ્રિટિશ ઍડમિરલ્ટીએ ઈંડિયા ઑફિસને હિન્દના આ જહાજ માટે જે અંજલિ આપી હતી, તે તો પછી વખત હશે તે જોઈશું Their deep admiration for the very gallant part played by H M I. S Bengal
ઇંગ્લેંડના લૉર્ડ હાઇ કમીશ્નરે લખેલા આ શબ્દો છે

અદી: અને તે આપણા દેશના એક જહાજ માટે.

પ્રવચક: એનો જ કિસ્સો આપણે હવે રજૂ કરીએ છીએ

અદી: તે શી શી, તમે એ કિસ્સો ક્યાંથી લઈ આવ્યા?

પ્રવચક 'સુકાની' ના નામે એક ગુજરાતી લેખક છે, સાગરગાથાઓ માટે મુલ્કમશહૂર છે, સાગરી જ્ઞાનમાં એ નિષ્ણાત છે, એના એક લેખ ઉપરથી આપણે આ—

અદી. એચ એમ આઈ એસ બેંગાલ એ તો નામ પણ નથી સાંભળ્યું

પ્રવચક અને છતાં દુનિયાભરના નાવિકો બેંગાલ જહાજના જવાંમર્દોને હૈયાં ભરી ભરી અંજલિ આપ્યે જ જાય છે દુનિયાભરના છાપાંમાં આજ દિન સુધી એની યશગાથાઓ ગાયે જ જાય છે

અદી શી શી બાઈ, આટલી રેકોર્ડો મસ થશે કે?

પ્રવચક: મે ના પાડીને, કે એમાં બને તેટલી ઓછી રેકર્ડ્સ વાપરવી છે. તમે એની અંગ્રેજીમાં રજૂઆત કરો ત્યારે ગમે તો ઉપયોગ કરજો

અદી કીક, ત્યારે હું રજા લઇશ

પ્રવચક નહી, એમ એમ તો મારાથી તમારા વિના ડગલું નહી ભરાય.

(ગનફાયરનો અવાજ)

એ શું? તમારાથી નહીં રહેવાયું

અદી એચ એમ આઈ એસ બેંગાલને અમારી અદના સલામી આપી: જુઓ ફરીથી

(ગનફાયરનો અવાજ)

પ્રવચક: હિન્દના વિશાળ મહાસાગરમાં નિડર રીતે ગામોમનું ખડે પગે રખવાળું કરનારા હિલોળતા દરિયાઇ માતંગોનું અગ્રજહાજ તે એચ એમ આઇ. એસ દિલ્હી, અનન બ્રિટિશ એકીલીસ અને એની હકૂમત નીચે બ્રિટિશ જહાજોમાંની એક તે એચ એમ આઇ એસ બેંગાલ

(વેર સંગીત દશ સેકન્ડ)

[૧૯૪૨ ના નવેમ્બર મહિનાની એક ધગધગતી બપોર હતી પશ્ચિમ ઑસ્ટ્રેલિયા—હિન્દની દૂર દૂર દક્ષિણે, ફ્રીમેન્ટલ બંદરના બારામાં કંઇક દેશોનાં જહાજ સાબદાં થઇ ગોઠી કરવાના કામમાં ગુંથાઇ પડ્યાં હતાં જાપાને બીજા વિશ્વયુદ્ધમાં પહેલો ફટકો મારી લીધો હતો બંદરમાં સાથી રાષ્ટ્રોના ખડકાયેલા વહાણોના કપ્તાનો ચુપકીથી એકઠા થઇ મસલત કરવામાં મશગુલ હતા ત્યાં એકાએક એક ખાસ અફસરે આવીને ટૂંકમાં પણ મક્કમતાથી કહ્યું — ]

બ્રિટિશ અફસર. સીગ્નલ અપાતા જ કોનવોય ઉપડશે દરેક જહાજ આ નકશામાં છે તે સંકેત પ્રમાણે ચાલશે તમારી ઝડપ, દિશા, ક્રમ, કતાર એની સમજ આ નકશામાં છે. તમારી આગબોટો ઉપર દરેકના ડાલ ઉપર કોનવોયના આકડાનો મકતિક ઝંડો ફરકતો રહેશે અને દુશ્મનને ડારવા, હઠાવવા તમે ખૂબ ખબ હારી કામવા ટેવાયેલા છો, એટલે એથી વધારે કંઈ કહેવાનું નથી આમાંની એકેક નકલ લઈ તમે જઈ શકો છો અને તમે કપ્તાન બ્જાનર્સન આ વણજારમાં થોડા કલાક જ ચાલશો પછી તમારી આગળની કમાન્ડર હોડી તમને જે હુકમ ફરમાવે તે પ્રમાણે આગળ વધજો

પ્રવચક: ઑસ્ટ્રેલિયાનો કિનારો, ૧૯૪૨ નો ખુનખાર જંગ, મધરાત પછી પરોઢ થાય તે પહેલાં તો ૧૮ જહાજો એક તરફ, ૨૩ બીજી તરફ.





[ રાત પથરાઈ દીવા તો થાય ગેના—એકાદ બે ઝૂલતા ફાનસે સલામ દીધી અને અનંત સાગરની અગાધ શાંતિમાં વહાણોની વણઝાર ઊપડી સૌ જહાજો નકશા પ્રમાણે થઈ ફ્રનેજે સફર શરૂ કરે છે

એમાં ડીસ્ટ્રોયર સ્લૂપ ફ્રીગેટ કૉરવેર માઈન સ્વીપર જાતજાતની આરમારો હતી ટ્રીસ્ટ્રોયરો ઝડપ વધારી આગનો રસ્તો જોઈ આવે ઘડીકમાં વહાણની ચાર કતાર વચ્ચે ચોકિયાત મોટોને સાબદા રાખવા આંટો મારી આવે અને કોનવોય યાને વણઝાર સાવચેતીથી આગળ વધે ચોથી કતારમાં ઓ ડીના જહાજનો કમાન એનાથી આગલી બોટનું વાંઢાર જોતાં કંટાળી ગયો પણ હુકમ એટલે હુકમ

નવે બરની આઠ તારીખ એમ જ પસાર થઈ ગઈ બાર થઈ ગયા ઓ ડીના પરથી વાગફરતી અફસ ! દુરબીન માંડી જોયા કરે છે હ ગાઢ અંધારામાં આ ચમકારા શા ? ફાનસના ઈશારા શા ? ]

એક અવાજ ખડે રહો બહુ અગત્યનો સંદેશો પાઠવું છું

ડડ ડડ્ ડ ડડ

ઓ ડીના અહીંથી કોનવોય-વણઝારમાંથી છૂટી પડશે કોર્સ ૩૭ ડીગ્રી રેડ ચાન આઠ નોટ બરાબર સાડાબાર વાગે તમારે માટે મુકર્રર થએલું ચોકીયાત વહાણ તમને ભેરવશે રસ્તો બનાવશે કહ્યું હી જઓ જોઉ ડી_ ડીડ્ ડીડ

ગુડ બાઈ ગુડ લક આલમેય

પ્રવચક અથાક સમન્દર કાળી માઝમરાત ચોથી કતારના કાફલામમાંથી ઓ ડીનાનું સુકાન ફરક્યું ગતિ વધી અને એ છૂટી થઈ એ એકની ઘૂમવા લાગી અને એને વનદો કૅસન જ્હોન સન વગાવીઆની ગઢ જોતો નડીઆળ તરફ જોવા લાગ્યો દશ જ મિનિટ પછી અંધારામાં કદીય ઝળક્યું અને અંધારામાં તીમોટા પડવા લાગ્યા ફસાયલા ફ્રમાતને તરત ભાષા ઉકલવા માંડી

મેગાલ મારી પાછળ પાછળ વહ્યા આવો

જ્હોન્સન ઠીક ચાલો દુરબીન તો જરાગ છે ને— નાગે છે તો ગેળીયુ મારી બોટમાં તો જગાક તેલ ભર્યું છે એને આ ફરફરીઉ સાચવશે! ઓ ગોડ વેન ! વેન ! માનમ ! ઓડ્ઝ ભ્રા લાઓ આ કિપુ હોડ્ડ ( સીસોટી )

એક અવાજ કમાં ડઑડસ પરથી તો મેગાર લાગે કે સાહેબ

જ્હોનસન અ થ્રુ—એચ એમ આઈ એસ મેગાલ ! બને જ નહીં મેગાન ! ૬૫ ટનનું ટબ એની પાસે સાડાત્રણ ગદૂકડી અને તે પણ ત્રણ ઈંચની. સાડા છસો ટનનું હિંદુસ્તાનનું રમકડું ! જસ્ટ એ ટોય ! હી હી હી જસ્ટ એ ટોય. હીહીહી માનમ ! એનો અર્થ એ કે આપણી આપણી ચોકી કરવાની અને આ રમકડાને સાચવવાનું પેના ઇંચવાળીઓનો જમનો ભેગા લડાઈમાં પડ્યા ત્યારે એના ડીવિઝનોને જર્મનોને સભાળવા પડ્યા હતા એવો જ આ મામલો છે હીહીહી મેગાન ! ગયે આવાડિયે જ મે એને પધ ગ રમા નાંગરેલું જોયું તું એનો કેપ્ટન વીકસન તે તો વ્યાપારી વહાણવટી છે અને એનો લેફ્ટેનન્ટ એને તો હજુ મૂછો પણ નથી ઊગી. હિંદુસ્તાની રમકડું એક હથેળીમાં ઉંચકાય એવી હોડી હી હી હી ( વ્હીસલીંગ )

મેગાલ ખરી વાત છે હું ફક્ત ૬૫ ટનની નાની કડી હોડી જ છુ હું જ તો વળી એક દિવસ ગાતી હતી

પા ડી શી હોડી રે ભાઈ પા ડી શી હોડી
જળમાં તરવા છોડી રે હો પાંદડી શી હોડી
તણખનાનું હલેસું ને રેશમની છે દોરી
પવનનું પારેવું હું તો મારો મારગ પોરી
પાંદડી શી હોડી રે હું તો

પ્રવચક અનામ મહાસાગર અને માથે કાળી ઝીણી રાત ઑસ્ટ્રેલિયાથી દૂર ઉપર આસ્નાએથી

આસપાસ જાપાનના ભમતા તોતીંગ ગીધો—
અને પાછળ હજારો ટન ભરેલ જહાજ ઓન્ડીના!

બેંગાલ : લે હું યે કેવી છું તે પાછી ગીત ગાવા બેઠી કપ્તાન બ્જોર્ન્સન મને હમે એમા નવાઈ શી? કયાં સાત હજાર ટનની એ અરમારીઓ, અને કયા હું ૬૫૦ ટનની હિન્દુસ્તાનની એક હોડકી! મારી પાસે પૂરી ચાર બદૂકડી પણ નથી અને મારા ભડકમાં દારૂ! હા, હું નાનકડી છું, પણ મારા તૂતક ઉપર હિન્દુસ્તાનના ભડવીરો સાહસને બાથમા લઈ, મોતને હથેળીમા રાખી, છાતીએ વજ્ર પહેરી જતન કરવાવાળા જવાંમર્દો છે હું ભલેને નહી, માઈનસ્વીપર, સુરગો સાફ કરનારી મોખરે રહેનારી હોડી. છોને નાની, પણ કામ તો કપરૂ માથે ઉઠાવ્યુ છે ને પાંદડી શી હોડી. હે જરા ખમો તો

પ્રવચક કેમ આમ સડ દઈને ઊભી રહી? અમારા હિન્દુસ્તાનની અલબેલી અરમાર, ૭૦૦૦ ટનની ઓન્ડીનાની સાડાછઓ ટનની રખવાળ!

બેંગાલ મારી કૂખે કંઈ સહેલાણીઓ નથી ભરાયા મારા લેફટેનટ મ્હેરાએ એકાએક કંઈક જોયુ અને પારખ્યુ અને ઝપાટાબધ હું ત્યા જઈ પણ આવી, બસ પાણીપર ત્યાં તો તેલમ તેલ, જાણે હનુમાન કુલ્લા!

પ્રવચક ચિત્તા માફક ઊછળી બગાલ ઓન્ડીના તરફ ફરી, ધસી અને બોલી સુરગથી કોઈ કમનસીબ બોટનો ભૂકો થઈ દરિયાને તળિયે પધરાઈ પડી લાગે છે અને સૂચના ઉમેરી:

બેંગાલ જરા સાવચેત રહેજો અડધા કલાક સુધી કોર્સ પદર સમજવા કે

બ્જોર્ન્સન દીઠ દીઠ ઓલરાઈટ બેબી! પણ પણે શુ હતું?

બેંગાલ એની તમને શી પચાત જેમ કહીએ તેમ હુકમ પાળ્યા કરો, બસ

બ્જોર્ન્સન ઓ-તારી, જો આ ટેણકી! અચ્છા! માલમ! કોર્સ પદર ગનતો વીતવા દે સવારે તારી વાત છે, હિન્દુસ્તાનની તતુડી હી હી હી

પ્રવચક ૧૯૪૨ના નવેમ્બરની ૧૦મી તારીખની સવાર પણ પડી અને બેંગાલ બણુમણી ઊઠી

બેંગાલ પણ એમ દૂરબીનો માંડી શેના મારી તરફ ધારી ધારીને જુઓ છો? ઓન્ડીનાના અફસરો પણ ગજબ છે તો!

અહી બોસ, અહી જરા પવનના સુસવાટા અને દરિયાના મોજાની સાઉન્ડ ઈફેકટસ મૂકુ કે? કે સવારનું કઈ ગભીર સગીત!

પ્રવચક તમે તમારો લેફટેનટનો પાઠ તૈયાર રાખો, અરદેશર

બેંગાલ વાતે ખરી છે, મુબાઈ કે કલકત્તાના બારામાં મને એક અટવાતી લોચ જ ગણે પણ અહી ભરદરીએ નારીએળની કાચલી જેવી, હમણાં જાણે મહાસાગર ભરખી લેશે મારા તૂતક પર સુકાન ધારી લેફટેનટ મ્હેરા કેવો ઊભો છે, તે જોયો. પણ બિચારા બ્જોર્ન્સનને અને એના સાથીઓને અચરજ થાય તેમાં નવાઈ શી?

બ્જોર્ન્સન ઈટી ઈઝ એ સાઈટ, ન્યૂડસન! ૬૫૦ ટનનુ હિન્દી રમકડુ ૭૦૦૦ ટનના તેલ અને પેટ્રોલ ભરીને જતા વહાણનુ રખવાળુ કરે છે શાહબાશ! અરમારે શાહે હિન્દુસ્તાન! વોન્ડરફુલ! વોન્ડરફુલ!

બેંગાલ. ભલેને મ્હેરામણ મને કાચલુ માની ડોલાવે પણ મારા અજીતીઆરો કેડેટો રેટિંગો મળી એ ઉપરના હિન્દુસ્તાની મરજીવા જોયા છે. અગાધ સાગરને પણ હથેળીમાં નચાવે એવા મ્હેરાની સરદારી હેઠળ ગેષનાગન ભુખિયો, જીવો હોકા પર, હે મગ કુનેહબાજ નાવિક ચોકી કેમ ગયા? રડાર અફસર અને રેડીઓ અફસર શુ ટાપીને જોઈ રહ્યા છે?





પ્રવચક બે અને દિવસ તો આગમના સારા પસાર થઈ ગયા પછી બારમીની બપોરે લેરલ ઝોળ ખાતી બેગાન સાગરમાગ કાપતી રહી અને પાછળ ઑર્ડિના આવતી રહી પણ બારમીની બપોર પછી એક સુસ્ર્ર કરતી હવાઈ હવામાં ઊડી ગગાને એક નાનો ધડાકો કરી એને હવામા ઉરાડી તની ઑર્ડિનાના કાને એ જોયુ અને આ કોઈ ચોકી ગયા

બેગાન ખરા ર છે ચાર ચાનીએ અમેરિકન ક્રુઝર રોલેડો ઉપ થી સંદેશો પકડાયો તો કે અમારી આસપાસ બે જબ્બર જાપાની ક્રુઝર શિકારની શોધમાં ઝઝૂમી રહી છે

પ્રવચક બને તોપ નાની પણ તોપની તાકાત એના કે કરતાં તોપચીઓની નિશાનબાજી ઉપર વધારે હોય છે આ સમાચાર સાંપડતા હિ ૧ બચ્ચો ગ ફેન શેનો રહે?

બેગાન ગનરી પર સુનદા ગોનદાએ બેસી ગયા છે એક છે નાગશેખન બીજો છે ‹ સન ત્રીજો છે પીન રડાર પર લેફ્ટેનન્ટ મહેરા છે દરેક જણે નાટી ચામડી સાફ કરી સ ફાના ડોઝ લઈ કનાકેકમા તો વારાફરતી ખાઈ પહેરણુ ચઢી ચઢાવી રેક નકારની સાવચેતી નઈ સાબધા થઈ પોત પોતાને કામે લાગી ગયા મોતને હાથતાળી આપવા સાવધાન બની ગયા

પ્રવચક સ ધ્યાએ સૂરજને જળમાં ડુબાડવાની મથામણ શરૂ કરી સાડાસાત ઑર્ડિના લેમ્પનો ઈશારો દુશ્મનને કદાચ દેખાઈ નય એટલે હવાઈ છેડી ત્યાં તે સનને હુકમ આપ્યો

જ્હોન્સન એકશન સ્ટેશન્સ ઈસ ઈટ થઈ જઈએ ખરૂ ને થેકયુ અ નાએની

બેગાન ઠીક ઠીક મારી પાછળ પાછળ આવો ક લાલ

જ્હોન્સન તમારે પગલે જ છીએ થકયુ

બેગાન લેફ્ટેનન્ટ મ્હેરા! શુ દેખાય છે?

લે મહેરા એક નહી પણ બે પખાનો અવાજ એક દુશ્મન જમણી બાજુ અને બીજો ડાબી બાજુ લાગે છે

બેગાન અતર

લે મહેરા : આશરે દશેક કે પંદર

બેગાન કપ્તાન વિલ્સન મુખ્ય અધિકારીઓને તમારા ખંડમાં મસલત માટે તાબડતોબ હાજર થવા કહો

પ્રવચક વિશાળ સાગર એ ટ્રેલિયાથી બારસો માઈલ દૂર ડાબી જમણી બે જંગી જાપાનીઝ ક્રુઝરો અહી ફક્ત ૬૫ ટનની હોડકી જ્યાં ભોગસટના સાટા ખેલવાના હોય ત્યારે મસલતો લાબી નથી ચાલતી ત્રણ જ મિનિટમા નિર્ણય લેવાઈ ગયો

બેગાન ત્યારે રાયજગ પણ શ બાડવ તના સામેથી બે ક્રુઝર પડકાર કરતી આવે અને સાથે ૭૦ ટન જેટલુ તેલ અને પેટ્રોલ હોય તે કઈ એમ દુશ્મનના હાથમાં જવા દેવાય? કે દરિયામાં ચે ડુબાડાય? બધા ય અફસરો એક મત ના મ્હેરા!

મ્હેરા જી

બેગાન આપણો નિર્ણય નીચેના તુતક ઉપરથી રોચ લાઈટથી જ ઓ ડીનાને પહોંચાડી દો

મ્હેરા જી દુર્લભ ગીગા! સદેશો પહોંચાડો

બેગાન કપ્તાન જ્હોન્સન! તમને સનામ સંથે ફરમાવવામાં આવે છે કે જની પીક મેરી પૂર્વ તરફ ચાલ્યા જાઓ અમારી ફાડી અરમારી દુશ્મનનો સામનો કરવા આગળ જશે અને બને એટલો વખત રોકી રાખશે અને અને એમ કરતાં બેગાન ખતમ થઈ જશે તો અમે વાયરલેસથી તમને ચેતવીશુ દરમિયાન



જેટલો રસ્તો તમારાથી કપાય એટલો કાપવો. ગુડ લક રીપીટ.

મ્હેરા : કશો જવાબ નથી બત્તી ઝાંખી છે

ગાલ ફરી નિશાન આપો,

મ્હેરા : ઉં હું, કહે છે કે કશું સમજાતું નથી

ગાલ ફરી કહો

મ્હેરા. ઓન્ડિનાને હુકમ માનવો નથી તેના ચાળા છે એને નાસવુ નથી

ગાલ ઠીક, મારી પછવાડે બરાબર સાત માઈલ દૂર જઇ ઊભા રહો.

મ્હેરા : હી હી હી આ હુકમ એને બરાબર સમજાવો, અને બત્તી ઝાંખી નહી લાગી પાવો બ્જોર્ન્સન ! પાવો

ર્ન્સન : અમે નાસી જઈએ, અને આ રમકડાને અમારે મોતના મોમાં જવા દેવુ !

મ્હેરા : દુશ્મન નજીકમાં છે રડાર પર આકાર —બે આકાર સાફ દેખાય છે

ગાલ. તમે રડારના આકાર પરથી ઓળખી શકો છો ?

મ્હેરા. હોકોકા મારૂ, અને કિયો સુમી મારૂ, એક સાડા છસો ટન અને બીજી સાડા આઠ હજાર ટન

ગાલ : અને દરેક પર છ ઈંચની આઠ આઠ તોપો એમાંની એક જ જો બરાબર નેધાય તો બંગાલ દરિયાઈ જહાજને બદલે હવાઈ જહાજ થઈ જાય

મ્હેરા. હા પણ તોય એક વાત છે, નિશાનબાજી ઓર ચીઝ છે અને કિસ્મત—એનો જુદો જ રંગ છે,

(એક ધડાકો)

શાબાશ બેટેએ ! મૂરખાઓ ! પાચશો પાંચશો વારને છેટે શેના ગોળા અફાળ્યે રાખો છો. ગોલંદાજી કરો તો એવી જ કરજો હી હી હી,

બેગાલ : પહેલો ગોળો દુશ્મને ફટકાર્યો ત્યારે

લે મ્હેરા : હા, અને તે પાણીમા સરકી ગયો આપણી રેંજમાં તો બેમાથી એકે નહી આવગે

બેગાલ : આપણે આગળ જ ધપીએ ફુલ સ્ટીમ બોટસ

લે મ્હેરા : આપણે ધુમાડાની આડ બાંધતા જઈએ તો,

બેગાલ. યુમીન સ્નોક સ્ક્રીન ગો એ હેડ.

પ્રવચક : એંજીનના બોઈલરો દ્વારે એવુ સ્ટીમનું દબાણ ઊપડયું ખુદ બેગાલ જ ગોળાની માફક વછૂટી હિન્દુસ્તાનની શાહી અરમારમાં ગોનદા જીનું બિરુદ મેળવનાર, ગેહીન, કારમારકર અને પિલૈ ડ્રીંક્સ લેતા હોય એમ રેંજફાઈન્ડર જોતા શાંતિથી ઊભા રહ્યા સામેથી ગોળાઓની ઝડી વરસવા લાગી પણ વિફરેલી વાઘણ એચ એમ આઈ એસ. બેગાલ સડસડાટ કરતી બધા ગોળા ચૂકાવતી બંને ક્રુઝરોની બરાબર વચ્ચે આવીને ઊભી

લે. મ્હેરા સ્ટેડી ધ હેલ્મ. શાબાશ હોકોકો મારૂનો ડોલ ભલો ઊડાડયો

બ્જોર્ન્સન : (દૂરથી) વૉન્ડરફુલ ! વોન્ડરફુલ ! બેગાલે હદ કરી છે ધ ફુલ્સ, જાપાનીઓ બેગાલ પર એકે ગોળો મારી શકે એમ નથી, કારણ એમ કરે તો ગોળા સામસામી ક્રુઝરો પર જ વાટકે

બેગાલ જાપાનીઝ ગોળાઓ તો માથેથી જ ચાલ્યા જાય છે

લે. મ્હેરા તો બીજું શુ થાય, ભલે પોતાના સાથીઓને વીંધ્યા કરે હોકોકો મારૂ પાછી હડે છે, અને ઓન્ડીનાને કળ ન વળી તે કિયોસો મારૂને પાછળથી ફટકાવે છે

બેગાલ એનુ સુકાન જ ઉડાવી દીધુ. જો ઝામી છે તે મારો ફેરવો, અને હોકોકુને વીંધો

લે મ્હેરા : દુશ્મન ઓન્ડીના પર એક તીખો ગોળો ફેંકયો લાગે છે, ત્યાં આગ જેવુ જણાય છે

બેગાલ સદેશો આપો કપ્તાન બ્જોર્ન્સન ! તમારી





જોખમદારી ભારે છે ગેટ઼ધ હેલ આઉટ. અહીંથી શેગોસ આઇલેન્ડ ડિમેગો પ્લીઝ ચાલ્યા જાઓ ને તેલ બચાવો બત્તી ઝાંખી છે એમ નહી કહેતા

જ્યો સૅન હું ઓન્ડીનાનો કપ્તાન! બેગાનનો હુકમ માથે ચઢાવું છું અને સલામતી માટે ખસી જાઉં છું મારી આ હાક છે બેગાન બે દુશ્મન ક્રુઝરો વચ્ચે લડી રહી છે સાથી વહાણોને જેને આ સંદેશ મળે તેણે એની મદદે દોડવું લૉંજીટ્યુડ ૯૨ લેટીટ્યુડ ૧૯

બેગાન કપ્તાન જ્યો સને રેડીઓ સંકેત પાઠવ્યો લાગે છે

લે મ્હેરા ધારો કે તમે આ જાપાનીસ ક્રુઝર પર કપ્તાન હો તો દારૂગોળાનું ભડકું ક્યાં રાખો?

બેગાન એ જીનથી પાંચમા ફાલકામાં ખરેખર મને આ વિચાર કેમ ન આવ્યો!

લે મ્હેરા સીધા ધસો અમે પાંચમા ફાનકા પર બધી તોપો નોંધો ક્યાં એ નથી કે આ—

બેગાલ શાબાશ! વાહવાહ હેંકોડો મારૂ સળગી— ઉછળી પડ્યો પળમાં ભાંગી ગઈ ખલાસ બધો દારૂગોળો સળગી ગયો શાબાશ ગોલંદાઝો

પ્રવચક પણ પેલે પડખે મામલો બિચકતો હતો ક્રિયોસો મારૂએ ઓન્ડીના પર સખત ઘા કર્યા. એક બાનસીબ ગોળાએ એના બહાદુર કપ્તાન જ્યો સૅનને ઠાર કર્યો

લે મ્હેરા હવે આપણે ઓન્ડીનાની મદદે જવું જોઈએ અને ક્રિયોસોમારૂને પછાડવી જોઈએ.

બેગાલ ગોરા! દુશ્મનો ટોરપીડો છોડે છે જો એ પણ એળે ગઈ જેને નિશાનબાજી નથી આવડતી તે શું કરવાના હતા!

લે. મ્હેરા શેમ દુશ્મન લાઈફ બોટ પર પણ મશીનગનો છોડે છે શેઈમ! ઓન્ડીના પર આગ ભારી છે

બેગાલ ગીઆ! ટવે ટી ગ્રીન હાર્ડ એહેડ—ફુલ એહેડ પોર્ટ

પ્રવચક હેકોડો મારૂ પર તો પાણી ફરી વળત હતા બેગલ ઓન્ડીનાની મદદે દોડી. એ આવતી જોતા ઓન્ડીનાના સુકાનીઓમાં જો[illegible] આ યું ઘવાયેલી ક્રિયોસો મારૂને ભગાડી બેગા[illegible] અને ઓન્ડીનાના ખલાસીઓએ આગ કાબૂમ લીધી ઘવાયલા દોસ્તોએ હાથ મિલાવી મજ[illegible] શરૂ કરી પણ તે પહેલા

(લાસ્ટ માર્ચ સંગીત)

લે. મહેરા એ એક આપણો મશીશ લશ્કરો હોમાયો કપ્તાન જ્યો સૅન! તું એક નગીરો હતો વીરલો હતો પાકો જવાબેદુ હતો પ્રભુ! એના આત્માને શાંતિ આપો

બેગાલ ધન્ય છે ઓન્ડીના! ને કહે છે કે [illegible] હિંદુસ્તાની રમકડાં! તું જ્યાં દોરવશે ત્યાં અ[illegible] દોરાતા આવશું

પ્રવચક ઘવાયેલાઓની સારવાર કરતા કેવા બન[illegible] સાથીદારો મજલ કાપ્યે જાય છે! આ ગૌર[illegible] કાળના બનેલી વાત ૧૯૪૨ના ઑગસ્ટ પછ[illegible] સપ્ટેમ્બર ઑક્ટોબર નવેમ્બરમાં–દૂરાનગર અ[illegible] આરમારની વાતો આપણે જાણીએ છીએ પ[illegible] આ વાતની આપણામાંના ઘણાને ખબર નથ[illegible]

(લશ્કરી સંગીત)

આ શું? હિંદના [illegible]માંથી બદરે એચ એમ આઇ એસ બેંગાલને એના પરાક્રમ માટે ડીસ્ટીં[illegible] વીશડ સરવીસ ક્રોસનું યુદ્ધમાં અપાતું બહુમાન બ્રિટિશ નૌકા સેનાપતિ ઍડમિરલ સર આર્થર રીડ[illegible] હાથે એ માન અપાઈ રહ્યું છે હિંદની એ આઝ[illegible] અરમારાને આપણે પણ એક સુંદર કવાયતી સંગીતની ધૂન સાથે આખરી અંજલિ આપી દઈએ.

(સંગીત)

★

# ઓરતા

પન્નાલાલ પટેલ

> આપણા—ખાસ કરીને તળ ગુજરાતનાં ગ્રામ્ય જીવનને પોતાની ચોટદાર બાનીમાં બહેલાવનાર અને 'માનવીની ભવાઈ' જેવી શ્રેષ્ઠ નવલકથાના સર્જક પોતાની શારીરિક અસ્વસ્થ અવસ્થામા પણ કલમથી કેવો અજબ કસબ નીતારે છે એ આ લાંબી-ટૂંકી નવલિકામાં શબ્દે શબ્દે દેખાશે. અજોડ વાર્તાકાર સર્વકાળે અજોડ જ રહે ને ?

અઢારેકની અલ્લડ પાનુ બે વાર સાસરે ગઈ ને બેયવાર પતિના હાથનો માર ખાઈને પાછી આવી.

પહેલી વારનો ગુનો હતો : શેરીમાં ગીડી-દંડા ખેલતા કિશોરોને જોઈ કોણ જાણે એને શું સૂઝી આવ્યું કે ખાલી બેડુ બાજુએ મૂકી દીધુ એક કિશોર પાસેથી ગીડી લીધી અને દંડાને બે વાર આસમાનમાં ઊડાડ્યો તો એકવાર જમીનપરથી સીધો ફટકાર્યો, જાય સન્નાટા કરતો ઊભી શેરીએ.

ગીંડી પાછી આવ્યા પછીય એને માથા પરથી સાડલો પડી ગયાનુ ભાન આવ્યુ. એ તો જ્યારે એ બેડુ લેવા વળી અને સામેથી લાજ કરવા સરખા બે જુવાનોને આવતા જોયા ત્યારે જ એને ખ્યાલ આવ્યો. પોતે સાસરીમાં છે ને સાડલો પડી ગયો છે!

ઝટપટ લાજ કાઢી બેડુ લઈને ચાલતી થઈ કૂવા તરફ પાછળ પેલા કિશોરો બોલાવતા જ રહ્યા : 'પાનુભાભી લો લો...ફેર એક ફરા.'

પણ પાનુએ તો વળતો જવાબ સુદ્ધા ન આપ્યો. નિરાશ થએલા કિશોરો પણ, પાનુનાં વખાણ કરતા, 'અલ્યા આવો દાટ તો ગગલભાઈ (પાનુનો પતિ) ય ન ઉડાડી શકે હોં.' તો વળી પસાર થતા પેલા જુવાનોને આહ્વાન આપતા, 'લો તો દલાભાઈ મારો જો દોટ, પોં'ચે છે પેલે સમે નાકે?' અને એમ પોતાની રમતે વળ્યા

આ વાત નદીએ ઢોર પાવા ગએલા ગગલને કાને પહોંચી, એની જ ફળીની એક યુવતીએ કહ્યું 'વાહરે વાહ ગગલભાઈ! શુ રૂપાળી વહુ મળી છે તમે અહી ઢોરોને પાણી પાઓ છો ને વહુ ત્યા આભલામાં દોટ દોડાવે છે'

ઓછુ હોય તેમ ઘેર આવ્યો ત્યારે પેલા કિશોરોમાંથી એના એક ભાઈએ અને બે જણ બીજાએ એની આગળ પોતાનો આનદ વ્યક્ત કર્યો, 'ખરી વાત હો ગગલભાઈ, પાનુભાભીએ એહ પેલા સઘેડા પાસે રહીને એવો તો જોરથી દોટ માર્યો કે જા ..ય ઠેઠ—'

અને ત્યા વળી માએ બળતામાં ઘી હોમ્યુ' 'આ કાંઈ બૈરુ ઓછુ છે? આ તો પાડો છે પાડો! .. વશમાં નહિ રે' તો પાછળ જતાં તો કોણ જાણે શુ નુ શુ ય કરી નાખશે મારા ગગલા કરતાં તો એ મોટી લાગે છે'

અને એ જ રાતે ગગલે એને ટીપી નાખી એવી ટીપી કે, જનમભર યાદ રહી જાય.

પાનુ ગગલ કરતાં ભલે મોટી ન હતી બાકી સરખી તો હતી જ, ઉમ્મરે અને શરીરે પણ અલબત્ત બળમા કોણ વધારે હતું એ તો બેઉ જણ બાથે પડે ત્યારે જ સમજાય અને આ વિચાર માર ખાતી વખતે પાનુને આવી પણ ગએલો પણ એ સારી પેઠે જાણુતી હતી કે સામી બાજુએ પોતાના જ સરખા નણદ અને સાસુ પણ કુમક માટે ક્યાંક ઊભાં છે.

અને બીજી જ સવારે પાનુ, એના કુમકુમવર્ણા અગ ઉપર કેટલાક શોળ લઈ પીયરને પથે પડી ..

ત્રણ માસનાં રીસામણા પછી બીજી વાર સાસરે આવી ત્યારે વાંક હતો

એક સાંજે પેલો દિયર લેસન કરતો હતો એને મીરાંબાઈની ગરબી વાંચતો જોઈને પોતાને પણ મન થઈ આવ્યું ને ચોપડી લઈને પોતે જ વાંચવા મડી પડી આ વખતે ઘરમાં ગાય પેસી ગઈ ને પાંચશેરનું દળણુ બધું જ ખલાસ કરી જાત પણ ત્યા તો ખેતરથી સાસુ આવી લાગ્યાં ને—વહુને ચોપડી વાંચતી





જોઈને જ એમને ખાઈ ગઈ હતી ત્યાં ઘરમાં ગાયને મકાઈ ખાતી જોઈ ગયાં બસ ખલાસ ભણ્યો દીકરો ન પાવવે (કારણ કે ઢાયડો ખાતો થઈ જાય એટલે ગા મારીને ખેતીનુ કામ ન કરી શકે) પછી વહુ તો પાનવે જ ક્યાંથી? અને એમણે ગામ સાંભળે ત્યમ પોતાના અને દીકરાના દુર્ભાગ્ય માટે કકળાટ આદરી દીધો જુઓ આ ગગલાની વહુએ રમાણી કરી એ? કોઈ શુ જાણે કે બાઈ પાછાં ભણેનાં છે?

ગામમાં ભાગ્યે જ કોઈ જાણતુ હતું કે પાનુ ભણેની છે અરે ખુદ પાનુએ પણ આવો દાવો કદી ય નથી કર્યો આટનુ—ચોપડી વાંચતાં આવડતું હતુ એ તો ચરેક વષ ઉપર આ નવી સરકારે ગામે ગમ નિશાળો ખોની એમાં પાનુનો ભાઈ પપુ ભણવા બેઠો પાનુએ પણ એનમાં રસ લેવા માંડયો

ને પછી રો રાતે નવરી પડેલી પાનુ આજે શુ લેસન મ યુ? એવા સવાલમાંથી જાણે અજાણ્યે જ લસન કરતી થઈ ગઈ

માબાપને તો સ્વપ્ને ય ખ્યાલ ન હતો કે ભાઈની પાસે ઘડીક વાર બેસવામાંથી પાનુ આ અવળે રવાડે ચડી જશે

અરે ખુદ પાનુને ય ક્યાં ખબર હતી કે કમ બખ્ત પોતાની યાદદાસ્ત આટનામાંથી એને છેક ચેપડી ઉલનાથી માંડીને ભાઈને લેશન લખી દેવા સુધી પહોંચી જશે?

એને આ વાતની ઘરનાં બધાને ખબર પડી ત્યારે ય બધે એને એનુ કપાળ' અમથા લોચા વાળે છે!—આ જ સર્ટિફીકેટ આપ્યુ પાનુને પોતાને પણ કંઈ ઊંચા ધોરણનો અભખરો ન હતો

અને એ જ પ્રમાણે આજે પણ એણે વાત વાતમાં જ દિયર પાસેથી ચોપડી લઈને વાચવા માડી વાચતાં વાંચતા ગરબમાં રસ પડયો ને—

પણ ત્યાં તો ગામે-અને તે દિવસથી પાનુના દોસ્ત થઈ બેઠેલા કમબખ્ત પેલા કિશોએ તો ફુલિને ફુલિયે બસ ગાવા જ માંડ્યુ

'ભણ્યા ગણ્યાને સૌ પૂછે
ને વગર ભણ્યાને વહુ કૂટે
ભણ્યા ગણ્યા તો લેખાં લખે
ને વગરભણ્યા ભાઈ દીવો ધરે!

ગગનને પછી ખાઈ જ જાય ને? રાંડે તો આખા ગામમા મારી ફજેતી કરી! આ વખત તો બસ એવી કૂટુ એવી કૂટુ કે—

અને સાચે જ એણે એવી કૂટી કૂટી કે—

પરોણાનો માર અસહ્ય થઈ પડતાં પાનુ જ ખુદ વિફરી બેઠી હાય હાય મારી નાખી રે! ને આ સાથે જ ફટ કરતાક ને એણે પતિનુ કાંડુ પકડી લીધુ ગગને ઘણો ય તરફડાટ કર્યો પરંતુ સાંડસામાંથી સાપ છૂટે તો પાનુના પંજામાંથી કાંડુ ચસકે!—વળી એ મ ગાળો ભાંડતા પતિના મોને પણ બીજે હાથે બધ કરી દેવાનો વિચાર ઊઠ્યો

પરંતુ ઘરમાં કોઈકને ધસી આવતો જોઈને એણે કાંડુ પણ છોડી દીધુ ધવાયેલા અહમ્વાળા પતિના છેલ્લા બે ફટકા જો એણે કાંડુ ભરેલ બલૈયા-બગડી ઉપર ન ઝીલ્યા હોત તો જરૂર એ સોહામણા અંગનો એકાદ ભાગ કાયમને માટે બાતલ થઈ જાત!

બીજે દિવસે મોટો ભાઈ આવ્યો ને ભૂખે પેટે ખાટલામા પડી રહેલી બેનને પોતાની સાથે તેડી લઈ ગયો પેલા નોકને ખાસ કાંઈ ઠપકો પણ ન કર્યો. કારણ કે બહેનના સ્વભાવને એ જાણતો હતો એટલે કંક ને કાંક અતકડુ કર્યું હશે! પછી શું કહેવું?

આ પછી છ-આઠ મહિના થયા છતાં ય ન તો પાનુએ સાસરીએ જવાની ઇચ્છા કરી કે ન મોકલ્યા સાસરીયાએ કાંઈ તેડાં-મનામણાંય

પાનુને એની પરવા પણ ન હતી કોઈ સરખે સગ્ગુ પૂછતુ તો એ ફટ દઈનીને જવાબ દેતીઃ શુ થઈ ગયુ? વાણિયા-બામણમા ઘણાં ય બાઈ રંડાપો ગાળે છે

પાનુનો આ જવાબ ઘણાંયને દંગ કરી મૂકતો.




ખાસ તો એટલા માટે કે એને કોઈએ કદી આડ મારગે જતી—અરે 'જોતી'ય નો'તી જોઈ. અને છતાં ય એનુ યૌવન અને સૌદર્યથી લચબચ અગ એનો નફકરો લહેરી-રસિક બલકે રગીલો એવો સ્વભાવ, વગેરે વડીલોને ચિતામાં રાખતાં તો ગ્રાહિતોને ઉદાસ કરી મૂકતા અને ઘણાખરાંના મોંમાથી આ એક જ ઉક્તિ સરી પડતી 'ઓ તારાં શાણુ! ઓ તાગ બોલ પાનુ! કયાં તું આ ઢોર લોકને પનારે પડી!'

આસપાસના ગામોના કોઈ કોઈ યુવાનોએ તો પાનુ સાથે જીવતર જોડી અવનારને માણી લેવાનો મનસૂબો પણ કરી લીધો, ને પ્રયત્ન પણ કરી જોયો

પણ પાનુ તો દરેકને એના નાદાન અને રગીલા સ્વભાવ પ્રમાણે પેલી ગરબીની લીટીમાં એક જ જવાબ આપતી-મોકલાવતી

"છઠ્ઠીના લખિયા લેખ તે કેમ ટળશે રે,
મારી પેલા જનમની પ્રીત આવી મળશે રે"

આ સાભળી ઘણા આશકો, દ્રાક્ષને ખાટી કહેનાર શિયાળની જેમ એને, 'આ તો બરાબર કોક ઘેલુ' જ લાગે છે.' આમ કહી એનુ નામ મૂકતા તો કેટલાક વળી એના ઉપર આધળા ભીત જ બની રહેતા

અલબત્ત આમાંથી કોઈ રસિક જીવ નીકળ્યો હોત ને પાનુને ટપી જાય એવી જ કોક ઉક્તિમા સામો જવાબ પાઠવ્યો હોત તો બનવા જોગ છે નાદાન પાનુ જાણે અજાણ્યે જ પ્રેયસી બની બેસત અને—

પણ આવુ કઈ બન્યું જ નહિ પછી ખાલી કલ્પના દોડાવવી કામ શી આવી! પાનુને પણ આવી તેવી કોઈ કલ્પના ન હતી ને માટે જ તો એ પોતાની નાદાનિયતમાં મસ્ત હતી ને?

આનો અર્થ એમ તો નથી જ કે યુવાન—રંગીલી પાનુને જીવનમાં કશા ઓરતા જ નહોતા ઊઠતા! બલકે એવા એવા ચિત્રવિચિત્ર ઓરતા ઊઠતા હતા કે એ વિષે એ કોઈને વાત કરવાની હિંમત પણ નહોતી કરતી દા ત રાધાકૃષ્ણની કોઈ ગરબી ગાના કે યાદ આવતાં એની નજર સામે કૃષ્ણની મૂર્તિ જ તરવર્યા કરતી માથે મોર પીછનો મૂગટ, મો ઉપર મોરલી, છૂટી પાટલીએ ધોતિયુ ને વિશાળ છ તી પર એકાવળ હાર એકલી હોય ત્યારે ઘણીવાર એ પેલુ ભજન ગાઈ ઊઠતી·

"ગોકુળની ગોપીઓ પૂછતી તમે કયાય ભાળ્યો 'તો કાન?
કેવો તમારો કાનજી ને વળી કેવાં રે નિશાન?
પગે પિયાજળ મોજડી અને ચમકતી છે ચાલ,
એવો અમારો કાનજી ને વળી એવારે નિશાન"

અલબત્ત પાનુ પોતાની જાતનું નિરીક્ષણ કરી શકે એટલી શક્તિ નહોતી ધરાવતી. બાકી જરૂર. કહેત મને દેહની ભૂખ નથી પણ આત્માની—પ્રેમની ભૂખ છે માટે જ તો એને પેલાં જાત જાતના લોકગીતમાથી માત્ર ગરબીઓ, ને તેમાં ય વિરહી રાધાનાં વિલાપ-ગીત જ બહુ ગમતા હતા ને? કોઈ કોઈ વાર તો એ, ભરતવારી રાધાની અકળામણભરી પેલી એકની એક જ લીટી કલાકોના કલાકો બસ રટ્યા જ કરતી

"વાલા મારા આડી ને અવળી વારો
કે કઈ વાટે આવવુ રે!"

આ જ લીટી ગણગણતા એકવાર એની ભોળી આંખો ભરાઈ આવી અને બાજરી ટોવાનું ભૂલી ઢીંચણ વચ્ચે મો મતાડી એ રડતી ગઈ ને લીટી ઉથલાવતી ગઈ હરેક ઉથલે એના અતરની આરજુ વધવા લાગી ત્યા સુધી કે કદાચ હૈયું જ બહાર નીકળી આવત, પણ ત્યાં તો ભાતું લઇને ભોજાઈ આવી લાગી જવાબ આપતાં પાનુ થોડુક જૂઠું પણ બોલી, 'પેટમાં દુખે છે ભાભી!'

પણ ભાભી એમ ભોળવાઈ જાય એવી કયાં હતી જે? એણે તો ઘેર જઈને પતિને ને સાસુ-સસરાને પણ વાત કરીઃ 'માનો ન માનો પણ પાનુડીનમાં કાંઈનું કાંક કૌતક જરૂર છે.' સાસરે જતા પહેલાં જ





એને પ્રણામપત્ર આપી દીધુ હતુ પણ હવે તો મોટા ભાઈને અને ખુદ માબાપને પણ આપવુ પડ્યુ એ તો છે જ હાનાગાડી!

પાનુ પોતે ય પોતાનુ આ અધગાંડપણ જાણતી હતી પણ એ કરે શુ ? એ કંઈ એના વશની વાત ઓછી હતી! જેમ ઘણા લોકોને ધૂણવાનુ તાન ચઢતુ એમ એને આવુ-વિરહી ગીતમાં મગ્ન થઈ જવાનુ તો વળી કોક છોકરીને ગળે હાથ નાખી ગાઈ ઊઠવાનુ તાન પણ ચઢી આવતુ

ઊંચો મણિયારી કેડે પાતળો
મને મોં લાગ્યો મણિયાર!

અરે આ તો ઠીક પણ એક દિવસ તો એણે બાજરી વાર્તા વાઢતાં કોણ જાણે શુ સૂઝ્યુ કે બે-ત્રણ પૂળા ભેગા બાંધી છેડા કાપી ને એણે એ ભારાને ઊભો કર્યો. ઉપરના ભાગમાં મોરની પી જેમ એક લાકડુ ખોસ્યુ ને કૃષ્ણ બનાવ્યો અને ગાવા લાગી

વાલા મારા હૈયાંનુ તુ હેત બાકી કાળાં માળખાં રે
વાલા તુ તો નેણે નજરનુ રૂપ બાકી ટીકે ટીપકા રે
વાલા મારા હાંમાં રમતુ હસ્ય ગાને તુ ધૂનરી ર
તુ તો મારી છાતડિયે થન્ થન્ થતો મદ-મોરનો રે

અને આવા આવા પાનુના ચેન-ચાળા જોઈ મા-બાપે એને—વિખાર્મણુ તો એને લાગતી જ હતી એટલે હવે એકલી રાખવાનુ જ બધ કરી દીધુ

સવારમાં એની જોડે કોઈ જનાર ન હોય તો છેવટ પેલી પાંચમી ચોપડી ભણતા ભાઈને પણ સાથે મોકલતા ના એગ ણુનની સાથે ત્યાં ઓઢે (ઝાક ળિરે) બેઠા બેઠા લેસન કરજો.

પણ આમાંથી ય પાનુ એક દિવસ એવુ કરી બેઠી કે—

બ યુ એવુ કે પાનુની ફળીમાંથી એક જુવાન અમદાવાદમા નોકરી કરતો હતો એટલે એની વહુ કોઈક ભણેલાની પાસે અવાર નવાર કાગળો લખાવ્યા કરતી બીજા લોકની જેમ કોઈ કોઈ વખત પાનુ પણ આ વખતે ત્યાં જઈ બેસની. ને તેમાં ય જો એનો ભાઈ લખનાર હોય તો તો વચ્ચે વચ્ચે પેલી યુવતીની કહેની ઉક્તિ ઉપાડી લઈ એ પોતે જ શબ્દે શબ્દ ઉતારાવતી તો કોઈવાર એ આખી ય વાત પોતાની રીતે જ લખાવતી હતી.

આજે પણ પેલા જુવાનને જવાબ લખવાનો હતો પણ પાનુ રાતે લખશે કહી ભાઈને આગ્રહ કરી એ તો આવતી રહી હતી

ઝાકળિયે આવતાં જ ભાઈના દફતરમાંથી કાગળ પેનસીલ કાઢ્યાં ને-એક બાજુ ભાઈ અંદર બેસીને લેસન કરવા લાગ્યો જ્યારે બહેને બહાર બેસી ધઉંના મોલ ઉપરથી પક્ષી ઉડાડતી ગઈ ને કાગળ ગોઠવતી ગઈ

અવતારમાં ક્યારે ય કાગળ નહોતો લખ્યો એ તો ઠીક પણ કોઈ બીનો લખ્યો એણે વાંચ્યો ય ન હતો પણ એને ક્યાં કોઈને સાચેસાચ લખવો હતો કે સંકોચ થાય ? આ તો બીજી ગમ્મતની પેઠે આય એક ગમ્મત હતી—લખીને ફાડી જ નાખવાનો હતો ને! અનમત્ત ઓધવજી સાથે સદેશો કહાવતી ગોપી ઓનો, ગરમીઓમાં આવતો થોડોક આધાર જરૂર હતો અને એણે મોકળે મને ને ઉનટભર્યાં હયે સૂઝ્યુ તે લખવા માંડ્યુ

મારા વાનાજી

તમે તો ગયા તે બસ ગયા જ ગયા દરરોજ દન ઊગે કે મનને મેસનાવુ છુ આજ તો અક્કર-ચક્કરમાંથી ય પણ આવવા જોઈએ પણ દન આથમે ને જેમ જેમ ધરતી ઉપર અંધારાં ઊતરતાં જાય એમ એમ મારા દિલમાં ય પેલી ગરમીમાં આવે છે એમ ગોમ્ભી આખુ જાણે કે આ તો રાતનાં આવડાં કાળાં અંધારાં છે પણ એ બિચારું શુ જાણે કે આ તો

રાધાના રૂપેથી અવની ઊતર્યાં!

ત્યાં તો પાનુનુ ચિત્ત પેલાં પક્ષી તરફ ગયુ ને હોઆ કરીને ઉડાડી મૂક્યાં સાથે જ લખવા વળી



'આ જુઓને વાલાજી ચકલા મુઆ જીવ ખાઈ જાય છે પાકવા આવેલા ઘઉ ના માલને જોઉ છું કે મને તમારી ગોપીચદન ગજાના દેહી જેવી—પણ ભૂલી! પીટયુ અદેખુ લોક તો કે' છે તમે તો કાળા હતા છો રયા કાળા મારે! લોક તો છે જ એવું આ મને સાસરીમાં માર પડયો એની તો આજ દન સુધી વાત કરે છે જુઓ તો ખરા એમને તો જાણે એમના ધણીએ કદી માર્યા જ નહિ હોય!

અહીં એને અવળે પાટે ચઢી ગયાનો ખ્યાલ આવતાં ગુચવાઈને ચકલાં ઉડાડી વળી એણે આગળ ચલાવ્યું.

પણ બળવા દો એ વાત, હુ તો એમ કે'તી'તી કે તમારા વિના મને જરાય ગોઠતું નથી બળી નોકરી મરવા દો ને આવતા રો' ઘેર, કે'નારે જાણે મારા જ મુદ્દાની વાત કહી છે કે, થે હુ ખાવુ ને ખુશી રે'વુ. મારે તો જો તમારા જેવો ધણી હોત તો એની પાસે તખલુ તોડીને ય બે કટકા ના કરવા દેત હું એકલી એકલી બધુ ય વાદળું વાઢી નાખત ને એને તો આ ઓઢાના છાંયડામાં જ બેસાડી રાખી એની વાતો સાંભળતી જાત ને વાઢતી જાત ને વાઢતાં વાઢતાં થાકત એટલે એની પાસે જઈને બેસત ખરૂ કહુ છુ હો, ઘડીક વારમા તો—અરે એતુ મે હુ જોઈને મારો બધો ય થાક ઊતરી જાત રૂદાની વાત કરૂ છુ હોં, મારે તો જો ઠલાગરો ધણી હોત તો—પણ એ બધુ લખતા મને બળી શરમ આવે છે. ટૂકામાં એટલું કે આવતા રો'ને ઘેર જ આપણે હારે હારે ખેતરોમા ફરશુ, સુખ-દુખની વાતો કરશુ ને વળી એક બીજાના સુખ-દુઃખમા ભાગ પડાવશુ. બીજાં લોકની પેઠે આપણુ તો જરાય નહિ કકળીએ હારતો! મૂકી એવડા જનમારામા શુ-હારે લઈ જવુ છે?

એટલામાં ભાઈની બૂમ આવી 'પાનુ લાવ હેડ પાટી ચોપડી ને પેનસીલ'

'એ આ આવી ભાઈ, એક જરાક વાર' અને એણે પત્રને જાણે સમેટવા માંડયો

'પણ જો જો હો મારે વાદે ચઢતા? આ તો પેલા ગાણામાં આવે છે એમ

> 'આવા અમને અમથા ઓરતા!
> વળતા ધણની ઘટડીઓ રણની અને
> મુરલીના ભણકાર સૂના જાગતા
> ગોરજ ને સધ્યાના રૂડા રંગ શા
> કેલયા વીણુ લૂખા લૂખા લાગતા
> શાને ઊડે શાના ઊંડે ઓરતા?
> જાણુ ના ઝખુ ના તોયે ઊડતા!

એની પેઠે મારે ય આ તો અમથુ અમથુ જ છે માટે—'

પણ ત્યાં તો ભાઈ આવ્યો ને પાછળ રહીને ચપ દેતાકને પેનસીન ખેચી લીધી. અને પાનુએ પણ કશો જ આગ્રહ ન કર્યો એટલુ જ નહિ કાગળ સરકાવી લઈ ચોપડી પણ આપી દીધી

પાનુને ઊંડે ઊંડે તો હતું જ કે ભઈ માગણી કરે, ને કોઈને ન કહેવાનુ વચન આપે તો કાગળ એને વચાવવો પરતુ ભાઈને નિશાળનુ મોડું થતું હતું એટલે કે પછી આવા તો પાનુ ઘણી વાર કાગળ બગાડતી હતી માટે—ગમે તેમ પણ ન તો એણે એવી કોઈ માગણી કરી કે ન પાનુએ સામેથી જઈ વચાવવાની મૂર્ખામી કરી ભાઈ બિચારો શું જાણે કે પાનુએ આજ એના અતરના છૂપા એવા આયના ચીતરવાનો—

ભાઈના ગયા પછી ઝાકળિયામાં જ્યારે એ એકલી પડી ત્યારે સાડલાનુ ઓશીકુ કરીને નીરાંતે એણે કાગળને વાંચી જોયો પરતુ જોઈએ એવો એને પોતાને જ સતોષ ન થયો એને તો હજુ ઘણું મધુ લખવુ હતુ 'આ જુઓને વાલા, પેલાં પીટયા સારસ! પખીની જાત છે તો ય કેવાં એકબીજાથી ગેલ ને મસ્તી-તોફાન કરે છે?...ને પેલા મોરથી ભરેલો આબો! લેર્યો-મેર્યો જાય છે હમણા પેલી લુચ્ચી કોયલ ટહુકી ઊઠશે? રે ટહૂકી! રે ટહૂકી! ખરૂ કહુ છુ હો! ગાડ જાણે મને જ બાળવા





ટહૂકે છે! મને ય ટહુકા કરવાનું મન થાય છે પણ અભાગી પાનુને લપાવા માટે કર્યાં એનો આંબો છે ને આંબો છે તો ક્યાં એનામાં મૅારનો આવો રૂપાળો મઘમઘાટ— એ તો પીટચો બરાને લે બુધુ ને ટર રંધ્યું એ વગર બીજું સમજતો જ નથી ત્યાં! અરે વાંક હોય તો બુધુ ય ખાઈએ પણ આમ વગર વાંકે! ને એ ય ભૂલી જઈએ પણ જુઓને આ આઠ આઠ મહિના થવા આવ્યા તોય તેડવાનું નામ'—

અને અભાગી પાનુની આંખમાંથી ટપ ટપ કરતાં આંસુ ખરી પડ્યાં અનાયાસે જ બબડી પડી, પિયેરમાં માબાપ છે તે એ ય આખો દન હાડ છીડ કર્યા કરે છે પછી ભાઈ-ભોજાઈનું તો પૂછવું જ શું!—

અને પાનુ આટલી ઉમ્મરમાં આજ પહેલી જ વાર એકનું! એકનું! અનુભવી રહી ન એણે આંસુ લુછ્યાં કે ન ઉડા ચાલ્યા ય

પણ આ ઉદાસીનતા ય ટૂંકજીવી નીકળી ભાભીને દૂરથી આવતી જોઈને જ એ ભાનમાં આવી. ગડી કરેલો કાગળ ઝાપડીમાં સંતાડવા ગઈ પણ પસીને પલળી જવાની બીક લાગી અને બાજુમાં ઉતારી મૂંના સાડલા નીચે ખોસી દીધો ભાભીને આવકારતી ઓકળિયા બહાર નીકળી આજે તો વહુ માંક વેલાં વેલા આવ્યાં છે? હારતો! જાણે ને કે વહાલમોયો ધણી —અને યુવાન ભાભીને બાથમાં લઈ એવી દબાવી કે—

ભાભી તો બિચારી રાડ જ પાડતી રહી અની બુન માથાપર મ્હી ઢોળઈ જશે ને કોક જોતું હશે તો તમારા ભેગી મને ય —

છો કે ગાડી કહી પાનુએ ભાભીના ગાલ પર એવું તો ચસચસાવીને ચુમ્બન ચોઢ્યું—માનો હોઠ વડે બચકું જ ભરી લીધું!

નણદનું તોફાન આજ કંઈ નવાઈનું ન હતું પણ ગજબનું તો હતું જ હતું માથેથી ભાથુ ઉતારતી ભાભીથી ય આજ તો એક દો' મણનો નિશ્વાસ ન ખાઈ ગયો સ્વગતની જેમ બોલી જવાયું શું કામ મારી બાઈ અમથા અમથા ઑરતા કર્યા કરે છે! તારા કપાળમાં જ તું અવળા લેખ લખાવીને આવી છે ત્યાં' અને ભાથું ખોલી ખાવાની તયારી કરતી પાનુના રાુમમદન અંગ તરફ તાકતાં ઊંડો શ્વાસ લઈ મનમાં મનમાં બબડી રહી ભગવાને ય શાં રૂપ દીધાં છે! આવી જોનાઈને તો એક આ પાનુ જ જીરવી શકે! અને બેલ્યા વગર એનાથી ન જ રહી શકાયું સાચું કહું છું પાનુબુન તમારા જેવાં રૂપ તો ઘણા થયાં છે પણ શાણુ તો હું—તમારાં શાણનો એક છાંટો ય કોઈનામાં નથી દેખતી! એ જરાક પાસે સારી સાચું કે ને પાનુબુન—જૂઠું બોલો તો તમને તમારા ભાઈના સોગન છે શું સાચે જ તમને—અકળામણ જરા ય નથી આવતી'

અને પાનુને નીચે મોઢે ખાતી જોઈ વળી પૂછ્યું એ પાનુબુન બોલોને બળ્યું? મને તો પે બોલીને વાત કરો? મનને જરા પનકારો મારવાનું મ —

એવું પનકારો મારવા જેવું ક્યાંય હેય તો ને? પાનુ જાણે સ્વગત બોલતી હોય તેમ ખાવામાં જ એનું ધ્યાન હતું

'અરે મારી બાઈ પેલા કેનારે કહ્યું છે કે ભૂખ ન જુએ ભાખરો ને ઊંઘ ન જુએ સાથરો! ત્યાં તું વળી બત્રીસાં ભોજનની ને છત્રીશા પનમની વાત—

પાનુ વચ્ચે જ બોલી ઊઠી અને તે ય મક્કમ અવાજે ના ત્યારે આપણે તો ઑરતા કરવા તો બત્રીશા ભોજનના ને છત્રીશા પનમના જ બાકી— ભાનમાં આવી હોય તેમ ચૂપ થઈ ગઈ

ભાભીથી ય ન રહેવાયું — તો ત્યારે એ તો આપણી નાતમાં-અરે વાણિયા બામણમાં ય હું તો એવો કોઈ નથી જોતી કે આવા ઑરતા પૂરા કરે.

[ ૧૩ પાના ઉપર ચાલુ ]

# છીબી

જયન્ત પરમાર

> માનવીની માનવતાનો અભાવ જ વિશ્વમાં વેરઝેર પેદા કરે છે. કોમ, જાત કે કક્ષા વગરનો માનવસમાજ એ એક કલ્પના જ આજ સુધી રહી છે આ વાર્તાની નાયિકાના નીચલા થરનો અને નાયકના કહેવાતા ઉપલા થરનો ભેદ પાડવા આપણે ઇચ્છીએ તો પણ ન પાડી શકીએ એવી એમાં ભરી ભરી સામાજીક એકતા છે.

સાત-આઠ તો ઠીક પણ રાતના બાર-બાર વાગ્યા સુધી વરસોવાના એ વિજન દરિયાકિનારે ઘણીવાર જે કાળા ઓળા નજરે ચડતા એ કેટલાયને બીવડાવી મૂકતાં. વરસોવાના દરિયાકિનારે જૂહુ જેવા બગલાઓ નથી, પણ દરિયાથી દૂર દૂર જે છૂટાછવાયા બગલાઓ છે એ બગલાઓમાંથી અજવાળી રાતે તો એ દરિયાકિનારાનો રેતાળ પટ ચોખ્ખો નજરે ચડે મોડી સાંજ સુધી એ દરિયાકિનારે ફરતા વરસોવાવાસીઓ પણ અંધારી કે અજવાળી રાત શરૂ થાય કે તરત પોતપોતાના ઘરમા ભરાઈ જતાં. પછી એ ઝૂપડાંઓ કે બગલાઓમાંથી લળી લળીને જે આંખો ખેંચાતી એ પેલા ઓળા વિષે તર્ક-વિતર્ક દોડાવ્યા વગર ન રહેતી

દૂરથી એ ઓળા હાલ્યા ચાલ્યા વગર રહેતા ત્યારે વધુ બીહામણા લાગતા લોકવાયકા તો હતી કે કેટલીય પ્રેમી-જોડલીઓએ પોતાના પ્રેમ ઉપર અમર-મહોર મારવા છેક મુંબઈથી આટલે દૂર આવીને દરિયો પૂર્યો હશે તે હવે રોજ રાતે એમનાં અધૂરા પૂરા કરે છે!

પણ આ વાતને બધા માની લે એવી કોઈ જીવતી-જાગતી સાબિતી મળી નહોતી મોટા ભાગના માછીમારોની વસ્તીવાળા એ ગામમાં જ્યારથી મારી બદલી થયેલી ત્યારથી એ બધું જાણવાની મારી જિજ્ઞાસા રોજને રોજ વધતી જ ગયેલી આખા ગામમા ફરીને ઘરડામા ઘરડા માછીને શોધીને એની પાસેથી માંડીને વાત કઢાવતો પણ મારો કડક અને તેજ સ્વભાવ મારા આવ્યા પહેલા જ એ આખા વિસ્તારમા છતો થઈ ગયેલો એટલે મારી હાજરીમા થથરતા એ બુઢિયા માછીઓ પાસેથી હું કશુ ન કઢાવી શક્યો મે ખૂબ સિફત વાપરી જોઈ પણ બધુ નકામુ.

અહીં આવ્યા પછીની મારી આ વિચિત્ર પ્રવૃત્તિને મારી પત્ની પણ વિસ્મયતાથી જોતી ઘણીવાર તો મારી સાથે ઝગડી પડતી પણ ખરી બરોબર રાતના બાર વાગે ત્યાં સુધી હુ ઊંઘતો જ નહિ કોઈકવાર ઊંઘ આવી જવાની દહેશત લાગે તોય મને બાર વાગ્યે જગાડે એવુ ઍલાર્મ-ઘડિયાળ હું મારા પલગ પાસેના ટેબલ ઉપર કાયમ રાખતો જો બાર વાગ્યે હુ જાગતો હોઉ તો તો ઍલાર્મ વાગે કે તરત હું એને બંધ કરી દેતો પણ ભૂલેચૂકે ક્યારેક ઊંઘી જાઉ ત્યારે એ ઘડિયાળ, જાગું ત્યાં સુધી વાગ્યા જ કરે ઘણીવાર તો કાગાનિંદરવાળી મારી પત્ની ઘસઘસાટ ઊંઘતી હોય ને આ ટકટકાટ શરૂ થાય કે તરત બિચારા ઘડિયાળનુ તો આવી જ બને! હુ જોતો કે બોલતો રહુ એ દરમિયાન એ ઘડિયાળ બાપડુ ઉપલા માળની બારીએથી સીધુ નીચે ફરસબંધીવાળા ચોગાનમાં પછડાઈ ગયુ હોય! આ અટ્ટાવીસમુ ઍલાર્મ હતું એનો જશ મારી પત્નીને!

એક દિવસ મારી આ રોજની જિજ્ઞાસાને સતોષવા મે નિશ્ચય કર્યો અમારે ઘેર ઘરકામ માટે રાખેલી માછણ છીબી પાસેથી હુ ધીમે ધીમે થોડી વાતો કઢાવી શક્યો હતો છીબી કામમાંથી જરા નવરી પડતી કે એને મારી પાસે બોલાવતો એમાંય પંદર-વીસ દિવસ અમારે ઘેર કામ કર્યા પછી એનાં મા-બાપને અમારા ઘરની પરિસ્થિતિનો ખ્યાલ આવી જવાથી છીબીને રાતે પણ અમારા ઘેર રાખવા દેવાની હા પાડેલી પછી તો ચારપાંચ દિવસે એકાદ આંટો છીબી એને ઘેર જઈ આવતી એટલુ જ બીજા બધા માછીઓ કરતા છીબી મારાથી ખૂબ ઓછી બીતી એટલે એ મારી નજીક પણ વધુ આવી શકી અને હુંય મારુ ધાર્યું કામ કઢાવી શક્યો





છીમી જ્યારથી અમારે ઘેર કામ માટે આવવા લાગેલી ત્યારથી એમની આખી કોમમાં તરેહતરેહની વાતો ઊડવા લાગેલી એક તો મારો તોરી સ્વભાવ અને એમાંય માછી કોમમાં ભાગ્યે જ જોવા મળે એવુ છીમીનું રૂપાળુ અને યૌવનમસ્ત દેહકાઠુ—એ બેય ભેગાં મળે પછી એમની વાતોમાં મણા પણ શી રહે? પાછી છીમીએ એના રૂપને લીધે જ એની ચોવીસ-પચીસ વર્ષની લગ્ન કર્યા વગરની વીતાવેલી એના રૂપને સાચવનારો એકેય માછી ન તો એને મળ્યો કે ન એનાં મા બાપે શોધી દીધો અને બાકીના માછી-જુવાનો તો છીમીના એ મદો મત્ત દેહ સામે નજર સુદ્ધાં ન ઠેરવી શકતા! છીમીને પણ પુરુષની ગુનામીમાથી દૂર રહેવાનુ સુભાગ્ય સાંપડ્યુ હોય એમ એના ગરવીલા યૌવનને કસી કસીને એ બાંધી જ રાખતી રહી.

આ બધી વાતો એક સ્વજનની જેમ જ્યારે રોજ રાતે કામકાજથી પરવારીને છીમી કરતી ત્યારે મારી ઊંઘણશી પત્ની પણ બેઠી બેઠી સાંભળ્યા જ કરતી કોઈ નોકર સાથે આટલી નિકટતા ક્યારેય નહોતો હું કેળવી શક્યો કે ન મારી પત્નીએ કેળવેલી પણ છીમીમાં કંઈક જાદુ જ હતું એમ સેતુ ઘણીવાર કહેતી એના જાદુની અસર મને પણ વશ ન કરી લે એવી બીક પણ એ બતાવતી! કારણકે સેતુ ઊંઘી જતી તો પણ છીમી જરા પણ સંકોચ કે ડર વગર એટલી જ નિખાલસતાથી બધી વાતો કર્યે જતી. ઘણીવાર તો રાતના બાર વાગ્યે પેલુ ઘડિયાળ ગાજવા લાગે અને સેતુ જાગી ઊઠે ત્યારે એની સામે બેસેલી છીમી એને દેખાય ત્યારે એના ઉપર એ તાડૂકી ઊઠતી

'ઊંઘ-બુંઘ આવે છે કે નહિ?

જાતી છુ ને બાઈજી, કહેતી છીમી કોઈપણ જાતના મુખભાવ બદલ્યા વગર ખૂબ સહજતાથી એની પથારીવાળી ઓરડીમા ચાલી જતી

એના ગયા પછી સેતુ અડધી ઊઠી અને ઘેગતી આંખે મને પણ જાણે ધમકાવતી હોય એમ ઘૂરકતી

એ તો હલકુ વરણ કહેવાય પણ તમેય શુ રાતના બાર-બાર વાગ્યા સુધી એની સાથે ઢળી ગયા છો?

તે તું વહેલી શુ કામ સૂઈ જાય છે? તુંય બેઠી બેઠી સાંભળને એ બધી વાતો મને એની વાતોમા એવો તો રસ પડે છે! આ આગગાડી અમલદારી કરતા તો મને જો કલમ ચલાવતા આવડી હોત ને અરે તો તો રોજેરોજ વાર્તાઓના ખડકલા કરી જાત અને એ પણ કેવી વાતો ખબર છે? આ તું રોજ બપોરે પલંગમાં પડી પડી વાંચે છે એવી પોમલી નવલકથાઓ નહિ હ! પણ શાય અને શહાદત વીરતા અને બલિદાનની ચેતનવતી સાચી વાર્તાઓ! એ ભાંદની નવલકથાઓ વાંચીને જ તું સ ાની માગી રહ્યા કરે છે હું તો તારા પેલા મહાન નવલકથાકાર ગુરુરાજ વિશળને પણ રો૮ કહેતો આવ્યો છુ કે તમે લખેલી પચાસેક નવલકથાઓમાંથી એકાદ તો શેતલવેડા ન શીખવે એવી મને બતાવો!—ત્યારે એ કેવા ચુપ થઈ જાય છે! બહાનુ કાઢે કે જનતા આવુ સાહિત્ય માગે છે! રાખ ને ધૂળની જનતા! અરે જનતાને તો આપણે ઘડીએ તેવી થાય. સિંહણનુ દૂધ ધાવેલ બાળક ચક્રવર્તી ભરત જ થાય કીડી-મકોડીથી બીતો આજનો વેવલો જુવાન તો બાગમાના મેંદીમાંથી કાપીને બનાવેલા સિંહથી પણ બી જાય!

હવે એ બધી વાત મૂકીને છાના થઈને સૂઈ જાવ સાડાબાર તો ક્યારના થઈ ગયા

સેતુ એક વાત કહું? મને છીમીને લઈને રાતના અગિયાર વાગ્યા પછી પેલા ઓળાને ઓળખવા જવાનો છુ તું અમારી સાથે નહિ આવી શકે એ હું જાણું છુ

મારે તો કાંઈ નથી આવવુ પણ રાતે બેકી




તો હુ અહીં ફાટી જ પડુ, મારાથી એકલી શી રીતે અહી રહેવાશે ?'

'એમ કર, કાલની રાત તું અંધેરી તારી બેનપણી શ્રદ્ધાને ત્યાં રહેજે આમેય એ તને રોજ આગ્રહ કરતી હોય છે જ ને ? કાલ સવારે હું કહેવડાવી દઈશ બોલ કબુલ છે ને ?'

'પણુ તમે રાત વખતના દરિયે જાવ એ મારો જીવ કેમ માને ? મને તો એ મોજાની આટલે દૂરથી પણ એવી બીક લાગે છે ! અને તમે રાતે ત્યાં જાવ પછી મારો જીવ શેનો ઝાલ્યો રહે ?'

'તુ શા માટે ગભરાય છે ? મારી રીવોલ્વર મારી સાથે જ રાખવાનો છુ. અને છીબીને તો જરાય બીક નથી છતા એને પણુ હુ આપણી વધારાની રીવોલ્વર આપી રાખીશ, ખપ લાગ્યે કામમા આવશે '

'પણુ મારી રાતવખતની ગેરહાજરીની છીબીના મા-બાપને ખબર પડશે તો ?'

'એ બધુ છીબીએ સાચવી લેવાનું માથે લીધુ છે.'

'જો જો હ, મને એ બાઈ બહુ ભયંકર લાગે છે, તમને ફસાવી ન દે !'

'મને ફસાવે તો ય હુ ફસાઈ જાઉં એવો અવિશ્વાસ તને તો મારા પર નથી ને ?'

'મને તો પૂરી ધરપત છે પણુ પુરુષ એ છેવટે તો પુરુષ જ ને ?'

'તુ પણુ આમ બોલીશ, મેતુ !'

'હોય કાંઈ, એમ ઓછુ લગાડાય ? જાવ નહિ કહુ હ ! તમારા માટે મને એવુ ક્યારેય લાગ્યુ છે ? છીબીથીયે રૂપાળી સ્ત્રીઓ વચ્ચે હું તમને એકલા મૂકીને એક નહિ પણુ અનેકવાર રાતોની રાતો તમારાથી દૂર રહી છુ તો ય મને શંકા થઈ હતી ક્યારેય ? પણુ આ છીબીની કાચીકુવારી જુવાની. .'

'જો પાછી '

'ઠીક, હવે અત્યારે તો સુઈ જાવ'

× × ×

બીજે દિવસે સાંજે પાચ વાગ્યે દફતરમાથી બધુ કામ પતાવીને હુ ઘેર ગયો ત્યારે મેતુ તૈયાર થઈ ગઈ હતી સેતુની બેનપણીને મે સવારે જ અંધેરી ખાસ માણુસ મોકલીને કહેવડાવી દીધુ હતુ આજે શનિવાર હતો એટલે સવારની નિશાળેથી નોકરી કરીને એ ઘેર હતી અને સાંજે અમારે બન્નેને એને ત્યા જમવા માટે તૈયારી કરવાનો પણુ એને પૂરો વખત મળ્યો હતો દફતરમાંથી ઘેર આવીને મે પણુ હાથ-મોં ધોઈ ને અમલદારી પહેરવેશ ઉતારીને સાદા કપડાં પહેરી લીધા મોડામાં મોડો રાત્રે દશેક વાગ્યે હુ ઘેર આવી જઈશ એમ કહીને છીમીને ઘર ભળાવીને અમે બન્ને બસ-સ્ટેન્ડ ઉપર પહોચ્યા

સેતુની બેનપણી શ્રદ્ધા અમારી રાહ જોઈને જ બેઠી બેઠી એક માસિક વાંચી રહી હતી અમને બારણુામા જોતાંને ત જ એ ઊભી થઈ ગઈ

તે પછી એ બધી રસવાતોમાં અમે જમીપરવારીને, રાત્રે છેક સવાનવ વાગ્યે જ્યારે હું જવા ઊભો થયો ત્યારે ફરવાને બહાને સેતુ અને શ્રદ્ધા મને બસ-સ્ટેન્ડ સુધી મૂકવા આવ્યા સવારમાં આઠ-નવ વાગતા સુધીમા ઘેર આવી જવાનુ સેતુને કહીને હુ બસમા બેઠો ત્યારે સેતુનુ ફડકવાળુ પડી ગયેલું મો જોવાનુ હુ ભૂલ્યો નહિ

હુ ઘેર પહોંચ્યો ત્યારે છીબો બારી આગળ બેઠી બેઠી એની ભાષામા કાંઈક ગાતી હતી એનું એ ગીત પૂરુ થાય ત્યાં સુધી હું સાભળી રહેતો બહાર જ ઊભો રહ્યો એનો હલકભર્યો એકલ કંઠ સમુદ્રગીતમા શોભતા એ ગીતમાં પણુ ભર્યોભર્યો લાગતો ગીત પૂરુ થયુ ત્યારે મે બારણે ટકોરા દીધા 'કોણુ છે ?'—એવુ પૂછ્યા વગર જ છીબીએ દોડતા આવીને બારણું ઉઘાડ્યુ. એને ખાત્રી જ હતી કે આટલી મોડી રાતે મારા સિવાય બીજુ કોઈ આ બંગલા પાસે ફરકવાની હિંમત કરે એમ હતુ જ નહિ

'બહુ મોડુ કીધુ !' છીબીની આખમા કાંઈક રમત સાથે ઠપકો પણુ હતો





હુ તો ક્યારનો આ ગો છુ તું ગાતી તી એટલે એ ગીત સાભળવા ઊભો રહેનો

ચોર! એટનું બોલીને એ મારાં અમલદારી કપડાં લઈ આવવાનું બહાનું કાઢીને ત્યાંથી સરકી ગઈ હું કપડાં લઈને બાજુની રૂમમાં બદલવા ગયો કપડાં બદલીને આવુ છુ ત્યાં તો છીબી પણ મારા વધાગના અમલદારી કપડાંમાં સજ્જ થયેની મારી સામે ઊભી હતી ઘડીભર હું અચબામાં પડી ગયો કે આ તે છીબી છે કે કોઈ મારો સાથી–અમલદાર?

બગલાને તાળુ મારીને અમે બન બહાર નીકળ્યા ત્યારે આસપાસનાં ઝૂપડામા તો અધારૂ ઘબ હતું જ પણ થોડાક છૂટા છવાયા બગલાઓ પણ અધારામા પૂરેપૂરા ઝબકોળાઈ ગયા હતા એ આખા પ્રદેશની બોમિયણ છીબી અત્યારે મને સ્ત્રી નહિ પણ પુરુષાતની પુરુષથી પણ ચાર ચાસણી ચડે એવી વીરતાની મૂર્તિ લાગી મારામાંથી રહીસહી બીક પણ એની દૂરે ઓસરી ગઈ

અમે ઓળાની દિશા ભણી આગળ વધતા જતા હતા છીબીએ અને મે રીવાલ્વરો તો હાથમાં જ રાખી હતી મારી બીકને છીબી ઓળખી ગઈ હોય કે કોણ જાણે પણ ગ્યાર્મિનારાના રેતાળ પટમા અમે પગ મૂક્યો કે તરત છીબીએ મારો હાથ કસ કસાવીને પકડી લીધેલો એના બીજા હાથમા ઊછળતી રીવોલ્વર અધારામા પણ ચમકતી હતી મારા હાથ માંની રીવૉલ્વર મે જોરથી પકડી રાખી હતી રખે મારા હાથમાંથી સરી પડે તો!—એ બીકે!

રેતીમાં આગળ ને આગળ કિનારે કિનારે અમે ચાલવા લાગ્યાં હતા ઘૂઘવતો દરિયો ક્યારેક મોજાં ઉછાળતો જાણે હમણાં મારી પાસે આવી પહોંચશે એવી એ મધરાતે એની વિકરાળતા લાગતી છીબી તો જાણે સહજતાથી આ બધું કરતી હોય એમ મારા હાથને ખેચ્યે જતી હતી એકાદ વાર તો બીકને લીધે હોય કે રેતીના ઢગલાને લીધે હોય પણ મારા એકીબેકી રમતા પગ ખરેખર ગ્યાગી ખાઈને જેવા ગોઠણમાંથી વળ્યા એવો જ છીબીએ તરત મને છાતીએથી બાથ ભરીને ઊભો કર્યો એક અક્ષર પણ બોલ્યા વગર જાણે મારી થીજી ગયેલી કાયાને એની ઉષ્માભરી હુફ મળે એ આશયે એ થોડીવાર સુધી તો એમ ને એમ જોરપૂર્વક મને જકડીને ઊભી રહી. એના નસકોરાંમાંથી નીકળતો ગરમ શ્વાસ જેવો મારા હોઠ નાક અને ગાલ ઉપર ફરી વળ્યો કે મારામાં એકદમ ચેતનના ફુવારા ઊડ્યા તરત એ મારાથી છૂટી પડીને પૂર્વવત્ મારો હાથ પકડીને ચાલવા લાગી

મે રીવૉલ્વર સભાળી લીધી અને છેક દૂર દૂર નજર દોડાવી છીબી પણ દૂર દૂર આંખ દોડાવે જ જતી હતી મને ઝાંખુ ઝાંખુ કાંઈક દેખાવા લાગ્યુ ત્યાં જ છીબીની કાતીલ નજરોએ એ ઓળા જોઈ લીધા હોય એમ હરખાયેલી થતી છેક મારા કાનને એના હોઠ અડાડતી એ જરા પણ અવાજ કર્યા વિના હાથ લાંબો કરીને ચીંધતી હોય એમ બબડી

દેખો છો ને?

હા એથી વધુ બોલવાની મારામા હિંમત નહોતી.

છીબીના પગમા વધુ જોર આવ્યુ મારો થથરતો હાથ એણે જોરથી કસકસ્યો હુ લગભગ એની પાછળ ઘસડાવા જ લાગ્યો

આછા આછા દેખાતા ઓળા હવે સાવ ચોખ્ખા દેખાવા લાગ્યા કાંઈક અસ્પષ્ટ શબ્દો પણ કાને પડવા લાગ્યા છીબીએ મારો રીવાલ્વરવાળો હાથ સજ્જને સાવધાન રહેવા ઈશારો કર્યો મે નિશાન તાકીને રીવાલ્વરવાળો હાથ ઊંચો જ રાખ્યો છીબીએ પણ મારુ અનુકરણ કર્યુ

ઘૂઘવતો દરિયો વધુ ધીરગંભીર બનતો જતો હતો પગ તળેની રેતી વધુ ભેજવાળી આવતી હોય એમ એમાં પડતાં અમારાં ડગલાં ઉપરથી લાગ્યુ અને પેલા ઓળા? એ પણ જાણે અમારી સામે જ આવતા લાગ્યા!

શરૂ શરૂમાં એ કે ત્રણ જ ઓળા દેખાતા હતા પણ મારા બગલામાથી દેખાતા અપરપાર ઓળાઓની કલ્પનાએ મને એથી પણ વધુ સખ્યામા એ ઓળાઓ માનવકદથી પણ મોટા દેખાવા લાગ્યા છીબીએ જરા પણ ન બીવાનુ મને ઈશારાથી સમજાવ્યુ એના પગમા તો પહેલા કરતાં પણ વધુ તાકાત અને તરવરાટ હતાં એ મારી નોકરાણી મટીને અત્યારે મારી માલકિણ બની ગઈ હતી અને એનો દોરાયો હુ બીનો બીતો એની પાછળ પાછળ ખેચાયે જતો હતો

અમે છેક ઓળાની નજીક આવી ગયા ઘોઘાટ કાઈક વધી ગયેલો સભળાયો છીબીએ નિશાન તાક્યુ અને ધડાધડ રીવૉલ્વરના બાર શરૂ કર્યા હુ તાકી જ રહ્યો ધમાધબ સામેના ઓળાઓ કાળી ચીસ નાખતા નીચે પટકાવા લાગ્યા થોડાક પાછા ફરીને નાસવા લાગ્યા પણ એ નાસતા જતા ઓળાઓ ઉપર નિશાન તાકવા માટે છીબીએ પહેલી જ વાર એ ભયકર વાતાવરણમાં બોલીને મને કહ્યુ ત્યારે મારામા રહી સહી હિંમત એકઠી કરીને મે પણ ધડાધડ ગોળીઓ છોડવા માંડી

બન્નેની રીવૉલ્વરમાથી બધી ગોળીઓ ખલાસ થઈ ગઈ ત્યારે સામેના એકેય ઓળા હાલતા–ચાલતા કે નાસતા દેખાતા નહોતા છીબીએ એક નિરાંતનો દમ લીધો. દરિયાની ઠડી લહરો હોવા છતા પણ એણે કપાળનો પરસેવો આંગળી વતી લૂછીને જ્યારે નીતાર્યો ત્યારે એ પરસેવાનુ એક ગરમ ટીપુ મારા હાથ પર ઊડયુ અને એ ઉષ્માથી મારામાંથી પણ બધી બીક નાસી જતી મે અનુભવી.

મે છીબીનો વાંસો થાબડીને શાબાશી આપી ત્યારે એ બોલી ઊઠી

'હુ કે'તી હુતી ને કે એ ભૂત–પલીત ની મળે સોનજ્જા જીવતા આદમીં છે સુઆ, મારા બાપે ના કીધેલી તીવારના મારો જીવ લઈ રીયા હુતા '

'તે તે એમના રાજાને પરણાવા ના પાડેલી ?'

'અરે બાયલો હુતો બાયલો.'

પછી એણે પોતાની સાથે, મારી જાણબહાર લીધેલી ટૉર્ચબત્તી કાઢીને બટન દબાવ્યુ ત્યારે કોઈક છેલ્લી ઘડીઓ ગણતા તરફડિયા મારતા તો કોઈક નિરાતની નીદર લેતા એ જગલમાનવો મે રાતના એ ચારેપાસના ભીષણ અધકાર વચ્ચે નાનકડી બત્તીના પ્રકાશમા નીહાળ્યા એ જગ્યાનુ બરોબર નિશાન રાખીને છીબી અને હુ પાછા વળ્યા રસ્તામા છીબીએ એ જંગલમાનવોની માંડીને વાત કરી મને થયુ કે નજરે દેખાડવાની હશે એટલે જ છીબીએ આજ સુધી મને આ વાત નહિ કરી હોય હતુ પણ એવુ જ એ ગમે એટલુ છાતી ઠોકીને કહેત તો પણ હુ આખી વાતને હસી કાઢયા વગર ન જ રહ્યો હોત આખી માછી કોમમાથી એ જગલમાનવોનુ કાસળ કાઢે એવુ કોઈ છીબીને દેખાતુ નહોતુ એટલે જ આજસુધી એ મનમા ને મનમા સમસમી રહી હતી

અમે ઘેર આવ્યા ત્યારે પાછલી રાતના સાડાત્રણ વાગી ચૂકયા હતા હુ કપડાં બદલીને આવ્યો ત્યાં તો છીબી સેતુના જ પલગમાં પહેર્યા કપડે ઘસઘસાટ ઊઘતી હતી એના મુખ ઉપરની સતોષરેખાઓ જોઈને મને પણ ધરપત વળી. આજે એ મારી નોકરડી નહોતી પણ મારા અતરમા માનભર્યું સ્થાન પામી જનારી સાચી દોસ્ત બની ગઈ હતી મે એની ઊઘમા ખલેલ ન પાડી હુ પણ મારા પલગમાં સૂઈ ગયો

સવારે આઠ વાગ્યે હુ જાગી ગયો ત્યારે પણ છીબી એમ ને એમ ઊઘતી હતી મે એને ન જગાડી બારણે પડેલા ટકોરા સાભળી હુ બારણુ ઉઘાડવા ગયો ત્યારે એકલી સેતુ નહિ પણ સેતુ સાથે સેતુની બેનપણી શ્રદ્ધા પણ હતી મે રાતની બધી વાત કરી તરત છીબીના મા–બાપને બોલાવડાવ્યાં અને અમે આખુ મડળ રાતવાળા એ સ્થળે અમારી મૉટરમાં ઊપડયાં

લોહીઝાણ પડેલા એ મુડદાઓને છીબીના મા–બાપે એવા તિરસ્કારથી ઠેબા દીધા કે ન પૂછો





વાત અમે ત્યાંથી પાછો ફર્યા ત્યારે પણ છીમી ઘસઘસાટ ઊંઘતી હતી સવારના અગિયાર વાગી ચૂક્યા હતા એના મુખ ઉપર હાસ્યની લહેરખી દોરાઈ ચૂકી હતી મારો મિલિટરી કોટ એને જરા વધુ પડતો બંધબેસતો થતો હતો એટલે શ્વાસે શ્વાસે એની છાતીની ધમણ સાથે કોટના બટન જાણે છૂટું તૂટું થઈ રહ્યાં હતાં

ધીમેથી સેતુ એની પાસે ગઈ એના માબાપ પણ એક ધરપત અનુભવી હરખાતા હરખાતા પાછાં જતાં રહેલાં શ્રદ્ધા બાજુની જ ખુરશી ઉપર બેઠી હતી હું છીમી સામે એકીટશે જોઈને ઊભો હતો સેતુએ પલંગ પાસે પહોંચતાવેંત એના કોટનું એક પછી એક બટન ખોલવા માંડ્યું

બધાં બટન ખોલીને જાણે એના બદન ઉપરનું બંધન ઢીલું થયું હોય એમ છાતી વધુ ઊછળવા લાગી એનો ચોળી બહુ કસીને બાંધેલી નહિ હોય કે કોણ જાણે ગાંઠ છૂટી-તૂટી ગઈ હોય પણ સેતુને ચોળી ઢીલી કરવાની મહેનત ન કરવી પડી છીમીના ગાલ ઉપર સેતુનો મમતાભર્યો હાથ ફરી વળ્યો ત્યાં છીમી એકદમ ઝબકીને જાગી ઊઠી શરમીંદી બનીને જેવી ઊભી થવા જાય ત્યાં તો સેતુએ એને પકડીને પાછી બેસાડી દીધી

થોડી વારમાં જ સેતુએ એને વધુ શરમીંદી ન બનાવવા મારાં કપડાં કાઢી નાખવા બાજુના ઓરડામાં મોકલી એ પણ એની પાછળ ગઈ હું અને શ્રદ્ધા એની જ વાતો કરતા હતાં ત્યાં એ બંને અમારી સામે આવ્યા ત્યારે છીબીના મેલાં માછણના કપડાંની જગ્યાએ સેતુનો નવોનકોર પહેરવેશ પહેરેલી છીમીને મે જોઈ ત્યારે છીમી માછણ મટી ગયેલી દેખાઈ

× × ×

તે પછી તો સેતુ અને છીબી બેનપણીની જેમ રહેતાં આવ્યાં છે આજે મારા વડપણમાં સેતુની રોગીષ્ટ કાયા સાવ પથારીવશ બની ગઈ છે પણ છીમી સાવ ડોશી બની ગઈ હોવા છતાં મારી અને સેતુની શુશ્રુષા કરતા જરાય થાકતી નથી.*

*કર્તાના પ્રગટ થનાર વાર્તાસંગ્રહ બીજલેખામાંથી



## ઊર્મિ-નવરચનાના ગ્રાહકોને—

### 'ઊર્મિ-નવરચના'નો નવેમ્બરનો અંક બંધ રહેશે

ઊર્મિ-નવરચનાના ગયા અંકમાં શરતચૂકથી એક જાહેરાત કરવાની રહી જ ગયેલી કે ઑક્ટોબર-નવેમ્બરનો જોડિયો અંક ખાસ દીપોત્સવી અંક તરીકે પ્રગટ થશે ૧લી ઑક્ટોબરે અંક ન મળ્યાની અમારા અસંખ્ય ગ્રાહકોની ફરિયાદોનો અમે વ્યક્તિગત જવાબ આપી શક્યા નથી આ અંક ૧૪ મી ઑક્ટોબરે રવાના થાય છે અને દિવાળી સુધીમાં દરેક ગ્રાહકને મળી જ જશે. હવે પછીનો અંક નવેમ્બરની ૧લીએ પ્રગટ નહિ થાય એટલે અંક ન મળ્યાની ફરિયાદો કરતાં પહેલાં આ જાહેરાત વાંચી જવા વિનંતિ છે ડિસેમ્બરની ૧લી તારીખે ડિસેમ્બરનો અંક પ્રગટ થશે અને તે પછી દર માસની ૧લીએ રાબેતા મુજબ પ્રગટ થશે

—વ્યવસ્થાપક

# વ્યક્તિત્વ

હર્ષિદા પંડિત

> વ્યક્તિત્વ તો દરેક જન્મેલી વ્યક્તિમાં હોય છે જ કોઈમા ઓછું તો કોઈમા વધુ પણ એને જોતા આપણે અજાઈ જઈએ ત્યારે એની પાછળ આપણું કઈ જાતનુ વલણ કામ કરતું હોય છે એ વ્યક્તિત્વને પૂરેપૂરુ આપણે સમજી ન શકીએ ત્યાં સુધી શી રીતે બરોબર જાણી શકીએ ?

કોઈ જાહેરસ્થળે કોઈ અજાણી, અપરિચિત અને અણદીઠી વ્યક્તિને જોઈને પણ એના પ્રત્યે આપણને અનેરુ આકર્ષણ ઉપજે છે એ વ્યક્તિનું લાંબુ-પહોળું શરીર, પ્રભાવશાળી આખો, એ આખો-માથી છલકતી પ્રફુલ્લતા એ બધા તત્ત્વો આપણને ગમે છે ને એના પ્રત્યે આપણે ખેચાઈએ છીએ, અને આપણે જાણે વ્યક્તિત્વ એટલે માણસનો બહારનો જ દેખાવ એવી છીછરી વ્યાખ્યા બાધવા પ્રેરાઈએ છીએ ઘણીવાર આ રીતે આપણે સામી વ્યક્તિને ઓળખીએ છીએ અને પછી એના સ્વભાવ અને વર્તનનો અનુભવ થતા એકવાર બાંધેલા તારણો બદલવા પ્રેરાઈએ છીએ

કેટલાક લોકો વ્યક્તિ કેવા કપડાં પહેરે છે એ જોઈને એને કસવા પ્રયત્ન કરે છે. આ રીત પણ બરાબર નથી એકવાર સરકારના એકાદ પ્રધાન ઉદ્ઘાટન કરતા હતા ત્યા ઘણા આબરૂદાર લોકો હાજર હતા ઘણાખરા લોકો સમયને અનુકૂળ વસ્ત્રો પહેરીને આવ્યા હતા પણ એ દિવસે સારામા સારૂ ભાષણ ગદામાં ગદાં અને પ્રસગને અનુસરીને વસ્ત્ર ન પહેર્યા હોય એવા માણસે કર્યું અને છતાય એનામા વ્યક્તિત્વ સાચા અર્થમા હતુ

કેટલાક માણસો બહુ શાત ને ગભીર હોય છે. તેમનામા સજ્જનતા, વિવેકીપણું, સભ્યતા, ઉદારતા, સરળતા અને ઊંડો આત્મવિશ્વાસ હોય છે આ ગુણોને લીધે તે પોતાના મિત્રોને બરાબર ઓળખી શકે છે કેટલાક વ્યક્તિઓ વળી 'મનમોહક' વ્યક્તિત્વ ધારણ કરતી હોય છે આવી વ્યક્તિઓ મહત્ત્વાકાંક્ષાઓની પાછળ ભમતી નથી છતાં સમાજની દરેક વ્યક્તિ માટે અસીમ પ્રેમ ને મૈત્રીની ભાવના વડે તેઓ અનેકના હૃદય જીતી શકે છે

વ્યક્તિત્વનો મોટામાં મોટો ગુણ આત્મસ્થાપન (self-assertion) હોય છે આ ગુણ ધરાવતી વ્યક્તિ ભલે અશિક્ષિત હોય, કુરૂપ હોય, માણસાઈ-રહિત હોય છતાંય હજારોના હૃદયમા ઘર કરીને રહેતી બની જાય છે

વ્યક્તિત્વધારી દરેક વ્યક્તિમા પોતપોતાનો મૌલિક ગુણ હોય છે. જુદા જુદા ક્ષેત્રમા કામ કરતી લોકપ્રિય વ્યક્તિઓમા જુદા જુદા ગુણો જોવા મળે છે વ્યક્તિત્વ-શાળી વ્યક્તિના મોં ઉપર કાર્યક્ષમતાનો પ્રકાશ જોવા મળે છે આ ગુણ સ્વાસ્થ્ય વગર ક્યાંથી જોવા મળે ? જ્યોર્જ બર્નાડ શોએ કહ્યુ છે કે સ્વાસ્થ્ય હોય તો તેનો ઉપયોગ કરવો જોઈએ નહી તો દૂધની જેમ એ વાસી થઈ જશે ને બગડી જશે

ઘણા લોકો એમ માને છે કે પૈસાદાર કુટુબમાં જન્મ મળે તો જ વ્યક્તિત્વ ખીલવી શકાય પણ વાસ્તવિક રીતે જોઈએ તો ગરીબ વર્ગમાથી જેટલી વિભૂતિઓ ઉદય પામી છે એટલી ધનવાન વર્ગમાથી નથી પામી આજે તો આમજનતા એવુ માનતી બની છે કે પ્રેમ, પુરુષત્વ, સૌન્દર્ય, સૌમ્યતા અને સુદર સ્વભાવવાળા બનવા કરતા બુદ્ધિશાળી બનીએ તો વ્યક્તિત્વવાળા કહેવાઈએ. આ પણ ભ્રામક વૃત્તિ છે એકલી બુદ્ધિથી કાંઈ વળતું નથી. વ્યક્તિત્વ ખીલવવા માટે તો અમુક હૃદયના ગુણ કેળવવાના હોય છે દા. ત સાહસ, નિર્ભયતા, દુખ સહન કરવાની શક્તિ, શારીરિક ગુણો, વ્યવહારકુશળતા, ઉત્સાહ, મૌલિકતા, મજબૂત નિર્ણયશક્તિ ને ભયનો સામનો કરવાનુ બળ એ માનસિક ગુણો છે જ્યારે દયા, ક્ષમા, સહિષ્ણુતા, નિસ્વાર્થતા આદિ ગુણો હૃદયના છે આ ત્રણે પ્રકારના ગુણોને સપ્રમાણ





રીતે વિકસાવવાથી જ સાચા વ્યક્તિત્વનો આવિર્ભાવ થઈ શકે

એક વસ્તુ નિશ્ચિત છે કે વ્યક્તિત્વ એક સામાજિક ગુણ છે એને ઓળખવાનું કામ ધારીએ છીએ તેટલું સહેલું નથી ઘણા અનુભવી માણસો પોતે અમુક માણસને પહેલી નજરે પારખી શકે છે એવી બડાઈ મારે છે પણ પાછળથી છેતરાઈ જાય છે કેટલાક માને છે કે વ્યક્તિના ગાઢ સંપર્કથી વ્યક્તિત્વ ઓળખી શકાય હવે વ્યક્તિમાં સામાજિક વૃત્તિ ન હોય તો એને શી રીતે ઓળખી શકાય ? આ ગુણ જે વ્યક્તિમાં હોય છે એ વ્યક્તિ કોઈથી દબાતી નથી ને અજાણ્યા વાતાવરણમાં કે વ્યક્તિ ઓમાં તે સહેલાઈથી હળી મળી શકે છે કેટલીક વાર એકલી આ જ વૃત્તિને લીધે પણ વ્યક્તિ સફળતા મેળવી જાય છે વ્યવહારકુશળતા એટલે સામાજિક વૃત્તિની નાની બહેન આ બન્ને ભાવના લઘુતાગ્રંથિથી પીડાતી વ્યક્તિમાં ઝટ નથી આવતી

ડૉ. જુંગ વ્યક્તિના બે પાસાં બતાવે છે તે માને છે કેટલીક વ્યક્તિઓ બહિર્મુખ (Extrovert) હોય છે ને કેટલીક આંતર્મુખ (introvert) જેને બહારની દુનિયામાં રસ છે તે બહિર્મુખ અને જેને આંતરિક દુનિયામાં વધુ રસ છે તે આંતમુખ બહિર્મુખી માણસ બીજા પર સત્તા જમાવે છે તેનામાં કાર્યક્ષમતા હોય છે આંતમુખ વ્યક્તિ શાંત ભાવુક (Sentimental) ઓછું બોલનાર ને કાંઈક અંશે આળસુ હોય છે એવું કહેવાય છે કે બહિર્મુખ વ્યક્તિનું જીવન અપૂર્ણ હોય છે વાતાવરણની અસર તેમના ઉપર ઝટ પડે છે તેનું જીવન સામાજિક ને જીવનપદ્ધતિ રૂઢિને અનુસરીને હોય છે નામના મેળવવા માટે કયા ગુણોની જરૂર હોય છે એની એને ખબર હોય છે તેના મોં પર હાસ્ય ઝળકતું હોય છે તે સ્ફૂર્તિશીલ હોય છે અને શાંત વ્યક્તિ કરતાં તેનું વ્યક્તિત્વ આપણને જલદી સ્પર્શી શકે છે લોકો આવા માણસને અસાધારણ વ્યક્તિ તરીકે ઓળખે છે

જ્યારે આંતર્મુખ વ્યક્તિ ગંભીર સ્વભાવની વિચારશીલ હોય છે એ વિચારોમાં વધુ પડતી તલ્લીન રહે છે આથી નિષ્ક્રિય બની જાય છે બહિર્મુખ વ્યક્તિ પોતાની ભાવનાઓ બહાર પ્રદર્શિત કરે છે આ પોતાની ભાવનાઓને અંદર ને અંદર સમાવી લે છે એ પોતાના વિચારોને અનુકૂળ વાતાવરણ સર્જી શકતી નથી આવા માણસોમાં વ્યક્તિત્વનો અભાવ જોવામાં આવે છે જેવી રીતે બહિર્મુખ વ્યક્તિમાં લડાયક વૃત્તિ આત્મસ્થાપન ને વિવેકશૂન્યતા આવવાની શક્યતા હોય છે તેવી રીતે આંતમુખી વ્યક્તિમાં નિર્દયતા આવવાનો ભય રહે છે

ધણું ખરૂં તો સમાજમાં આમાંથી એક વર્ગની અથવા બીજી પ્રકારની વ્યક્તિઓ નથી હોતી બન્ને વર્ગના વ્યક્તિત્વના ગુણોનો એમાં સમાવેશ થાય છે કોઈ વ્યક્તિ નથી એકલી આંતર્મુખી હોતી કે નથી એકલી બહિર્મુખી બન્નેનો સમન્વય જ દરેકમાં જોવામાં આવે છે ડૉ. એડલર માને છે કે વ્યક્તિત્વના વિકાસનો મોટો આધારસ્થંભ જીવનપદ્ધતિ છે કેવી રીતે જીવન વિતાવવું છે એ દૃષ્ટિ મળી જાય ને એને અનુરૂપ જીવાય એટલે વ્યક્તિત્વનો આપોઆપ વિકાસ થાય છે વળી આપણને કેટલાક ગુણો જન્મથી જ મળે છે એ ઉપરાંત આપણાં માબાપ આપણને જે પરિસ્થિતિમાં ઉછેરે છે એના સંસ્કારો એ ગુણો સાથે ભળે છે ને આપણી જીવનપદ્ધતિ ઘડાય છે

માનસશાસ્ત્રમાં પૂરણ અને પરિપૂરણ (Compensation & over compensation) નો એક સિદ્ધાંત છે જ્યારે કોઈપણ માણસ તંદુરસ્તી ધન અથવા બીજી કોઈ બાબતમાં બીજી વ્યક્તિની બરાબરી નથી કરી શકતા ત્યારે તેનામાં લઘુતા આવે છે ત્યારે તે ગમેતેમ કરીને પોતાની ખામીને દૂર કરવા પ્રયત્નશીલ બને છે આમ કરવા માટે તેને તેની મૌલિક પ્રેરણા પ્રેરે છે જેને શક્તિ-લાલસા (Will-to power) કહેવામાં આવે છે આથી વ્યક્તિની લઘુતાગ્રંથિ જેટલી પ્રબળ એટલી જ આ



સત્તા જમાવવાની વૃત્તિ વધારે મજબૂત ને પ્રબળ લઘુતાની ભાવના ને સત્તાપ્રાપ્તિની ભાવના વચ્ચે સંઘર્ષ થાય ને એમાં જો જીત મળી તો વ્યક્તિનો વિકાસ થાય ને પછાડ ખાય તો તો પછી કશુ કહેવાનું જ રહેતુ નથી.

પ્રખર માનસશાસ્ત્રી ડૉ. મેકડુગલ અમુક વ્યક્તિમા વ્યક્તિત્વ છે કે નહી તે તપાસવા અગેના પાંચ લક્ષણો બતાવે છે તે જણાવે છે કે સામી વ્યક્તિને ઓળખવા માટે તેની મનપ્રવૃત્તિ (Disposition), સ્વભાવ (Temperament), મનની સ્થિતિ (Temper), ચારિત્ર્ય (Character) અને બુદ્ધિ (Intellect)ને તપાસવાની જરૂર હોય છે

વ્યક્તિની મનપ્રવૃત્તિ ઉપર આંતરિક ગ્રથિઓ-(Indocrine Glands)માંથી ઝરતા રસ (Hormones)ની ગાઢી અસર પડે છે આ રસો વ્યક્તિના શારીરિક વિકાસમા સમતોલપણુ જાળવે છે ને વ્યક્તિને જીવનશક્તિ આપે છે એકાદ ઔંસ જેટલુ વજન ધરાવતી થાયરોડ નામની ગ્રથિ આપણી શ્વાસનળીની પાસે આવેલી હોય છે આમાંથી ઝરતા રસનુ પ્રમાણુ બરાબર ન હોય, અથવા તો બાળપણમા કોઈ રોગને લીધે એ ગ્રથિ નાશ પામે તો બાળક મૂર્ખ અથવા જડબુદ્ધિ બને છે જો રસ વધુ પ્રમાણમાં ઝરે તો આંખોની કીકીઓ સૂજી જાય છે. એમાથી ઝરતા રસને 'થાયરોક્સીન' કહેવામાં આવે છે ને એના ઉપર વ્યક્તિના શરીરની રસાયણિક ક્રિયાઓનો ખરો આધાર છે આવી રીતે એડ્રીનલ ગ્રથિઓમાંથી એડ્રીનલ ઝરે છે જેનાથી વ્યક્તિને થાક નથી લાગતો, હૃદયનો ધડકારા સરખા પ્રમાણમાં થાય છે, ફેફસાં સારી રીતે કામ કરે છે, પરસેવો પુષ્કળ થાય છે ને યકૃતમાં સંગ્રહાયેલી ખાંડ લોહીમા ભળે છે વ્યક્તિની જાતીય ચેતનામા ઉપયોગી નીવડતી 'ગોનડેઝ' ગ્રથિઓનુ મહત્વ પણ ઘણ છે આ બધી ગ્રથિઓ ઉપર પ્રભુત્વ ધરાવતી એક મહાન ગ્રથિ 'પીચ્યુટરી' આપણા મગજમાં આવેલી છે આ ગ્રંથિ ઉપર બાળકના શારીરિક તેમજ માનસિક વિકાસનો ઘણોખરો આધાર રહે છે. આ ગ્રથિનો રસ વધુ ઝરે તો બાળક ખૂબ ઊચુ થાય છે ને ન ઝરે તો ઠીગણુ રહે છે આ તો થઈ વ્યક્તિત્વના શરીરપાસાની વાત ડૉ એડલર એમ માને છે કે આંતરસ્રાવોને ખોટું મહત્ત્વ અપાયું છે

માણસ ખૂબ કામ કરીને થાકે ત્યારે તેની સ્વભાવ ઉપર અસર થાય છે થાકેલા માણસનુ લોહી સ્ફૂર્તિશીલ માણસને આપવામાં આવે તો તેનામાં પણ થાક પ્રવેશે છે થાકને કારણે લોહીમાં જે વિકૃતિ પ્રવેશે છે તેની મગજ પર ખૂબ અસર થાય છે કેટલાક લોકો માને છે કે સ્વભાવ એ તો જન્મજાત વસ્તુ છે ને તેને બદલી શકાતો નથી પણ એવુ નથી. આતરિક રસોની માત્રામાં વધઘટ કરવાથી જ ધાર્યા ફેરફારો આણી શકાય છે

વ્યક્તિત્વના નિર્માણમાં ત્રીજી અગત્યની વસ્તુ મન-સ્થિતિ (Temper) છે આમાં શક્તિ-લાલસાને ક્રિયાશીલ બનવવાની હોય છે સમાજની સાથે એકરૂપ બનવાની સમતા હોય તો મનસ્થિતિ એકધારી રહી શકે છે નહીંતો ક્ષોભિત બને છે.

ચારિત્ર્ય (Character) વ્યક્તિમા અગતતા (Consistency), દૃઢતા, આત્મનિયત્રણ, (Self-control) અને સ્વતંત્ર નિર્ણયશક્તિનુ પ્રેરક બળ છે ચારિત્ર્યનુ નૈતિક પાસુ પણ વિચારવા જેવુ છે ખરી વાત તો એ છે કે નૈતિક શિક્ષણ અને ચારિત્ર્ય-વિકાસ એ બને એક જ વસ્તુ છે ચારિત્ર્ય-નિર્માણમા જ્ઞાનની ઘણી જરૂર પડે છે સારુ-નરસુ સમજવાની વિવેકશક્તિ એ ચારિત્ર્યનુ સૌથી આવશ્યક અગ મનાય છે બાળકોમા ચારિત્ર્ય ખીલવવા માટે તેમનામાં આત્મસ્વમાનની ભાવના (Self-regarding Sentiment) નો વિકાસ થાય એ જોવુ જરૂરી છે કારણ કે એ ભાવના જ બાળકના દરેક કાર્યમા ને નિર્ણયમા એક પ્રબળ હેતુ જેવુ કામ આપે છે





હવે બુદ્ધિ વિષે વિચારીએ બુદ્ધિનુ કામ વ્યક્તિત્વના વિકાસમાં એટલુ બધુ પડે છે કે તેને માણસની શારીરિક માનસિક ને આત્મિક શક્તિઓનો સમન્વય સાધવાનુ મહાભારત કાર્ય કરવાનુ હોય છે જેથી વ્યક્તિ પોતાની ઇચ્છા પ્રમાણે ગુણ ને કાર્યની પસંદગી કરી શકે છે ને સામાજિક વ્યવહારમાં બુદ્ધિની જેટલી જરૂર પડે છે એટલી બીજા કશાની નથી પડતી એવુ કમનસીબ માને વાનો હશે ?

વ્યક્તિત્વ નિર્માણના આ બધા તત્ત્વો સપ્રમાણ વિકસે તો જ વ્યક્તિ સમધારણ (Normal) બને છે નહી તો પછી એકની બુદ્ધિ વિકસે તો માનવી લાગણીશૂન્ય ને અર્થવાદી બની જાય છે આથી જ સૌથી મોટી જવાબદારી માતાને શિરે એ છે કે તે તેના બાળકમાં બધી વૃત્તિઓનો સપ્રમાણ વિકાસ થાય એવુ તેને બનાવે ઘણાં એકનાં એક બાળકો ખૂબ લાડમાં ઉછરે છે અને પોતાની મા પાસેથી અતિશય પ્રેમ મેળવે છે પછી જ્યારે મા મરી જાય છે ત્યારે તેમની સ્થિતિ કફોડી બને છે તેમનામાં નિરાશા વ્યાપે છે

કેટલાક લોકોના મનમાં એવા પ્રશ્નો વારવાર ઊઠે છે કે વ્યક્તિત્વ પ્રાપ્ત કરવા માટે શુ કરવુ ? આનો જવાબ ખૂબ સરળ છે માનસશાસ્ત્રમાં એવુ ભાર મૂકીને કહેવામાં આવ્યુ છે કે માણસમાં અમુક સદ્‌ગુણો જ મથી રહેલા હોય છે તેનો યોગ્ય માત્રામાં વિકાસ કરવો એ આપણા હાથની વાત છે ? એ અંગે બહારથી કશુ ઉમેરવાની જરૂર નથી શારીરિક તંદુરસ્તી સમાજની સાથે ગોઠવાઈ જવાની વૃત્તિ (Adjustment) સામાજિક વૃત્તિ વ્યવહાર કુશળતા બીજા પાસેથી શીખવાની વૃત્તિ ઉત્સાહ વૃત્તિ બીજાની વાત સાંભળવાની ક્ષમતા વાક્‌પટુતા વિનયશીલતા સામાજિક સભ્યતા નમ્રતા સહિષ્ણુતા નિરહંકારિતા અને પ્રેમપૂર્ણ વર્તન આ બધા ગુણે સપ્રમાણ કેળવીએ તો ગમે તેવા સંજોગોમાં ગમે તેવી વ્યક્તિ સાથે સફળતાપૂર્વક વર્તી શકીએ એમાં કાંઈ શક છે ? મહાકવિ તુલસીદાસે

તુલસી યા સંસારમે ભાતભાત કે લોગ
સબસે હીલમીલ ચાલીએ નદી નાવ સંજોગ ।

આ બે લીટીઓમા માનસશાસ્ત્રના સિદ્ધાંતો પહેલાં નથી ગાઈ નાખ્યા ? મહાત્મા ગાંધી જેવી વિભૂતિ આ સદ્‌ગુણોના બળે જ ચિત્રવિચિત્ર માનવીઓને પોતાની અસર નીચે આણી શકી ને નહી તો એમનામાં ક્યાં શારીરિક વ્યક્તિત્વ હતું આથી સદ્‌ગુણોનો સંચય એ જ વ્યક્તિત્વવિકાસનો સીધો ને સરળ માર્ગ છે જો ફક્ત શારીરિક વ્યક્તિત્વનુ જ મહત્વ હોત તો દુનિયામાં કોઈ માનવી બુદ્ધ પેગંબર કે ગાંધીનો પ્રશંસક ને પૂજક હોત ખરે

★

## માનવ સરજવા

દેખીને ફૂલશું નાનું શિશુ અંતર ઉદ્‌ભવે
હા કેવી દિવ્ય છે તારી કૃતિ અદ્‌ભૂત ઈશ્વર !
ઘડ્યુ છે તે જ તો ફક્ત તન તે બાળનું ખરે !
પરંતુ માનવીને તો ઘડવું પડશે મન
રાખવાને ઊભો વિશ્વે સરજી દિવ્ય માનવ !

સુલોચના

# આંગણે કટક

ગ શી શ હા ણે

> દુનિયા આખીનું ડહાપણ ડૉળનાર આજનો વાતડાહ્યો યુવાનવર્ગ ક્રિયામાં તો સાવ છેલ્લે પાટલે બેસનારો હોય છે! આવું તો કેટલુંય આપણે રોજ જોતા હોઈએ છીએ. ઠરીને વિચાર કરવા કે વિચારનો અમલ કરવા જ આપણે નથી માગતા!

અમારા આખા મિત્ર–સમુદાયમા એની કાંઈક વધુ પડતી બહુશ્રુતતા, બધાથી વધુ ભણતર અને બોલવામાં પણ બધાંથી વધુ પાવરધો એટલે એકેય કામ એની જાણ બહાર અમે કરતા જ નહિ અમારા એ આખા સમુદાયમાં જેટલા પુરુષો હતા એથી ત્રણચાર વધુ તો સ્ત્રીઓ હતી એટલે ક્યારેક પક્ષાપક્ષી સુધી વાત પહોંચી જતી ત્યારે સ્ત્રીઓનો એ કટ્ટો દુશ્મન એટલે એ હારી જતો અને અમારા પક્ષમાં સ્ત્રીઓ હોય એટલે અમે વધુ દલીલબાજી કર્યા વિના પણ બહુમતીથી જીતી જતા

ત્યારે એ એક જ દલીલ કરતો સ્ત્રીઓની ઓથ લીધાની!

પણ એ આખા સ્ત્રી–સમુદાયમાં એની સગી બેન પણ હતી આવા જાજરમાન ભાઈની બેન પણ કોઈ કમ નહોતી! બીજી સ્ત્રીઓની માફક એય પુરુષો વચ્ચે રહેવુ-હળવુ-ભળવુ વધુ પસંદ કરતી. આ પેલા ભાઈને ન ગમતું સ્ત્રીઓનો એ કટ્ટો વિરોધી હતો. એટલે જ તો બે ત્રણ સંતાનો થઈ ગયા પછી પણ એ પોતાની સગી પત્નીને હજુ તેડતો જ નહોતો! એની આ બહેન પણ એના ભેગી જ રહેતી અને બધાનુ મથક પણ એનુ જ ઘર હતુ

એક દિવસની વાત છે એ બહેને પોતે જ વાતને ઉખેળી અને પછી પેલા ભાઈને તો વાઢો તો લોહીનો છાંટોય ન પડે એવો કાળો કાળો મેશ થઈ ગયો! રોજ ગામ આખાના કોયડાઓ ઉકેલનાર અને હાથ પછાડીને ગરજતો એ મિયાની મીંદડી બની બેઠો

વાત એમ હતી કે વય વટાવી ચૂકેલી એની સગી બહેને અમારા જ સમુદાયમાંથી એક પુરુષમિત્ર સાથે પ્રેમ કરવાની ભૂલ કરેલી! સારુ હતુ કે એ પુરુષમિત્ર પરણેલો નહોતો છતા એ ભાઈને એ જ ખૂચ્યુ પ્રેમ કરવા માટે પણ બહેને ભાઈની—વડીલભાઈની સંમતિ લેવી જોઈએ પાછી આ તો પચ્ચીસીએ પહોચેલી એવી જાજરમાન બહેન!

ખલાસ, ભાઈનું સ્વમાન ઘવાયુ. ઘુંઘવાયેલા વાતાવરણમા તે દિવસે તો અમારી સભા બરખાસ્ત થઈ જાણે ફરી ક્યારેય મળવાનાં જ હોઈએ નહિ ને!

એ પછી એક અઠવાડિયા સુધી અમે બધાએ મળવાનુ બંધ રાખ્યુ જે ભાઈ સાથે પેલી બહેનની પ્રેમગાંઠ બંધાઈ ગયેલી એ બન્ને તો રોજ ને રોજ વધુ વખત સુધી એકાન્ત મેળવી મળવા લાગ્યાં. એની બહેન તો અમારા આખા સમુદાયમા રહીને ખૂબ પાવરધી થઈ ગયેલી કેટલાંયના ચોકઠાં એના ભાઈએ જાતે જ ગોઠવાવી દીધેલા ગોઠવાયા વગરના વીખરાઈ ગયેલાં ચોકઠાંઓ માટે તો એ ભાઈએ શુ વલોપાત કરેલો, શુ વલોપાત કરેલો કે ન પૂછો વાત! પણ આ તો આગણે કટક આવી ઊભુ હવે થાય શુ?

અમારી આખી મંડળીને પછી તો એ ભાંડવા લાગી ગયો, કોઈની સામે ઊંચુ મો કરીને જોવાની એનામાં હિંમત ન રહી અમારામાંના બે ચાર મિત્રોએ તો એને ગુરુપદે પણ બેસાડેલો પણ અમારા જ સમુદાયમાં એની બહેન 'ફસાય' એ કેમે કરી એને ગળે ન ઊતર્યુ

એક દિવસની વાત છે રાતોરાત બન્ને ભાઈબેન ઊપડ્યાં બહેનને તો એની સાથે ખેંચાવુ જ પડ્યુ પછી ખબર મળ્યા કે કોઈક ઘરરખુ ગોઠિયા સાથે એ ભાઈએ એની બહેનને ગાંઠી દીધી છે

× × ×

ત્યારથી અમારો મિત્રસમુદાય એ એક જ વાત હમેશા યાદ કરે છે કે ઘર આંગણાનું કટક આમ કટાય!

★

## સમજ્યો 'તો

જ જીરને માળા સમજ્યો 'તો, ને ફૂલને જ્વાળા સમજ્યો 'તો,
એ ચાર દિવસના યૌવનમા પથ્થરને સુવાળા સમજ્યો 'તો!
કુદરતનો એમા વાક નથી, પ્રેમીની જુદાઈ કારણ છે,
હુ એટલે શીતળ રાતોને ધગધગતા ઉનાળા સમજ્યો 'તો!
મઝિલની તમન્ના પૂછીને ઝખ્મોને ઉઘાડા કરવા છે?
ઠોકરને મુલાયમ માની 'તી, રસ્તાને રૂપાળા સમજ્યો 'તો!
મચવાઈ મનોહરતા, તેથી જીવનની વિષમતા દૂર થઈ,
જીવનના ઉઘાડા ભેદોને જીવનથી નિરાળા સમજ્યો 'તો,
એ દીપની જ્યોતિ છે પલમા, એ છીપનુ મોતી છે પલમા!
હુ મારા મનોહર આસુને કા આખનાચાળા સમજ્યો 'તો?

શેખાદમ આબુવાલા

## બડભાગી

આજ રગે ચડી, રસ છોળો ઊડી
રગરસની એ ભોમકા જાગી
આજ મારી સ્મરણોની ભોમકા જાગી
ક્યારેક અથડાતી, ક્યારેક કૂટાતી
અથડાતી-કૂટાતી આવી લાગી
એવી મારી સ્મરણોની ભોમકા જાગી
આશા અણમોલ એની શક્તિ અમૂલી
આશા-શક્તિના બોધ માગી
આજ મારી સ્મરણોની ભોમકા જાગી
દિલના મેરામણના મોજા શુ બાખડી
આવે અભૂલ જાગી જાગી
એવી મારી સ્મરણોની ભોમકા જાગી
હૈયાના એક એક મત્રોશુ રાચતી
રાચીને આવતી સુહાગી
આજ મારી સ્મરણોની ભોમકા જાગી
સ્મરણોની ભોમ મારા દિલના ઊડાણો
કોરી કોરી બની બડભાગી
એવી મારી સ્મરણોની ભોમકા જાગી

જયત પરમાર

[ પ્રકટ થનાર કાવ્ય સગ્રહ કણસલામાથી ]

## રસરાજને

પધાર રસરાજવી મધુરમૂર્તિ શૃગારની
સિહાસન જમાવી તુ વિલસ રોમરોમે અમ
તને હુ ગમી જાઉ, તુય મુજ ચિત્તવ્યોમે રમ,
રમો શ્રવણ ધાર મિષ્ટ તવ શબ્દ ગુજારની
તુ છે નયન એકમા મધુ થઈ મધુ કાળનો,
બીજે શરદ પૂર્ણિમા અમી વિરાજ શુદ્ધોજ્જ્વલ
મને સ્પરશ અગઅગપર અગુલે કોમલ
સુગધમય કસ્તૂરી તિલક ચદ્ર થા ભાલનો
પધાર પિયુ, ગાઢ અગસહ લે તુ આલિગન
હુ તો અધર માત્ર, આવ, વસ ત્યા થઈ ચુબન

ઉશનસ્

★

## કાળ-નાગ

દે દશ જનમથી જ માનવને શરીરે
આ કાળ-નાગ, પણ વિષ ચડત ધીરે!

અમૃતલાલ ઇ શુક્લ

# સર્વોદય કે સામ્યવાદ?

વસુબંધુ

> ગાંધીયુગની તેજસ્વિતામાં અંજાઈને આપણે એ આખો યુગ જીવી ગયા છતાંય એનું સાચું સ્વરૂપ તો આપણાથી અજાણ જ રહ્યું. એ આખા સ્વરૂપને સમજવા માટે આ પ્રકરણ, આપણે ન માની શકીએ એવી, પણ કેટલીક નગ્ન–સત્ય હકીકતો આપી જાય છે. ખૂબ જ લોકપ્રિય થયેલી આ લેખમાળા વાચકોને વધુ ને વધુ આકર્ષતી રહી છે.

## પ્રકરણ ૧૮ મું (ચાલુ)

### ગાંધી રાજકારણનું સાચુ સ્વરૂપ

મહાત્માજીના મુસલમાનો સાથેના સંબંધોનો વિકાસ પણ એક અભ્યાસયોગ્ય વિષય છે દક્ષિણ આફ્રિકામા હિંદુ–મુસલમાન વચ્ચે સંપૂર્ણ સુમેળ હતો એક તો તેઓ દેશથી દૂર હતા, બીજુ બંને અંગ્રેજોની લોખંડી એડી હેઠળ એકસરખા કચગતા હતા, ત્રીજી હકીકત એ છે કે ત્યાંનું ક્ષેત્ર નાનુ હતું અને ચોથુ કારણ એમ કહી શકાય કે ત્યા સૌને કેવળ સહન જ કરવાનુ હતુ, સત્તાની સહેજે પડાપડી ન હતી,

હિંદુસ્તાનમાં આવ્યા પછી એમના મુસલમાનો સાથેના સંબંધો નવા જ તબક્કામાં પ્રવેશે છે એમને અલીભાઈઓ, હકીમ અજમલખાન, ડૉ અનસારી, ખાન ભાઈઓ, મૌલાના આઝાદ અને બીજા અનેક મિત્રો મળે છે એમની પહેલી લડતમા અસહકાર ી સાથે સાથે ખિલાફતનું ધતીંગ ભળ્યું હોવાથી એમને મુસલમાન નેતાઓનો પૂરેપૂરો સાથ મળ્યો જનતા મોટે ભાગે તટસ્થ રહી અને જે થોડા ઘણા ભળ્યા એ વગરસમજ્યે ધર્મઝનૂનથી ભળ્યા ખિલાફતનો પ્રશ્ન તેમની તરફેણમા પતી જાય તો ગાંધીની તેમને કશી પડી ન હતી બીજી લતડમા મુસલમાન જનતાના સમજુ વર્ગે ઉત્સાહપૂર્વક સાથ આપ્યો ત્યારે નેતાઓ તટસ્થ રહ્યા ત્રીજી લડતમાં મુસલમાન નેતાઓ અને જનતા બંને ગાંધીજીના અને કૉંગ્રેસના હડહડતા દુશ્મનો થઈ ગયા આ રીતે આપણે જોઈશુ તો આપણી ત્રીસ વર્ષની સ્વરાજ્યયાત્રામા હિંદુ મુસલમાન વચ્ચે કદી સંપૂર્ણ સુમેળ રહ્યો જ નથી કૃષ્ણ–કરીમનુ કદી એકીકરણ થયુ જ નથી

ઈ સ ૧૯૪૨ માં મહાત્માજીએ જાહેર કર્યું કે જવાહરલાલ નેહરુ મારો વારસ થશે એ રીતે એમણે ભારતના ભાગ્ય નિર્માણનો ભાવી નકશો પ્રજા આગળ મૂકી દીધો પછીથી 'ક્રીપ્સ કરારો'નો અસ્વીકાર ૮મી ઑગસ્ટનો 'હિંદ છોડો'નો ઠરાવ, મહાત્માજીના જીવનની છેલ્લી જેલયાત્રા એ પ્રસંગો એક પછી એક આવી જાય છે

ઈ, સ ૧૯૪૩મા એમના ૨૧ દિવસના ઉપવાસ શરૂ થાય છે આખી પ્રજા એક શ્વાસે ભક્તિભાવપૂર્વક છતા લાચારીથી અંગ્રેજો સામે રોષ ઠાલવતી એ મહા પ્રસંગને દિનપ્રતિદિન જોઈ રહે છે આ અગ્નિ પરીક્ષામાથી મહાત્માજી હેમખેમ ઊતર્યા તો ખરા પણ તેમની દિનપ્રતિદિન ક્ષીણ થથી જતી શારીરિક અને માનસિક શક્તિઓને ન નીવારી શકાય એવુ ભારે નુકશાન પહોચે છે લૉર્ડ લીનલીથગો આપણી પ્રજાની પ્રતિકાર શક્તિને બહુ સારી રીતે ઓળખતા હતા એટલે એમણે ઇંગ્લેંડની એ કટોકટીની વેળાએ મહાત્માજીને છોડવાની સાફ ના પાડી દીધી મહાત્માજી કદાચ છૂટયા હોત તો પણ પ્રજા સરકારી દમનથી એટલી બધી નાહિંમત થઈ ગઈ હતી કે એ ભાગ્યે જ બીજી કોઈ લડત ઉપાડી શકયા હોત ઈ. સ ૧૯૪૩ મા કસ્તુરબાનુ અવસાન થયુ

ઈ સ ૧૯૪૪ના કોમી સમાધાન માટે શ્રી રાજાજીની સૂચનાથી ગાંધીજીએ ઝીણાની મુલાકાત લીધી શ્રી ઝીણાને પોતાની વધતી જતી તાકાત ઉપર પૂરેપૂરો વિશ્વાસ હતો એટલે સહેજે ઊર્મિલ થયા સિવાય એમણે પાકીસ્તાન માટેનો પોતાનો આગ્રહ ચાલુ રાખ્યો

ઈ સ ૧૯૪૫મા આઝાદ હિંદ ફોજનો મુકદમો





અને હિંદી ખનામીઓનો બળવો એ બે જાણીતા પ્રસંગો બ યા ઇંગ્લેંડમા મજૂર પક્ષ સત્તા ઉપર આવ્યો ઈ સ ૧૯૪૬નુ વર્ષ ભારે રાજકીય પ્રવૃત્તિઓથી ભરેલું હતુ સીમલા પરિષ મળી અને મહાત્માજીની મુત્સદ્દીગીરીએ અનેક મુઝવણભરેલા પ્રશ્નોમાંથી ર તો કા વામાં ઘણી મદદ કરી અને વચગાળાની સરકાર રચાઈ

વચગાળાની સરકારમાં સર ારને થોડા જ વખ તમાં અનુભવ થઈ ગયો કે આ મ્હિયારૂ ઘર ચોવીસ કનાક માટે પણ ભે એવુ નથી સરકારી નોકરીમા નાના મોટા રેક ખાતાથી માંડીને લશ્કર અને પોલીસ સુધીમાં ૯૫ ટકા મુસલમાનો હડહડતા પાકી સ્તાનવાદીઓ હતા આવા દગલબાજ માણસોના ભરોસે દેશના કરોડો સ્ત્રીપુરુષોનાં જાનમાલ સોંપી શકાય નહી મુસલમાનો ભલે જુદા થાય અને પોતાના ઘરનો વહીવટ પોતે કરે વ્યવહાર અનુભવે સર ાર પાકીસ્તાનના પાકા હિમાયતી બન્યા

મહાત્માજી હિંદના ભાગલાના પૂરેપૂરા વિરોધી હતા પણ એમની પાસે જક્કી અને વિફરેલા મુસ લમાનોને વશ કરવા માટે ભલાઈ ભાઈચારા અને હૃ યપલટા સિવાય બીજુ કોઈ અસરકારક શસ્ત્ર ન હતું એ શસ્ત્ર અનુભવથી બૂઠું માલમ પડ્યુ હતુ મુસલમાનો પરનો એમનો લગભગ બધો જ કાબૂ છૂટી ગયો હતો

જવાહરલ લ મુઝાઈ ગયા હતા એમની દશા હમલેટ જેવી હતી સરદાર વ્યવહારની અને રાજા જ સિદ્ધાંતની દૃષ્ટિએ પાકીસ્તાનના પ્રશ્ન ઉપર શ્રી ઝીણા સાથે સહમત થયા હતા છેવટે સરદારની રાજ્યદ્વારી કુનેહ અને નચક ઇચ્છાશક્તિએ આખી કાંગ્રેસ કારોબારીને પોતાના મતની કરી મૌલાના આઝાદ ભાગલાની વિરૂદ્ધ હતા પણ એમનો મુસલ માનો ઉપરનો કાબૂ મહાત્માજી જેટલો જ હતો એટલે એમનો પણ સરદાર સાથે સહમત થયા સિવાય છુટકો ન હતો

માઉંટબેટન તો બન્ને પક્ષને મંજુર હોય એવા સમાધાન ઉપર તત્કાળ આવી જઈને પોતાને ગળે વળગેલા ઘટને છોડી નાખવા મથતો હતો

આ રીતે એક પલ્લામા ધર્મપુરુષ બેઠા અને બીજા પલ્લામાં રાજપુરુષો બેઠા અને છેવટે રાજકા રણની વ્યવહારબુદ્ધિએ ધર્મના આદર્શવા ઉપર વિજય મેળ યો ૧૯૪૭ની ૧૫મી ઑગસ્ટે હિંદને સ્વરાજ્ય મળ્યુ હિંદુઓને હિંદુસ્તાન મળ્યુ મુસલમાનોને પાકીસ્તાન મળ્યુ કાંગ્રેસ ા નેતાઓને ખાત્રી જ હતી કે આવી રીતે હિંદના ભાગલા પાડીને બંને પક્ષ સુખશાંતિપૂર્વક જીવી શકશે પણ ધુર્ત જ ભાગલાએ ખારા ઝેર કરી મૂકેલા સ્વરાજ્યમાં અંતર વિગ્રહે પોતાની વિષધારા વહેવડાવવા માંડી પશ્ચિમ પંજાબમાંની મુસલમાનોએ હિંદુઓ અને શીખોનુ નામનિશાન મીટાવી દેવા માટે કમર કસી તો સામેથી પૂર્વ પંજાબના હિંદુઓએ એમનુ જ આબાદ અનુકરણ કર્યું પાકીસ્તાનમાં સ્ત્રી પુરુષ બાળકો યુવાન વૃદ્ધ સૌની કારમી કતલ થઈ લાખોએ હિજરત કરી અસંખ્ય સ્ત્રીઓનાં અપહરણ થયાં અને તેમના ઉપર બળાત્કાર થયા આ બંનેની મિલકત લૂટાઈ પૂર્વ પંજાબમાં એની એ જ ઘટ નાઓનુ પુનરાવર્તન થયુ પાકીસ્તાનની સ્થાપના થતાં જ લાહોરના મુસ્લીમોએ પાકીસ્તાન કેટલુ પવિત્ર છે તે દર્શાવવા લાહોરમાં હિંદુ સ્ત્રીઓને પકડી એમને નગ્ન કરી એમનુ જાહેર સરઘસ કાઢ્યુ અમૃતસરના હિંદુઓએ મુસલમાન સ્ત્રીઓની એની એ જ દશા કરીને આર્યોની આધ્યાત્મિકતા સિદ્ધ કરી! પોતના પંજામા સપડાએલી હિંદુ સ્ત્રીઓ ઉપર અશ્લીલ ભાષામાં છૂંદણાં છૂંદાવ્યાં તો સામેથી હિંદુઓએ હાથમા આવેલી નિરાધાર સ્ત્રીઓ ઉપર ૐકારના છૂંદણાં છૂંદાવી આર્યત્વનો વિજય-વાવટો ફરકાવ્યો

આ દશ્ય જોઈને હિંદનો એકેએક રાજપુરુષ આભો બની ગયો મનુષ્ય સ્વભાવની વાસ્તવિકતાના



આ નવા અનુભવથી મહાત્માજી ભાગી પડ્યા, જવાહર ઉશ્કેરાઈ ગયા, સરદાર સ્તબ્ધ બન્યા, મહમદઅલી ઝીણા મુઝાઈ ગયા અને માઉન્ટ બેટનને ચિંતા પેઠી

કોઈએ નહી કલ્પેલી એવી આ ઘટનાઓ શી રીતે થઈ? મહાત્માજી, જવાહર, સરદાર, રાજાજી અને શ્રી ઝીણા એ સૌ વજ્ર જેવી ઇચ્છા ધરાવનારા પુરુષો. પણ ગમે એટલુ કરે તોય આખરે તો એ બ્રિટીશ શાંતિનાં સૂવાળાં સંતાનો ! એમના વિજયો શાંતિના વિજયો, એમના પરાજયો શાંતિના પરાજયો, ગરીબાઈ, અપમાનો અને જેલ જાત્રાઓ સિવાય મોટુ દુખ કોઈએ કદી જોએલુ કે અનુભવેલુ નહી કોઈ યુદ્ધની અગ્નિજ્વાલામાથી જન્મેલુ નહી, કોઈએ યુદ્ધમાં વિજયો મેળવેલા નહી, યુદ્ધે કોઈનો શ્વાસ અને પ્રાણ નહી, યુદ્ધમા જોવા મળતુ મનુષ્યસ્વભાવનુ નગ્ન દર્શન કોઈને કદી સ્વપ્ને પણ થયેલું નહી

આવી પરિસ્થિતિમાં મહાત્માજી અને મહમદઅલી ઝીણાએ જે વિરાટ બળોને છૂટાં કર્યાં તે પોતપોતાના સ્વભાવ મુજબ વર્તવા માંડ્યા, અને એમની ઉપરથી એમના મુક્તિદાતાઓનો કાબૂ થોડા વખત માટે તો સંપૂર્ણ રીતે નષ્ટ થઈ ગયો આ અનુભવથી આપણા નેતાઓ હબકી ગયા અને કેટલાક ભોળા લેખકોએ જાહેર કર્યું કે આવા અમાનુષી અત્યાચારો હિંદના ઇતિહાસમા કદી થયા નથી વાસ્તવિક પરિસ્થિતિ શુ હતી? આ તો માત્ર હિંદના છેલ્લા હજાર વર્ષના ઇતિહાસનુ હજાર કલાકમાં થયેલુ તદ્દન મોળુ પુનરાવર્તન હતુ યુરોપમાં છેલ્લા વિશ્વ-યુદ્ધમા માનવીએ માનવીની ઉપર જે અત્યાચારો કર્યા હતા એનો તો માત્ર પડછાયો જ હિંદમાં પડ્યો હતો જે મહાત્માજી ૧૯૨૧ની સાલમા વાઈસરોયને કહેતા હતા કે "લોહીની નદીઓ પણ મને મુઝાવી શકશે નહી " જે મહાત્માજી અંગ્રેજોને દબડાવતા હતા કે "ઇશ્વર કે અંધાધૂંધી બેમાંથી ગમે તે એકને આશરે તમે હિંદને છોડીને ચાલ્યા જાવ " તે જ મહાત્માજીએ જ્યારે હિંદના માત્ર એક જ પ્રાતમા અંધાધૂંધીનો પડછાયો જોયો ત્યારે કોમવાદના ગ્રહણથી સંપૂર્ણપણે તૂટી પડ્યા અને કહ્યુ કે, હવે મારે આ હિંદમા સવાસો વર્ષ જીવવુ નથી બંધુ-હત્યાના આ દૃશ્યો હુ કાયમ જોવા માગતો નથી

જે મનુષ્ય સ્વભાવના કાળાં બળોનુ કઠોર અને કાગ્મુ તાંડવ જોઈને, યુરોપમાં બર્ટ્રાન્ડ રસેલ જેવો અહિંસાવાદી હિંસાવાદી બન્યો અને કૉમ્યુનીસ્ટોનો કટ્ટર શત્રુ થયો તો બીજી બાજુ એચ જી વેલ્સ જેવો વિચારક માણસ જાત ઉપર લ્યાનત વરસાવતો વરસાવતો મરી ગયો, એ જ વિનાશનો અંશમાત્ર જોઈને મહાત્માજી આટલા બધા હતાશ શા માટે થઈ ગયા?

એનુ એક કારણ તો એ કે મહાત્માજી બ્રિટીશ શાંતિનું સર્જન હતા પણ બીજુ એથી વધુ ઊંડુ કારણ તો એ હતુ કે વાસ્તવિકતાના પહેલા જ ધક્કાથી, મહાત્માજીએ જીવનભર ભગીરથ પુરુષાર્થ કરીને જે સ્વપ્નસૃષ્ટિ રચી હતી તે સ્વપ્નસૃષ્ટિના, ગંજીફાના મહેલની પેઠે ક્ષણવારમા ભૂકેભૂક થઈ ગયા મહાત્માજી માનતા કે હિંદુઓ અહિંસક દયાધર્મી પ્રજા છે અને યોગ્ય તાલીમ આપવામાં આવે તો એ પ્રજા જગતની બીજી પ્રજાઓને વિશ્વશાંતિના આદર્શ તરફ દોરી જઈ શકે તેમ છે પણ એમણે જ્યારે નજરોનજર એ જોયુ કે પર-કોમના અત્યાચારોનો બદલો લેવામાં હિંદુઓ મુસલમાનો કરતા સહેજ જ ઉતરતા છે ત્યારે એમના શોક, નિરાશા અને વિષાદનો પાર જ ન રહ્યો આખી જિંદગી જે માનવીએ પોતાની માતાની સતી માનીને પૂજા કરી હોય તે જ, માતૃભક્ત માનવીને પોતાના જીવનના અંતકાળે સમજાય કે મારી માતા સતી નથી પણ કુલટા છે ત્યારે તેની જેવી માનસિક સ્થિતિ થાય એવી જ માનસિક સ્થિતિ મહાત્માજીની થઈ

બીજા બધા ભીંત ભૂલ્યા તો ભૂલ્યા પણ સરદાર જેવા વિલક્ષણ, ચાણક્યબુદ્ધિના રાજપુરુષ પણ ગોથલ





ખાઈ ગયા કારણ કે એ પણ આખી જિંદગી ગાંધી વાદના ભાઈચારાના રાજકારણથી રંગા એલા હતા એટલા માટે જ જ્યારે શ્રી ઝીણાના અનુયાયીઓ જાહેરમાં કહેતા કે અમે ઝંગીસખાનને ભૂલાવે એવા અત્યાચારો હિંદુઓ ઉપર કરીશું ત્યારે તેઓ એ વાતને હસી કાઢતા એમણે એક વખત પોતાના અમદાવાદના ભાષણમાં કહેલું કે કોંગ્રેસને કે હિંદુઓને જો વધારે હક આપી દેશો તો અમે ઠેરઠેર તોફાનો કરીશું એવી મુસલમાનો ધમકી આપે છે પણ એવાં તોફાનો કરવાં તે કાંઈ રાંડીરાંડના ખેલ નથી

આ માનસને કારણે શ્રી મહમ્મદ અલી ઝીણાની વસ્તીની ફેરબદલીની વ્યવહારૂ સૂચનાને ધુતકારી કાઢવામાં આવી હતી

એ જ રીતે સામે પક્ષે શ્રી ઝીણાની ગણતરી એવી ખરી કે કાયદેસર રીતે પાકીસ્તાન મેળવીશું અને પછીથી હિંદુઓ જેવી મારખાઉ કોમ સામે જેસકી લાઠી ઉસકી ભેંસ એ ન્યાય અજમાવીશું એમને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે પંજાબની વીરભૂમિમાં કુરૂક્ષેત્ર સળગાવવાનું પરિણામ એ આવશે કે મુસલમાનોને હિંદુઓ એમની ભાષામાં જ જવાબ આપશે હિંદુઓ એ એક મુમુક્ષુ પ્રજા છે પણ એમનામાં એટલી જીજીવિષા બાકી રહી છે કે આંતરી મિલાડી વાઘ થાય એ ન્યાયે તેઓ ન્યાયનીતિના સામા ય ધોરણો નેવે મૂકીને બરાબર વેર લઈ શકે છે મુસલમાનો સાથે રહીને હિંદુઓ તેમના સદ્‌ગુણો ન શીખ્યા હોય તો પણ એમના અપલક્ષણોનું સારૂં અનુકરણ કરી શકે છે

સદીઓ સુધી મુસલમાનોએ હિંદુ મંદિરો તોડ્યા સ્ત્રીઓને ભ્રષ્ટ કરી ગામોની ક્તલ કરી અને પ્રજાને બળાત્કારે વટલાવી બ ધામાં હિંદુઓ સતત ઉચ્ચ નૈતિક ધોરણો નજર સામે રાખીને મુસલમાનો સામે લડ્યા ગયા અને એમને નસીબે કાયમ પરાજયની નામોશી ચડતી ગઈ બીજી હિંદુ પ્રતિક્રાંતિ પછી આખું ચિત્ર બદલાયું શિવાજીના અનુગામીઓએ એના ઉચ્ચ નૈતિક ધોરણો પડતાં મૂક્યાં અને મુસલમાનોને એમની ભાષામાં જ જવાબ આપવા માંડ્યો એ કાળમાં હિંદુઓએ સારા પ્રમાણમાં મસ્જીદોમાં બળાત્કારે મૂર્તિઓ પધરાવ્યાની તવારીખ ગવાહી પૂરે છે સોમનાથના મંદિરના ખંડિયેરો ઉપર મુસલમાનોએ બાંધેલી મસ્જીદ મરાઠાઓએ તોડી અને બાળી હતી એટલું જ નહિ પણ કાશીના બ્રાહ્મણોના કાયરપણાને કારણે મરાઠાઓ ઔરંગઝેબે ત્યાં બંધાવેલી મસ્જીદ તોડતા તોડતા રહી ગયા (અજાયબ થવા જેવી વાત તો એ છે કે આ ઘટનાને કાકા કાલેલકર હિંદુઓના ઉપર પ્રેમધમન નામે ઓળખાવે છે!) એટલે મુસલમાનોને તેઓ સમજે તે ભાષામાં જવાબ આપવાનો સંસ્કાર છેલ્લી અઢી સદીથી હિંદુ લોહીમાં ઉતરી ચૂક્યો હતો આત્મરક્ષણ એ જીવનનો પહેલો ધર્મ હોવાથી આ બાબતસર હિંદુઓનો ઝાઝો દોષ કાઢી શકાય એમ નથી જો કે દેશના વિશાળ હિતની દૃષ્ટિએ જોઈએ તો આ વલણ વ્યાજબી નથી આ નવો સંસ્કાર બ્રિટીશ શાંતિ હેઠળ હિંદુ લોહીમાં સુષુપ્ત પડ્યો હતો તેને સ્વતંત્રતાનો ઓચિંતો ધક્કો લાગતાં એ અભાન પૂર્વ જાગી ઊઠ્યો

મહાત્માજીનું હવે પછીનું જીવન એ એક હારતા લશ્કરના કમનસીબ સરદારનું કરુણ જીવન છે એક બાજુ એમની શારીરિક અને માનસિક શક્તિઓ ક્ષીણ થતી જાય છે તો બીજી બાજુ એમની સામે પડેલા પ્રશ્નો દિવસે દિવસે વધારે ને વધારે વિશાળ વિકટ ને જટીલ બનીને પોતાની વિકરાળતા વધારે જાય છે હિંદુઓ ઉપરનો એમનો કાબૂ ક્રમશઃ ઘટવા માંડ્યો હતો એમના કોમી એકતાના પ્રવચનો હિંદુઓમાં અત્યંત અળખામણાં થઈ ગયાં હતા એ જ રીતે રાજકારણ ઉપરનો એમનો કાબૂ ઘટતો હતો ધાર્મિક રીતે હિંદુઓ એમને સાંભળતા ન હતા રાજકીય રીતે એમના અનુયાયીઓ તેમની વિરુદ્ધ પડતા હતા અને મારું કોઈ કંઈ સાંભળતું નથી એ એમના



છેલ્લા દિવસોના વારંવાર થતા ઉદ્ગાર હતા. હિંદુ મધ્યમવર્ગ* ઉપરથી એમનો કાબૂ કેટલી ઝડપથી સરતો જતો હતો, એનો નક્કર પુરાવો આપણને હરિજનપત્રોની ધરાકીમાંથી મળી રહે છે ૧૯૪૬ના ફેબ્રુઆરીમાં એ પત્રોની કુલ ધરાકી ૭૨,૪૭૦ હતી એમાંથી મહાત્માજીના અવસાન વખતે એ માત્ર ૨૪,૭૪૬ ઉપર આવી ગઈ હતી. અંગ્રેજી હરિજનની ધરાકી ચોથા ભાગની થઈ ગઈ હતી અને ગુજરાત જે ગાંધીવાદનો અજેય કિલ્લો ગણાતો ત્યાં આગળ હરિજનબંધુની ધરાકી અડધા કરતાં પણ ઓછી થઈ ગઈ હતી અને આ બધું ક્યારે બન્યું? જ્યારે મહાત્માજીના જીવનભરના ભગીરથ પુરુષાર્થના ફળરૂપે પ્રજાના હાથમાં સ્વરાજ આવ્યું ત્યારે!*

કલકત્તા અને દિલ્હીના ઉપવાસોથી એમનો હિંદુઓ ઉપરનો કાબૂ માંડ માંડ ટકી રહ્યો તો બીજી બાજુ હિંદુ-મુસ્લીમ પ્રશ્ન પરત્વે આદર્શવાદી જવાહરની મુસ્લીમપરસ્તી અને વ્યવહારદક્ષ સરદારનું ન્યાયી વલણ બંને વચ્ચે ઉગ્ર ઘર્ષણ જગાવતું હતું અધૂરામાં પૂરું સાંજ પડે મૌલાના આઝાદ અને રાજકુમારી અમૃતકુંવર મહાત્માજી આગળ સરદારના "કટ્ટર કોમવાદ" સામે ફરિયાદ કરતાં જ હોય એટલે એ વિષમ પરિસ્થિતિમાં હિંદુસ્તાન અને પાકીસ્તાન, જવાહર અને સરદાર હિંદુ અને મુસલમાન વચ્ચે ગાંધીજી માંડમાંડ સમતુલા સાચવી રહ્યા હતા ઉપવાસો અને ચિંતાઓ એમના લોખંડી શરીરને ઝડપથી તોડી નાખી રહ્યાં હતા માનસિક રીતે તો મહાત્માજીની દશા કેસરિયા કરતાં રજપુતો જેવી હતી શારીરિક રીતે એમની તબિયત લથડતી જતી હતી આવી પરિસ્થિતિમા એ પવિત્ર પુરુષ ઉપર વધુ યાતનાઓ લાદવાનું ઈશ્વરને ઠીક ન લાગતાં એમણે એમને ગોડસેની ગોળીથી વખતસર આબરૂભેર પોતાની પાસે બોલાવી લીધા અને ૩૦મી જાન્યુઆરીએ એ પ્રભુના પયગંબરનું નિર્વાણ થયું

મહાત્માજીનું અવસાન થતાં જ પ્રજાનો એમની સામેનો અસંતોષ એકાએક ઓલવાઈ ગયો હિંદુઓને ભારે પશ્ચાત્તાપ થયો આખા દેશમાં શોક અને ભક્તિનું એક સજ્જડ મોજું ફરી વળ્યું હિંદુસ્તાનમાં તો ઠીક પણ પાકીસ્તાનમાં પણ જ્યારે આ સમાચાર પહોચ્યા ત્યારે હજારો મુસલમાનો રડ્યા કકળ્યા અને એમણે તે દિવસ ઉપવાસ કર્યો

ધીમે ધીમે મહાત્માજીનું નામ એક દંતકથા બની ગયું કામ ભુલાઈ ગયું અને હિંદુઓ ને મુસલમાનો પોતપોતાના અસલ સ્વભાવ પ્રમાણે વર્તવા માંડ્યા

### હિંદુ સંસ્કૃતિનું એક વિશિષ્ટ લક્ષણ, કુરુક્ષેત્રમાં વિષાદ!

ડૉ રાધાક્રિશ્નનું એક જગ્યાએ ફિલસૂફી વિશે વ્યાખ્યાન હતું એમનું જ્યાં વ્યાખ્યાન હોય ત્યાં વિદ્યાર્થીઓનાં ટોળેટોળાં ઉમટે વ્યાખ્યાનનો હૉલ ચીકાર ભરાઈ ગયો. બહાર પણ ઘણા વિદ્યાર્થીઓ રહી ગયા ડૉ રાધાક્રિશ્ન જ્યારે વ્યાખ્યાન પૂરું કરીને બહાર નીકળ્યા ત્યારે એમને બહાર રહી ગયેલા વિદ્યાર્થીઓએ વિનંતિ કરી કે, "અમને તમારા વ્યાખ્યાનમાંનું કશું જ સાંભળવા મળ્યું નથી તો અમને પણ કંઈક કહો" ડૉ રાધાક્રિશ્ને જવાબ આપ્યો કે, "મારે તો એટલું જ કહેવાનું છે કે જીવન એ કુરુક્ષેત્ર છે જીવનના કોઈ પણ ક્ષેત્રમાં પડતા પહેલાં પહેલેથી પૂરેપૂરો વિચાર કરજો પાછળથી અર્જુનની પેઠે કુરુક્ષેત્રની મધ્યમાં વિષાદ અનુભવશો નહિ આપણા સૌની એ જ રૂઢ ટેવ છે કે આપણે બધા કુરુક્ષેત્રમાં વિષાદ અનુભવીએ છીએ" એમનું મંતવ્ય તદ્દન સાચું હતું 'કાર્યનો અનારંભ એ બુદ્ધિનું પ્રથમ લક્ષણ છે. આરંભેલાનું અંતગમન એ બુદ્ધિનું બીજું લક્ષણ છે. આપણી આરંભશૂરી પ્રજા જીવનના કુરુક્ષેત્રમાં અડધે રસ્તે

---

*જુઓ. હરિજનબંધુ ૨૩ ૨. ૧૯૫૨





શા માટે વિષાદ અનુભવે છે ?—એનું કારણ એ છે કે આ વૃદ્ધ પ્રજાના પ્રજાજનોનું વિરામબિંદુ બહુ જ જલદીથી આવી જાય છે

આ વિરામબિંદુ ( Stop spot ) એટલે શું ? દરેક વ્યક્તિ અને દરેક સંસ્કૃતિની સંપૂર્ણ શક્યતાઓનો વિકાસ થયા પછીથી જે બિંદુથી વધુ વિકાસ શક્ય ન હોય તે બિંદુનું નામ તે વિરામબિંદુ એ બિંદુએ પહોંચ્યા પછી એ વ્યક્તિ કે એ સંસ્કૃતિનું અધઃપતન શરૂ થાય છે પછી એ ગમે તેટલો પુરુષાર્થ કરે તો પણ એ વિરામબિંદુની ઉપર જઈ શકતી નથી

આ વિરામબિંદુના આપણે બે ત્રણ દાખલાઓ જોઈએ

ઑસ્ટ્રેલીઆના કેળવણીકારોનો એવો અનુભવ છે કે ગોરા બાળકોની સાથે આદિવાસીઓનાં બાળકો ભણતાં હોય છે એમાં ચાર પાંચ ધોરણ સુધી તો બન્નેની પ્રગતિ તદ્દન સમાન હોય છે પછીથી ગમે તેટલી મહેનત કરો તો પણ આદિવાસીનું બાળક આગળ ભણી શકતું નથી આ છે કેળવણીનું વિરામબિંદુ

સાહિત્યમાં વિરામબિંદુ જોવું હોય તો મુનશીનું વિરામબિંદુ ગુજરાતનો નાથ રમણલાલ દેસાઈનું વિરામબિંદુ દિવ્યચક્ષુ મેઘાણીનું વિરામબિંદુ ગુજરાતનો જય ધૂમકેતુનું વિરામબિંદુ તણખા સંસ્કૃત સાહિત્યનું વિરામબિંદુ કાળિદાસ

રાજકારણમાં વિરામબિંદુ જોઈએ તો નેપોલીયનનું વિરામબિંદુ સીરીયા અને રશિયા હિટલરનું વિરામબિંદુ રશિયા અને ઈજીપ્ત સ્ટેલીનનું વિરામબિંદુ બર્લિન અને કોરીયા અંગ્રેજ પ્રજાનું વિરામબિંદુ ' બ્રિટિશ સામ્રાજ્યનો વિક્ટોરીયન યુગ

તો પછી પ્રશ્ન એ થશે કે હિંદુ પ્રજાનું વિરામબિંદુ શું ? એનું ધાર્મિક વિરામબિંદુ ભગવદ્ ગીતા એનું રાજકીય વિરામબિંદુ દિલ્હી આ બે વિરામબિંદુએ પ્રજાના નાયકો પહોંચે એટલે પરાણે ટકાવી રાખેલી પ્રજા તદ્દન હતાશ થઈ જાય

મુનશી કહે છે કે દિલ્હી એ તો નામ માત્ર છે કેવળ પરદેશીઓને હિંદ ઊપર રાજ કરવાનું એ એક થાણું છે —ના ! દિલ્હી એ કરતાં ઘણું વિશેષ છે એ તો એક પ્રાચીન પ્રજાના સમસ્ત પુરુષાર્થનું કબ્રસ્તાન છે ત્યાં આગળ હિંદુ પ્રજાના હજાર હજાર વર્ષના પરમ પુરુષાર્થનું ખાતર થઈ ગયું છે હજાર હજાર વર્ષ થયાં હિંદુ પ્રજા ઉપર વિધાતાનો શાપ ઉતર્યો છે તારો કોઈ પુત્ર દિલ્હીપતિ નહિ થાય અને જો બનેચૂકે થશે તો એને કુરુક્ષેત્રની ભૂખાળવી ભૂમિ ભરખી જશે

આ વાતમાં તમને કંઈ શંકા આવે છે કે ? તો ચલો આપણે એ પ્રાચીન પ્રજાના પ્રારબ્ધના થોડા પાનાં ઉથલાવીએ એટલે એ કિસ્મતની કિતાબમાંથી તમને ગાંધી પરાજયનાં કારણો દીવા જેવાં દેખાશે

જુઓ આ સપ્તસિંધુની પવિત્રભૂમિ અહીં આગળ મોહન જો-ડેરોની સંસ્કૃતિ સર્જાઈ અને શમી ગઈ અહીંના વાતાવરણમાંથી આર્યોના અગ્રેસર ઋષિએ ઉચ્ચારેલી વેદની ઋચાઓના પડઘાઓ શમ્યા નથી યજ્ઞોની સુગંધ હજી લુપ્ત થઈ નથી

આ ભૂમિ ઉપર પોતાની અલોરની રાજધાનીમાં સિંધપતિ દાહિર રાજ્ય કરે છે એના અતિ વૈભવશાળી બંદર દેવળ ઉપર મહમદ બિન કાસીમ જંગી મુસ્લીમ સેના સાથે ચઢાઈ કરે છે એને હરાવવા અને હઠાવવા માટે અલોરથી દેવળ આવેલા દાહિરનો પુત્ર જયસિંહ ખુલ્લા યુદ્ધમાં મરાય છે એટલે હિંદુ લશ્કર દેવળના કિલ્લામાં ભરાઈને મુસલમાનોનો સબળ અને સખત સામનો કરે છે આ અણનમ સામનો તોડવાની યુક્તિ મહમદને શિવશર્મા નામનો બ્રાહ્મણ બતાવે છે એ કહે છે કે જ્યાં સુધી દેવળ બંદરના મુખ્ય દેવળ મંદિરનો ધ્વજ અણનમ છે ત્યાં સુધી હિંદુઓ કદી હારવાના નથી એટલે મહમદે તુરત જ પોતાને દેશથી અરૂસ નામનું યંત્ર ઝપાટાબંધ મંગાવી એ દ્વારા પથ્થરો ફેંકી દેવળ મંદિરના શિખરને તોડી પાડ્યું તુરત જ અંધશ્રદ્ધાળુ હિંદુઓમાં ભય વ્યાપ્યો ભંગાણ પડ્યું, દાહિર

મરાયો, દેવળ લુંટાયું, અને વિજયી આરબોએ એલોર તરફ પોતાનુ પ્રયાણ શરૂ કર્યું ત્યા આગળ હિંદુઓ સગઠિત સામનો કરી શકયા નહિ બૌદ્ધો અને જૈનો અહિંસામાં માનતા હોવાથી મુસલમાનોનો સામનો કરવાનો અધર્મ એમણે પણ આચર્યો નહિ, દાહિરની શૂરી રાણીએ એલોરના કિલ્લા આગળ કેસરીયા કર્યા અને એ રીતે ઈ સ ૭૧૨ ના જૂનની ૨૦મી તારીખે 'અલ્લા હો અકબર'ના વિજયઘોષથી નવી સસ્કૃતિએ સિધની પ્રાચીન ભૂમિ ઉપર પોતાનો વિજયવાવટો ફરકાવ્યો હિદનુ નાક કપાયુ દિલ્હી તરફ જવાનો રસ્તો મોકળો થયો

ત્યાર પછીનો ઇતિહાસ એટલે આની આ જ જડતા, રૂઢિચુસ્તતા, અધશ્રદ્ધા, દેશદ્રોહ, કુસપ, અને સામુદાયિક સામનો કરવાની અશક્તિનુ વારવાર થયેલું પુનરાવર્તન

ત્યાર પછી સિધમા ૧૫૦ વર્ષ આરબ રાજ્ય રહ્યું અને શકર યુગના ધાર્મિક જુસ્સાને પરિણામે પ્રગટેલી રાજકીય જાગ્રતિના પ્રતિક જેવા મિહીરભોજની સરદારી હેઠળ ગુર્જર પ્રતિહારોએ મુસલમાનોને સિધમાથી હાંકી કાઢયા, અને બ્રાહ્મણોએ "દેવળ સ્મૃતિ" લખીને મલેચ્છ બનેલા હિદુઓને શુદ્ધ કરી આર્યત્વનો અધિકાર આપ્યો છતા સોનાની થાળીમાં લોખડની મેખ જેવા ચાર કિલ્લા આરબો પાસેથી રાજપુતો ખૂચવી શકયા નહિ

રજપૂતોનો આ વિજય ક્ષણિક હતો કાળબળો હિદુઓ સામે કામ કરી રહ્યાં હતાં ઈ સ ૯૮૮મા ગીઝનીના સુલતાન સબકતગીને પજાબ ઉપર ચઢાઈ કરી એનો સામનો કરવા માટે જયપાળે કમ્મર કસી એની મદદમાં કનોજ, દિલ્હી, અજમેર અને કલજરના રજપૂત રાજાઓ આવ્યા, પણ એ સૌની સયુકત શકિતનો સામનો કરીને સબકતગીન જીતી ગયો અને સિધુ નદી સુધી પોતાનો વિજય વાવટો ફરકાવ્યો એના મરણ પછી એનો સવાયો પુત્ર મહમદ ગીઝની ગાદીએ આવ્યો, અને ઈ સ ૧૦૦૧મા જયપાળને સખત પરાજય આપ્યો. બબ્બે વારનો પરાજય એ ગર્વિષ્ઠ રજપૂત વીર માટે અસહ્ય હતો એણે પોતાના પુત્રને ગાદી સોંપી પોતે ચિતા ખડકી અગ્નિસ્નાન કર્યું જે પ્રશ્નને ઉકેલવામાં જયપાળ નિષ્ફળ નીવડયો હતો, તે પ્રશ્ન ઉકેલવા માટે અનગપાળે કમ્મર કસી એની સરદારી હેઠળ ઉત્તર હિંદના તમામ રજપૂત રાજાઓ એકઠા થયા હિદુ સ્ત્રીઓએ પોતાનાં ઘરેણાં ગાળા વેચીને હિદુ લશ્કરને સારી રીતે શસ્ત્રસજ્જ કર્યું. બન્ને સેનાઓ વચ્ચે મહા ભયકર યુદ્ધ ખેલાયુ મહમદનો પરાજય હાથવેંતમાં હતો એના લશ્કરમાં નાસભાગ શરૂ થઈ ગઈ હતી અને એજ અણીને વખતે અનંગપાળના હાથીની આંખમાં બાણ વાગ્યુ વિફરેલો હાથી અવળો ફર્યો અને પોતાનો સેનાપતિ નાસે છે એમ માનીને હિદુ લશ્કરમા નાસભાગ અને અધાધુધી શરૂ થઈ ગઈ. મહમદ જીત્યો અને એણે પેટ ભરીને લુટ કરી

ત્યાર પછી મહંમદની વિજયી આગેકુચ રોકવા માટે પજાબના હિદુ વીરોએ પાણીની માફક પોતાનું લોહી વહાવ્યુ પણ એ સઘળુ નિષ્ફળ ગયુ ઈ સ ૧૦૧૩માં ગાધાર (કાબુલ) અને પજાબ કાયમને માટે મુસ્લિમ સંસ્કૃતિના તેજોમય વર્તુલમા ચાલ્યા ગયા હિદુ હિદની સમશેર છીનવાઈ ગઈ દિલ્હીનો બચાવ કરનારો બીજો કિલ્લો કાયમ માટે તૂટી ગયો.

ત્યારપછી મહમદનો માર્ગ એટલો બધો સરળ બન્યો કે એની હિંદપરની કુલ ૧૭ સવારીઓ અઢળક ધન લુટવાના અનિરૂદ્ધ ગજમાર્ગો જેવી બની ગઈ ગીઝનીથી સોમનાથ સુધી આવતા મહમદને આવડા મોટા દેશમા કોઈ પડકારનાર મળે નહિ કે એનો પુરવઠો કાપવાની પણ કોઈ હિદુ રાજાને સુઝ સરખી પડે નહિ. પાટણનો પ્રતાપી સમ્રાટ બાણાવળી ભીમ એનાથી હારીને કથકોટ નાઠો સૌરાષ્ટ્રનો રજપૂતોએ સોમનાથ પાટણને બચાવવાને આ છેલ્લો મરણીઓ પ્રયત્ન કર્યો પણ ભગવાન સોમનાથ મ્લેચ્છને એની સેના સાથે બાળીને ભસ્મ કરી મૂકશે,





એ પ્રકારની બ્રાહ્મણોની અંધશ્રદ્ધાએ સૌને ગાર્ડન રાખ્યા અને સોમનાથ પડ્યુ આ રીતે મહમદની ૧૭ સવારીઓએ ઉત્તર હિંદના સમગ્ર અર્થતંત્રને ચીંખી નાખ્યુ હિંદુઓને ના-હિંમત કરી નાખ્યા અને મુસલમાનોની આત્મશ્રદ્ધા વધારી મૂકી

ત્યારપછી શાહબુદ્દીન ઘોરીની સરદારી હેઠળ ઈસ્લામી સંસ્કૃતિએ હિંદ ઉપર પોતાનું ત્રીજું ઝનુની આક્રમણ શરૂ કર્યું ઈ સ ૧૧૭૬ થી ૧૧૮૫ સુધીમાં શાહબુદ્દીને હિંદ ઉપર સાત સવારીઓ કરી પહેલી ત્રણ સવારીઓમા એણે ઈતિહાસના ભૂત ઈતિહાસનું પૂનરાવર્તન કરીને પંજાબ સિંધ અને વાયવ્ય સરહદના પ્રાંત જીતી લીધા ચોથી સવારીમાં સ્થાનેશ્વર આગળ એની અને પૃથ્વીરાજ વચ્ચે જે યુદ્ધ થયુ એમાં શાહબુદ્દીને સખત હાર ખાધી અને માંડમાંડ પોતાનો જીવ બચાવીને નાઠો બીજે વર્ષે તુરત જ એણે વધુ તાકાત એકઠી કરીને પૃથ્વીરાજ સામે આક્રમણ કર્યુ પૃથ્વીરાજની મદદે અનેક હિંદુ રાજાઓ આવ્યા પણ એ હાર્યો પકડાયો અને એની કતલ થઈ એની પાછળ સંયુક્તા સતી થઈ ત્યારથી પૂરી પાંચ સદી સુધી હિંદની હિંદુ પ્રજા મુસલમાનોની ગુલામ બની રહી સંયુક્તાનો સ્વયંવર એ હિંદનો છેલ્લો સ્વયંવર હતો પુરુષ પરાજિત થાય એટલે એની પાછળ જનારી સ્ત્રી આપોઆપ પરાધીન બને છે શાહબુદ્દીન ઘોરીએ દિલ્હી અજમેર કનોજ અને કાશી જીતી લીધાં અને હિંદુધર્મના હૃદય જેવી એ દેવનગરી ઉપર ન રૂઝાય એવા ઘા કર્યા ત્યારપછી બખત્યાર ખીલજીએ કેવળ બસો સ્વારોની મદદથી બંગાળ બિહાર અને મગધ જીતી લીધા અને નાલંદાની વિદ્યાનગરી સળગાવી મૂકી

પૃથ્વીરાજના પુરુષાર્થના આ કરુણ અંત પછી હિંદમાં મુસલમાનોએ કાયમ અડ્ડો જમાવ્યો પણ ત્યારપછી વારંવાર પરાજિત થવા છતાં હિંદુ પ્રજાના હૃદયમાંથી કદી દિલ્હીનો મોહ ગયો નથી !

ઉત્તર હિંદમાંથી રજપૂત સત્તાની સર્વોપરિતા નષ્ટ થવાથી તેઓ હિંદુઓની રહીસહી જાહોજલાલી જાળવવા માટે રજપૂતાનામાં ભરાયા અને ત્યાંથી જ્યારે જ્યારે તક મળી ત્યારે ત્યારે પોતાની નષ્ટ જાહોજલાલીની પૂનઃપ્રાપ્તિ માટે એમણે અચૂક પ્રયાસ કર્યો છે

સુલતાન અલ્તમશના સમયમાં રજપૂતો બહુ બહાદુરીથી લડ્યા તો પણ રણથંભોર માંડુ ગ્વાલીઅર અને ઉજ્જન મુસલમાનોના હાથમાં ગયા અલ્તમશે ઉજ્જનનું મહાકાળેશ્વરનું પ્રખ્યાત મંદિર તોડી નખાવી માળવામાં મુસલમાની સત્તાનો પાયો નાખ્યો

દિલ્હીની ગાદી ઉપર ગુલામ વંશ પછી ખીલજી વંશ આવે છે અને અલાઉદ્દીનની ખૂની શમશેર ત્યાંના હિંદુઓને વધુ કચડે છે ગુજરાતનો કરણઘેલો રણથંભોરનો હમીરસિંહ ચિતોડનો ભીમસિંહ દેવગીરીનો રામદેવ વરંગલનો પ્રતાપરૂદ્રદેવ અને દ્વાર સમુદ્રનો રાજા બલ્લાળ એ સૌ અલાઉદ્દીનની વિજળી શક્તિ અને મલેક કાફુરના દુર્જય યુદ્ધ કૌશલ્ય આગળ ભાંગી પડે છે મલેક કાફુર ઠેઠ સેતુબંધ રામેશ્વર સુધીનાં મંદિરો તોડીને ત્યાં મસ્જીદો બંધાવીને હિંદની હિંદુસર્વોપરિતાનો નાશ કરે છે

ખિલજી વંશના અંતકાળે એક બળાત્કારે વટલાએલો હિંદુ ખુશરૂ ગાદી ઉપર આવે છે એના હૃદયમાંથી હજી હિંદુત્વના સંસ્કારો ભૂંસાયા નથી એણે મુસલમાનોને ત્રાસ આપવાની શરૂઆત કરી મસ્જીદો અપવિત્ર કરીને હિંદુ દેવ-દેવીઓની મૂર્તિઓ પધરાવી અને ખિલજી બાદશાહનુ ઝનાનખાનુ પોતાના અંગત ઉપભોગ માટે રાખી લીધુ હિંદુ સંસ્કૃતિના પુનરુત્થાનનો આ નિર્બળ પ્રયત્ન ટૂંક વખતમાં જ તૂટી પડયો અને ગ્યાસુદ્દીન તઘલખની સાથેની પહેલી લડાઈમાં એનુ અવ્યવસ્થિત લશ્કર હારી ગયુ એ કેદ પકડાયો અને એની કતલ થઈ

ઈસ્લામી સંસ્કૃતિનો ક્રાંતિકાળ પૂરો થયો અને



હિંદની સુવર્ણ ભૂમિ જીતવા માટે બાદશાહ બાબર આ દેશમાં આવ્યો, અને ઈબ્રાહીમ લોદીને હરાવીને દિલ્હી જીત્યું રાજ્યપલટાઓના આ સંક્રાંતિકાળમાં હિંદુ પ્રજાનો ભાગ્યપલટો કરવાની આ એક મોનેરી તક હતી મેવાડના મહારાણા સંઘે આ તકને ઝડપી લેવાનો નિશ્ચય કર્યો અને એની સરદારી હેઠળ રજપૂતાનાના તમામ રજપૂત રાજાઓ અને કેટલાક અફઘાન સરદારો એકઠા થયા મો મો સંગ્રામોમાં ઝઝૂમીને પોતાની પ્રચંડ કાયા ઉપર એંશી એંશી ઘા ઝીલનારો મહા શૂરો સંગ જેનો નેતા હતો તેવી હિંદુ સેનાએ બાબરને ફત્તેહપૂર આગળ પડકાર્યો હમેશની પેઠે આ યુદ્ધમાં પણ રજપૂતો શરૂઆતમાં જીત્યા પણ આખરે શીલાદીત્ય નામના એક રજપૂત સરદારના દગાએ, મુસલમાનોના ધર્મઝનૂને અને બાબરની ચઢીયાતી યુદ્ધ કળાએ આ સંગ્રામમાં બાબરને વિજય અપાવ્યો. હિંદુ નેતાગીરી ફરી એક વાર નિષ્ફળ નીવડી દિલ્હી તો દૂરનું દૂર રહ્યું

હુમાયુ પછી શેરશાહ ગાદીએ આવ્યો અને એનો સામનો કરવાનો રજપૂતોએ માલદેવની સરદારી હેઠળ ફરી એક વાર પ્રયત્ન કર્યો એ પ્રયત્ન પણ નિષ્ફળ નીવડ્યો એ રાઠોડ યોદ્ધાના પતનથી હિંદુ પુનરૂત્થાનની આશા ફરી એક વાર ધૂળ ભેગી થઈ ગઈ

ફરી પાછો રાજ્યપલટો, ફરી હિંદુઓ માથું ઊંચું કરે છે દિલ્હીની ગાદી ઊપર વિક્રમાદિત્ય હેમૂ એમે છે પણ ૫ મહિના અને ૧૧ દિવસનું લીલુંઉછાળ રાજ કરીને એ વણિક વીર ગાઝી બહેરમાનખાનના હાથે કાફરને મોતે મુઓ

પછી પાછી અકબરની વિજયકૂચ શરૂ થઈ. એનો સામનો કરવાનો પ્રયત્ન કરનાર ભગવાનદાસથી દુર્ગાવતી સુધીના રજપૂત વીર-વીરાંગનાઓ હાર્યા

પણ ગઢોમાં શ્રેષ્ઠ ગણાતો એવો ચિતોડગઢ ઉન્નત મસ્તકે હિંદુત્વનું ગૌરવ ગાઈ રહ્યો હતો એને તોડવા માટે પાંચ પાંચ કોશમાં પથરાઈ રહેલી વિશાળ સેના સેંકડો હાથીઓ અને તોપો સાથે અકબરે ચઢાઈ કરી ૭ ૭ મહિના સુધી એ કિલ્લો ન પડ્યો. છેવટે અકબરની ગોળીથી જયમલ રાઠોડ ઘાયલ થયો અને બીજે દિવસે રજપૂતોએ કેસરિયા કર્યા કિલ્લાની કાંધ ઉપર ચઢીને જયમલે રજપૂત સેનાની નેતાગીરી લીધી અને અકબરના હાથે વીરગતિ પામ્યો આ કેસરિયામાં ૩૦,૦૦૦ રજપૂતોની કતલ થઈ અને ચિતોડગઢ કાયમને માટે ભગ્નાવસ્થામાં રહ્યો. ઉદયસિંહના મરણ પછી વીસ વીસ વર્ષ સુધી રાણો પ્રતાપ અકબરની સામે ઝઝૂમ્યો હલદીઘાટના એ પરાજિત વીર પાસે છેવટે સાત સૈનિકો રહ્યા તે વખતે વીર ભામાશાએ તેને અઢળક ધન આપી હિજરત કરતો અટકાવ્યો પ્રતાપે આખું મેવાડ પાછું જીતી લીધું પણ જે પ્રતાપ પોતાના મરણ સુધી ચિતોડ જીતી શક્યો નહિ તેને દિલ્હી જીતવાનું સ્વપ્ન આવે જ ક્યાંથી ?

મહારાણા પ્રતાપ પછી ગાદીએ આવેલા એના પુત્ર અમરસિંહે મોગલોનો સત્તર સત્તર લડાઈઓમાં સામનો કર્યો અને છેવટે થાકીને જહાંગીરની શરણાગતિ સ્વીકારી અને બિચારો રામરાય ! વિજયનગરના એ છેલ્લા સમ્રાટને તેમજ તેના પૂર્વગામીઓને દિલ્હી જીતવાનું તો કદી સ્વપ્નું પણ આવેલું નહિ એમની મહેચ્છા માત્ર એટલી જ કે દિલ્હીની સર્વભક્ષી મુસ્લિમ સત્તા દક્ષિણહિંદમાં હિંદુ સંસ્કૃતિને ગળી ના જાય પણ એને ય દખ્ખણના બહામની રાજ્યો સાથે છેવટનો હિસાબ ચૂકવી લેવો પડ્યો ઈ સ ૧૫૬૫માં તાલીકોટા આગળ દક્ષિણહિંદની હિંદુ સર્વોપરિતાનો ભાગ્યનિર્ણય કરનાર એક દારૂણ યુદ્ધ થયું અને એમાં રાજા રામરાય અને એક લાખ હિંદુ સૈનિકો કપાઈ મૂઆ વિજયી મુસ્લિમ લશ્કર વિજયનગરમાં પેઠું અને સાઠ માઈલના ઘેરાવામાં ફેલાએલી એ અતિ મનોહર અમરાપુરી ઉપર તલવાર, ભાલા, કુહાડા અને અગ્નિથી પાંચ મહિના રાતદિવસ વિનાશ વર્તાવીને રડતા ખંડિએરોમાં ફેરવી નાખી

ઔરંગઝેબની ધર્માંધ રાજનિતીના વિરોધ તરીકે





મારવાડ અને મેવાડના શુર રજપૂતોએ દુર્ગાદાસની સરદારી હેઠળ એની સાથે બાથ ભીડી હતી. પણ એનો ઉદ્દેશ કેવળ આત્મરક્ષણ હતો. દિલ્હી સુધી પહોંચવાની મહત્ત્વાકાંક્ષા રજપૂતોમાંથી કાયમને માટે મરી ગઈ હતી.

આરંગઝેબે દગા ફટકાથી કેદ કરેલો દક્ખણનો વાઘ શિવાજી આગ્રાના કેદખાનામાંથી મહામુસીબતે નાઠો. એટલે એને દિલ્હી જીતવાનો વિચાર સરખોય આવે એ તો અશક્ય હતું.

શિવાજી પછી શાહુનો ઉછેર મોગલ દરબારમાં થયો. વિજયી વીર તરીકે નહિ પણ પરાજીત કેદી તરીકે.

ત્યાંથી છૂટીને દક્ખણ આવેલા શાહુએ બાલાજીને સર્વ સત્તા સોંપી અને રજપૂતોનું નષ્ટ થએલું દિલ્હીપતિ થવાનું સ્વપ્ન મરાઠાઓમાં ધીમે ધીમે ફરી પાછું જાગવા માંડ્યું. બાલાજી વિશ્વનાથ દિલ્હી લશ્કર લઈને ગયો પણ તે સૈયદ ભાઈઓના સહાયક તરીકે અને એ સહાયના બદલામાં 'સ્વરાજ્ય' ની 'ચોથ' ની અને 'સરદેશમુખ' ની એમ ત્રણ સનદો લીધી.

એના પછી એનો પુત્ર બાજીરાવ પેશ્વા થયો અને કન્યાકુમારીથી કાશ્મીર સુધી ભગવો ઝંડો ફરકાવવાનું એણે બીડું ઝડપ્યું. મોગલ સામ્રાજ્યના ખંડેરો ઉપર હિંદુ સામ્રાજ્ય સ્થાપવાની એણે ફરી એક વાર તૈયારીઓ કરવા માંડી. એણે હિંદુ રાજરજવાડાં આગળ હિંદુપત પાદશાહીનો મનોહર વિચાર આકર્ષક રીતે મૂક્યો અને મોગલ મુલકોમાં લૂંટફાટ કરવા માંડી. એને રાતદિવસ દિલ્હી જીતવાનાં સ્વપ્નાં આવતાં. એટલા માટે એણે પોતાના પૂનાના શનિવારવાડાના રાજમહેલના ઉત્તર તરફના દરવાજાને 'દિલ્હી દરવાજો' એવું નામ આપ્યું. પોતાના કેટલાક રાજકીય વાંધાના ઉકેલ માટે એણે લશ્કર લઈ દિલ્હી ઉપર ચડાઈ કરી. દિલ્હીના બાદશાહે એને ખાળવા માટે પોતાનું લશ્કર મોકલ્યું. બાદશાહનું લશ્કર હારી ગયું. ઈ. સ. ૧૯૩૭ માં દિલ્હીની લગોલગ પહોંચેલા બાજીરાવે કેવળ બાદશાહની લાગણીઓ ન દુભાવવા માટે જ દિલ્હીમાં પ્રવેશ ન કર્યો. માત્ર ખંડણી લઈ બાદશાહને જતો કર્યો. એની મદદે આવેલા નિઝામને એણે ભોપાળ આગળ સજ્જડ હાર આપી. અને એને પોતાને અનુકૂળ શરતોએ સમાધાન કરવાની ફરજ પાડી. આ રીતે ફરી એક વાર દિલ્હી હિંદુઓથી માત્ર એક વેંતને જ છેટે રહ્યું!

[વધુ આવતે અંકે]

*

# ઉકેલ

જતી 'તી તું ક્યાં?'–એ અબુધ મન મારે પૂછ્યું જરા
સખીને, જોતાં એ ભભક કપડાંની ફરકતાં
અને ત્યાં તો દેખી, સ્મિતસહ મુખે ઊભતી મેં
સમીપે મારી એ, નયન નચવેલાં સુરસમાં
હર્ષોલ્લાસાશ્રુના, મબર મુખગોખે હજુ સુધી
મને દેખાયે એ, જવ ગઈ વીંટાઈ ગરદને
સુબાહુ એનાથી અતિ જકડનાં સ્નેહઉભરે
મળ્યો પ્રત્યુત્તરે મૂક મુખ સખીનું નિરખતાં
થયેલાં તાં મૈત્રક સમયપે પ્રશ્ન ઉકલ્યો!

પ્રભાત

# તિમિર—વીથિકા

પી૦ જયન્ત

વાર્તાઓમાં પણ ગાડરિયો પ્રવાહ? એમાં પણ નિયમોનાં બંધન? બાંધેલા ચોકઠાની બહાર ન જ નીકળાય? એવા તો કેટલાય પ્રશ્નોને ઉવેખતી આ વાર્તા એક પ્રયોગ તરીકે પણ એની શૈલીથી અપનાવવાયોગ્ય થઈ પડે તો ના નહિ! અંત લગી વાચકને પકડી રાખતી વાર્તાનો અંત આવે એ પણ અકસ્માત જ લાગે છે!

વીથિકા અને તિમિર!

નામ જ એવા વિચિત્ર હોવાને લીધે આપણને એમ થાય કે આ તે ગુજરાતના નામો કે બીજા કોઈ પ્રાન્તના? ગઈ પેઢી માટે કદાચ આ પ્રશ્ન નિરૂત્તર રહ્યો હોત, પણ ચાલુ પેઢી એમ કાંઈ ગાજી જાય એવી નથી! આથી પણ વિચિત્ર નામો આજે ગુજરાતના સરકારી કહેવાતા કુટુંબોમા થોકબંધ આપણને જાણવા–સાંભળવાનાં મળે છે એટલે આ બે નામથી વધુ ભડકયા વિના એમા ઊંડા ઊતરવાનુ સહેજે મન થાય એ આખી વાતની શરૂઆત તિમિરે જાતે કરી અને પૂર્ણાહુતિ થવાની તૈયારી હતી ત્યાં જ કોણ જાણે કયાંયથી આવીને વીથિકા ટપકી પડી ને પૂર્ણાહુતિનો આખો રંગ જ મારી ગયો!

બધાને એમ જ થયુ કે વાત અધૂરી રહી ગઈ પણ ના, વીથિકાએ જ સાચી પૂર્ણાહુતિ કરી દીધેલી એની ના તો તિમિર પણ નથી પાડી શકતો, તો આપણે તે વળી કોણ?

તિમિરે આખી વાત આ રીતે કહી હતી :—

ગુજરાતના બહુ નાનકડા નહી એવા એક ગામમા મારો જન્મ થયો ત્યારે મારા બાપાજી મારા દાદાની સાથે આફ્રિકામા વસતા હતા આફ્રિકાનુ એ વખતનુ એ નાનકડુ નકુરુ ગામ ત્યારે પણ વેપારમાં કાચુ સોનું હતું. દર પાંચ વરસે દાદા આવતા એમ બધા કહેતા પણ હુ સમજણો થયો ત્યારથી દાદા દેશમાં આવ્યા જ નથી પાંચ–પાંચ વરસે મારા બાપાજી આવતા ત્યારે અહી દેશમા ત્રણેક માસ અમારી સાથે રહી જતા મારી બાને મે જોઈ હોય એવુ મને અત્યારે પણ યાદ નથી આવતું દાદીમા કહે છે કે એ તો મને ધાવણો મૂકીને જ મરી ગયેલી દાદીમાએ મને ઉછેરીને મોટો કર્યો હું સમજતો થયો ત્યારનુ મને યાદ છે કે બાપાજી જ્યારે જ્યારે દેશમા આવતા ત્યારે દાદીમાનુ તો ઠીક, પણ બીજા પણ કેટલાંય સગાં-સ્વજનોનું મોં એક વાતે તોડી લેતા એ વાત એ કે એમની પાસે કોઈ બીજીવારના લગ્નની વાત કરી જ નહોતુ શકતુ મારા તરફના હેતનો આથી વધુ કયો પુરાવો જોઈએ?

અમારુ ગામ હતુ તો નાનકડા શહેર જેવડુ. છતાં બાપાજીએ મને ઉચ્ચ શિક્ષણ મળે એ હેતુથી પહેલેથી જ ગુજરાતના પાટનગર જેવા અમદાવાદમાં ભણવા માટે મૂકેલો બાપાજીના એક ખાસ સ્નેહીને ત્યાં મારે રહેવાનું થયેલુ એ સ્નેહી શહેરના એક નામાંકિત દાક્તર હતા એમને કાંઈ સતાન નહોતું એટલે મને એ પેટના દીકરાની જેમ રાખતા હું એમને કાકાજી અને એમનાં પત્નીને પહેલેથી જ કાકીમા કહીને બોલાવતો એ માયાળુ દંપતી વાતવાતમા મને 'બેટા તિમિર' જેવા લાડભર્યા શબ્દોથી નવડાવતા એમના સબંધીઓ પાસે પણ મારા વખાણ કરતા જરાય થાકતાં નહી.

દાકતરકાકાની પ્રેકટીસ એવી તો ધમધોકાર ચાલતી કે મને આજે પણ નથી યાદ આવતું કે કોઈ દિવસ સવારે અમે સાથે બેસીને એકેય દિવસ જમ્યા હોઈએ! સાંજે વળી કોઈવાર હું નિશાળની રમતોમાંથી મોડો ઘેર આવતો ત્યારે દાકતરકાકા ઘરમાં હોય તો મારી સાથે અચૂક વાળુ કરવાનો આગ્રહ રાખતા પણ કોઈ દરદી એ જ વખતે આવે તો કાકીમાનો કચવાટ વહોરી લઈ ને પણ એ ભાણા ઉપરથી ઊઠીને ચાલતા થતા!

કાકાજીની ઉદારતા તો આજેય મારી આંખ સામે તરવરે છે. એમ તો કાકીમા પણ મૂર્તિમંત





ઉદારતા હતી પણ કાકાજીની ઉદારતા આગળ કાકીમા ખરેખર વામણા લાગતા

એક દિવસની વાત છે એક રદી બાઈ ઘેર આવેલી એને શુ દરદ હતુ એ તો અત્યારે મને યાદ નથી પણ એને દવા વગેરે આપીને કાકાજીએ જ વખતે તીજોરીમાથી જે નોટોનો થોકડો લઈને ગયેલા એ હજુ મારી આખ સામે તરવરે છે મને પછીથી ખબર પડેલી કે એ બાઈનો ધણી તાજો જ મરી ગયો હતો ધણી મરી ગયો ત્યારે રૂપિયા અગી હજારનુ દેવુ મૂકતો ગયેલો અને પછી તો લેણદારોએ એ બાઈના એવા તો હલહવાલ કરી નાખ્યા હતા કે ન પૂછો વાત! જુવાનજોધ એ ની બાઈ શિયળ રક્ષવા ખૂબ ઝઝૂમી પણ એની રૂપરૂપની અંબાર કાયા અને એમાં જુવાનીનો તરવગટ ભળે પછી એ લફંગા લેણિયાતોને કેટલાક વારી શકે? અને એ લેણિયાતોએ એ બાઈના દેહને ચૂથી ચૂથીને સાવ રગદોળી નાખ્યો તો પણ લેણિયાતોનું લેણું અગી હજારમાથી એક પાઈ પણ ઘટ્યુ નહોતું! બરોબર રૂપિયા અગીહજાર રોકડા ચૂકવીને તે દિવસે કાકાજીએ એ બાઈને નરકાગારમાથી છોડાવેલી આજે એ જ મીરાબહેન અમદાવાદની અનાશ્રિત બહેનોની સાચી પાલિકા બન્યા છે હજારો બાળકોની સાચી જનેતા બન્યાં છે

દાકતરકાકાએ ફક્ત મીરાબેનની જ સેવા મેળવી છે એમ નથી એવા તો કેટલાય શુભ કામો કાકાજીને નામે ચડ્યાં છે ત્યારે જ આજે દાકતરકાકાના અવસાન પછી પણ એમની ફોરમ ગાનની પોળે પોળે એવી ને એવી મહેકી રહી છે કોઈક પણ ઘરડુ માણસ વાત કરતુ હોય ત્યારે દાકતર કાકા એમની વાતમાં આવ્યા વગર ન જ રહે એવા એ મહા પાનક વાળી હતા મારે તો પિતા સમાન હતા

દર પાંચ વરસે બાપાજી આફ્રિકાથી આવતા ત્યારે અમારા ગામ ગયા પહેલા સીધા મુબઈથી અમદાવા જ આવતા મારી બધી પ્રવૃત્તિની દર અઠવાડિયે પત્રથી ખબર આપતો દાકતરકાકા અને કાકીમા પણ વારવાર પત્રો લખતા છતાં પત્રોમાં લખ્યા પ્રમાણેનો જ એમનો તિમિર છે કે કેમ એની ખાત્રી કરવાનુ એ સ્ટીમરમાંથી ઊતરીને પહેલુ કામ કરતા

મારા શિક્ષણનો અંત આવ્યો એ જ વરસે દાકતરકાકા જીવનની છેલ્લી ઘડીઓ ગણી રહ્યા હતા મારૂ પરિણામ આવવાને વાર હતી પણ દાકતરી પરીક્ષાનુ છેલ્લુ વરસ મે જેટલા ખંતથી પસાર કરેલુ અને કાકાજીએ પોતે જ મોટા મોટા સર્જનો પાસે શીખવા જવાની મારા માટે ગોઠવણ કરાવી આપેલી અને હું જે ધગશથી એ બધુ શીખી ગયેલો એ દાકતરકાકાએ ખૂબ સંતોષથી નિહાળેલુ એમની એ આખરી માંદગી માટે મે જે ખંતથી મહેનત લીધી છે એથી તો એમના ભલભલા સર્જનમિત્રોને પણ મોંમાં આંગળાં નાખી દેતા કરેલા એક વિરલી બાનુસર્જનને તો મને એકાંતમાં લઈ જઈને એમના રોગની ભય કરતા અને એ રોગના ચેપથી સાવચેત રહેવા ઈસારો પણ કરેલો પણ દાકતરકાકાની ધગશભરી જિંદગીએ મને એવી સાવચેતીઓથી ગભરાવાને બદલે બેવડો ઉત્સાહ આપ્યો.

મરવાની એક જ કલાક અગાઉ હું મારી કામયાબી પૂરવાર કરવા છેલ્લું ઈન્જેક્શન આપવા જેવો એમની પાસે ગયો ત્યાં જ કાકાજીએ મારો હાથ પકડીને ધીમેથી ઈન્જેક્શનની સીરીંજ મારા હાથમાંથી લઈ લીધી અને પોતાની જાતે જ એ કીમતી ઈન્જેક્શન બાજુમાં પડેલી પાણીની ભરેલી ગેડીમાં ખાલી કરી નાખ્યુ ત્યારે માગની પૂછયા વિના ન રહેવાયુ:

કાકાજી એ ઈન્જેક્શન શી કિંમતે પડ્યુ છે, છે એની તમને ખબર છે?

હા બેટા તિમિર ખાસ વિમાનમાં તે એ છેક સ્વીઝર્લેંડથી મગાવ્યુ છે એ પણ હું જાણું છુ



પણ હવે એની જરૂર નથી બેટા તિમિર, સાચું કહું છુ, એની હવે જરાય જરૂર નથી'

એમ કહીને બાકી રહેલી બધી ભલામણો મને કરી દીધી એમનો રીતસરનો વારસ હું ઠરૂ એવુ વસિયતનામુ પણ કાકીમાએ એ જ વખતે લાવીને રજૂ કર્યું એમનું દિલ ન દુભાય એ માટે કશી આનાકાની કર્યા વગર મે બધુ સ્વીકારી લીધુ બધુ કામ પતી ગયુ ત્યારે દાકતરકાકા જાણે નિરાંતનો છેલ્લો દમ લઈને ફક્ત એટલુ જ બોલ્યા 'બેટા તિમિર... .'

એ મારા માટેનું એમનુ કાયમી સબોધન એ પછી એક અક્ષર પણ ન ઉચ્ચારી શક્યા અને એમની આંખો મારી સામે જ જાણે ખોડાઈ ગઇ હાથવતી એ આંખો બધ કરી અને કાકીમાએ શાંતિપૂર્વક એમના આખા શરીર ઉપર સફેદ ચાદર ઓઢાડી દીધી

એ શોકછાયાની ઘેરી વાદળી હજુ તો વિખરાઈ પણ ન હતી ત્યાં એ જ દિવસે બરોબર પાંચમે જ કલાકે કાકીમા સૂતાં હતાં એ પલગ ઉપર હુ એમની પાસે બેઠો બેઠો જરૂરી વાતો કરતો હતો અને કાકીમા હબકભર્યા અવાજે એક જ બોલ બોલ્યા: 'બેટા તિમિર ' અને એમનુ હૃદય બધ પડી ગયુ! મે આખુ શરીર તપાસ્યુ પણ ક્યાય કશો રોગ નહિ કાકાજીના મોતનો એ આઘાત કાંઇ નાનો સૂનો ન હતો—જીવલેણ નીવડ્યો

કાકાની એ આખી મિલ્કતનો એમના વહાલા કામોમા મે હિસ્સો પાડ્યો અને હું પણ પછીથી બાપાજી પાસે આફ્રિકા ગયો ત્યા મે એક શહેરમા પ્રેક્ટીસ કરવી પણ શરૂ કરી દીધી મારી દાકતરી ધમધોકાર ચાલવી શરૂ પણ થઈ ગઈ

એક દિવસ અચાનક બાપાજી નકુરૂથી મારે ઘેર આવ્યા હું વિસ્મય પામુ એ પહેલા જ એમની પાછળ એક યુવતી પણ મે દીઠી અને મારે કશુ પૂછવુ પડે ત્યા જ એ યુવતી ટહૂકી:

'ડૉક્ટર તિમિર! મને ઓળખી નહિ, ખરું? મેડિકલ કૉલેજના પહેલા વરસમાં વડોદરાથી તમારી કૉલેજમા એક વીથિકા નામની છોકરી આવેલી એ યાદ આવે છે? એને ભારત સરકારે જર્મની મોકલેલી એ પણ એટલુ જ યાદ આવે છે ને? ..'

'એ જ આ ડૉક્ટર વીથિકા!' બાપાજીએ એનું અધૂરુ રહેલુ વાક્ય અડધેથી જ ઉપાડીને પૂરુ કર્યું અને બાપાજી કોટ ઉતારતા ઉતારતા બાજુના ખડમાં થઈને નાવણિયામા હાથ-મો ધોવા ચાલ્યા ગયા

વીથિકા અને તિમિર!

તિમિર અને વીથિકા!

એ શબ્દો વારવાર મારા મગજમાં આમતેમ દોડી રહ્યા. વીથિકા જર્મની ગઈ અને મને ભારત સરકારે કેમ ન મોકલ્યો? નહિતર આજે હું પણ જર્મનીનો ઉપાધિધારી દાક્તર થઈ ગયો ન હોત?

એ પ્રશ્નમાળા વધુ આગળ લબાય તે પહેલા બાપાજી પાછા આવી પહોચ્યા હતા વીથિકા જે સોફા ઉપર બેઠી હતી એ જ સોફા ઉપર બાપાજી આવીને બેઠા અને વીથિકાને પૂછ્યુ કે પેલી તિમિરની પદવીની વાત કરી કે નહિ?

વીથિકા ગાભરી બનીને બોલી ઊઠી કે એ વાત તો પોતે સાવ ભૂલી જ ગઈ! અને તરત પોતાની સાથે લાવેલી હેન્ડબેગમાથી એક મખમલથી મઢેલી ફ્રેમવાળી તકતી કાઢી અને મારા હાથમાં મૂકતાં બોલી

'બર્લિન વિદ્યાપીઠે આ માનદ્ પદવી ડૉક્ટર તિમિરને એનાયત કરવા મને છેક અહીં મોકલી છે મારી પદવી તો હુ ત્યાં રહીને મેળવી ચૂકી છુ પણ વિશ્વના ત્રણ ગણ્યાગાઠ્યા ડૉક્ટરોને જે પદવી મળી છે એ જ ચોથી પદવી ડૉક્ટર તિમિરને એની હૃદયરોગની પૃથક્કરણ કરવાની શોધ માટે મળી છે અને એ માટે વિદ્યાપીઠના કાયમી અધ્યાપક તરીકે તમારી નિમણુક થઈ છે. બોલો, બર્લિન ક્યારે

ઉપડો છો ? હું તો આવતી કાલે ભારત જવા નીકળવાની છું !

સાંજે અમે સાથે જમીને બાપાજી એમના ચાર પરિચિતોને મળવા અને રાત્રે એમના જ એક સગાને ત્યાં સૂઈ રહેવાનું કહીને ગયા પછી વીથિકા અને હું એકના પડ્યાં એકાદ કલાક તો ગાડીમાં બેસીને દૂર દૂર સુધી ફરી આવ્યાં

અંધારી રાત હતી એટલે ફરીને જેવાં ગાડીમાંથી ઊતરીને ઘરમાં પેઠાં ત્યાં તો વીથિકાએ બત્તી કરવા માટે બટન દબાવતો મારો હાથ પકડી લીધો

મને તિમિર બહુ ગમે છે

એના તિમિર શબ્દનો શ્લેષ સમજ્યા વગર મેં જવાબ વાળ્યો

હું તો અહીં જ છું ને ? વીથિકા તારી જ પાસે એ તું જોઈ શકે એ માટે તો હું બત્તી કરતો હતો

ના તિમિર વીથિકા તો તિમિરથી જ શોભે વીથિકામાં પ્રકાશ ડગલું પણ ન માંડી શકે !

હું હવે તિમિર અને વીથિકાના શ્લેષને સમજ્યો ત્યારે જ મને વીથિકાના એ હાથની ઝણઝણાટીનો ખ્યાલ આવ્યો

બીજે દિવસે વીથિકાએ ભારતનો માર્ગ લીધો ત્યારે મેં બર્લિન જવા માટેની બધી તૈયારી કરી લીધેલી બર્લિન જઈને બીજે જ મહિને મેં અમારી વિદ્યાપીઠની એક અધ્યાપકની ખાલી પડેલી જગ્યાએ વીથિકાની નિમણૂક કરાવી દીધી વીથિકા આવીને બીજે જ અઠવાડિયે અમે લગ્ન પણ કરી લીધાં

અહીં જરા અટકું આગળની વાત વીથિકા કહે એવો એનો આગ્રહ મને આટલેથી અટકાવે છે

*

વીથિકાની વાત કહેવાની રીત સાવ જુદી જ હતી તિમિરે પહેલેથી વાતની શરૂઆત કરી હતી જ્યારે વીથિકાએ અધવચથી જ શરૂઆત કરી —

તિમિર આવો લુચ્ચો છે એ મને ખબર જ નહિ એ લગ્ન કરવા જ ઇચ્છતો હતો તો મેં કૉલેજના પહેલા વરસમાં જ એના પ્રેમની માગણી કરેલી એ કેમ ધુત્કારી કાઢી એ એની સાથેના લગ્નજીવનના આ પંદરમે વરસે પણ હું નથી સમજી શકી મેં એને ઘણીવાર પૂછેલું પણ એ વાત જ એવી સિફતથી ઉડાવી દેતો ! કેવો લુચ્ચો છે એ ! એ આજે બર્લિન બેઠો છે અને હું અહીં અમદાવાદ ! પંદર વરસનાં અમારાં પરિણીત જીવનમાં માંડ પાંચ માસ ભેગાં રહ્યાં હોઈએ તો ! મને બર્લિન બોલાવીને ભાઈ સાહેબે લગ્ન તો કરી લીધાં પણ પછી એક પછી એક વિદ્વાન સ્ત્રી અધ્યાપકોને તક આપવાને બહાને મારે ત્રીજે જ મહિને એ વિદ્યાપીઠ છોડવી પડી તે પછી છૂટક છૂટક મળીને કુલ બાકી બે મહિના અમે સાથે રહ્યાં. લગ્ન કરીને અહીં અમદાવાદમાં જ મેં બરોબર અગિયારમે મહિને વીરેશને જન્મ આપ્યો પાળી પોષીને મેં એને સાત વરસનો કર્યો અને એ અરસામાં અઠવાડિયા માટે તિમિર અહીં આવેલો અમે ત્રણેય સાથે બર્લિન જવાનાં હતાં પણ ઠેઠ છેલ્લી ઘડીએ મારી જગ્યાએ આવનાર ડૉક્ટર માંદગીને કારણે ન આવી શક્યા મારે અહીં ને અહીં રહેવું પડ્યું અને તિમિર વીરેશને લઈને બર્લિન ચાલ્યો ગયો વીરેશ સાત વરસની નાની ઉંમરમાં જ એના માતપિતાની કારકિર્દીને ઉજાળવા લાગ્યો હતો એ સમાચાર ખુદ એના જ હસ્તાક્ષરોમાં હું દર અઠવાડિયે પામું છું

*

તિમિર અને વીથિકા !
વીરેશ તિમિર અને વીથિકા !

માત-પિતાથી સવાયો થવા સર્જાયેલો અમારો વીરેશ ચૌદમે વરસે બર્લિન વિદ્યાપીઠની માનભરી ડાકતરી પદવી પામ્યો એ ભારતને ખૂણે ખૂણે આજે ચર્ચાય છે વિશ્વખ્યાત ડૉક્ટર તિમિરથી એ સવાયો થવા સર્જાયો છે



વીરેશ, બેટા વીરેશ !—તિમિરના દાક્તરકાકાના 'બેટા તિમિર' શબ્દો કરતાય વધુ વહાલા લાગતા આ શબ્દો ઉચ્ચારતી વેળાએ મારી છાતી ઉછાળા મારવા લાગી જાય છે અને હુ ઘડીભર મારી તિમિર સાથેની શરૂઆતની જિંદગી યાદ કરીને એ આનદના અતિરેકમાં વિલીન થઈ જાઉ છુ

તે પછી બીજા પાંચ વરસ ચાલ્યાં ગયાં ભારત સરકાર પાસેથી ઉછીની લીધેલી મુદતી સેવાની મુદત પૂરી થતા તિમિર ભારતમા આવ્યો વીરેશ એનો અભ્યાસ આગળ વધારતો બર્લિન જ હતો

એક દિવસ અમારાં નાનકડા નિવાસસ્થાનના બાગના એક ખૂણે હુ અને તિમિર બેઠાં હતાં એકા-એક એક કૅબલ સદેશ આવ્યો મને તો ફાળ પડી તિમિરે એ સદેશ વાચ્યો અને એક અક્ષર પણ બોલ્યા વગર મારા હાથમાં મૂક્યો.

આખો સદેશો વાચ્યા પછી મારામા પણ બોલવાની તાકાત ન રહી

અમે બન્ને સાવ ભાગી ગયાં હતાં બીજે દિવસે છાપાઓ અને હવાઈ સદેશાઓમાં વીરેશનાં વીર-જીવનની ઝાખીઓ સાથે એના મૃત્યુના ભર્યાં ભર્યાં વખાણ થયા દસ માણસોને મોતને મુખેથી વાળીને એ પાછો ફરતો હતો ત્યારે અગિયારમાં માણસે જીવન માટે કરેલી યાચનાને એ ન રોકી શક્યો એ દસ માણસોનાં ભયકર ઑપરેશનો કરીને થાકીને સાવ લોથ થઈ ગયેલો વીરેશ અગિયારમાં સ્ત્રીદર્દીના જોખમી ઑપરેશન માટે પોતાની એકધારી કામગીરીનો છત્રીસમો કલાક સુધારવા કમર કસતો હતો

સાથી દાક્તરો અને નર્સોની વિનવણીઓને ન ગણકારતાં એ તો પેલી દર્દી બાઈને જીવતદાન આપવા વાઢકાપના શસ્ત્રોને ઉકળતા પાણીમા ઝબકોળતો પોતાનુ કામ શરૂ કરતો હતો વાઢકાપની આખી ક્રિયા સફળ કરીને એ ખડમાથી બહાર નીકળીને દર્દીના શરીરમાંથી નીકળેલી રોગની એ ગાંઠનુ પૃથક્કરણ કરવા પોતાના પ્રયોગખંડમા ગાઠને કાપતો હતો ત્યાં એ એકલો જ હતો ગાઠમાથી નીકળેલા ઝેરી વાયુથી એ તરત બેભાન બની ગયો

વીરેશની થાકેલી કાયાને આરામ લેવાનુ કહેવા બીજા દાક્તરોએ જેવાં પ્રયોગખડના બારણાં ખોલ્યાં તેવો જ વીરેશ પ્રયોગના ટેબલ પાસેની ઊંચી ખુરસી ઉપર ઢળેલો તેમને દેખાયો પાસે જ પેલી ગાંઠનુ ઝેર હજુ પણ હવામાં ફેલાતુ લાગ્યુ એટલે એ બધાએ ઊંચકીને વીરેશને તરત ખડની બહાર લઈ લીધો

પણ વીરેશ તો ઝેરી વાયુનો ભોગ ક્યારનો બની ચૂક્યો હતો

*

વીથિકા અને તિમિર !

એ બે વચ્ચે અજવાળુ પાથરતો વીરેશ હયાત નથી એટલે આખરે પણ વીથિકા અને તિમિર—તિમિર અને વીથિકા !

★

# ગંજીપાનો હાથ

હાથ જેવો મળ્યો તેવો ખેલીએ ખૂબ ખતમા,
નાખી ના દઈએ પાનાં હાર છો હોય અંતમા.

**નટવરલાલ પટેલ**

# સમાજ–જીવનમાં પક્ષીઓનું સ્થાન

જયમલ્લ પરમાર

> પક્ષીઓ વિષે તમે કશું જ નથી જાણતા એમ શહેરવાસીઓને તો ભાર પૂર્વક કહી જ શકીએ અનાદિ કાળથી માનવને ઉપયોગી થઈ પડેલુ એ પક્ષીઓનું મહત્ત્વભર્યુ સ્થાન આ આખા લેખની એ વિષયની અભ્યાસુ કલમને વધુ રસભરી નથી બનાવતું?

સામાન્યરીતે માનવી જીવન પોતાની આસ પાસની સજીવ અને નિર્જીવ સૃષ્ટિ ઉપર નિર્ભર રહે છે માણસ એ સજીવ અને નિર્જીવ સૃષ્ટિને પોતાનુ જીવન ટકાવવા સંપૂર્ણ ઉપયોગ કરતો છતાં જ્યાં સુધી એને ગરજ નથી પડતી ફરજ નથી પડતી ભય લાગતો નથી ત્યાં સુધી સજીવ કે નિર્જીવ જગતનુ ઋણ ચૂકવતો તો નથી પણ યાદ પણ કરતો નથી ફરજ ગરજ અને ભય સાથે એક પ્રેમને પણ ઉમેરી શકાય

દુષ્કાળ ન પડ્યો હોત અનાજની અછત ઊભી ન થઈ હોત પાણીની અછત ન ઊભી હોત તો જે ભાવથી આપણે અનાજ અને પાણીને મૂલવતા હતા એ મૂલવત નહિ અન્યથા આપણો દેહ એ અન્ન અને પાણીથી જ પોષાતો આવે છે પણ એ વાતની અછત ઊભી થઈ અને એનુ સાચુ મૂલ્ય સમજાયુ અથવા સાચુ મૂલ્ય સમજવાની ગરજ પડી હું આપને જન સામાન્યની વાત કરું છુ

મૃત્યુની વિનાશકતા જોઈને માનવીએ એને કાળનુ સ્વરૂપ આપ્યુ પણ એ મૃત્યુને કાળ સ્વરૂપે જોયા પછી પણ એ તો અનિવાર્ય જ હતું એનો સતત ભય માથે ઝળુમતો જ હતો એથી માનવીએ સમાધાન શોધ્યુ અને કાળને ભગવાનનુ સ્વરૂપ આપ્યુ જનસામાન્ય માટે તો કાળ કાળ જ રહ્યો છે કદી ભગવાન નથી બન્યો

પણ જે જે સજીવ નિર્જીવ વસ્તુઓનો માનવી ઉપયોગ કરી રહ્યો છે તે બધી કાંઈ મોત બનીને માનવીની પાછળ નથી પડતી એટલે પ્રગટપણે જેનો ભય ફરજ કે ગરજ ઊભા નથી થતા અથવા તો સ્નેહભાવ સર્જાતો નથી ત્યાં એના મૂલ્યો પણ સમજાતાં નથી એ સજીવ–નિર્જીવ વસ્તુ સાથેનો સબંધ પણ સમજાતો નથી અથવા વિસારે પડી જાય છે

અન્નની વાત લ્યો અન્નના આહાર સિવાય આપણને ભાગ્યે જ ચાલે છે

પણ જગતના બહુસંખ્ય લોકો તો માંસાહારી કે આ અન્નાહારી અને માંસાહારી એમ બે પ્રકારના લોકોને વનસ્પતિ વગર નથી ચાલતું

અન્ન તો એક પ્રકારની વનસ્પતિ છે જ ઉપરાંત ફળો શાકભાજી વગેરે વનસ્પતિનો ઉપયોગ અનિવાર્ય બન્યો છે

ત્યારે માંસાહારી લોકો જે પ્રાણીઓનુ માંસ ખાય છે એમાંના મોટા ભાગના પ્રાણીઓ–પણ આ વનસ્પતિ આહારી જ છે વનસ્પતિ ખાઈને જ જીવે છે

દા ત બકરાં ઘેટાં ગાય ભેંસ હરણાં સસના રોઝ સાબરાં વિગેરે વિગેરે ઉપરોક્ત બધા પ્રાણીઓ અને જીવો વનસ્પતિ ઉપર જીવે છે અને એ પ્રાણીઓ ઉપર માંસાહારીઓ જીવે છે

હકીકતે નિરામિષાહારી કે માંસાહારી એમ બને પ્રકારના લોકો ખરી રીતે તો વનસ્પતિ ઉપર જ જીવે છે શુદ્ધ માંસાહારીઓને પણ કેટલીક વનસ્પતિ અનિવાર્યપણે લેવી પડે છે

એટલે કે જનસમાજના જીવન–પોષણનો મુખ્ય આધાર આ વનસ્પતિ જ છે

જે વનસ્પતિ ઉપર માનવીનો પ્રાણીઓનો પ્રાણીઓ ઉપર નભતાં માનવીઓનો આધાર છે એ વનસ્પતિ પૃથ્વીના પટ ઉપરથી ભુંસાઈ જાય તો! તો માનવ જાતની અને પ્રાણી જાતની હસ્તી જ ભયમાં આવી પડે।



જાણો છો આ વનસ્પતિનો નાશ કોણ કરે છે તે? જીવ-જંતુઓ કીટાણુઓ, કીટક સૃષ્ટિ આ કીટક સૃષ્ટિ પણ વનસ્પતિ ઉપર જ જીવે છે

વૈજ્ઞાનિકોની ગણતરી પ્રમાણે આ કીટક સૃષ્ટિનો વિસ્તાર એવડો વિરાટ છે કે વિશ્વ ઉપરની સમગ્ર પ્રાણીસૃષ્ટિની વસતિ ગણતરી કરવામા આવે તો આ કીટકની વસતિ અરધા ઉપર થવા જાય છે

આ કીટકની—જીવ જતુની ઉત્પત્તિ ને વિસ્તાર એટલા વિદ્યુતવેગી હોય છે કે થોડા સમય માટે પણ એમનો અનિયંત્રિત વિસ્તાર થવા દેવામા આવે તો પૃથ્વી ઉપર આ કીટક એક તણુખલુ પણ ન રહેવા દે

તીડ તો આ કીટક સૃષ્ટિમાં ઘણુ અલ્પ સ્થાન ધરાવે છે એ તો એક સામટાં વાદળબધી આવે છે અને જ્યાં પડે ત્યા એક સામટો વિનાશ વર્તાવે છે, એથી આપણને કાળસ્વરૂપ લાગે છે અને એની કાળમુખી ભયકર યાદ તાજી રહે છે

પણ કુદરત પોતે તો જબરી ડેમોક્રેટીક છે. નોકરશાહીમાં માનનારી છે કુદરત જેમ સૃષ્ટિને—કેટલીક યોજનઓને વધવા દે છે તેમ એના ઉપર કેટલાક કટ્રોલીંગ પાવર્સ—નિયામક શક્તિઓ પણ રાખે છે

જેના ઉપર સૃષ્ટિનો આધાર છે, એવી આ વનસ્પતિને કાળમુખી કીટક યોનીથી બચાવી લઈને મનુષ્યો અને પ્રાણીઓના જીવનને એક મોટો આધાર રૂપ કોણ બને છે તે જાણો છો?

પક્ષીઓ, પખી સમાજ, પક્ષી ગણ આ પક્ષીઓ જ કીટકના વધતા વિસ્તાર ઉપર અંકુશરૂપ છે અને અહોરાત કીટકને વીણી વીણીને ખાઈ જાય છે, વનસ્પતિને બચાવે છે અને કીટકનો વધતો વિસ્તાર અટકાવ્યા જ કરે છે

જો આ પખીઓ ન હોત તો અસખ્યાત જીવજતુઓ વનસ્પતિને ભરખી જ ખાત

પક્ષીઓમા પણ કેટલાંક કીટકભક્ષી નથી હોતાં છતાં નવા સ્વાદની તૃપ્તિ અર્થે ઘણીવાર લીલોતરીને બાઝતી ઇયળો વગેરે ખાઈ જાય છે

આપ સૌ જાણતા હશો કે પાકમા કાતરા નામનાં અરછટ જીવડાં પડે છે આ 'કાતરા'ના રૂવાં એટલાં બરછટ હોય છે કે પક્ષીઓ એને ખાઈ શકતા નથી પણ મધ્યપૂર્વ એશિયા અને યુરોપના દેશોમાંથી 'ચાતક' નામના પક્ષીઓ ચોમાસા પૂર્તા ભારત આવે છે એ 'ચાતક' પક્ષીઓનો મુખ્ય આહર જ આ 'કાતરા' છે

સૌ જાણતા હશે કે વનસ્પતિમાં પણ નર અને માદા હોય છે એમાની ઘણીને ફળાવવી પડે છે ત્યારે જગલો અને વનવગડામા, સીમ-શેઢે અને ઘણી વાડીએ ને બગીચાઓમા પણ વનસ્પતિને ફળાવે છે કોણ? એના સ્ત્રીકેસર અને પુંકેસર ભેગા કોણ કરે છે? આ પક્ષીઓ જ.

કવિ કાલિદાસ મેઘદૂતમા મેઘને કહે છે કે—

आकैलासाद्बिसकिसलयच्छेद पाथेयवन्त
सपत्स्यन्ते नभसि भवतो राजहंस सहाया ॥

એટલે કે—

કમલના તતુના ચચુમાં ટીમણ લઈ
  ઠેઠ કૈલાસ પર્યંત તારા,
માર્ગ સગાથીઓ ગગન પથમા થશે
  ઊડતા રાજહસો રૂપાળા,

અપરૂપ પક્ષી હસ એ આપણા દેશનુ કાયમી વસવાટી પક્ષી નથી એ હિમાલય અને એની એ ઉપરના દેશોમાંથી ઊડીને અહીં આવે છે, અને ત્યાં શિયાળો ઊતરતા પાછુ ચાલ્યુ જાય છે. યુરોપ-અમેરિકાના પક્ષી-વિશારદોએ પક્ષીઓના માઈગ્રેશનની, પક્ષીઓના ઋતુપ્રવાસ ચક્રની નોંધ લીધી તે પહેલાં કવિ કાલિદાસની નજરમાંથી આ રૂપાળાં પક્ષીઓનો ઋતુપ્રવાસ—માઈગ્રેશન છટકી શકેલ નથી

આ હસ શાનુ ટીમણ લઈને જાય છે? કમળના તતુઓનું.





ફૂલોનાં આ તંતુઓ ઉપર જ સ્ત્રીકેસર અને પુંકેસરની રજ બાઝેલ હોય છે એકથી બીજે સ્થળે ઊડતાં અને પ્રવાસ ખેડતાં પક્ષીઓ એકથી બીજી વનસ્પતિ ઉપર વનસ્પતિ પરના એકથી બીજા ફૂલ ઉપર બેસે છે એની ચાંચ અને એના પગને સ્ત્રીકેસર કે પુંકેસરની તંતુરજ ચોંટે છે ને વનસ્પતિ ફળે છે

એટલે પક્ષી સમાજ વનસ્પતિનો માત્ર સંરક્ષક જ નથી પણ પોષક પણ છે

શહેરોમાં વૃક્ષો વાવતાં આપણને નવ નેજા પાણી ચડી જાય છે વનમહોત્સવોની પાછળ લાખો પિયા ખરચીએ છીએ, છતાં જંગલો ઉગાડી શકતા નથી

ત્યારે જગત ઉપર આટલાં વિશાળ જંગલો વન વગડા અને વનસ્પતિ કોણ ઉગાડતું હશે? એક પવન અને બીજા પક્ષીઓ વૃક્ષના બીજ પૃથ્વી ઉપર પડે છે પવન એને એકથી બીજે સ્થળે ફેંકે છે પંખીઓ ફળો ખાય છે બીજ એના પેટમાં પડયાં રહે છે ચરક વાટે એ બીજ હજારો માઈલના પક્ષીઓના પ્રવાસમાં પડતાં આવે છે

આ ચરક વાટે પડતા બીજ ઉપર ધરતી ધૂળ વાળી દે છે વર્ષા પાણી સીંચે છે અને એમાંથી જંગલો અને વનસ્પતિ પેદા થાય છે

આમ પવન અને પક્ષીઓ નિર્જનને પૃથ્વીના પટ ઉપર યુગ યુગોથી જંગલો ઉગાડતાં આવે છે

પક્ષીઓ વનસ્પતિનાં સંરક્ષક અને પોષક તો છે જ—સાથોસાથ સર્જક પણ છે

સમાજ-જીવનમાં પક્ષીઓના સ્થાન વિષેના પ્રશ્નનો જવાબ આમાંથી મળી ગયો હશે. જો પક્ષીઓ ન હોત તો આપણી ખેતી આપણા ફળબાગ શાકભાજીની આપણી વાડીઓ અને જે લીલી હરિયાળી આપણી આંખને ઠારક આપે છે એમાંનું કદાચ કાંઈ ન હોત અથવા તો એમ કહી શકાય કે પક્ષી એ કુદરતી સજીવ સૃષ્ટિના ધારણ પોષણની સમતુલતાનું એક અનિવાર્ય સાધન છે

માનવ-સમાજની આધુનિક સંસ્કૃતિમાં મ્યુનિસિપાલીટીઓ—સુધરાઈઓ એ એક શહેરોની સમગ્ર આરોગ્ય અને સુખાકારીનું ઉત્તમ સાધન ગણાય છે

સુધરાઈઓનો આપણે શક્ય તેનો વિકાસ સાધ્યો છે અને સાધતે જઈએ છીએ છતાં સંપૂર્ણ સ્વચ્છતા જાળવી શકતા નથી લઢવાડમાં કેટ બગડે છે કેટલુંક કામ ઢોરોની હડતાળો વગેરે બગા છે એટલે કે તમામ પ્રયત્નો છતાં શહેરી સંસ્કૃતિ મનધારી સ્વચ્છતા નથી મેળવી શકાઈ આ બુદ્ધિ શક્તિ અને સાધનો છતાં

પણ જ્યાં માનવ-વસવાટ નથી એવા હજારો માઈલના ક્ષેત્રફળમાં બીડ વગડા સીમ ગૌચર જંગલો વગેરે વસેલા છે ત્યાં શું થતું હશે?

ત્યાં પણ પ્રાણીઓ મરતાં હશે એનું થતું હશે માંસ સડતાં હશે પણ પ્રકૃતિએ પોતાના ભંગીઓ એને માટે તૈયાર રાખ્યા છે માંસના કોહવાણની ગંધથી આકર્ષાઈને માઈલો દૂર ગીધડાં—ગીધ પક્ષી ખેંચાઈ આવે છે અને ઘડીના છઠ્ઠા ભાગમાં મરેલ પ્રાણીનો કોહવાટ સાફ કરી નાખે રહે છે શેષ ભાગમાં હાડપીંજર

ત્યારે પ્રકૃતિને અનારોગ્યમાંથી બચાવનાર સ્વચ્છતા જાળવનાર પણ આ પંખીઓ છે પંખીઓ એ પ્રકૃતિના ભંગી છે નિર્વેતન કામદારો છે એ કદી કામ કરવાની ના પાડતા નથી

જંગલોની વાત કરી પણ શહેરોનું શું? આપ એમ માનો છો કે આપની સુધરાઈ વરના નોકરો અથવા તો ઘરનાં માણસોને કારણે જ ઘર આંગણાની અને શહેર-ગામડાંઓની સ્વચ્છતા જળવાય છે?

હરગીઝ નહિ આમણે ઊડતા અને રમતા ભમરા, ચકલાં કાગડા વગેરેના વહેવાર ઉપર ઘડીભર દૃષ્ટિ ફેરવજો. આંગણામાં બાકી વધેલી એંઠ જીવ જંતુ અને સડતી ચીજોનો કણેકણ વીણી લઈને આ પક્ષીઓ આપણને સ્વચ્છતામાં મૂકી



ાફ્સ્ટ્રીમા મદદ કર્યા જ કરે છે પણ આપણી નજર ાના તરફ નથી, કારણ કે એ પગાર માગતાં નથી

અત્યાર સુધી પક્ષીઓ આપણા આહારના ઉત્પા-ક, પોષક અને પ્રવર્તક છે. કઈ રીતે છે તે ણાવ્યુ હવે એ પક્ષીઓનો પણ આપણે આહાર રી જઈએ છીએ તે જણાવુ

આદિ માનવ તો પશુઓ તેમ પક્ષીઓનો ાટો શિકારી હતો જ કારણ કે અનાજની શોધ થયેલી હિ અને વનસ્પતિનું ભક્ષણ કરતાં શીખેલો નહિ

એ પછી માનવ સંસ્કૃતિઓ સર્જાઈ અને આર્યોએ ુક્લ યજુર્વેદમાં સુવર્ણ પૃષ્ઠ લક્કડખોદને (શતપત્રદર્વિદ્દા) ગ્નના બલિ તરીકે પણ સ્વીકાર્યો છે અથર્વવેદમાં ાનયજ્ઞનો વિધિ છે શેનયજ્ઞ એટલે શકરા યજ્ઞ શક-ાની જેમ દુશ્મનોના ધાડા ઉપર ત્રાટકવુ એવો એનો ર્થ ઘટાવાય છે

પક્ષીઓનો આહાર આપણે ત્યા ઘણા મોટા ાયા ઉપર થતો અને મોર, તેતર, હોલા, કબુતર, બાડચો (જળકુકડી), બતકાં, ટર્કી, કુજ કુલગ, સારસ વગેરેનો આહાર માણસો કરતા જ આવ્યા છે

આજે જગતનો મુખ્ય ખોરાક (માછલા ને અન્નને બાદ કરતા) દૂધ અને ઇંડા છે ઈંડાં તો આજે દાક્તરો ફરજિયાત ખવડાવે છે. કારણ કે ઈંડામાંનુ પ્રોટીન કોઈ પણ ખોરાક કરતા વધુ ઝડ પથી મળે છે

આજે અપવાદો બાદ કરતા ઈંડાં કોણ નથી ખાતું? અને એ ઇંડા સર્પનાં કે મગરના નહિ પણ પક્ષીઓનાં જ ખવાય છે

પક્ષીઓના ઇંડાને આહારમાં દિવસે દિવસે મુખ્ય જેવુ સ્થાન મળતું જાય છે. છતાં આપણે આ બધા પછી એમ કહી શકીએ તેમ છીએ ખરા કે "સમાજ-જીવનમાં પક્ષીઓને શુ સ્થાન છે?"

એમ કહેવાય છે કે ૧૮૯૬ થી ૧૯૧૦ ના ૧૪ વર્ષના ગાળામા ૧૧॥ લાખ પાઉંડ વજનના પક્ષી-ઓનો આહાર માટે શિકાર કરવામા આવેલો ખેતીનો પોષક એવી પક્ષીસૃષ્ટિનો સંહાર થતો અટકાવવા તે દિવસની હિંદ સરકારે પક્ષીઓને પ્રોટેક્ટેડ-રક્ષિત તરીકે જાહેર કરેલા. મોરને ન મારવા માટે તો લૉર્ડ કર્ઝને ખાસ હુકમો કાઢેલા.

પૃથ્વીના પ્રલય કાળથી માનવીઓ પક્ષીઓનો સદેશવાહક તરીકે ઉપયોગ કરતા આવ્યા છે. બાઈબલની એક કથા છે. પૃથ્વી ઉપર પ્રલય આવ્યો. સારી સૃષ્ટિ ઉપર પંદર પંદર ફૂટ પાણી કરી વળ્યાં. પ્રભુ-પુત્ર નોઆહ એક વહાણમાં પોતાનો પરિવાર અને પશુપખીને લઈને બેસી ગયા.

પૃથ્વી ઉપર રેલાઈ ગયેલા પાણી ઉતરતા જ નથી છેવટે પાણી ઉતર્યાં છે કે નહિ તે જાણવા માટે પ્રભુપુત્ર નોઆહે એક કાગડાને મોકલ્યો, કાગડો પાછો જ ન આવ્યો એ પછી એક કબુતરને મોકલ્યુ કબુતર પહેલા પાછું આવ્યુ એ ઉપરથી જાણ્યુ કે પાણી હજી ઊતર્યાં નથી ફરી પાછુ એક કબુતરને મોકલે છે અને એ કબુતર મોઢામાં ઓલીવ નામના વૃક્ષની ડાળખી લઈને પાછુ ફરે છે

એ ઉપરથી જણાયુ કે હવે પૃથ્વી ઉપરથી પાણી ઊતરી ગયાં છે કથા કહે છે કે એ પાણી પૃથ્વી ઉપરથી ૧૫૦-૧૫૦ દિવસ સુધી ઊતરેલા નહિ

આ કબુતર અને એના મોઢામાની ડાળખી જગતના શાંતિના પ્રતિક તરીકે ઓળખાય છે

અને જગતના શાંતિના એ પ્રતિક કબુતરને માન-વીએ કેટલો બધો સહારવામા ઉપયોગ કર્યો?

૧૮૭૦-૭૧ ના પારીસના ઘેરા વખતે આ કબુ-તરો મારફત દોઢ લાખ સદેશાઓ પહોંચાડવામાં આવેલા યુદ્ધના સદેશવાહક તરીકે આ કબુતરનો ઉપયોગ થાય છે

શાંતિ માટે કે સત્તા ને સંપત્તિ માટે ખેલાતાં આ યુદ્ધોમાં થાય છે તો માનવોનો સહાર જ ત્યારે શાંતિના પ્રતિક પક્ષીનો છૂટથી માનવીએ સહારવામા ઉપયોગ કર્યો છે અને હજી કરે છે.





પારધિમાંથી તપસ્વી બનેલા એક ઋષિ એક અરણ્યમાં તપ કરી રહ્યા છે સામે એક વૃક્ષ છે વૃક્ષની ડાળ ઉપર કામમોહિત એક પક્ષી-યુગલ બેઠું છે એ જ વખતે એક પારાધિનું તીર આવીને યુગલમાંથી એક પક્ષીને વીંધી નાખે છે

ચિત્કાર કરતું ને તરફડતું પક્ષી ધરતી પર ઢળી પડે છે અને નાશ પામે છે એના વિયોગથી વિરહી એવા શેષ પક્ષીનું ક્રંદન ઋષિ માટે પણ અસહ્ય થઇ પડે છે એ ક્રંદનથી ઋષિનું હૈયું દ્રવી ઊઠે છે હૃદયમાં વેદના થાય છે વેદનામાંથી મંથન જાગે છે મંથન વાણીનો આકાર પામે છે, એમાંથી એક શ્લોક સરે છે -

मा निषाद् प्रतिष्ठा त्वमगम शाश्वती समा ।
यत्क्रौंच मिथुनादेकमवधि काम मोहितां ॥

વિશ્વમાં પ્રથમવાર છંદનો અવતાર થયો સંસ્કૃત વાણી છંદોમય બની શોક શ્લોકત્વને પામ્યો અને વેદનાથી વ્યથિત એવા હૃદયની કરુણામાંથી એક મહાકાવ્ય સર્જાયું

એ ઋષિ તે વાલ્મિકી એ પક્ષી તે ક્રૌંચ એ છંદ તે અનુષ્ટુપ અને એ મહાકાવ્ય તે રામાયણ

વિશ્વના આદિ મહાકાવ્ય આર્યોના મહાન સંસ્કૃત ગ્રંથ અને આર્યાવર્તના સાહિત્યમણિ રામાયણના સર્જનમાં એક પક્ષીનું ક્રંદન પડ્યું છે

આટલા પછી કોઈને મ્હેવાનું રહે છે ખરૂં કે સમાજ-જીવનમાં પક્ષીઓનું શું સ્થાન છે?

રામાયણમાં પક્ષીઓના અસંખ્ય પ્રસંગો છે એમાંથી અમર બનેલો પ્રસંગ તે સીતાનું હરણ કરી જતા રાવણ સાથે ગીધ પક્ષી જટાયુએ કરેલા યુદ્ધનો—જટાયુદ્ધનો

આર્યોએ આ ભૂમિમાંથી સાથી ભોગી બે વસાહત દૂર કરી એક દ્રાવીડીઅનોની બીજી નાગ જાતિની નાગ બે પ્રકારના એક તો આદિવાસી માનવો બીજા સર્પો એ માટે ભગવાન કૃષ્ણે અર્જુન પાસે ખાંડવવન બળાવ્યાનું સૌને યાદ હશે

સર્પોના ભયમાંથી મુક્ત થવા આર્યોએ ગરુડ પક્ષની જંગી વસાહત કરેલી દીતિ અને અદીતિ નામની બે બહેનોના એ બંને વિસ્તારો સર્પ અને ગરૂડોની યુદ્ધો પુરાણમાં પ્રસિદ્ધ છે એ ગરૂડને આર્યોએ ભગવાન વિષ્ણુના વાહન તરીકે સ્થાપ્યો

પક્ષીઓમાંથી ઘણાને આર્યોએ દેવોના વાહન તરીકે સ્થાપ્યાં છે સમ્રાટોએ પોતાના ધ્વજોમાં ગરુડ અને કુકુટ—કુકડાને સ્થાન આપ્યું છે જુઓ મગધ અને મોગલોના ગુજરાતના ઇતિહાસો

પક્ષીઓ તો આપણા આંગણાંનો શણગાર હતો આપણી સમૃદ્ધિની નિશાની હતી એટલા માટે તે આપણાં લગ્નોમાં પણ ગવાયું છે કે —

લાસ કહે લક્ષ્મી ક્રિયે ઘર નથુ
જે ઘર પોપટ પાંજરાં—

આપણે ત્યાં બાળકો હાલરડાંમાંથી જ પરિચય મેળવતાં ભાઈનું પારણું ઝૂલાવતાં બેન ગાય :

હાલરડું વાલું ને હેલ્ય
વગડે વસતી રે ઢેલ્ય
ઢેલના પગના છે રાતાં
ભાઇના કાકા મામા બે માતા હાં—

પારણે પણ લાકડાંના મોર ને પોપટ જડેલા હોય છે અને છોકરું જરાક મોટું થાય છે ત્યાં તો વાર્તા પણ મંડાય છે ચકાથી અને ચકીથી

એક હતો ચકો અને એક હતી ચકી ચકી લાવી ચોખાનો દાણો અને ચકો લાવ્યો મગનો દાણો

પછી તો બાળ રમતોમાં હંકો પોપટડી આવે છે ચકલી ચોખા ખાંડે છે ને મોર પગલાં પાડે છે —ની રમતો મંડાય છે

છોકરાના ઉછેરની સાથોસાથ પક્ષીઓની જીવન ચર્ચા અને પક્ષીઓ વણાતાં જાય છે આત્મસાત બનતાં જાય છે

અરે સમાજ-જીવનમાં રહેલા વિરોધાભાસો વ્યક્ત કરવા માટે પણ લોકોએ પક્ષીઓનાં જીવનનાં



ો લીધાં કન્યાવિક્રય એ કાંઈ આજકાલની વાત ો છોકરીઓ દેદા કૂટે છે એમાં કાંઈ અસરકારી ગતું હોય તો માફ કરજો, પણ એમાં રહેલું ાજશાસ્ત્ર અને ઈતિહાસદર્શન આપણે ન ભૂલીએ કૂટતાં છોકરીઓ ગાય છે —

બગલો આવે ને ઊડી જાય રે
હાય ઓલી લીલકીને લઈ જાય રે
હાય ઓલ્યો રગલો વાહે થાય રે
હાય મારી કાચની પૂતળી જાય રે

આમાં તો કાચની પૂતળી જેવી કન્યાને કોઈ ાભગત ઉપાડી જતો હોવાનો સુંદર સામાજિક ાક્ષ રહેલો છે

એથી યે વિશેષ કટાક્ષવાળું ગીત કહું જેમાં એક યા ખેતરમાં ગંભીર સ્વરે ગુંજતા અને એકથી ે શેઢે ભમતા હોલા ઉપર મુગ્ધ બને છે કે —

હોલડાની બોલી,
મને બહુ પિયારી લાગે—
ઘુ ઘુ કરે ને વળી
ઘેરૂ ઘેરૂ બોલે—હોલડા
આ શેઢેથી કાઢું તો
ઓલ્યે શેઢે બોલે

ી તો કહે છે કે

સગાઈ કરો તો મને હોલડાને દેજો—હોલડા

સર્વ સ્થળે બને છે તેમ મુગ્ધાવસ્થામાં થયેલો લગ્નના આગ્રહથી અથવા લગ્નમાં પરિણમે છે, ી —

રાતે લગન લીધાં,
પ્રોઢિયે પરણાવી.
હોલડાની બોલી

પરણી ગયાં પછી શું ? વર્ષ બે વર્ષ, કે ત્રણ-ર વર્ષે પ્રેમનો ઓતાર ઊતરી જાય છે અણગમો મો થાય છે એ અણગમામાંથી નાના પ્રકારનો ઊભો થાય છે એમાંથી અભાવ પેદા થાય છે —

પાલી જેવડા પગ પીટચો,
પટ પાટુ મારે
હોલડાની બોલી મને,
બહુ પિયારી લાગે
હુંગળી જેવડા ડોળા,
પીટચો ડબડબ કાઢે,
હોલડાની બોલી મને
બહુ પિયારી લાગે
વગેરે .

જીવનસખ્ય માટે—દાંપત્ય જીવન માટે પણ લોકોએ પક્ષી તરફ જોયું જે કદી જુદા જ પડતાં નથી અને સાથે ને સાથે ફરે છે એવાં કબુતરની જોડી જોઈને માણસે ગાયું —

પગ ટૂંકા, પારેવડાં,
બેઠતાં બેલાબ
જોડાળું એવું જડે
જો લખિયું હોય લેલાડ

સસ્કૃત માનવી-જાતમાં પ્રેમ જ્યારે ઉત્કટ કક્ષાએ પહોંચે ત્યારે મૃત્યુ પામેલા પતિ પાછળ સ્ત્રી સતી થાય છે એને એકરૂપતા કહેવામાં આવે છે આ પુરુષો પાછળ સ્ત્રીઓ સતી થાય છે એના સતીત્વની ભરેભાર પ્રશસા કરવામાં આવે છે પણ એ જ એકરૂપતા—પ્રેમની ઉત્કટતા કોણ જાણે કેમ પુરુષને સતી થવાની ન તો પ્રેરણા આપે છે કે ન તો ઇચ્છા જન્માવે છે

જ્યારે પખી-જગતમાં પ્રેમની આ ઉત્કટતા, જીવનનું આ સખ્ય પારસ્પરિક હોય છે કુંજ, સારસ વગેરે પખીઓ તો જોડીમાંથી એક મરતા બીજું માથાં પછાડીને મરે છે

સામાન્યપણે પક્ષી ભાગ્યે જ પોતાની જોડ તોડીને જે તે નરમાદા પાછળ ભમ્યા કરે છે થોડાંક પક્ષીઓ સિવાયનાં મોટા ભાગનાં પક્ષીઓ એકનાં એક નરમાદા સાથે જ આહાર-વિહાર કરે છે





રસ્તે થતા તમાશામાં ઘણે ભાગે પૂપ અવ્યવસ્થિતપણે વર્તીએ છીએ શોરબકોર ધક્કાધક્કી અને ખાની વાર્તાલાપો આપણા જીવનમાથી અમૂલ્ય શક્તિ હણી લે છે અને સભાઓમાં કે થીએટરોમા અણધાર્યા પરિણામો ઉપસ્થિત થાય છે વ્યવસ્થિત નિયમિતતા એક બીજા પ્રત્યે અદબ નમ્રતા વિનતિ અથવા તો ઉચ્ચ સરકાર ઘણી વખત કુટુંબની બેદરકારીથી પણ આપણે નથી મેળવી શકતા હોતા લગભગ ઘણા સમયથી આ ઝેરી પ્રથા આપણા જીવનમા ઘૂસી ગએલ હોવાથી તાત્કાલિક પરિવર્તન થવુ પણ ઘણુ મુશ્કેલ છે દુનિયાના લગભગ ઘણા ખરા દેશોના પ્રવાસ પછી આપણી આ ઉણપ તે દેશોની સરખામણીમા મને ઘણી સાલી છે નિયમિતતા વ્યવસ્થિતતા અને કાર્યશક્તિ તથા સુક્ષ્મ હકીકતો તેમના જીવનમાં વણાઈ ચૂકી છે

વ્યવસ્થા અને કાર્યશક્તિ અને કાર્યની પૂર્વ-તૈયારી વગેરેની સાદી હકીકતનો એક દાખલો અમેરિકાની દાદાની પહેલી ટુર વખતે થએલો અનુભવ કરી માતુલજીએ આપેલો એક રાત્રે અમે આઠ દસ વિદ્યાર્થીઓ સિનેમા જોઈને કીચનમાં જમતાં હતાં વાતવાતમાંથી નસમ નાંખતા દાદાના મામાએ (જેમને અહીં માતુલના નામે બોલાવીએ છીએ) દાદાની પાર્ટીની અમેરિકાની પહેલી ટુરનો પ્રસંગ કહ્યો હતો – ત્યાં અમેરિકામાં પાર્ટીની વ્યવસ્થા કરનાર મેનેજર અમેરિકન હતા અમે બધા જ્યારે સ્ટીમરમાં હતા ત્યારે અમને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે અમારી ત્યા શુ સ્થિતિ થશે મનમા ઘણો ડર હતો હિંદની સંસ્કૃતિનુ નૃત્ય દ્વારા દર્શન કરાવવાની અમારે શિરે મોટી જવાબદારી હતી અમને ડર એટલા માટે હતો કે આગને વર્ષે જ શિશીર ભાદુરી બંગાળની રંગભૂમિના નામાંકિત અભિનેતાને અમેરિકામાં આમંત્રણ આપવામાં આવ્યુ હતું પણ અમેરિકાના ન્યુ યૉર્ક શહેરમાં પ્રતિભા ન દાખવી શકતાં માનભંગ થવુ પડયુ હતું અને ચાલુ ખેલે હજારો પ્રેક્ષકો રંગભૂમિ છોડી ચાલ્યા ગયા હતા મહાપ્રયાસે ત્યાંની સરકારે તેમને હિંદ પાછા મોકલવાની વ્યવસ્થા કરી હતી આમ થવાનું કારણ કંઈક અંશે જુદુ હતું પાત્રના વસ્ત્રપરિધાનો અને સ્ટેઈજને લગતી અનેક ચીજોમાં તેમણે હિંદની વસ્તુઓને છોડી ત્યાંની વસ્તુઓ વાપરી કામ ચલાવવા ધાર્યું હતું હિંદની રંગભૂમિને લગતી મુખ્ય ચીજોને અભાવે પ્રેક્ષકો નાખુશ થઈ થીએટર છોડી ચાલતા થયા હતા

તેને બીજે જ વર્ષે અમે અમેરિકા જતા હતા ઉપરનો દાખલો અમારી આંખ આગળ આવતો હતો અમે બધા મળીને અમારી પાર્ટીમાં દશ જણા હતા અમારી સ્ટીમર રસ્તો કાપતી હતી એવામાં એક એરોપ્લેન અમારી સ્ટીમર ઉપર આવ્યું ન્યુ યૉર્કમાં અમારી વ્યવસ્થા કરનાર મેનેજર એકાએક તેમાંથી ઊતર્યા તેમણે દાદાની સાથે ઘણી વાતો કરી મુદ્દાની નહીં તમારે એક વસ્તુ ખાસ ધ્યાનમાં રાખવાની છે વેપાર અર્થે તમે આવ્યા છો એવુ કોઈને કહેશો નહિ દસે જણા તમે રજવાડાના પ્રીન્સ છો એવુ ધારવાનું છે માત્ર તમે તો ભારતની નૃત્યકળાના અભ્યાસી છો અને અભ્યાસની દ્રષ્ટિએ જ પ્રવાસ કરો છો એવો ખ્યાલ આપવાનો છે પુષ્કળ વાતો અને જરૂરી સૂચનાઓ આપી મેનેજર એરોપ્લેનમાં ઊપડી ગયા મેનેજરે આગળથી જ એટલો સખત પ્રચાર કરી રાખ્યો હતો કે ન્યુ યૉર્કના બંદર ઉપર અમે પહોંચ્યા ત્યારે હજારો માણસો અમને જોવા સ્ટીમર ઉપર હાજર થઈ ગયા -

અમે બધા દસે જણ ગભરાઈ ગયા આ બધુ શુ? આટલી માનવ મેદની? સ્ટીમરના કેપ્ટને અમને સ્ટીમરના ઠેઠ ઉપરના ભાગ ઉપર ખસેડ્યા અમે દરેક જણા ઉપર હાર બંધ ઊભાં રહ્યાં નીચે ઊભેલી માનવ મેદની તાળીઓના ગડગડાટ પાડતી હતી છેવટે કેપ્ટને બધાને વિનતી કરી કે હવે બધા વિખરાઈ જાઓ ત્યારે જ આપણા મહેમાનોને નીચે ઉતારી શકાશે બહાર દસ રોલ્સ રૉય્સ કાર ઊભી રાખવામાં આવી હતી અમને દરેક



જણને એક એક મૉટરમા બેસાર્યા અમારી આજુ બાજુ બબ્બે માણસો રાખવામાં આવ્યા હતા ત્યાંની મોટામાં મોટી હોટલમાં અમને લઈ ગયા ત્યા પણ તાજુબ થવાય એવુ હતુ ન્યુસપેપરવાળા અને કેમેરાવાળાઓની તો વાતજ પૂછવી શી ? શહેરનો કોઈ પણ ભાગ અથવા દુકાનો કે હોટલોમાં જ્યાં અમારી પાર્ટીની જાહેર ખબરો ન હોય એવુ ભાગ્યે હતું ટ્રેઈનોની નીચે પણ ઉદયશંકરના પોરટરો લગાવ્યા હતા દીવાની રોશનીચા પણ અમારી જ જાહેર ખબરો સાત દિવસ સુધી અમને મેનેજરે એકેએક સ્થળોએ, થીએટરોમાં બરાબર ફેરવ્યા અમારા શોને આગલે દિવસે અમે થીએટર જોઈ લીધુ બધી વ્યવસ્થા કરી વાદ્યોની પેટી ઉઘાડી જોયુ તો તાનપુરાની જોડી ભાંગીને ભૂકો થઈ ગયેલી મ્યુઝીક ડીરેકટર શીહાલીજી બોલી ઊઠયા નસીબ વાંકુ લાગે છે

"હવે ન્યુ યૉર્ક શહેરમાં તાનપુરો ક્યાથી લાવવો ? આપણા ઘણા હિંદીઓ ત્યાં રહે છે પાંચ સાત ઠેકાણે તપાસ કરાવી, તેઓને ત્યાં હતા પણ અમારી માગણીને કબુલ કરી નહિ કારણ કે આપણા દેશી ભાઈઓ હતા ને ? એટલે જ ! અમને ઘણું લાગી આવ્યુ. અમારી રેવડી થવાનો અવસર આવ્યો હતો. હિમત રાખી અમે આખી રાત બેસીને તાનપુરો જેમ તેમ કરીને તૈયાર કર્યો, અને તાનપુરાની સુરાવટ નીકળે એવી વ્યવસ્થા કરી લીધી બીજે જ દિવસે અમારો શો હતો બાર હજાર માણસો બેસી શકે એવડા થીએટરમાં પ્રથમ પ્રવેશ કર્યો શાંત વાતાવરણ હતુ. નૃત્યનો કાર્યક્રમ શરૂ કર્યો અમારામા હિમત આવી ઈન્ટરવલ વખતે લોકો અમને ભેટવા સ્ટેઇજ ઉપર આવવા લગ્યા. અને પ્રોગ્રામ શરૂ થતાં વ્યવસ્થિત પાછા પોતાની સીટે બેસી ગયા. અર્ધો કલાક લેઇટ પ્રોગ્રામ શરૂ કર્યો બસ બીજે દિવસે તો પછી ન્યુસ પેપરોએ હદ વાળી લાગલાગટ બાવીસ દિવસ સુધી રોજના બે શો આપી, અમે ન્યુ યૉર્કની વિદાય લીધી."

એ વખતે દાદાને પ્રથમવાર સ્ટેઈજનો અનુભવ થયો લંડનમાં રોયલ કૉલેજ ઓફ આર્ટસમા ગયા ત્યાં પ્રિન્સીપાલ સર વિલિયમ રોધેન્ટસનના હાથ નીચે કોર્સ પૂરો કર્યો ત્યા તેમણે મરી નામના મેળવી ઇન્ડીયન સ્ટુડન્ટ્સ તરીકે રોયલ કૉલેજ ઓફ આર્ટસમાં ફર્સ્ટ કલાસ ફર્સ્ટ A R C ની ડીગ્રી તેમણે પ્રથમ મેળવી ખ્યાતી પામ્યા ઉપરાંત બે પારિતોષિક મેળવ્યા "Spense prise" અને 'Clausen prise" ઈંગ્લેન્ડથી તેમને રોમ અભ્યાસ કરવા જવા સ્કોલરશીપ મળી પણ તેઓ ત્યા ગયા નહિ એનું એક કારણ હતુ અહીનો જ એક પ્રસંગ તેમના જીવનનુ પરિવર્તન કરે છે

રશિયન ડાન્સર આના પાવલોવા, ઇન્ડીઆની ટુર કરી ઇન્ગ્લેન્ડ આવી હતી ત્યા કોઇ મિત્રો મારફત પાવલોવાને ઉદયશંકર સાથે પરિચય થવાનો પ્રસંગ પ્રાપ્ત થયો પાવલોવા ઈન્ડીઆ આવ્યા બાદ તેને એક સારો ઈન્ડીઅન ડાન્સર જોઇતો હતો તે તેની શોધમાં જ હતી એ અરસામા કોઇ મિત્રોએ ઉદયશંકરની ઓળખ કરાવી કારણ કે તેનુ શરીર અને અભિનય નૃત્યને લાયક હતુ

મિત્રો ઉદયશંકરની આ લાક્ષણિકતા, સારીરીતે જાણતા હોઇ તેમના વિષે પાવલોવાને વાત કરી પાવલોવા તેમના પરિચયમા આવી નૃત્ય વિષે ઘણી વાતો કરી અને પોતાની પાર્ટી સાથે કામ કરવા કહ્યુ દાદાનુ મન તો પાર્ટીમાં જોડાવાનુ ઘણુ હતું પોતાનો પ્રિન્સીપલ રજા કેમ આપે ?

બાદ મી રોધેન્ટસનને વાત કરી પાવલોવાએ પણ ઘણી હકીકતો સમજાવી પાવલોવાએ કહ્યુ કે, શંકર ચિત્રકાર તરીકે ખ્યાતી મેળવશે એના કરતાં હિંદના એક ઉત્તમ કોટિના નૃત્યકાર તરીકે વધુ માન મેળવશે કારણ કે એમનામા હુ નૃત્યની ઉત્તમ લાવણ્યતા જોઈ શકી છુ આપ શંકરને મારી સાથે કામ કરવા છૂટ આપો

રોધેન્ટસનને ઘણુ લાગ્યુ કે આવો ઉત્તમ કોટિનો તૈયાર થયેલો બીજી લાઇનમાં જતો કરવો એ તેમને

# સ્વપ્ન અને વાસ્તવિકતા

લિ સ ખાંડેકર
અનુ ગોપાળરાવ વિદ્વાંસ

**પ્રેમને નામે આપણા યુવાન વર્ગમાં જડ ઘાલી બેઠેલી ઘેલછા અને લાગણીવેડાથી એ આખો વર્ગ સ્વપ્નોની દુનિયામાં વિચરે છે વાસ્તવનો તો એ ખ્યાલ પણ નથી કરી શકતો અને જુવાની જેવી જુવાની એ ટાયલામાં બરબાદ કરી નાખે છે ! આ વાર્તા એ આખા વર્ગને એવી તો જબ્બર થપડ લગાવે છે !**

રોજના રિવાજ મુજબ ચા દાઢી સ્નાન બીડી વાની ચા વગેરે પ્રાતર્વિધિથી પરવારી આજે નિશાળમાં શુ શીખવવુ એ જોઈ જવા મેં પુસ્તકો ફેરવવા માડ્યા

સમેઝના સમયમાં આજે એક નિબધ લખાવવાનો હતો ! મેં એ સારુ નિબધમાળા પર નજર ફેરવી લીધી. તેમાંનુ એક વાક્ય મને બહુ ગમ્મત ભર્યું લાગ્યુ.

We may be kings or queens princess potentates or pioneers but daily life when all is said and done is for the most part just getting up in the morning eating drinking making mery with our friends working and going to bed at night hoping for at least six hours sleep

મને લાગ્યુ આ નિબધલેખક કહે છે તે ખરેખર કેટલુ સત્યથી ભર્યુ છે! ભલે મહારાજા થયો હોય તોપણ એને સવારે પથારીમાંથી ઊભા થવુ જ પડે છે દાઢી મુડાવવી જ જોઈએ છે ચા પણ જાતે જ પીવી પડે છે ! ને ખરુ છે દીવાનજીના મોંમાં ચાનો કપ રેડવાથી કાંઈ મહારાજાની ચાની તલપ સતોષાય ? એને મારી પેઠે પાંચ કલાક ઘુ…

શીમાં બેસીને છોકરાં ભણાવવાં ભલે ન પડતાં હોય પણ એણેય રાજપોશાક ધારણ કરી દરબારમાં છેવટ પૂતળા તરીકે પણ હાજર રહેવાની અગર જાહેર ઉત્સવોમાં પોતાની હાજરીથી શોભાવૃદ્ધિ કરવાની ફરજ તો બજાવવી જ પડે છે કે નહિ ?

એનો અર્થ એ કે સુખ પૈસા અગર સત્તા પર અવલબતુ નથી માવઠાનો મેં વરસે તેમાં ક્યારેક કરા પણ પડે એવુ માનવી જીવનના સુખો સબધે કહી નથી શકાતુ એ સુખોને ઝાકળના જળબિંદુ સાથે સરખાવી શકાય ઉનાળામાં પણ વહેલી સવારે ઝાડનાં પાંદડાં પર ઝાકળના બિંદુઓ જામે જ છે અમુક ગરીબાઈમાં પણ એ જ રીતે સુખ પોતાનું હાસ્ય વેરી લય છે! માત્ર એ માણી લેવાની દૃષ્ટિ માણસમાં હોવી જોઈએ દાખલા તરીકે—

---

જરાયે ગમ્યુ નહિ છેવટે ઘણી વાતો થયા પછી તેમનુ મન પીગળ્યુ અને તેમના પિતાને વાત કરી પિતાએ ખૂબ વિચાર કર્યો અને કહ્યુ કે શકરની જે લાઈન લેવા તરફ વૃત્તિ હોય ત્યાં ભલે પ્રગતિ કરે પિતા અને પ્રોફેસરની આજ્ઞાએ તેમણે ચિત્ર છોડી નૃત્યની લાઈનમાં ઝપલાવ્યુ

પાવલોના પતિ દાન્દ્રને મળ્યા અને પાર્ટીમાં જોડાયા પાવલોવા સાથે રહી તેમણે પ્રથમ બે હિંદુ બેલેટ્સ કમ્પોઝ કર્યા The hindu wedding અને બીજો Radha Krishna સેનેટ આ બન્ને બેલેટસનુ સયોજન મુદ્રાઓ વેશભૂષા અને સગીત બધુ દાદાએ જ કર્યુ હતુ બન્ને બેલેટ્સોએ યુરોપમાં દાદાને ઘણી જ ખ્યાતી આપી પાવલોવા પાર્ટીના દરેક જણા દાદાને ભેટી પડ્યા ખુદ પાવલોવાએ રાધા કૃષ્ણ ના બેલેટમાં રાધા તરીકે કામ કર્યુ હતુ

*

પણ એમ લાંબેના દાખલા લેવા જવાની શી જરૂર છે? આપણે અનંતનું જ ઉદાહરણ લઈએ.

ભારે અભિમાન સાથે મેં અનંતના જીવતર સાથે મારી તુલના કરવા માંડી બી એ પાસ થતાં જ હાથ લાગે તે નોકરી સ્વીકારી લેવી એવું મેં નક્કી કરી રાખ્યું હતું પચાસ રૂપિયામાં નિશાળમાં શિક્ષક તરીકે દાખલ થયો આજે મને છ વરસ થઈ ગયાં છે। ગામડામાં વતનમાં બા રહે છે તેને દર મહિને દસ રૂપિયા મોકલી આપું છું, ને બાકીના ચાળીસ રૂપિયામાં રાજા, રાણી, રાજકુમારી અને રાજપુત્ર એમ ચાર જણાં અમે નિરાંતે મોજ માણીએ છીએ.

અનંત મારા કરતાં ઘણો જ હોશિયાર હતો। બી એ માં એ ફર્સ્ટક્લાસમાં પાસ થયેલો, અને એમ એ માં પણ બહુ થોડા માર્કમાં જ એણે ફર્સ્ટ-ક્લાસ ખોયેલો એમ એ ના એક પરીક્ષકની બહુ સાધારણ દીકરી અનંતને આપવાનું કહેણ એ પરી-ક્ષક સાહેબનું આવેલું, પણ અનંત કુસુમ મહાજની ઉપર મુગ્ધ હતો તેથી એણે એ કહેણનો નકાર વાળ્યો. એ અપમાનનું વેર પરીક્ષકે પોતા પર વાળ્યું હતું એમ અનંતનું કહેવું હતું।

એ હકીકતમાં કદાચને સત્યનો અંશ પણ હશે પરંતુ એમ એ થયા ચાર વર્ષ થઈ ગયાં છતાં પ્રોફેસરશીપ ન મળવાથી એ નિરાંતે નોકરી વિના બેઠો છે, અને ગામડાનું વતન ગમતું નથી એટલે અહીં શહેરમાં આવી વાચનાલયના અસંખ્ય પુસ્તકો પર જામેલી વર્ષોની ધૂળ ખંખેરવાનું મહાકાર્ય એ કરી રહ્યો છે, એમાં તો લેશ પણ જૂઠાણું નથી।

હજુ સિગારેટને બાપ પાસેથી જ પૈસા મંગાવવા પડે છે મારો વાલો એકાંતરે હજુ એ કુસુમને પત્રો લખ્યા જ કરે છે। અને એ પત્રોય કેવા? સાદું પોસ્ટકાર્ડ નહિ પણ જાડાં જાડાં પાકીટો। અહીં બેઠાં પ્રેમની રમત ગમે છે, પણ ત્યાં બાપને પૈસા પાડવતાં એનો જીવ નીકળી જતો હશે એનું ભાઈને ભાન નથી રહેતું।

પાંચ વરસ પહેલાં આ કુસુમ અંગે જો કોઈએ મારો અભિપ્રાય માગ્યો હોત તો હું કહેત 'ભાઈશ્રી। હાફૂસની કેરી અગર કાબૂલી અંગૂર કેવી લાગે એ વિષે કોઈનો અભિપ્રાય લેવાની જરૂર ખરી?'

પણ મારે નસીબે તો હાફૂસને બદલે સાદી કેરી અગર તો નાશિકની દ્રાક્ષ, તમને ફાવે તે માનો, પણ મળી હતી

પણ એ સાદી દ્રાક્ષના સહવાસમાંય મારાં છેલ્લાં પાંચ વરસ ભારે આનંદમાં પસાર થયાં હતાં એમ તો મારે કબૂલ કરવું જ જોઈએ। દુષ્યંત, ચારુદત્ત અગર રોમિયો પૈકી કોઈ નાયકની સાથે મારી કોઈ પણ બાબતમાં સરખામણી થઈ શકે જ નહિ, તેમ મારી પત્ની પણ શકુંતલા, વસંતસેના અગર જુલિયેટ સમી સ્વરૂપસુંદરીની દાસી તરીકે પણ શોભી શકે કે કેમ એ વિષે શંકા જ છે। તેમ છતાં છેલ્લાં પાંચ વર્ષ હું એક-રીતે કહો તો પ્રેમસાગરમાં રોજ તરબોળ બની રહું છું

પ્રેમની ઉત્કટ પળો અને મધુર પ્રસંગોનો અનુ-ભવ લેવા સારુ મહારાજનો રાજમહેલ અગર તો કોઈ સુંદર ઉદ્યાનની આવશ્યકતા નથી, સામાન્ય શાળા શિક્ષકના જીવનમાં અને સાધારણ નાનીશી ઓરડીમાં રહ્યાંરહ્યાં પણ એની મધુરતાનો આસ્વાદ જરૂર માણી શકાય છે

× × ×

છતાં જિંદગીમાં હું દુષ્યંતને પણ વટી ગયો હતો તે પ્રસંગ કહ્યા વિના મારાથી રહેવાશે નહિ। કોઠારવાળી ઓરડીમાં મારી પત્ની કશુંક લેવા માટે ગયેલી ઊંચી અભરાઈએથી ડબ્બો ઉતારવો હતો તેથી તેણે એક ટેબલ પગ તળે લીધું હતું એ ડબ્બા પર એક મોટો કાળો-કાદવિયો વીંછી લપાઈને બેઠો હતો ડબ્બો ખેંચતાં જ એ કાદવિયો વીંછી પોતાના પર પડશે એ બીકે તે ચીસ પાડી ઊઠી. શાળામાંથી પાછો આવી હું ઉંબરામાં પગ દેતો હતો ત્યાં જ મેં એ દૃશ્ય દીઠું ને દોડીને ફૂદકો મારી વીંછીને મેં મારી ટોપીમાં અદ્ધર ઉડાવી લીધો।

એ જ રીતે એકવાર અમે બન્ને દૂર સુધી ફરવા ગયેલાં ફરવા નીકળ્યાં ત્યારે આકાશમાં વરસાદનું ક્યારે નામનિશાન નહોતું એટલે મે મારી છત્રી સાથે લીધી નહોતી પણ પાછા ફરવાનો વખત થતા થતામાં તો એકાએક ઘટાટોપ વાદળાં નમ્યાં ને મુશળધાર વરસાદ તૂટી પડ્યો મારી પત્ની પાસે તેની નાનકડી છત્રી હતી પણ એમાં અમે બન્ને સમાઈએ તેવું હતું જ નહિ

મે તેને ઘણું ઘણું સમજાવ્યું કે તું નાહકની ભીંજા નહિ પણ એણે માન્યું નહિ બીડેલી છત્રી બગલમા રાખીને જ બસ પલળતી પલળતી તે મારી સાથે ચાલી આવી ઘેર આવી સાડી બદલતા બદલતા મને કહે સામાન્ય જીવનમાં પણ કોઈવાર મૃચ્છકટિક નાટકનો પાઠ ભજવાઈ જાય ખરો હો!'

અને ગયે વર્ષ હું ટાઈફોઈડમાં સપડાયેલો તે પ્રસંગ—

મૂળે હું પોતે બીકણ સ્વભાવનો રહ્યો એમાં પત્નીને પૂરા દિવસ જાય ત્યારે અને ત્યાં સુધી મારી નજીક આવવું જ નહિ એમ મે એને ઘણું ખરાવી ખરાવીને કહેલું પણ એક દિવસ મધરાતે હું ઘેનમાંથી જાગી ગયો તો જાણે મારા હોઠ ઉપર કશુંક સુંવાળું હુંફાળું સળવળતું હોય એમ લાગ્યું! મહામહેનતે મે આંખો ખોલી જોઉં તો મારી પત્નીના જ હોઠ ઘસાતા હતા! એ ક્યારે મારી પાસે આવીને બેઠી હશે કોણ જાણે! પણ મને પરસેવો વળીને તાવ ઉતરે છે એમ દેખતાં જ એના આનંદની સીમા ન રહી! આ હર્ષાવેશમાં જ એણે

કોઈ મહાકવિના નાટકમાં પણ આવો પ્રસંગ નહિ ચીતરાયો હોય!

વળી ગૃહજીવનમા પતિપત્નીનું વહાન એટલું જ માત્ર પૂરતું નથી હોતું ઉદ્યાનમાં ફળઝાડો સાથે પુષ્પોના છોડ અને વેલીઓ પણ હોવાં જ જોઈએ અને ગૃહજીવનની વેલના ફૂલો એટલે તો બાળકો જ! ધાવણું બાળક પડખાભેર થઈ ઊંધુ થવાની મહેનત કરતું હોય પારણામાં પગ ઊંચાનીચા કરી ત્યાં લટકાવેલ મોર-પોપટ કે ઘુઘરાના રમકડાંને પાટુ મારી તેની સાથે ગેલ કરતું હોય —એની દરેક પ્રવૃતિ અને હિલચાલમા કેવો અસાધારણ આનંદ સમાયો હોય છે? મારી પુત્રી તો હવે બોલતાં શીખી હતી દડબડ દડબડ દોડતી પણ હતી અને પુત્ર ઊભો થતાં શીખ્યો હતો! એટલે તો—

હાથમાં લીધેલા પેલા બંધના પુસ્તકમાંહેની પેલી અંગ્રેજી લીટીઓ હું ફરીવાર વાંચી ગયો મને ખાતરી થઈ કે મારી વયના જ એ અનંતે જીવનની અનેક સુખી ક્ષણોને નાહક ગુમાવી છે! વડોદરામા શિક્ષિકાની નોકરી લીધા કુસુમને ત્રણ વરસ થઈ ગયાં છતા બંદો પરણવાની વાત સરખી ઉચ્ચારતો નહોતો! દરવર્ષે નાતાલની રજામાં તેને મળવા વડોદરા જતો અને એક વાર પ્રોફેસર બની જાઉં કે તુરત આપણે પરણી જઈશું એવું વચન આપી પાછો ફરતો!

સાહેબ હમણાં એ જ કામે અર્થે વડોદરા પધારેલ છે! હવે કેવું ઉજાણી આવે છે તે જોયું જશે

આજે સાતમી જાનેવારી થઈ! હજુ અનંત વડોદરાથી પાછો ફર્યો નથી પોતે પરણી ગયો છે એ સમાચાર અણધાર્યા આવીને મને આશ્ચર્યચકિત કરવાની તો ભાઈની ધારણા નહિ હોય? હા એનું ભલું પૂછવું!

× × ×

એ વિચાર મારા મનમાં આવ્યો તે જ ક્ષણે અનંતે મારા ઓરડામાં પ્રવેશ કર્યો

હું નવાઈ પામ્યો

પણ મારી નવાઈનું કારણ તેનું પરણેતર નહિ પણ તેની શોકાકુલ મુખમુદ્રા હતી

મારા હાથમાં એક છાપું ફેંકી તેણે ધબ દઈને આજુ બાજુ આરામખુરશીમાં પડતું મૂક્યું!



છાપામાં એવા તે શા સમાચાર હશે તે હુ કલ્પી ન શક્યો લડાઈ ફાટી નીકળવાને કારણે ખાંડના ભાવ આસમાને ચડી ગયા હોઈ આ ચાના અટલ વ્યસનીને હતાશ તો નહિ થયો હોય ? અથવા કુસુમ—

બનવાજોગ છે! હમણા હમણાં હાર્ટફેલ થયાના કિસ્સઓ છાપામા ખૂબ વાંચવામાં આવે છે સૃષ્ટિના સરજનહાર બ્રહ્માજીના કારખાનામા બનતાં હૃદયોની બનાવટમાં હમણાં હમણાં બહુ બેદરકારી થતી જોવામા આવે છે એમ થોડા દહાડા પહેલાં જ એક વિનોદી લેખકે લખ્યાનું મને યાદ આવ્યું એટલે—

મેં છાપુ ખોલ્યું.

એક સ્થળે બહુ ટચુકા સમાચારવાળા ભાગ ઉપર બ્લ્યુ પેન્સીલ વડે ગમે તેમ ફરતું ચકરડુ દોરેલુ મે જોયુ તરત મારુ ધ્યાન ત્યા ગયુ મે ઉત્સુક બની વાંચવા માંડયુ —

**એક શિક્ષિકાનાં સિનેમા સ્ટાર સાથે લગ્ન**

"વડોદરા તા. ૫ આધારભૂત સ્થળેથી જાણવા મળ્યુ છે કે અહીના લોકપ્રિય શિક્ષિકા કુ કુસુમ મહાજની એક જાણીતા સિનેમા-નટ સાથે બહુ ટૂંક સમયમાં લગ્નગ્રંથિથી જોડાવાના છે"

મને એ ખબરપત્રી પર ખૂબ ગુસ્સો ચડયો એ અતિ જાણીતો સિનેમા–નટ કોણ છે એનુ નામ તો એણે બાળવુ હતુ

મગજમાં બીજો વિચાર ચમકી ઊઠયો 'આ સમાચારમાંહેનો સિનેમા-નટ સ્વયં તું પોતે તો નથી ના ?' કહી અનતની મશ્કરી ઉડાવવી પણ છાપામાં રાખેલી નજર મે અનત સામે ફેરવીને એનુ મોં જોતાં જ— મશ્કરીનુ સ્થાન એના પ્રત્યેની દયાએ લઈ લીધુ

પરીક્ષાના પરિણામને દિવસે ચોક્કસપણે નાપાસ થનાર વિદ્યાર્થીના મોં પર જે જાતની ઉદાસીનતા પથરાયેલી હોય, તેવી જ ગ્લાનિ અનંતની મુખમુદ્રા પર છવાયેલી મે જોઈ

વિચાર ફેરવી મે પૂછ્યુ, 'વાહ! ક્યારે આવી પહોંચ્યો ?'

'હમણા મેલમા જ આવ્યો વચ્ચે ચારપાંચ દિ સ મુબઈ રોગાઈ ગયેલો મળરકે મિરજ જ કશને છાપુ ખરીધ્યુ ને ખોલીને જોઉ છુ તો '

કોઈ અનાથ બાળકના સરખી એની મુખમુદ્રા કરુણા યાચતી બની ગઈ

તેને હિંમત આપવાને ઈરાદે મે કહ્યું 'અરે યાર! ખબરપત્રી તો મનફાવે તેવા ગલોલા મારે. કોઈ બીજી કુસુમ મહાજનના લગ્ન થવાનાં હશે, ને પેલા ખબરપત્રીએ મહાજનને બદલે મહાજની ભૂમી માર્યું હશે! કપોઝમાં અક્ષરોની ભૂલો થાય તેને મુદ્રા-રાક્ષસ કહેવાય છે પણ મને લાગે છે કે આ ખબરપત્રી ખરેખાત કોઈ બ્રહ્મરાક્ષસ હોવો જોઈએ!'

અનત સહેજ હસ્યો પણ એ હાસ્ય હોલવાઈ જતા દીવાની જ્યોતના છેલ્લા ઝબકારા જેવુ મને લાગ્યુ.

'તુ પોતે જ વડોદરા ગયો હતો, નહિ ?'

'હા'

'ત્યારે ત્યા તેં કશુ સાંભળ્યુ કારગ્યુ નહિ ?'

'કશુ જ નહિ!'

'ત્યા તારી આગતા સ્વાગતા, ચાપાણી, વગેરે પર કુસુમ પોતે ધ્યાન આપતી કે નોકરને સોપ્યુ હતું ?'

'અરે દોસ્ત! એમ તો એ મને ચા જાતે જ કરીને પાતી, બરાબર બની છે કે કેમ એમ વારે વારે પૂછતી, અને બીજા ય અછો અછોવાના કરતી!'

'તો પછી બીજો સવાલ જ રહેતો નથી.'

પણ મારા એ નિશ્ચયાત્મક જવાબ પછી પણ અનત મારા તરફ શકાશીલ નજરે તાકી રહ્યો

મે ભાર દઈને કહ્યુ. 'ભાઈ! તારે જરાય શકા રાખવી નહિ આ ખબર જરૂર બનાવટી હોવા જોઈએ!'





ના ભાઈ! ના! એ શબ્દો ઉચ્ચારતી વેળા એના અવાજમાં જે કરુણાનાં પૂર ઊભરાયાં હતાં એ બતાવી આપતા હતાં કે તેના અંતરમાં કઈ જબ્બર વ્યથા ચાલી રહી છે હવે હું જ તેના તરફ ઉત્સુક બની જોવા લાગ્યો.

વડો ગના એના ટૂંકા નિશ્વાસ દરમિયાન છે ને દહાડે શો બનાવ બન્યો હતો તેનું અનંતે વિગતવાર વર્ણન આપ્યું

તે દહાડો કુસુમ અને અનંત ખૂબ ઝઘડી પડેલાં કુસુમનું કહેવું એમ હતું કે આકાશમાંહેના ચંદ્ર કરતાં હાથમાંહેનો નાનકડો વીજળીનો દીવો હજાર દરજ્જે સારો! હવે પ્રોફેસર થવાની આશા મૂકી દઈને અનંતે છાનામાના કોઈ ગામમાં શિક્ષક બની જવું! પતિ શિક્ષક અને પત્ની શિક્ષિકા! પછી ગૃહજીવન ખૂબ સુખભેર પસાર થવામાં વાંધો નહિ આવે

પણ કુસુમની આ દરખાસ્ત અનંતને પોતા માટે અતિ અપમાનકારક લાગી આજ ચાર ચાર વરસથી તે ઘેર બેસી રહ્યો હતો તે કોઈ સામાન્ય પંતુજી બની જવાનો નહિ જ તો! પોતાની મહત્ત્વાકાંક્ષા વિષે કુસુમને કશું અભિમાન ન હોય તો જવા દઈએ પણ ઊલટાનું ચંદ્રમાની હઠ પકડી બેસનાર બાળકની પેઠે પોતે હવે કહે છે એવું આડકતરી રીતે એ સૂચવે એ માટે એને ભારે દુખ થયું ખૂબ લાગી આવ્યું

આ પ્રશ્ન અંગે બંને જણાં વચ્ચે ઠીક ઠીક સવાલ જવાબો ચાલતા હતા તે દરમિયાન એક રૂપાળો યુવાન અંદર દાખલ થયો એક સિનેમા કંપનીના જાણીતા નટ તરીકે કુસુમે અનંત સાથે એનો પરિચય કરાવ્યો

ને પછી તુરત એ બંને જણાં અનંતની હાજરીમાં વાતચીત કરવાને બદલે બાજુના એક ઓરડામાં જઈ કશી છાની છાની ગુસપુસ કરવામાં રોકાયાં અનંત માટે એ સ્થિતિ અસહ્ય હતી થોડીવારે ઓરડામાંથી એ નટની સાથે જ કુસુમ પણ બહાર આવી સીધું અનંતને સંભળાવી દીધું જરા હું આમની સાથે જઈ આવું છું હમણાં જ આવીશ

પણ એ હમણાંનો અંત ન આવ્યો અનંત બિચારો એકલો થઈ રહ્યો એ નટની સાથે કુસુમ મોટરમાં ક્યાંઈ દૂર દૂર ફરવા ઊપડી ગઈ હશે ત્યાંથી ચાંદનીમાં સહેલ કરવા પણ નીકળી પડી હશે જ્યારે પોતે તો સાવ

એકલો બેઠો બેઠો અનંત ખૂબ ઊંચો નીચો થતો હતો અંતરમાં ચાલી રહેલી બળતરા અસહ્ય થતી હતી! અનંતને પાછા ફરવાની ટ્રેઈનનો વખત થવા આવ્યો છતાં કુસુમ આવી નહિ એ ખૂબ તપી ગયો!

ગાડી છૂટવાનો વખત થયો તેની છેલ્લી મિનિટે કુસુમ સ્ટેશને આવી એની સાથે તે વખતે પણ પેલો નટ તો હતો જ! કુસુમે અનંતની પાસે ક્ષમા માગતો એકેય અક્ષર ઉચ્ચાર્યો નહિ ઊલટાનું પેલા નટ સાથે વાતો કરતી કરતી એ હસ્યા કરતી હતી છેવટે ગાડી છૂટી ત્યારે પેલા નટે જે શબ્દો ઉચ્ચાર્યા હતા તે તો વળી આ બધી વિચિત્રતામાં ઉમેરો કરતા હતા! તે કહેતો હતો અમારે બંગલે જ સૂવાનું છે હોં!

પરિણામે મુંબઈ આવ્યા પછી ચાર પાંચ દિવસ પસાર થયા છતાં અનંતે કુસુમને એકેય પત્ર લખ્યો નહોતો અને આજના છાપામાં તો આવા વિચિત્ર ખબર છપાઈ આવ્યા હતા!

અનંતે આ સઘળો ઇતિહાસ મને વિગતથી કહી સંભળાવ્યા પછી મારું મન કહેવા લાગ્યું હતું આ છપાયેલ સમાચાર ઘણે ભાગે તો સાચા જ હશે! મૂરખ ચાતક પણ ધોળી વાદળી અને કાળી વાદળી વચ્ચેનો તફાવત સમજી શકે છે ત્યારે કુસુમ સરખી હોશિયાર યુવતી તો—ને કુસુમ પરણવાની હતી તે કાંઈ કોઈના પર ઉપકાર કરવા ખાતર તો નહિ જ! છેલ્લાં ચાર વરસથી તે અનંતની રાહ જોતી બેઠી હતી અને પ્રેમ—પ્રેમ પણ રબ્બરના જેવું છે બહુ તાણો તો તૂટી! આ પુસ્તકપતિ



અનતે શું આટલી સાદી વાત અત્યાર સુધી સમજવી જોઈતી નહોતી ?

× × ×

પાંચ, વાગતાં શાળામા રજા પડતા જ મને અનતનું સ્મરણ થઇ આવ્યુ ! બિચારે બપોરનો આખો વખત કેમ વિતાવ્યો હશે એમ મને લાગ્યુ. એની રૂમમા દાખલ થતાં જ કામ સરખુ દુઃખ ભૂલવાનું બીજું શ્રેષ્ઠ ઓસડ નથી અને મને ખાતરી થઇ બધો વખત પોતાના દુઃખને સભાળીને કદાચ તે આસુ સારવામાં જ એણે વિતાવ્યો હશે એમ એ રૂમમાં જામેલી અવ્યવસ્થાએ મારી ખાતરી કરાવી

અનત એક ખુ શી પર બેઠો હતો સામેના જ ટેબલ પર કુસુમનો ફોટો ગોઠવેલો હતો, અને તેની સન્મુખ ખોલેલા અનેક પત્રોનો ઢગલો પડયો હતો અનત એમાંનો એક કાગળ વાચતો હતો વાચતાં વાંચતાં એમાંના એક વાકય તળે એણે ભૂરી પેન્સીલથી લીટી તાણી

પગરવ સભળાતા એણે પાછળ જોયુ મને દેખતાં જ ધડ કરતો ખુરશીમાથી ઊઠી મારી નજીક આવી એ કાગળ મારી સામે ધરી દેતા તે કહેવા લાગ્યો 'સ્ત્રી જાત નામે નિમકહરામ હોય એ વિશે શકા જ નથી. ખરે, શેક્સપિયર ગાંડો નહોતો !'

બિચારો શેક્સપિયર ! આ હેમ્લેટે જ પિશાચનો અવતાર ધારણ કરેલો જોઈ એને કોણ જાણે શુયે થઈ જાત ! ક્રોધાવિષ્ટ બનેલા આ વેતાળને શાંત કરવા એણે નિશાની કરેલો પત્ર માહેનો ભાગ મે વાચવા માડયો

" આપણુ બને ગરીબાઇમા પણ સુખેથી રહી શકશુ. વહાલા અનત ! જુઈની વેલને આરસપહાણના સ્તભ ઉપર ચઢાવીએ તો જ એને ધોળા અને સુવાસિત પુષ્પો ખીલે એવુ કશુ જ નથી ! કોઇ સાદા જૂના વાંસના થાભલા પર પણ એ ખુશીથી ચડી જાય. ને ત્યાથી પણ એ એટલો જ મઘમઘાટ અને સૌંદર્ય પાથરે ! "

હુ આશ્ચર્યચકિત બન્યો આવા કવિત્વપૂર્ણ ભાવો ધરાવતી કોઈ પ્રેયસી પોતાના પ્રિયકરની વચના કરે ખરી ?

પણ તુરત પસાર થયેલાં ચાર વર્ષનો ગાળો મારા ખ્યાલમા આવ્યો પ્રેમ એ પણ એક જાતની ક્ષુધા છે ક્ષુધાર્ત માનવી પ્રથમ તો પોતાને મનભાવતાં પકવાન્ન મેળવવાની મહેનત જરૂર કરે છે, તે રાહ પણ જુએ છે પણ જ્યારે એ અપ્રાપ્ય છે એવી ખાતરી થાય ત્યારે એ ન મળતાં એ ભૂખ્યો તો ન જ રહે ! કુસુમના દિલમા પણ આમ પરિસ્થિતિએ પલટો ન લીધો હોય એમ કેમ કહેવાય ?

દરમિયાન અનતે જુસ્સામા આવી ટેબલ ઉપર પડેલા બીજા પણ બે ચાર પત્રો મારા હાથમા ધરી દીધા એમા પણ દરેક ઠેકાણે થોડી થોડી પેન્સીલની નિશાનીઓ હતી જ

" વ્હાલા અનત ! તારુ આ નામ કાંઈ ફોઈબાએ પાડયુ છે ? ખરેખર તારા સ્વભાવનો પાર પામી જ શકાતો નથી ! તારી સરખામણી તો સાગર સાથે જ થઈ શકે પણ અનત ! તારી કુસુમ ડરપોક છે મહાસાગરમા ડૂબકી મારી એમાંથી મોતી આણવાની હિમત તેનામાં નથી એટલે મોતીઓએ પોતે જ બહાર નીકળી પડવા વિના બીજો શો ઉપાય રહ્યો ? "

" પુષ્પો અને પથ્થરોને કોણ જાણે શો ઋણાનુબધ હશે ! પણ પથ્થરની મૂર્તિઓ ઘડાય છે અને માનવી એને પુષ્પો ચડાવે છે પુરુષો કઠોર હોય છે એ જાણવા છતા તેમના પર પ્રેમ વરસાવ્યા વિના સ્ત્રીથી રહેવાતુ નથી, એનુ કારણ પણ કઈક આવુ જ હશે શુ ? "

આ વાકયો વાચતાં વાંચતાં મારી ખાતરી થઈ કે કુસુમનુ હૃદય કવિનુ છે આવા મૃદુ-કોમળ અતઃકરણવાળી પ્રેયસી ચાર વરસના પોતાના પ્રેમને શુ એકાએક ભૂલી જાય ?





હરગિજ નહિ! આવો પ્રેમ એટલે કોઈ નિકનો અંક નથી કે બીજે દહાડે એ જૂનો બની જાય! પ્રતિભાશાળી કવિએ સ્નેહનું એ તો કોઈ ઊર્મિકાવ્ય છે

દરમિયાન ટેબલ પર આડા અવળા પડેલા બધા પત્રોનો અનંતે મોટો ઢગલો કર્યો હતો નવાઈ પામી મેં સવાલ કર્યો આ શું કરે છે?

લંકાદહન!

પણ વાયુસુત હનુમાનજી! કુસુમ આપની સાથે લગ્નગ્રંથિથી જોડાવાની જ નથી એવી એક વાર ખાત્રી તો કરી લ્યો!

કંઈક આશા હતી એટલા ખાતર નહિ પરંતુ કુસુમની હાજરીમાં તેની સામે જ એ બધા પત્રોને સળગાવી દેવાનું નાટક ભજવી શકાય એવી આકાંક્ષાથી અનંતે વડોદરા આવવાની હા પાડી બેશક મારે પણ તેની સાથે જવું એ બંધન હતું જ

ટ્રેનમાં અનંત તો વિચારોમાં જ ઊતરી પડ્યો હતો મેં એને પૂછ્યું કેમ યાર! શાનું રિહર્સલ ચાલે છે!

એક લાંબા ભાષણનું!

હેં?

'કુસુમને એવું સખત સંભળાવવાનો છું કે આખો જન્મારો એને એ યાદ રહી જાય!

× × ×

પણ નાકા વખત સુધી ગોખી રાખેલા ખાનગી ભાષણમાંથી એક પણ વાક્ય વડોદરામાં પહોંચ્યા પછી અનંતથી ઉચ્ચારાયું નહિ

માત્ર ગુસ્સાભેર પેલા છાપાનો અંક કુસુમ સામે ધરી દઈ તેણે સવાલ કર્યો બોલ! આ સમાચાર સાચા છે!

હસતાં હસતાં કુસુમે જવાબ આપ્યો 'હા

તારો એ સિનેમા-નટ ક્યાં છે! એ બોલતી વેળા અનંતનો અવાજ અને દેખાવ આબા એના પ્રાગૈતિહાસિક જંગલી પૂર્વજ સરખો થયા હતો!

પરિસ્થિતિ કેવો પલટો લેશે એ વિષે હું વિમાસણમાં પડ્યો સહેજ મૂંઝારો પણ ખરો

પણ કુસુમે તો શાંતિથી અનંતનો હાથ ઝાલી કહ્યું ઓહો! એટલું જ છે ને? તેઓ અહીં જ છે ચાલો અંદર હું તમને તેમની મુલાકાત કરાવી આપું

અનંતને કુસુમે બાજુના રૂમમાં દોર્યો ત્યારે હું પણ તેમની પાછળ પાછળ ખેંચાયો એ વેળા મારા મનમાં માત્ર કુતૂહલવૃત્તિ જ પ્રબળ હતી કે પેલા નટ સાથે અનંત ઝઘડી ન પડે એ જોવાની અનિવાર ઇચ્છા હતી તે હું પોતે પણ નક્કી કહી શક્યો નહોત!

ધીરેથી કુસુમે રૂમનું બારણું ઉઘાડ્યું સામે જ એક મોટો અરીસો લટકતો હતો એમાં પડેલા અનંતના પ્રતિબિંબ સામે આંગળી ચીંધી કુસુમે કહ્યું એ સિનેમા નટ તમારી સામે જ દેખાય છે!

હું? અનંતના એ સવાલમાં જગત સમસ્તનું આશ્ચર્ય જાણે એકઠું મળ્યું હતું

મેં પૂછ્યું 'અનંત સિનેમામાં ક્યારે જોડાયો છે?

હસતાં હસતાં કુસુમે જવાબ આપ્યો કોઈ રીતે એઓ શિક્ષકની નોકરી સ્વીકારવા તૈયાર થતા નહોતા પોતે પ્રોફેસર થાય ત્યાં સુધી રાહ જોવા જાઉં તો મારે ડોશી જ થવું પડે! એટલે પ્રોફેસર કરતાં પણ વધારે પગાર મળે એવી કોઈ નોકરીની મેં શોધ કરવા માંડી દરમિયાન—

કોઈનો પગરવ સંભળાતા મેં પાછું વાળી જોયું કોઈ રૂપાળો જુવાન અંદર આવતો હતો

કુસુમે તેની સામે સ્મિતસહ કહ્યું અનંતરાવ આવ્યા છે

સારું! એક અઠવાડિયાનો વિરહ પણ અસહ્ય થઈ ગયો લાગે છે! પેલાએ એ જ રીતે હસી ઉદ્‌ગાર કાઢ્યા

પણ તેઓ તો તમારી સાથે લડવા આવ્યા છે!

મારી સાથે? મેં શો ગુનો કર્યો છે!

તમે એમની પત્નીને ભગાડી જાઓ છો એમ એમને લાગ્યું છે! મેં વચ્ચે જ ઝુકાવ્યું



અમે ત્રણે જણા ખડખડાટ હસવા માંડ્યા એટલે ઈલા જ અનંત પણ અમારી સાથે હસવામાં જોડાયો.

× × ×

બપોરે જમતા હતાં તે દરમિયાન વાતવાતમાં કુસુમે આખી વાતનો ફોડવો પડ્યો

જે દહાડો અનંતે વડોદરા છોડ્યું તે આખો દિવસ તે પેલા સિનેમા નટને ત્યાં જ હતી, અને અનંતને સ્ટેશનેથી વિદાય આપીને તે રાત્રે સૂવા માટે પણ કુસુમ એને ત્યાં જ ગઈ હતી પણ એનું કારણ તો એ હતું કે પેલા નટની બહેન કુસુમની વિદ્યાર્થિની હતી તે દહાડો એ છોકરીને સખત તાવ આવ્યો હતો, અને સતત કુસુમને જ સંભાર્યા કરતી—એની હાજરીને ઝંખ્યા કરતી હતી કુસુમ તેની પડખે જઈને બેઠી ત્યારે જ એને જરાક શાંતિ વળી, કુસુમનો હાથ માથે ફરતાં એનો બકવાટ પણ ઓછો થઈ ગયો અનંતને વિદાય આપવા સ્ટેશને જવા પૂરતી ગેરહાજરી સિવાય તે આખો દિવસ અને આખી રાત કુસુમ એ વિદ્યાર્થિની પાસે જાગતી બેસી રહી હતી બીજે દહાડે એને સારી રીતે આરામ થયો

તે દહાડો સ્ટેશને અનંત ખૂબ નારાજ થયેલો—ગુસ્સે થયેલો દેખાતો હતો ઘેર પાછા ફર્યા પછી પેલા સિનેમા-નટ સાથે અનંત વિષે કુસુમને ઘણી વાતો થઇ, હવે લગ્નની વાત અનંતે લંબાવવી ન જોઈએ એવી કુસુમની તીવ્ર ઈચ્છા હતી પણ એની સિદ્ધિ માટે અનંત આશા રાખતો હતો તેવી પ્રેક્ષકની જગ્યા કાંઈ એને માટે ખાલી થોડી જ હોય?

બંને જણાએ ચર્ચા અને વાતચીતને અંતે એમ ઠરાવ્યું કે હવે કુસુમ બીજે પરણી જશે એમ અનંતને લાગશે તો જ વાસ્તવિકતા તરફ પીઠ ફેરવી બેઠેલો ને સ્વપ્નામાં રાચતો એ સહેજ જાગ્રત થશે, ને વાસ્તવિકતા નિહાળવા માંડશે

પરિણામે છાપામાં ખુદ કુસુમે જ પેલા સમાચાર છપાવ્યા! મે કહ્યું 'પણ આજે અમે અહીં આવ્યા ન હોત તો તમારી વાતનું વતેસર જરૂર થઈ જાત!'

'નહિ રે! તમે આવ્યા ન હોત તો પણ સિનેમા-નટ સાથે પરણી જવાની જ હતી!'

નવાઈ પામી અનંત તેની સામું તાકી રહ્યો

હસતાં હસતાં કુસુમે કહ્યું 'એટલે કે તમારી જ સાથે હો!'

'એ કેમ બને?' મે સવાલ કર્યો

'એઓ શિક્ષકની નોકરી સ્વીકારે નહિ તો ઘર-ખર્ચ માટે પૂરના નાણા મળી શકે તે સારુ મે સિનેમા-નટીનો પેશો સ્વીકારવાનું નક્કી કર્યું હતું હું નટી થાઉં તો અનંત અનાયાસે નટ થાય જ!

ડૉક્ટરની પત્નીને ડૉકટરાણી કહી શકાય ને, તેમ!'

× × × ×

જમી રહ્યા પછી કુસુમે બનાવેલ પાન મોમાં નાખી હું વચલા રૂમમાં પહોંચ્યો અરીસા સામે જોતાં જ ખાત્રી થઈ કે પાનની રંગત બરાબર જામી છે!

મને થયું, સંસારનું સુખ પણ આના જેવું જ છે! બે પાન, સહેજ કાથાની કણી, ચુનાના બે લપેડા, થોડીક સોપારી અને અંદર એલચીના બે દાણા કરતા પાનમાં વધુ શું હોય છે? પણ મોમાં ચળવળતાં જ એનો રંગ કેવો જામે છે! સુખ કેવળ સ્વપ્નમાં નથી, જીવનની વાસ્તવિકતામાં જ તે સમાયું છે

દરમિયાન બાજુના રૂમમાં ચાલેલો કુસુમ અને અનંતનો હાસ્ય વિનોદ મારે કાને અથડાયા કરતો હતો મારા વિચારોનો જ જાણે કે એ પડઘો હતો!

## વિદાય

વિદાય વસમી હજી સ્મરણુતી મને અપતી,
દગાશ્રુભર ભીંજતી હૃદય મારુ સત્સ્નેહથી
હતી ખબર એ મને ન, ચ તનેય આ દેહથી
કી જણાવવા બની સમય જે મને કપતી!
વિદાય વસમી હશે અમગ-આખરી એ, મને
જણાયુ નહિ કે ન તુ પણ જણાવવા ઇચ્છની
હઈશ, સમયે મને મમજી મૌન આ છાદતી
ન તુ સભર દુ ખથી વદી વિદાય શબ્દેય ને?

અસહ્ય પણ એ વિદાય ન ખમી શકાતી કદી
સખી, બહુ જ કા મી વિરહ ઘેરતી શી નદી
વદેલ નહિ એકયે શબ્દ મો થકી તે છતા
ખરે હૃદય આપણા અગણુ શબ્દ બોલ્યા હતા!
વિદાયપળ તે ખમી જુજ જ વીરલાઓ શકે,
પર તુ સતસ્નેહને ન અડકી વિ ાચો શકે!

જયંત પરમાર

[પ્રગ થનાર સાનેટગાથા સ્મૃતિઝકારમાંથી]

## ત્રણ દષ્ટિ

અહંકારે ઊંચી નભ પર ઠરી દૃષ્ટિ, મ વા
ચુવા, સત્તા-ભાને, રત મન શું વા ક પના વિષે?
ધરા હૈયે ધારે ચરણ, નયનો શું નભ લસે!
રસા રમ્યા, ઋજુ મનુજ ખિચે આ શુ સુર વસે?

નિરાશા પાતાળે દગ, અહ હતાશા! વ્યથિત આ,
શકે ચત યે શુ અનુભવી કશી મૂર્છિત દશા?
ન વા સ્પર્શે ભાવો વિમલ ગરવા માનવ તણા,
ધરા ધન્યા વચ્ચે નત-શિર ગુલામીની મણા?

મહત્તાના ખ્યાલે મહદતર, સ્વાત ય જીવને
અટકી વિશ્વાસે જન-ગણુ તણા ગૌરવ-ગ્રે
રહે ગાજી પૃથ્વી પુનિત પતિતોના સમ-બળે
ઉઠે સીધી દૃષ્ટિ મનુજ મનુજે સખ્ય, સમતા!

ન આભે પાતાલે ઉરધ-નત ના દૃષ્ટિ ધરવી,
સમષ્ટિ ને વ્યષ્ટિ હિત સ્થિર દગે, સત્ય ગરવી

અનામી

## બદલો

ગરીબોનું રુધિર પીનાર ધનવાનોની કૂ કોથી
બુઝાયેલા હુ જ્યારે ઝૂપડાના દીપ ભાળુ છુ,
તો શણુગારુ છુ ઝળહળ દીપકોથી એમના મ્હેલો
જલાવી દીપ મ્હેલોમા હુ મ્હેલોને જ બાળુ છુ!

*

## હજારો વાર ઝીલીશુ

હજારો ઘાવ ઝીલીશું, હજારો વાર ઝીલીશું!
અમારા ફૂલ જેવા દિલ ઉપર તલવાર ઝીલીશું!
અમારુ દિલ જવાનીમા સદા તૈયાર રહેવાનું
ગમે તેવા સ્વરૂપે આવશે એ પ્યાર ઝીલીશું!

*

## મરીશુ તો અમે

મરીશું તો અમે ખુદ મોત માટે જાન દઈ જાશું!
રહીશું બાગમા તો આગનો સામાન થઈ જાશું!
ઉછાળા મારીને અમને ન પાછા વાળ ઓ સાગર!
કિનારો આવશે તો ખુદ અમે તોફાન થઈ જાશું!

શેખાદમ આબુવાલા

# ટૂંકી વાર્તા અને નવલકથા

ચુનીલાલ મડિયા

> ટૂંકી વાર્તાનો આગવો કસબ, એનું અનોખું કલાતત્ત્વ અને એની સચોટતા રજૂ કરતો એક અભ્યાસુ નિબંધ આ લેખકના નવા વાર્તા-સંગ્રહ તેજ અને તિમિરમાં 'ટૂંકી વાર્તા ઘાટ અને ઘડતર' એ મથાળાથી લખ્યો છે એમાંથી લીધેલો આ મહત્ત્વનો ભાગ દરેક વાર્તા-રસિયાને ઉપયોગી થઈ પડે એવો છે.

પ્રશ્ન પૂછવામા આવશે કે ટૂકી વાર્તા એટલે શુ? એનુ સ્વરૂપ કયુ? આ પ્રશ્નનો ઉત્તર સહેલો નથી અને એ ઉત્તર સીધી રીતે આપી શકાય એમ પણ નથી બ્રહ્મની જેમ આ કલાસ્વરૂપનો પાર પામવા માટે પણ 'નેતિ નેતિ' જેવાં નકારાત્મક નિવેદનો કરીકરીને જ આ સ્વતત્ર કલાપ્રકારની આછીપાતળી ઝાંખી કરી શકાય એમ છે ટૂકી વાર્તા એ નવલકથાનુ ટૂકાવેલુ રૂપ નથી એ હકીકત તો હવે—જો કે બહુ મોડેમોડે—સાર્વત્રિક સ્વીકાર પામી છે નવલ- અને ટૂકી વાર્તા એકબીજાથી સાવ ભિન્ન કલાપ્રકારો છે ખડકાવ્ય અને સૅાનેટના કસબ વચ્ચેનો ભેદ સ્ફુટ કરવા માટે બ ક ઠા એ અબાડી અને વીટીનુ જે ઉદાહરણ યોજ્યુ છે એ નવલકથા અને ટૂકી વાર્તાના સ્વરૂપ અને શિલ્પવિધાન વચ્ચેનો ભેદ સમજવા માટે વધારે બધબેસતુ લાગે છે ટૂકી વાર્તાના ઝીણવટભર્યા શિલ્પવિધાન—વીટીના રૂપકમા વાત કરીએ તો નકશીકામ—ને ધૂમકેતુ મીનાકારી કસબ તરીકે ઓળખાવે છે બહુ જ નાના ફલક પર ઝીણવટભરી કારીગીરી સૂચવવા માટે આ સરખામણી ઉચિત છે. પણ ટૂકી વાર્તા એ મોટી પોર્ટ્રેટની 'મિનિચેઅર' પોર્ટ્રેટ નથી ટૂકી વાર્તા એ મોટા ભીતચિત્રની પોસ્ટકાર્ડ-કદની અનુકૃતિ નથી ચિત્રકલાના પ્રતીકો વડે જ સમજાવવુ હોય તો એલિઝાબેથ બોવેને મોપાસાની વાર્તાઓ વિશે વાપર્યા છે એ શબ્દોમા કહી શકાય કે ટૂકી વાર્તા એક એવી ચિત્રકૃતિ છે જેની રૂપરેખા કાળા ચાક કે કોલસા વડે દોરાયેલી હોય છે અને જેમા અતિ ઘેરા 'મૂળ' રગો પૂરવામાં આવ્યા હોય છે

નવલકથા અને વાર્તા વચ્ચેનો ભેદ માત્ર કદ કે વિસ્તારનો ભેદ નથી એ ભેદ મૂળભૂત છે, કથયિતવ્યનો છે કેટલાક કથાવસ્તુ જ એવાં હોય છે, જે ટૂકી વાર્તાના ઢાળામા ઢાળી શકાય, બીજી કેટલીક અનુભૂતિ જ એવી હોય છે જેમાથી નવલિકા (લાંબી વાર્તા) નીપજે, પછી એ કૃતિઓનુ કદ ગમે તેટલુ લાંબુ હોય કે ટૂકુ હોય ક મા મુનશીકૃત 'પૃથિવીવલ્લભ' એક રોમેન્ટિક નવલકથા તરીકે જાણીતી છે પણ રા વિ પાઠક એ કૃતિને તેમજ 'સ્નેહસભ્રમ'ને નવલકથા નહિ, પણ લાંબી વાર્તા ગણે છે × એ જ રીતે શરદબાબુ કૃત 'દેવદાસ,' 'સ્વામી' વગેરે પણ નવલકથા નહિ, લાંબી વાર્તા છે આ બધી કૃતિઓમાં વસ્તુ, પાત્ર અને પરિસ્થિતિનુ એવુ તો ઐક્ય છે અને આખો કથાપ્રવાહ એવો તો દોરીછૂટ મારગે સીધોસટ ચાલ્યો જાય છે કે એ રચનાઓ નવલકથા કરતાં લાંબી વાર્તાની વધારે નજીક આવે છે પન્નાલાલ પટેલકૃત 'મળેલા જીવ' પણ આ પ્રકારની લાંબી વાર્તા-tale-નુ બીજુ જાણીતુ ઉદાહરણ છે જોસેફ કૉનરેડની પણ ઘણી વાર્તાઓ ટૂકી વાર્તાના ખાનામા બેસી શકે એવી નથી એને લાંબી વાર્તા, નવલિકા નોવેલેટ કે નોવેલો ગમે તે નામ આપી શકાય, ટૂકી વાર્તા તો નહિ જ Theme dictates form—કથયિતવ્ય કે કથાવસ્તુ જ કલાકૃતિનો ઘાટ કે આકાર નક્કી કરે છે—એ મુદ્દો ઘણીવાર ભુલાઈ જતો લાગે છે

નવલકથા અને વાર્તા વચ્ચેનો બીજો એક ભેદ એ બન્ને કલાપ્રકારોના અત કે પરાકાષ્ઠા કે denouement-નિર્વહણ-અગેનો કહેવાય છે કે ટૂકી વાર્તાનો સ્વાભાવિક રીતે જે અત આવતો હોય એ જ અત પ્રતીતિકર લાગે છે એ અત

× સાહિત્યવિમર્શ પૃ ૧૫૮

બદલીને બીજી કોઈ રીતે લખવામાં આવે તો એ પ્રતીતિકર નથી રહેતો. વિવેચક એફ. સી. ગ્રીન– મોપાસાંની વિખ્યાત વાર્તા 'લ પારુર' (હીરાનો હાર)નું ઉદાહરણ આપીને કહે છે કે એમાં માદામ લ્વાઝેલને અંતમાં એ હાર બનાવટી હીરાનો હતો એ જાણીને જે આઘાત થાય છે એ એક જ પ્રકારનો અંત એ વાર્તા માટે સ્વાભાવિક અને અનિવાર્ય છે. બીજી કોઈ રીતે એ વાર્તાનો અંત લાવીએ તો એ પ્રતીતિકર ન રહે. ત્યારે ફ્લોબેરની નવલકથા 'માદામ બોવારી'માં નાયિકા એમાં અંતમાં વિષપાન કરીને આપઘાત કરે છે એને બદલે ગેબ્રિયલ અશર સાથે નાસી ગઈ હોત તો પણ વાચકો ચલાવી લેત. એ પ્રકારનો અંત પણ અપ્રતીતિકર ન લાગત. 'માદામ બોવારી'માં નાયિકાના આપઘાતથી કથાનો અંત લાવવાને બદલે બીજી એકાદ રીતે અંત આણ્યો હોત તો એ પણ વાસ્તવિક લેખાત. કેમ કે ટૂંકી વાર્તામાં લેખકે કલ્પેલ અમુક ચોક્કસ અંત કે પરાકાષ્ઠા વિના એ કૃતિનો પૂરેપૂરો આસ્વાદ અશક્ય છે. ત્યારે નવલકથામાં એવું નથી. મોપાસાંની ટૂંકી વાર્તામાં એ કટોકટી કે પરાકાષ્ઠાનો અનુભવ સાચું કહીએ તો અનુભવનો આરંભ—છેલ્લા પરિચ્છેદમાં કે છેલ્લા વાક્યમાં થાય છે ત્યારે 'માદામ બોવારી' નવલકથામાં એ અનુભવ ક્યારનો અગાઉથી—ક્રમશઃ વધતી જતી તીવ્રતાથી—શરૂ થઈ જાય છે. જે અનુભવ આપણે માદામ બોવારીના આપઘાતની વાત વાંચતા સુધીમાં તો લગભગ પૂરો પણ થઈ ગયો હોય છે.

મુનશીની નવલકથાઓમાં મંજરીને શા માટે મારી નાખી? એવો પ્રશ્ન વાચક-વિવેચક પૂછી શકે. મંજરીને જીવતી રાખીને એ કૃતિ વધારે કલાત્મક બની શકત કે કેમ એની જાહેર ચર્ચા સુદ્ધાં થઈ શકે. પણ ધૂમકેતુની 'જુમો ભિસ્તી' વાર્તામાં તો પાડો વેણું મૃત્યુ જ પામે. એમાં કોઈ વિકલ્પ અંતને

—F C Green: Introduction, French short stories of the 19th & 20th Centuries

અવકાશ જ નથી. આપણે ત્યાં અખબારોમાં હપ્તે હપ્તે નવલકથા લખનાર લેખક પોતાના વાચકોનાં સૂચનો મંગાવી શકે, વાચકોના માન ખાતર એ સૂચનો અનુસાર વાર્તા-પ્રવાહ આગળ ધપાવી શકે અને કોઈ વાચકને રાજી કરવા ખાતર સુખાન્તમાંથી કરુણાન્ત કે કરુણાન્તમાંથી સુખાન્ત પણ બનાવી શકે. આ બધા અખતરા વાગ્વિલાસ નવલકથા જેવું વિશાળ ફલક વાળું અને ખમતીધર સ્વરૂપ ખમી શકે. ટૂંકી વાર્તાનું એ ગજું નહિ. એની તો વિગતેવિગતમાં અનિવાર્યતા હોય. એમાં વિકલ્પ કે ફેરબદલીને અવકાશ ન રહે—જો એ સાચી કલાત્મક કૃતિ હોય તો. 'સરસ્વતીચંદ્ર' જેવી મહાકાય કૃતિમાં કુમુદસુંદરીએ પુનર્લગ્ન શા માટે ન કર્યું એ મુદ્દા પર સુધારકો રોષ વ્યક્ત કરી શકે. કુમુદસુંદરીએ પ્રમાદધન જેવા સ્વામી સાથેના એ ટૂંકા ગાળાનું રંડાપુ ફગાવી દઈને નવજીવન માણવાને બદલે સરસ્વતીચંદ્ર જોડે પરણવું જોઈતું હતું એમ વાચકો-વિવેચકો એ નાયિકાને (અને એના કર્તાને પણ) સલાહ-શિખામણ આપી શકે. પણ દ્વિરેફની 'ખેમી'માં આવા વિકલ્પો સૂચવવાનું શક્ય નથી. ખેમી તો મૃત પતિ પાછળની માનતાઓ સાત સાત વરસે પૂરી કરી રહ્યા પછી ઘરઘરણું કરવાની દરખાસ્ત લાવનાર ભગિનીને (અને એવી દરખાસ્તને અનુમોદન આપનાર વાચક-વિવેચકને પણ) એક જ જવાબ આપે: 'ના ના, આટલે વરસે મારે જીવતર પર થીગડું નથી દેવું!' આ વાર્તાનો અંત બદલાવીએ તો વાર્તાના બારીક તાણાવાણાના સુઘટ્ટ વણાટ પર જ થીગડું માર્યા જેવું પરિણામ આવે. આમાં ટૂંકી વાર્તામાં અમુક જ પ્રકારના પ્રતીતિકર અંતની અપરિહાર્યતા ઉપરાંત બીજું પણ એક કારણ રહેલું છે. શ્રી ઉમાશંકર જોશીએ એકાંકી અંગે કહ્યું છે તેમ આવી લઘુ રચનામાં ઉત્કર્ષબિંદુ (કટોકટી crisis) અને પરાકોટિ (climax) અંતભાગમાં અને ઘણી વાર સાથે જ આવે છે× અને ટૂંકી વાર્તાની કટોકટી અને પરાકોટિ વચ્ચેનો પારસ્પરિક સંબંધ નવલકથાની

× પ્રસ્તાવના, 'શહીદ', પૃ. ૨૫

કટોકટી અને પરાકોટિ વચ્ચેના સંબંધ કરતાં વધારે ગાઢ હોય છે. એકને નુકસાન પહોંચાડ્યા વિના બીજામાં ફેરફાર કરી શકાય નહિ. બે-પાંચ માઈલના ઘેરાવામાં કોઈ નગર પથરાયું હોય એની રચનામાં કે કોઈ આલીશાન ઇમારતમાં અહીં તહીં ફેરફાર કરવાથી એ નગરના વિહંગ દૃશ્યમાં બહુ ઝાઝો ફેર નથી પડતો. પણ તાજમહાલના ઘુમટનો ઘાટ બદલાવવો હોય તો એની સપ્રમાણતા સાચવવા માટે આખું સ્થાપત્ય તોડીપાડીને પાયામાંથી નવા પરિમાણ પ્રમાણે ચણતર કરવું જોઈએ. ટોમસ હાર્ડી ટૂંકી વાર્તાને 'સ્વપ્ન' કહે છે એ અનેક દૃષ્ટિએ સાર્થક લાગે છે. તેથી જ, હર્શલ બ્રિકેલ જેવા વિવેચકે કબૂલ કર્યું છે કે સારી નવલકથાની લખાવટ ખરાબ કે કાચી હોય તો કદાચ ચાલે, ટૂંકી વાર્તામાં ખરાબ લખાવટ કદી ન નિભાવી શકાય×

નવલકથા અને ટૂંકી વાર્તાના રસાનુભવ—ખાસ કરીને પરાકોટિના રસાનુભવ—વચ્ચેનો આ ભેદ વિવેચક એફ. સી. ગ્રીન જે ઉદાહરણ વડે સમજાવે છે એ ઉદાહરણ જાણવા જેવું છે. માનો કે આપણે સિંધુ કે બ્રહ્મપુત્રા જેવા મહાનદનું જલદર્શન કરવું છે. આ જલદર્શન કરાવવા માટે નવલકથાકાર તો આપણને નિરાંતે કોઈ ઊંચા પર્વતની ટોચે લઈ જાય છે અને ત્યાંથી નદીના મૂળથી માંડીને આખા પટનું દર્શન મનભર માણવા દે છે. પણ ટૂંકી વાર્તાના લેખકનો કસબ જુદો જ છે. એ તો, બન્ને બાજુ ગીચ ઝાડીવાળા માર્ગ પરથી ઝડપભેર પસાર થતી રેલવે ટ્રેઈનમાં આપણી સાથે બેઠો હોય છે અને ગીચ ઝાડીમાં એક સ્થળે આવતા બાકોરામાંથી આપણને એ જળરાશિનું દર્શન કરાવવાનું વચન આપે છે. રહસ્યસ્ફોટ અને સૌંદર્યદર્શન કરાવવાનો આ માર્ગ એવો તો જોખમી અને અનિશ્ચિતતાથી ભરેલો છે કે વાર્તાકાર જરા પણ અસાવધ રહે તો એ દર્શન કરાવવાની ક્ષણ ચૂકી જવાય છે. પણ જ્યારે એ સાવધ રહે છે અને પેલું બાકોરું આવતાં બરાબર આંગળી ચીંધી શકે છે ત્યારે જે સૌંદર્યાનુભવ થાય છે, એ અનુભવ પેલા પર્વતની ટોચેથી થતા સૌંદર્યાનુભવ કરતાં વધારે મનોહર અને આહ્લાદક હોય છે. પણ આમાં ખરી ખૂબી તો, ઝાડીમાં આવતું પેલું બાકોરું પકડી પાડવાની છે. તેથી જ, ટૂંકી વાર્તા એક ક્ષણની—ક્ષણાર્ધની જ રમત હોય છે. ઝાડીના બાકોરામાંથી થતા દર્શનના ઉદાહરણ પરથી, ટૂંકી વાર્તા માટે વારંવાર વપરાતો ચવાયેલો શબ્દપ્રયોગ 'સ્લાઈસ ઓફ લાઈફ'—જીવનનો ટુકડો—યાદ આવશે. ટૂંકી વાર્તા અલબત્ત, જીવનનો ટુકડો છે, આખેઆખું જીવન નથી. છતાં, એ [illegible] અને આખા જીવનમાંથી સાવ વિચ્છિન્ન થઈ ગયેલો—આખી પાઉં રોટીમાંથી છરી વડે કપાઈ ગયેલો ટુકડો નથી. ચેખોવની વાર્તાઓની પ્રશસ્તિ કરતાં સમરસેટ મૉમ એક સ્થળે કહે છે તેમ, એ ટુકડો એવો છે, જેનું દર્શન આગળ તેમ પાછળ વિસ્તરતું રહે છે. એ તો, હાથનાં આંગળાં વચ્ચેથી જોવાતું દૃશ્ય છે. જે દૃશ્ય દેખાય છે એના કરતાં મોટું—આગળ પાછળ વિસ્તરતું—હોય છે એ વાત પ્રેક્ષક જાણતો હોય છે*

×The Pocket Book of O Henry Prize Stories, p 6

સરખાવો

'Only the fastidious is able to sovour the excellence of a short story, while the gluttonous devour novel indifferently, good middling or bad the short story is sufficient for all ends. A great deal of meaning can be contained in a few words A well-constructed short story is the delight of the connossieur It is an elixir a quintessence, a precious ointment'

—ANATOLE FRANCE

* "You cannot use of Chekov's





નવનકથા અને ટૂંકી વાર્તા વચ્ચેના રસાનુભવનો —હવે કહીએ કે રસાનુભવની પદ્ધતિનો—ભેદ બન્ને કલાપ્રકારોના સ્વરૂપ અને આકાર પણ નક્કી કરતો લાગે છે નવલકથાનો રસાનુભવ એના અંત કે પરાકોટિ પહેલાં જ થઈ ચૂક્યો હોય છે તેથી એના અંતમાં કે વચ્ચે ક્યાંય થોડો ફેરફાર કરીએ તો કોઈ ખાટું મોળું નથી થઈ જતું ટૂંકી વાર્તામાં દરેક વાક્ય—અનુ રીતે તો શબ્દ યોગ્ય સ્થળે મુકાયેલો પોતાનો કૃતિની સમગ્ર રસનિષ્પત્તિમાં પોતાનો ફાળો આપતો હોય છે અને તેથી અવિચાર્ય અને અફર ગણાવો જોઈએ તેથી જ નવલકથાઓની ટૂંકાવેલી આવૃત્તિઓ બહાર પડે છે એને એ ટૂંકાવેલા સ્વરૂપોમાંથી પણ મૂળ કૃતિ જેટલો જ રસાસ્વાદ માણી શકાય છે પૉકેટ બુક્સ તરફથી ઓફ હ્યુમન બોન્ડેજ નવલકથાની ટૂંકાવેલી આવૃત્તિ બહાર પડી છે એમાં સમરસેટ મોમ પોતે શા માટે એ કથા ટૂંકાવવાની અનુમતિ આપી એનાં કારણો આપતા જણાવે છે કે નવલકથા એ કોઈ સંગીતની તરજ જેવું સ્વરૂપ નથી કે જેમાંથી થોડીક કાપકૂપ કરતાં એ અર્થશૂન્ય થઈ જાય એ કોઈ ચિત્રકૃતિ પણ નથી કે જેમાં સંયોજન સંપૂર્ણ બનાવવા માટે એક વસ્તુ બીજી વસ્તુની સમતુલા જાળવતી હોય. નવલકથા તો બહુ શિથિલ

stories the hackneyed expression of the slice of life for a slice is a piece cut off and that is exactly the impression you do not get when you read them it is a scene seen through the fingers which you know continues this way and that though you only see a part of it

W Somerset Maugham
' A Writer s Notebook pp
144-40 (Heinman)

કલાસ્વરૂપ છે– નવલકથાઓની સંક્ષિપ્ત આવૃત્તિઓ બહાર પડે છે ટૂંકી વાર્તાના સંક્ષેપ થયા સાંભળ્યા નથી ટૂંકી વાર્તાને ટૂંકાવવી એ ઉક્તિ જ બેહૂદી અને વિરોધાભાસી લાગે છે

ટૂંકી વાર્તા અને નવલકથા વચ્ચેનો બીજો એક વધારે ભેદ આપણે કેદાર-માશલના આ કથન પરથી સમજશે Short stories flourish when whole lives are meaningless but moments of time fleeting emotions and isolated incidents hold signifi cance સમગ્ર કે આખેઆખાં જીવન અર્થહીન હોય પણ એમાંની ક્ષણો ઝટપટ પસાર થઈ જતી લાગણીઓ અને છૂટાછવાયા પ્રસંગો કે બનાવો મહત્ત્વના હોય ત્યારે ટૂંકી વાર્તાઓ વિકસે છે ધૂમકેતુના અનીકોસા કોચમીનના કે દ્વિરેફના મુકુંદરાયના આખે આખા જીવન વાર્તાક્ષમ નથી એમાંના થોડા પ્રસંગો જ

— when I was given to under stand that only by cutting it would my novel be published in this series I consented without a minute s hesitation A novel is not like a fuge for instance which if you cut say twenty bars from it would be rendered meaningless nor like a picture in which one element bala nces another to complete the comp osition A novle is A very loose form of art You can do almost anything with it It is also a very imperfect form of art '

—W Somerset Maugham
Introduction Of Human
Bondage (Pocket Books)



મહત્ત્વના છે અને એ પ્રસંગો ટૂંકી વાર્તા માટે ઉત્તમ સામગ્રી બની રહે છે. સુંદરમની 'ખોલકી'ના જીવનમાં તો એક જ પ્રસંગ મહત્ત્વનો છે જેનું તાદૃશ નિરુપણ એ વાર્તાને એક અનોખી કલાકૃતિ બનાવે છે 'છૂટી છવાઈ ક્ષણો અને ઝટપટ પસાર થઈ જતી લાગણીઓ' ટૂંકી વાર્તા માટે કેવી આદર્શ સામગ્રી બની શકે એનું નમૂનેદાર ઉદાહરણ જયંત ખત્રીકૃત અત્યંત વેધક વાર્તા 'તેજ, ગતિ અને ધ્વનિ'માં જોવા મળે છે આ બધી સામગ્રીઓ ટૂંકી વર્તાના જ બની છે એમાંથી નવલકથા બનાવવાનો પ્રયત્ન તો એક વાડકા જેટલી છાશમાં ઘડોએક પાણી રેડવા જેવો અથવા કાગળનાણાંના ફુગાવા જેવો લાગે. જે સામગ્રી ટૂંકી વાર્તા માટે ઉચિત હોય એમાંથી નવલકથા ન બની શકે-આગળી સૂઝીને થાભલો ન જ થઈ શકે ઉમાશંકર જોષીએ ટૂંકી વાર્તા માટે 'અનુભૂતિકણ' શબ્દ યોજ્યો છે એમાં 'કણ' શબ્દાર્થ આ સંદર્ભમાં બહુ સૂચક બની રહે છે *

* સરખાવો :

'કહાની એસા ઉદ્યાન નહીં જિસમે ભાતિભાતિક ફૂલ, બેલ, બૂટે સજે હુએ હૈ, બલ્કિ એક ગમલા હૈ જિસમે એક હી પૌધેકા માધુર્ય અને સમુન્નત રૂપમે દૃષ્ટિગોચર હોતા હૈ.'

(કહાની કલા ઔર પ્રેમચંદ, પૃ ૧૩) —પ્રેમચંદ

'We might compare the novle to a symphoey, and a collection of a short stories to a good concert recital'

—Catherine Ann Porter

(Introduction to A Curtain of Green and other stories)

★

## ઉપવસ્ત્ર

રસ્તે સામે મળે ત્યારેય એ આડો ફંટાઈ જતો. મારી તરફ આકર્ષવા દરેક નુસખા હું અજમાવી ચૂકી પણ મારી એકેય કારીને એણે ન ફાવવા દીધી સામે ચાલીને એને બોલાવવા જવાની તો મારી જીગર જ ચાલતી નહોતી.

એમ ને એમ હું ઠીંગરાઈ જતી ચાની

એક સવારે હું આંખો ચોળતી ચોળતી પથારીમાથી ઊઠીને જેવી બારણા બહાર પગ મૂકું ત્યાં મારી નજર આંગણામાં બાંધેલી ખાટ ઉપર પડી ફીચુડ ફીચુડ અવાજ કરતો એ હીંચકતો હતો!

આ અણધાર્યાં દેખાવે હું ચમકી ગઈ મારાં અસ્તવ્યસ્ત કપડાંને જરા ઠીકઠાક કરવા હાથ જરા સળવળ્યા ત્યા તો ઓઢણી આખી જ નીચે સરી પડી કમખાની કસ ખેંચીને બાંધવા જાઉં ત્યાં કસ જ તૂટીને હેઠી પડી નીવિબંધને કસવાની હિંમત ન રહી એટલે હું એ જ જગ્યાએ ફસકાઈ પડી

આ બધું એ કેવો નફ્ફટ થઈને તાકી રહેલો! મને તો એવી ખાઈ ગઈ! મે ત્રાંસી આંખે જોયું તો એ ખાટ ઉપરથી ઊભો થતો હતો મારા તો બાર જ વાગી જશે કે શું એ વિચારે હું ચડું ન ચડું એ પહેલાં તો એ છલાંગ મારતોકને મારી સામે ઊભો થઈ રહ્યો મે હથેળીમા મો છુપાવી દીધું પણ મારી કશી પરવા કર્યા વગર એણે તો મારું બાવડું પકડીને મને ઊભી કરી નીચે સરી પડેલી ઓઢણી લેવા બીજો હાથ લંબાવું ત્યા તો એ હાથ પણ એણે જકડી લીધો

અને પછી તો એના એ ગાઢ આશ્લેષો અને ઉષ્માભર્યાં ચુંબનોથી મારી ઠીંગરાઈ ગયેલી કાયા એવી તો કોળી ઊઠી કે મને ન રહ્યું તૂટેલી કસવાળા કમખાનું ભાન કે ન રહ્યું નીવિબંધને કસવાનું ભાન મારા આખા દેહનું ઉપવસ્ત્ર જ જાણે એ બની બેઠો!

**ચન્દનમ્**

# નંદવાતી જુવાની

સિદ્ધાર્થ

યુવાનીના અરમાનો અને આવેશો, તરવરાટો અને તાદાત્મ્યો, અતિરેક અને અસહ્યતાઓ ક્યારેક ક્યારેક કેવા વિષમ બની જાય છે એ આ વાર્તાના સીધાસાદા વસ્તુમાંથી આપણને જડી જાય છે. આ બધી ખતરનાકતા ન હોય તો એ યૌવન પણ શાનું કહેવાય !

'ક્યાં મરી ગઈ રમુડી ? કેટલીવાર નાક વાઢ્યું તો ય એનાં લક્ષણ ભૂલવાની નથી. મુઈ અની એ ય આવ બ કે આ ધોકણું મારૂં છૂટું ?

શું કીધું બા

મરે એટલે હાશ તારી બા. આ તપેની આવી ઉટકાય ? અને આ મારો ચણિયો તો જો જાણે લામ્ભુ —આવા લૂગડાં ધોવા કરતાં તો મેલાં જ પહેરવાં સારાં. તને તે કેટલી વખત કહેવું કે કામ કરવું હોય તો સીધી રીતે કરજે નહિ તો નીકળ મારા ઘરમાંથી. કાપું જાણે ક્યાંથી આ ભૂતને મારે પનારે પાડ્યું છે ! એમને તે છે કાંઈ ફીકર ? સવારનાં દુકાને જાય તે બપોરે બારએક વાગે આવીને લુમ લુમ્ ખાઈને જતા રહે પછી તો ઠેઠ રાતે આઠ-નવ વાગ્યે આવે. દી આખો તો મારે જ આ કાળમુખી સાથે માથા ફોડવાનાં. એમાંય આ બચુડી પણ ઝેર ખાઈ ગઈ. ઘડીવાર પડખામાંથી યે ખસતી નથી.

છાસવારે બદલાતી કામવાળી સાથેનો દેવકોર બેનનો અડધો સ્વગત અને અડધો આ ત્રણ દિવસથી આવીને પેધી થઈ ગયેલી રમુડી સાથેનો સંવાદ ચાલતો હતો ત્યાં તો પાડોશના વકીલ સાહેબનો નાનોભાઈ સુનીલ રવિવારનો સવારનો સોનેરી શો જોઈને આવી ઊભો રહ્યો. દેવકોરબેનનો કકશ સ્વભાવ એ જાણતો હોવાથી એમને જરા દૂર પડવાની તકલીફ અજમાવતો હોય એમ દેવકોરબેન નાની બચુડીને પડખામાં લઈને સૂતાં હતાં ત્યાં આવીને એક નાનકડી ઘોડી ઉપર બેસતાં બોલ્યો.

કાલે આજે તો અમે ફિલમ જોવા નહોતો ગયો. પણ હમણાં હમણાં દર રવિવારે પુથીએટર માં હોલિવુડના વિખ્યાત ચિત્રો આવે છે ને એમાંનુ એક વિદ્યાપતિ જોઈ આવ્યો. કાનન તો એવી સરસ ઍક્ટીંગ કરે છે !

હવે જોયો તારો કાનન ને ફાનન !

અરે ગનન તે કઈ છોકરો ઓછો છે ?

ત્યારે ?

આ તમારી નીનુ જેવી જ નિખાલસ ને નફકરી છોકરી છે એ તો.

તે છોકરીનું નામ કાનન હોય ખરું ?

અરે એનું પૂરૂં નામ તો કાનનબાળા છે. આ તમારી નીલાંજનાને બધા કેમ નીનુ કહે છે !

એ છોકરી તો હાથથી ગઈ છે ! એની ફોઈએ એવું રૂડું રૂપાળું નામ પાડ્યું તું પણ આજકાલની છોકરી બે અક્ષર ભણે અને જરાક ટાપટીપ શીખે એટલે નામ પણ એમને જૂનવાણી લાગે. આ નીનુડીએ ય તે નીલમમાંથી નીલાંજના રાખ્યું— મને તો એ એવું કડવું લાગે છે !

પણ નીનુ ગઈ છે કયાં ?

કેમ તારી સાથે ફિલમ જોવા નહોતી આવી ? મને તો એમ કે તમે બેય બનીઠનીને સાથે જ ઉપડ્યાં છો. આ તે કઈ રીત છે ! સાંઢડી જેવડી દીકરી આમ રઝળ્યા કરે એ સારું કહેવાય ? હું તો જરાક બોલું છું ત્યાં તો મને એ ને એના બાપા ઉધડી જ લઈ નાખે છે. મુઈ છે તો મારાથી યે બે આંગળ ઊંચી તો ય હજુ મેનભાઈને પરણવું ગમતું નથી ! હજુ તો કહે છે કે એને બીજા બે વરસ દિલ્હી ભણવા જવું છે. અહીંની કૉલેજમાં છે નાં સાત વરસમાં તો કેટલાય બનાવ કર્યા ને હવે દિલ્હી સુધી જવા



કૂદી રહી છે એની મા એની જ હાયવૉયમા બાપડી મરી ગઈ હશે આ તે શા ગેજ ઊડીને હૈયા-ઉચાળા !'

સુનીલ તો આ બધાંથી ટેવાઈ ગયો હતો એટલે બોલ્યા વિના એમ ને એમ સાંભળતો જ રહ્યો છેલ્લા દોઢ વરસથી નીલુના પીસ્તાલીસેક વરસના બાપા નવનીતભાઈએ ભર્યાભાદર્યા ઘરને સાચવવાને બહાને નીલુની બાના અવસાનને ત્રીજે જ મહિને દેવકોરબેન સાથે ધામધૂમથી લગ્ન કર્યાં. દેવકોરબેન જેવી સત્તર અઢાર વરસની ગૃહિણીને ઘરમાં લાવવા માટે દેવકોરબેનના બાપને દેવાને લીધે અફીણ ઘોળતો અટકાવ્યો, ત્યારે જ એમની કમાણીનો કાળો પૈસો બધાને દેખાયો

દેવકોરબેન કંઈ એવા પીઢ તો નહોતા, પણ કંઈક મોભાદાર ઘર, પાસે ઠીકઠીક પૈસો, નવનીતભાઈની હાલતા અને ચાલતાં જરૂર પડે એવા વહેવારુ જીવડા એટલે ઉમરમાં નીલુ જેવડી એની આ નવી બાને બધા દેવકોરબેન જેવા માનવાચક નામથી સંબોધતા નવનીતભાઈના ભર્યાભાદર્યા ઘરમાં કંઈક પણ ઊણપ હોય તો એ એમની ફાટફાટ થતી અસ્ક્યામતને ભોગવનાર વારસદારની નીલુની બા મરી ગઈ ત્યારે પહેલા ખોળાની નીલુ પછી સત્તર–અઢાર વરસ સુધી કેટલાયે દવાદારૂ અને દોરાધાગા પછી પણ ખોળાના ખૂંદનારનો સંભવ ન જ દેખાયો ત્યારે નવનીતભાઈ એક ઉપર બીજીની વેતરણમાં પડ્યા હતા પણ કુદરતને કરવુ ને અચાનક એક દિવસ રાતે નીલુની બાને પેટનો દુખાવો શરૂ થયો તરત દાક્તર વગેરે આવી તો પહોંચ્યા, પણ દાક્તરોની સલાહ મુજબ એમને આંતરડાનું ઑપરેશન કરવુ પડ્યુ, ને એ ઑપરેશન પછી એવી તો નબળાઈ આવી ગઈ કે બાપડા દવાખાનેથી ઘેર આવીને બીજે જ દિવસે મરી ગયા !

નવનીતભાઈને દીકરી ગણો કે દીકરો, કે બીજુ નજીકનુ સગુ ગણો એક નીલુ સિવાય કોઈ નહોતુ એક તો ઘરમાં આ એકનુ એક સંતાન, પૂરતો પૈસો, બીજુ કોઈ નાનુ મોટું કુટુંબીજન ઘરમા નહિ એટલે નીલુને પૂરતી સ્વતંત્રતા અને સ્વચ્છંદતા બન્ને સાંપડ્યાં હતા અને તેમાં ય કૉલેજમાં ગયા પછી પોતાની જવાબદારીની સભાનતાને નામે એ ખૂબ જ સ્વચ્છંદી બની ગઈ હતી બી. એ થઈ ગયા પછી બીજુ કંઈ નક્કી ન કરી શકવાને કારણે એમ એ ની ટર્મ પણ ભરવી શરૂ કરી પણ પહેલી જ ટર્મમાં એની વહાલસોઈ માતાના અવસાને ભણતર બંધ કરી દીધુ

દેવકોરબેન આવ્યાં પછી ફરી પાછી એ પહેલાનાં જ મીજાજથી પોતાનુ સ્વતંત્ર જીવન જીવવા લાગી એક વરસ પછી ફરી એમ. એ ની ટર્મ ભરી અને એની નવી બા દેવકોરબેનને કવરાવતી 'બચુડી' ત્રણેક માસની થવા આવી ત્યાં તો એ એમ એ થઈને દિલ્હીની સ્ત્રીઓને સામાજીક કાર્યની તાલીમ આપતી કૉલેજમા જવાની પણ તૈયારી કરવા લાગી સુનીલ તો એનો જીગરી દોસ્ત હતો ગામ બહારના સોસાયટીઓના વિસ્તારમાં આ લોકો નહોતાં રહેતાં એટલે બંનેના પડખોપડખ આવેલા ઘર, અને ગામને વધુપડતા લાગતા બેઉના વળગણીનેડા બધાંને ટીકા કરવાનો પૂરતો ખોરાક આપતા. સુનીલ પણ એના મોટાભાઈના છેલ્લા બારેક વરસના નિઃસંતાન પરણેતર જીવનમા વહાલસોયા નાનેરા ભાઈ અને એની ભાભીના લાડકડા દિયર તરીકે લાડકોડમા ઉછેરાવાને કારણે નીલાંજનાથી પણ બે વેંત ચડે એવો સ્વતંત્ર ને સ્વચ્છંદી બની ગયો હતો એમાયે પાછો એ તો દાક્તરી શીખતો હતો! એમ બી બી એસ. નુ એનુ આ છેલ્લુ વરસ હતુ અને કૉલેજકાળના એકેય વરસમા ડુલ્લી નહોતી લગાવી એટલે એના ધીકતી કમાણીવાળા ધારાશાસ્ત્રી મોટાભાઈની પણ કૃપાદૃષ્ટિ એના પર કાયમ રહેતી

દેવકોરબેનની પાસે બેઠો બેઠો સુનીલ સીસોટી વગાડી બચુડીને રમાડતો હતો ત્યાં તો પેલી 'રમુડી' વળી દેવકોરબેનને ચીડવવા માટે ત્યાં આવી





બા દુખાટની કૂચી આનોને વાહણુ ઉટકવા આમની લેવી છે

લે કર તારુ મોં કાળુ કહેતાકને દેવકોરબેને કેડે ખોસેનો ચાવીનો ઝૂમખો ગમુડી તરફ ફેંકતા એવો તો છણકો કર્યો કે રમુડી ત્યાં ઊભી રહેવા આવી હતી છતા ચાવીઓ લઈને લગભગ દોડતી જ ઓરડાની બહાર નીકળી ગઈ

કાકી તમારો સ્વભાવ આવો ચીડિયો કેમ થઈ ગયો છે? સુનીલે ટકોર કરતા સ્વહારુ બનવાનો ડોળ કર્યો

શુ કરુ ભઈલા આ નીનુ તો દી આખો ઘરમાં પગ જ ટેકવતી નથી કૉલેજ ક્લબ સીનેમા સભા ને છેવટે કઈ ન હોય ત્યારે ભની એની પીકનીક બળ્યો મારો અવતાર બચુડીના બાપા તો બે ઘડી મારી પાસે બેસીને વાતેય નથી કરતા મારે તે શુ આ મોટા ભૂતખાના જેવા ચાર માળના ઘરમાં બેઠા બેઠા ધૂણવુ?

ના બેન તમારે શુ કામ ધૂણવુ જોઈએ? હુ છુ ને આવડી મોટી ધૂણનારી! છેલ્લા શબ્દ ને પકડી લેતા ઓરડામાં દાખલ થયેલી નીનુ જરાક રોષમાં બોલી નીનુ એની સગી બાને તો મમ્મી જેવા ઘરેલા નામે બોલાવતી પણ આ નવી બા તો એની મોટીબેન જેવડી પણ નહોતી એટલે સબોધવા બેન જેમ ફક્ત બેન તરીકે જ સબોધતી

નીનુ આ સુનીલ તો ક્યારનો તારી રાહ જોઈને બેઠો છે દેવકોરબેનની વાણીમાં થયેલુ એકાએક પરિવર્તન સુનીલે બરોબર ધ્યાનમા લીધુ

મે તારી કેટલી બધી રાહ જોઈ હતી! મને તો ખાત્રી જ હતી કે આજના બધા મૉર્નિંગ શોમાથી તુ ફીએસ્ટા જ પસંદ કરીશ પછી કેમ છેક સાડાદસ સુધી ન આવ્યો? બીજે કશે ઊપડી ગયો તો કે શુ? જાણે દેવકોરબેનની હાજરી જ ન હોય એમ નીનુ સુનીલને સબોધીને બોલી રહી હતી

પણ મે તો કાલે રાતે જ્યારે આપણે ફરી આવીને છૂટાં પડ્યા ત્યારે જ વિદ્યાપતિનુ તને નહોતું કહી રાખ્યુ? કાનનની એ ફીએક્ટીગ તો ફરી ફરીને જોયા કરવાનુ આમત્રણ આપે છે એ તુ કેમ ભૂલી ગઈ?

એ દેશી ચિત્રોથી તો હુ કટાળી ગઈ છુ અંગ્રેજી ચિત્રોમાં આવતું મુક્ત વાતાવરણ કયુ દેશી ચિત્ર ખડુ કરી શકે છે?

પણ ફીએસ્ટામાં કયુ મુક્ત વાતાવરણ તે જોયુ? એમાં તો તારા સ્વમાની સ્રીત્વને વારવાર કચડી નાખતુ સ્રીને અવમાનતુ રમાડતુ અને જાતીય ભૂખને જગાડતુ પુરુષનુ સાવ હલકુ પૌરુષ જ દેખાય છે!

તુ તે વળી હાડ–ચામ ચૂંથનારો આવા ઝીણા વિવેચનમાં રસ લેતા ક્યારનો શીખ્યો

તે જ શીખવ્યુ છે ને? એમ એ સુધી આવીને તુ મારી સાથે રોજ માથાઝીક કરતી ક્યારે અટકી તી?

દેવકોરબેન આ બધુ ભેંસનું ભાગવત સાંભળતા કટાળે તે પહેલાં જ બચુડીની સાથે ઓરડામાંથી વિદાય થઈ ગયાં હતાં એ તો નીનુએ જ્યારે સુનીલને પેલી નાનકડી ઘોડી ઉપરથી હાથ પકડીને ઉઠાડી સોફા ઉપર બેસાડ્યો ત્યારે જ સુનીલે જાણ્યુ

અર્નીલ પછી તે પ્રૅક્ટિસ માટે ક્યાં નક્કી કર્યુ? અહીં જ કે બીજે કોઈ ગામ?

મારે તો કાંઈ પ્રૅક્ટિસ કરવી નથી મોટાભાઈ ચાં ઓછુ કમાય છે તે મારે કમાવાની જરૂર પડે? આપણે તો દાક્તર થઈને વિદેશની એકાદ દાક્તરી ડીગ્રી માટે વહેલી તકે ઊપડી જવુ છે!

પછી આપણાં લગ્નનુ શુ?

તુ વળી આવા બધનમાં માનતી ક્યારથી થઈ?

આ અંગ્રેજી ફિલ્મોના ભવાડા અને અંગ્રેજી નવલોના અધળા વાચનથી કટાળીને સ્તો હવે તો મારે ત્યાં આવતા વિદેશી માસિક–અઠવાડિકો પણ હુ બધ કરી દેવાની છુ!




'બસ, આટલું જ છીછરું જ્ઞાન મેળવ્યું એમ એ થઈને? અને હજુ 'ફ્રીએગ્ટા' જોઈને તો ચાલી આવે છે!'

'સુનીલ, એમ એ થઈને મેળવવા કરતાં અનેકગણું મે ગુમાવ્યું છે એમ મારો આજસુધીનો અનુભવ મને પોકારી પોકારીને કહ્યા કરે છે મે તારામાં એવું કંઈ નથી જોયું છતાં આપણે બે ભેગા મળીને જરૂર કાંઈ સુંદર ને નક્કર કામ કરી શકીશું'

'તારી મારા પ્રત્યેની મમતા માટે મને પુષ્કળ માન છે એટલે જ તું આજસુધી બધાની પાસેથી ઠગાતી આવી છતાં મે તને ક્યારે ય ધુત્કારી કાઢી ન હતી પેલા સુરેન સાથેના તારા સબંધને હું એકલો જ જાણતો હતો છતાં તારો પૂરેપૂરો ઉપભોગ કરીને જ્યારે એ અહીંથી નાસી ગયો ત્યારે પણ મે તો મારી તારા પ્રત્યેની મિત્ર-ફરજ બજાવવા ખાતર તને ઑપરેશનમાં મારી બધી મદદ કરી એ ઑપરેશનની આપણા બેમાંથી એકેયનાં કુટુંબમાં ગંધ સરખી યે ન આવી હોય તો એ મારે જ કારણે ને? મે જ તારી બાનો એપેન્ડીસાઈટીસનો એ વારસાગત રોગ તને આવી પડ્યો છે એ નવનીતકાકાને અને બધાને સમજાવીને હૉસ્પીતાલમાં પણ અમારા પ્રોફેસર-ડૉક્ટરે મારા ખાસ આગ્રહથી એ ગર્ભાશયના ઑપરેશનને છુપાવ્યું નહીતર આજે તારી કેવી કફોડી દશા થઈ ગઈ હોત?'

'સુનીલ, તારો એ અહેસાન હું ભૂલી ન જાઉં એ માટે તો આપણે જલદી લગ્ન કરી નાખીએ એમ હું ઇચ્છું છું અને હું યે છેવટે તો એક સ્ત્રી છું મારી પુરુષ વગરની અપૂર્ણતા આજે મને રહી રહીને પણ કોરી રહી છે અંદર અને બહારથી તારા ઉપર મારો હક છે એમ કહેવા કરતાં મારી ઉપર તારો હક વધારે છે એમ કહેવામાં કંઈ વધારે તો હું નથી કહેતી ને?'

'પણ આવી પહેલ મે કરી હોત તો?'

'હું તો તારે મોંએથી એ શબ્દો સાંભળવા કેટલી બધી આતુર હતી? તેં ક્યારેક પણ તારા શુષ્ક દાક્તરી જીવનમાંથી મને એક હરફ પણ આશ્વાસનનો દીધો હોત તો મારા જીવનમાં—જીવનની બરબાદી કરી નાખનારો—સુરેન પ્રવેશી શક્યો હોત?'

'એ વાતને ઉખેળવાનો કંઈ અર્થ નથી તારામાં રહી રહીને જણાયેલી અપૂર્ણતા તેને પુરુષભૂખથી સંતોષવાની હદે લાવી મૂકે એ તો તારા જેવી વિદ્વત્તાને વરેલી માટે જરા વધુ પડતું ન કહેવાય?'

'સુનીલ, સ્ત્રી પુરુષ વિના રહેવા પ્રયત્ન કરે, એની સજ્ઞાનાવસ્થા એને તેમ કરવા પ્રેરે, છતાં એ કોઈક પણ બહાને પુરુષથી જ સંકળાયેલી રહે છે અને પુરુષમય જ બની જતી દેખાય છે આ હું એક સ્ત્રી તરીકે કહીને મને કે મારી આખી જાતિને હલકી પાડી દેવા માગતી નથી છતાં બીજી કોઈ પુરુષભૂખી સ્ત્રી તારું જીવન ઉદ્ધારવાને બદલે વેડફી નાખે એવું હું નથી ઇચ્છતી એટલે જ તારો કેડો છોડવા નથી માગતી'

'એ બધું તો હવે ઠીક પણ મને લગ્ન કરવા જેટલી વિચારની તૈયારી તો કરવા દે હું આટલો મુક્ત રીતે સ્વચ્છંદે વિહરી રહ્યો છું છતાં મને પણ નીતિ-અનીતિનું ભાન તો છે જ એ ભાનમાં જ આજે હું મારી જાતને અણિશુદ્ધ રાખી શક્યો છું'

'ત્યારે જ તો હું પહેલેથી તને મારો ગણી શકી છું ને?'

'નીલુ, એ સફાઈ તો જવા જ દેજે જો મારું તારા જીવનમાં એટલું બધું મહત્વ હોત તો સુરેન સાથે તું યે લપસી પડી ન હોત પણ એ તો યાદ દેવડાવવું જ ન જોઈએ'

'હા સુનીલ યાદ તો એવું દેવડાવવું જોઈએ કે મારી આખી જિંદગીમાં એ મને કોરી ખાવાનું છે મારે તો મારી વૃત્તિઓને અભિમાનપૂર્વક કાબૂમાં રાખવી હતી છતાં હું કઈ પળે લપસી પડી એનું કારણ તો આજે પણ મને શોધ્યું યે જડતું નથી





મારા એ પતનમાં ભાગ લાગ તો પેલી નિનુ—સુરેનની બેનનો હતો. એણે જ મને ફસાવી દીધેલી'

'આજે તો સ્ત્રી જ સ્ત્રીની દુશ્મન બની બેઠી છે ને શું!

જેટલો પુરુષ પુરુષજાતનો છે!

અને સ્ત્રીની સહિષ્ણુતા ય પુરુષમાં ક્યાં હતી?

હવે એ બધી વાતો જવા દે નીનુ! તારુ એમ કે નુ પરિણામ આવે દિલ્હી જઈ આવ્ હુ બે વરસ વિદેશ જઈ આવુ આમ બે વરસ આપણે દૂર રહેવાથી બેઉના વિચારોમાં જે કંઈ ફેરફાર કે નિશ્ચય આવવાનાં હશે એ આવી જશે તારે એટલી ધીરજ કેળવવી પડશે

પણ હવે મને મારી જાત ઉપર ભરોસો નથી રહ્યો!

અરે એવુ તે હોય કંઈ? એક વખત પડ્યા પછી તો બીજી વાર ન પડી જવાની કાળજી એની તો ચીવટથી રહે છે!

પણ તું વિદેશમાં જઈને મને વીસારે તો નહિ પાડી દે ને?

એટલો બધો અવિશ્વાસ—અને એ પણ મારા માટે!

સુનીલ મને દુનિયા આખીમા એક તારા પર જ વિશ્વાસ છે અને અતિવિશ્વાસ જ કોઈવાર અવિશ્વાસનું કારણ નથી બનતો

લે હવે ચાલ હઠ તો મારે બહાર જવુ છે તે તો કપડા પણ હજુ નથી બદલ્યા સીધી સીનેમા માંથી આવીને અહીં બેઠી તી ને?' સુનીલે નીનુનો હાથ પકડી ઊભી કરતાં કહ્યું

નીનુ પણ ઊભી થતાં બોલી બહાર ક્યાં જવુ છે?

રવિવારે ય ક્યાં લફરાં ઓછા હોય છે! આ અમારી સાથે ભણતી પેલી ક્રિશ્ચિયન સીલ્વીએ લગ્ન કર્યાં છે એની પાર્ટીમાં આજે બે વાગ્યે જવાનું આમંત્રણ છે: મને ને તને બેયને! ચાલ આવે છે ને?

બધા દાક્તરો મળીને મારુ ઑપરેશન તો નહીં કરી નાખો ને?

હજુ કેટલીક વાર ઑપરેશન કરાવવુ છે! સુનીલે હસતાં હસતાં નીનુને ખભેથી પકડી જોરથી હલાવી અને ઉમેર્યું હુ ગાડી તૈયાર કરું છું, તુ તૈયાર થઈને નીકળ હં!

× × ×

સીલ્વીની પાર્ટીમાંથી બધાં મિત્રો જુદાં પડ્યાં અને નીનુ સુનીલ પણ ત્યાંથી ફરવાને બહાને ગાડીમાં દૂર દૂર નીકળી પડ્યાં સાંજ પડવાને થોડીક વાર હતી વસંત પૂરબહારમાં ખીલી હતી બન્નેની પરીક્ષાઓ તાજી જ ગઈ હતી એટલે જરા આનંદ મેળવવાને છેલ્લા ત્રણેક દિવસથી બેઉ સાથે રોજ દૂર દૂર સુધી ફરવા નીકળી પડતાં સુનીલની ગાડી હતી છતાં લગભગ મોટે ભાગે ચાલતાં જ નીકળતાં પણ આજ તો બેઉ રંગે ચડ્યાં હતાં થોડાક દિવસોમાં જ બેઉ લાંબા ગાળા માટે વિખૂટા પડવાના હતા એનુ બેઉને ભાન હતું ગાડીનું ઝડપ બતાવતું મીટર જ્યાં પાસઠ અને સિત્તેર વચ્ચે ઝોલા ખાવા લાગ્યુ ત્યાં તો નીનુ ગભરાટથી કે પ્રાણુજાણે આવેગથી એકદમ સુનીલને બાઝી પડી અને સુનીલના ચમરાઈ હાથ પણ ઘડીભર માટે સ્ટીઅરીંગ ઉપરથી નીનુને પોતાના બાહુમાં સમાવવા લંબાયા ન લંબાયા ત્યાં તો ગાડીની એ અમાપ ઝડપને તોડી વછોડી નાખનારું નાળુ આવ્યું ગાડી ચાલીસ-પચાસ ફૂટની ઊંચાઈએથી નાળા સાથે અથડાતી કૂટાતી નીચે પડતાંની સાથે નીનુ સુનીલની જુવાની પણ નંદવી નાખતી ગઈ

✶

ઊર્મિ-નવરચના અંગેનો કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે આપના રેપર ઉપર આવતો આપનો ગ્રાહક નંબર લખશો ક્યારેય ભૂલશો નહિ

# અણુ અને પરમાણુ

પદ્મકાન્ત ર. શાહ

> વિજ્ઞાનમાં માનવી આજે તો એટલી હદ સુધી આગળ વધ્યો છે કે અણુના પરમાણુઓ પણ એથી પૃથક્કરણ પામ્યા છે એ અણુ અને પરમાણુની વૈજ્ઞાનિક વિવેચના કરતો એ વિષયના અધિકારી લેખકનો આ લેખ અભ્યાસીઓ જરૂર આવકારશે

પૃથ્વી, અપ્, તેજ, વાયુ અને આકાશ એ પંચ મહાભૂતો સમસ્ત વિશ્વના બંધારણરૂપે પૂર્વે કલ્પવામાં આવ્યા હતાં હિંદ, મિસર અને ગ્રીસના અગ્રગણ્ય તદ્વિદોએ સર્વ અસ્તિત્વ ધરાવતા પદાર્થોને આ પંચ મહાભૂતોના સમુદાયરૂપે જ વિચાર્યા હતા જુદા જુદા પ્રમાણમા આ પાંચ મહાભૂતોના સંયોગથી વિવિધ પ્રકારના પદાર્થો ઉત્પન્ન થતા અને ઍરિસ્ટોટલના મત પ્રમાણે આ પંચ મહાભૂતોની વધઘટ વડે સર્વ પદાર્થો એક બીજામાં રૂપાન્તર પામતા મનાતા ઍરિસ્ટોટલના આ મતથી કીમિયાગરો અવળે રસ્તે દોરાયા હતા. તેઓ માનતા કે જેમ વનસ્પતિ અને પ્રાણીમા જન્મ અને વૃદ્ધિ હોય છે તેમ પૃથ્વીમાંથી નીકળતા પદાર્થો પૃથ્વીમાં રહી આવો ફેરફાર અનુભવે છે અને જેમ કૉશેટામાંથી પતંગિયુ નીકળે છે તેમ સીસું, લોખંડ, કલાઈ વગેરે હલકી ધાતુઓમાંથી સુવર્ણનુ રૂપાન્તર થાય છે આ માન્યતાને આધારે સીસામાંથી સુવર્ણ બનાવવા કોઈ પારસમણિની શોધ કરવી એવી તેઓની મહત્વાકાંક્ષા હતી એ જોકે સિદ્ધ ન થઈ અને ૧૯મી સદીના અંત સુધી એ એક મૂર્ખાઈમાં જ લેખાઈ, છતાં પણ વીસમી સદીમાં ‘ રેડિયો એક્ટીવીટી’ની શોધ પછી એક મૂળતત્ત્વ બીજા મૂળતત્ત્વમાં પરિણમી શકે છે એ સત્ય સિદ્ધ થતા કીમિયાગરોનું સ્વપ્ન એક નહિ તો બીજે સ્વરૂપે ફળીભૂત થયુ વિજ્ઞાનની વીસમી સદીની સિદ્ધિઓમા અણુ–પરમાણુના ભીતરનો આવિષ્કાર એક રોમાંચક કથાનકરૂપે આલેખાયો છે

આજનો વૈજ્ઞાનિક જાણે છે કે સર્વ પ્રકારનુ દ્રવ્ય ‘પ્રોટોન’ અને ‘ઈલેક્ટ્રૉન’ નામનાં બે પ્રકારના વિદ્યુન્મય કણોનુ બનેલુ છે જગતમાં અસ્તિત્વ ધરાવતા ૯૨ મૂળતત્ત્વોની આન્તરિક રચનામાં પ્રથમ અણુઓનો સમૂહ અણુમાંથી પરમાણુ અને પરમાણુની અંદર સૂર્યમંડળની જેમ પ્રોટોનરૂપી કેન્દ્ર–સૂર્યની આસપાસ પરિભ્રમણ કરતા ઈલેક્ટ્રૉનરૂપી ગ્રહો શોધાયા છે એવી કલ્પના કરીએ કે પરમાણુના કેન્દ્રસ્થ બીજને સૂર્યમંડળ જેટલું વ્યાપક કરવામાં આવે તો પરમાણુની અંદરનો છેલ્લો ઈલેક્ટ્રૉન ૩૬ લાખ માઈલ દૂર આવેલા પ્લુટોના ગ્રહ સાથે સરખાવી શકાશે આપણા આકાશ જેવુ પરમાણુની અંદર પણ પ્રોટોન અને ઈલેક્ટ્રૉન વચ્ચે આકાશ આવી રહેલું છે

આધુનિક યુગના રસાયણશાસ્ત્રના ઇતિહાસમાં અણુ–પરમાણુ વિશેનું ચોક્કસ મંતવ્ય મહાન રસાયણશાસ્ત્રી જ્હૉન ડૉલ્ટને ઈ સ ૧૮૦૭ માં કર્યું હતું તેના મત મુજબ કોઈપણ દ્રવ્યનો પરમાણુ એટલે તે દ્રવ્યને ભાગતા જે નાનામાં નાનો કણ શેષ રહે તે, અને તેનુ ત્યાર પછી ભંજન થઈ શકે નહિ આવા પરમાણુઓના જોડકાં પણ હોઈ શકે, ત્રણ પરમાણુઓ પણ જોડાઈ શકે, તેથી વધુ પણ જોડાઈ શકે પરમાણુઓ જોડાઈને એક અણુ ઉત્પન્ન કરે દૃષ્ટાન્ત તરીકે પાણીની અંદર હાઈડ્રોજન અને ઑક્સિજન નામના બે તત્ત્વોનો સમાવેશ થએલો છે, તેમાં બે પરમાણુ હાઈડ્રોજનના અને એક પરમાણુ ઑક્સિજનનો સંયુક્ત થયો હોય છે આ પરમાણુઓની સંખ્યા ૯૨ જેટલી છે એટલે જગતમા ૯૨ મૂળતત્ત્વો અસ્તિત્વ ધરાવે છે પરંતુ આ યુગના—વીસમી સદીના– વિજ્ઞાનને પ્રભાવે અણુઓના પાર્થિવ ભંજકોએ આગળ વધીને ૯૩, ૯૪ ૯૫ અને ૯૬ સુધીના અંકોવાળાં તત્ત્વોની શોધ કરી છે.

૧૮૫૯માં પ્લકરે શોધેલાં કૅથોડ કિરણો, ૧૮૯૫મા





ગૅ રૂજને શોધેલાં ઍક્સ કિરણો અને ૧૮૯૬માં બેકરેલ તથા ક્યુરિ દંપતીએ કરેલી રેડિયો ઍક્ટીવીટી સંબંધી શોધોને પરિણામે દરેક પરમાણુ વિદ્યુતમય છે એ સત્ય વૈજ્ઞાનિકોએ પ્રતિપાદન કર્યું હતું દરેક પરમાણુની અંદર સરખા પ્રમાણમાં પૉઝીટિવ અને નેગેટિવ વિદ્યુતનો સમાવેશ થઈ રહેલો છે પૉઝીટિવ ઈલેક્ટ્રીસીટીના કણને વિજ્ઞાનની ભાષામાં પ્રોટોન કહેવાય છે અને નેગેટિવ ઈલેક્ટ્રીસિટીના કણને ઈલેક્ટ્રોન કહેવાય છે ૧૮૫૮માં પ્લકરે શોધેલા કૅથોડ કિરણો આ ઈલેક્ટ્રોનોનો જ સમુદાય હતાં એમ પાછળથી સર જે જે ટૉમસને સિદ્ધ કર્યું હતું વિદ્યુતનો પ્રવાહ એટલે બીજું કંઈ જ નહિ પણ આ ઈલેક્ટ્રોનોનો જ પ્રવાસ છે દરેક પરમાણુમાં પોઝીટિવ વિદ્યુત એક બીજ અર્થાત્ ન્યુક્લીઅસ રૂપે કેંદ્રસ્થ થએલી છે પરમાણુની અંદર જેમ પ્રોટોનની સંખ્યા વધારે તેમ પરમાણુનું વજન પણ વધારે હાઈડ્રોજનના પરમાણુમાં એક જ પ્રોટોન સ્થિત થએલો છે આ મધ્યસ્થ બીજની આસપાસ ઈલેક્ટ્રોનો જુદી જુદી કક્ષાઓમાં પરિભ્રમણ કરે છે

બધા મૂળતત્ત્વોમાં સૌથી હલકો હાઈડ્રોજન છે હાઈડ્રોજનના પરમાણુનું વજન એટલું બધું ઓછું છે કે દશાંશના ચિહ્ન પછી ત્રેવીસ મીંડાં મૂકી ૧૭ મૂકીએ તેટલા ગ્રામ જેટલું તે થાય છે શૂન્ય ઉષ્ણતામાને અને એક વાતાવરણ જેટલા હવાના દબાણમાં છની સંખ્યાને ૨૩ વખત ગુણીએ તેટલા બધા પરમાણુઓ એક ગ્રામ હાઈડ્રોજનમાં હોય છે !

હાઈડ્રોજનના પરમાણુમાં એક પ્રોટોન અને એક ઈલેક્ટ્રોન હોવાથી જો તેમાંથી એક ઈલેક્ટ્રોન દૂર કરીએ તો બાકી પ્રોટોન અથવા પૉઝીટિવ ઈલેક્ટ્રીસીટીનો એકમ—યુનિટ—રહે પ્રોટોનનું વજન હાઈડ્રોજનના પરમાણુ જેટલું જ લઈ શકાય. દશાંશના ચિહ્ન પછી ૨૭ મીંડાં મૂકી ૯ મૂકીએ તેટલા ગ્રામ જેટલું વજન ઈલેક્ટ્રોનનું હોય છે બીજી રીતે કહીએ તો ૧૮૫૦ ઈલેક્ટ્રોન બરાબર ૧ પ્રોટોન થાય

હાઈડ્રોજન પછી બીજું હલકામાં હલકું મૂળતત્ત્વ હીલિયમ છે હાઈડ્રોજનની સરખામણીમાં તેનું વજન ૪ છે ત્યાર પછી લિથિયમ બેરિલિયમ બોરૉન વગેરે મૂળતત્ત્વો ક્રમશઃ આવતાં જાય છે ધારોકે આપણે બધાં મૂળતત્ત્વોને તેમના પરમાણુઓના વજન પ્રમાણે ગોઠવીએ આવી રીતે કરેલા મૂળતત્ત્વોના વિન્યાસમાં પહેલો હાઈડ્રોજન બીજો હીલિયમ ત્રીજો લિથિયમ અને છેલ્લો—૯૨ મો—સૌથી ભારે યુરેનિયમ આવશે હવે આપણે દરેક મૂળતત્ત્વને નંબર આપીએ આ નંબરને પરમાણુઅંક—ઍટોમિક નંબર—કહે છે આ પ્રમાણે હાઈડ્રોજનને પહેલો નંબર હીલિયમને બીજો નંબર લિથિયમને ત્રીજો નંબર અને છેલ્લે યુરેનિયમને બાણુમો નંબર મળશે આપણે જોયું છે કે દરેક પરમાણુની અંદર એક સૂર્ય=ન્યુક્લીઅસ–સન=ની આસપાસ ઈલેક્ટ્રોનરૂપી ગ્રહો પ્રદક્ષિણા ફરે છે પ્રથમ તો આપણે હાઈડ્રોજનનો જ પરમાણુ લઈએ તેમાં સરખા પ્રમાણમાં પૉઝીટિવ અને નેગેટિવ વિદ્યુત હોવાથી—એક પ્રોટોન અને એક ઈલેક્ટ્રોન—પરમાણુ સમગ્ર રીતે અવૈદ્યુતિક—ઈલેક્ટ્રીકલી ન્યુટ્રલ—રહેશે તે પ્રમાણે હીલિયમના પરમાણુમાં મધ્યસ્થ ૨ પ્રોટોન (કારણ કે તેનો પરમાણુ અંક ૨ છે) લિથિયમમાં ૩ અને યુરેનિયમમાં ૯૨ પ્રોટોનોની કલ્પના કરી શકાય છે આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે

> કોઈપણ મૂળતત્ત્વનો પરમાણુ અંક—ઍટોમિક નંબર—તેના પરમાણુની અંદર કેન્દ્રસ્થ થએલા પ્રોટોનની સંખ્યા જેટલો છે

વળી કોઈપણ આખો પરમાણુ વિદ્યુમય હોતો નથી તે ઉપરથી એમ પણ નક્કી થાય છે કે પરમાણુની અંદર જેટલા પ્રોટોન સ્વતંત્ર અસ્તિત્વ ધરાવે છે તેટલા જ ઈલેક્ટ્રોન કેન્દ્ર સૂર્યની આસપાસ સ્વતંત્ર કક્ષાઓમાં પરિભ્રમણ કરે છે અર્થાત્ કે ન્યૂક્લીઅસનો જેટલો પૉઝીટિવ ચાર્જ હોય છે તેટલો જ આસપાસ ફરતા ઈલેક્ટ્રોન સમૂહનો નેગેટિવ

ચાર્જ' હોય છે આવી રીતે હાઈડ્રોજનમા એક, હીલિયમમાં બે, લિથિયમમા ત્રણ અને યુરેનિયમમા બાણુ ઈલેક્ટ્રોનગ્રહો કેન્દ્ર સૂર્યની આસપાસ પ્રદક્ષિણા ફરે છે

હવે આપણે હીલિયમ ઉપર જરા વધારે ધ્યાન આપીએ હીલિયમના પરમાણુનુ વજન ૪ છે (એટલે કે હાઈડ્રોજનના પરમાણુ કરતાં તેનુ વજન ચાર ગણુ છે), પણ એકવાર કહ્યા મુજબ તેના કેન્દ્રસ્થાનમાં તો બે જ પ્રોટોન છે! અહી જ મુશ્કેલી ઊભી થાય છે આપણને કહેવાનુ મન થાય છે કે હીલિયમના બીજની અંદર બે પ્રોટોન હોઈ શકે જ નહિ, કારણકે તેમ થાય તો તેના પરમાણુનુ વજન બે થાય, જ્યારે વાસ્તવમાં તેનુ વજન ૪ છે (ઈલેક્ટ્રોનનુ વજન એટલુ ઓછુ છે કે તેને ન ગણીએ તો પણ ચાલે) આ મુશ્કેલીનો તોડ પણ વિજ્ઞાનીઓએ કાઢ્યો છે કેન્દ્રસ્થ બીજની અંદર ફક્ત પ્રોટોન જ હોતા નથી પરમાણુના વજન અનુસાર તેની અંદર બીજા કેટલાક પ્રોટોન તેટલાં જ ઈલેક્ટ્રોન જોડે જકડાએલા હોય છે હીલિયમના બીજમા-આવી રીતે ચાર પ્રોટોન અને બે ઇલેક્ટ્રોન હોય છે એટલે કે બે પ્રોટોન ઉપરાંત તેની અંદર બીજા બે પ્રોટોન અને બે ઈલેક્ટ્રોનોનાં દ્વંદ્વ સમા ચેલાં હોય છે આમ કુલે પૉઝીટિવ ચાર્જ તો એક જ સરખો રહે છે પણ પરમાણુનુ વજન ૪ થાય છે. અર્થાત્ હીલિયમનુ બીજ ચાર 'પ્રોટોન' અને બે 'ઈલેક્ટ્રોન'નુ બનેલું છે આ હીલિયમના બીજને 'આલ્ફા-કણ' કહેવામા આવે છે એમ માનવામાં આવે કે છે કેન્દ્રસૂર્યમાં પ્રોટોનો આલ્ફા-કણ રૂપે જ આવી રહેલાં હોય છે

પરંતુ આ તો જ્યારે મૂળતત્વનુ વજન પૂર્ણાકમાં હોય ત્યારે જ બને કેટલાંક મૂળતત્વો જેવાં કે ક્લોરિન, નિયોન, બ્રોમિન વગેરેનું વજન અપૂર્ણાંકમાં છે, તેમનું શુ? આ પ્રશ્નનો એવો ઉત્તર છે કે એક જ મૂળતત્વના જુદા જુદા પરમાણુઓનું વજન સરખુ નથી અને પરમાણુનુ નક્કી કરેલુ વજન બધા પરમાણુઓના વજનનું સરેરાશ વજન છે વિજ્ઞાનની પરિભાષામા એક પરમાણુ અંકવાળાં પણ જુદા જુદા પરમાણુ વજનના મૂળતત્ત્વોને 'આઈસોટોપ્સ' કહેવામાં આવે છે. આમ ઑક્સિજનના કેટલાક પરમાણુઓનુ વજન ૧૬ હોય તો કેટલાકનુ ૧૭, નાઈટ્રોજનના કેટલાક પરમાણુઓનુ વજન ૧૪ હોય, કેટલાંકનુ ૧૫ પણ હોય ક્લોરિન જેનુ પરમાણુ વજન ૩૫-૪૪ નક્કી થયુ છે તેના કેટલાક પરમાણુઓ ૩૫ના અને કેટલાક ૩૭ના વજનના માલુમ પડયા છે આ વાત ઍસ્ટને પ્રયોગદ્વારા સિદ્ધ કરી બતાવી છે સહેજે વિચાર કરતા જણાશે કે જુદા જુદા પરમાણુ વજનવાળા પણ એક જ પરમાણુ અંકવાળા મૂળતત્વોના પરમાણુઓ એકબીજાથી ફક્ત કેન્દ્રસ્થ બીજના જકડાએલા પ્રોટોનની સખ્યામા જ જુદા પડશે નબર ૧૭ ક્લોરિનના પરમાણુઓ પોતાના બીજમા (૩૭-૧૭=) ૨૦ ઈલેક્ટ્રોન-પ્રોટોનના દ્વન્દ્વ ધરાવતા હશે અને કેટલાક (૩૫-૧૭=) ૧૮ ઈલેક્ટ્રોન-પ્રોટોનના દ્વન્દ્વ ધરાવતા હશે. પરંતુ બને પ્રકારના પરમાણુઓમાં ગ્રહોરૂપે ફરતા ઈલેક્ટ્રોન ૧૭ જ હશે રાસાયણિક ક્રિયાઓમાં આ બહારના ઇલેક્ટ્રોનો ભાગ લેતા હોવાથી ક્લોરિનના બધાય પરમાણુઓ સરખી રીતે જ વર્તે છે

આ તો પરમાણુઓના ભીતરની બહારથી પરીક્ષા થઈ પરમાણુઓને ભેદીને તેનુ ખરેખરૂ રહસ્ય ખુલ્લુ કરવાનો સૌથી પ્રથમ યશ કૅમ્બ્રિજની જગપ્રસિદ્ધ કૅવેન્ડીશ લૅબોરેટરીના ડાયરેક્ટર લૉર્ડ રધરફર્ડને ફાળે જાય છે રેડિયો એક્ટીવીટીના અભ્યાસ પછી રધરફર્ડને એમ લાગ્યુ કે કેન્દ્ર આલ્ફા-કણ જેવા પ્રખર બલથી પરમાણુના સૂર્યને ભેદી શકાય આલ્ફા-કણમા પરમાણુને ભેદવાની અતિ તીવ્ર શક્તિ છે સૌથી પ્રથમ તો તેમણે નાઈટ્રોજનના પરમાણુને ભેદીને તેમાંથી એક પ્રોટોન મેળવ્યો અર્થાત્ આપણને નાઈટ્રોજનમાથી હાઈડ્રોજન મળ્યો આલ્ફા-કિરણોના પ્રહાર સામે હીલિયમ, લિથિયમ કાર્બન વગેરે હલકાં





વજનવાળા પરમાણુઓએ તટસ્થતા નિભાવી છે તેમને ભે । માટે હવે કોઈ લેબોરેટરીના જ ડૉ વૉ ટન અને ડૉ કૉક્રૉફટા પ્રોટોનનું શસ્ત્ર વાપરીને સફળ થયા રધરફર્ડનો પહેલો પ્રયોગ ૧૯૧૯મા થયો હતો બીજો વૉ ટન–કૉક્રૉફટનો પ્રયોગ ૧૯૩૨ માં થયો હતો રધરફર્ડનો પ્રયોગ એટલે

એક પરમાણુનો બીજ–સૂર્ય + આ ફા કિરણાસ્ત્ર
= બીજા પરમાણુનો બીજસૂર્ય + પ્રોટોન

અને વૉલ્ટન અને કૉક્રૉફટનો પ્રયોગ એટલે

એક પરમાણુનો બીજ–સૂર્ય + પ્રોટોનાસ્ત્ર =
બીજા પરમાણુનો બીજસૂર્ય + આલ્ફા–કણ

૧૯૩૨નો વિજ્ઞાનનો બીજો મહાન વિજય પર માણુની અંદર રહેલા ન્યુટ્રોનની શોધ હતી જ્યારે બેરિલિયમને આ ફા–કિરણો વડે ભેદવામાં આવે છે ત્યારે બેરિલિયમમાંથી એક નવાં જ પ્રકારનાં કિરણો ઉત્સર્ગ પામે છે આ કિરણોની ભેદશક્તિ બીજા કોઈ પણ કિરણોના કરતાં વધારે છે ચેડવિકે રધરફર્ડની લેબોરેટરીમાં આ કિરણોનો અભ્યાસ કરી પહેલવહેલું જાહેર કર્યુ કે આ ન્યુટ્રોન કિરણો છે ઇલેક્ટ્રોનને પ્રોટોનની ઘણો પાસે આવેલો આપણે ધારીએ તો આપણી આગળ ન્યુટ્રોનનું તા ચિત્ર ખડું થાય એનું વજન પણ લગભગ પ્રોટોન જેટલું છે ન્યુટ્રોનની શોધ પછી જે એક વાત ચોક્કસ થઈ તે એ હતી કે બીજ–સૂર્યમાં પ્રોટોન અને ઇલેક્ટ્રોન ન્યુટ્રોનરૂપે અસ્તિત્વ ધરાવે છે ન્યુ ટ્રોનના ઉમેરાથી પરમાણુ અંકમાં ફેરફાર થતો નથી પરંતુ પરમાણુ વજનમાં ફેરફાર થાય છે એટલે ફક્ત ન્યુટ્રોનની સંખ્યામાં જુદાં પડતાં મૂળતત્વો એકમી નના આઇસોટોપ હોય છે

હજુ પણ પરમાણુના ભીતરમાં એક વસ્તુ છૂપા યેલી હતી તેની શોધ ૧૯૩૩માં ભ્લેકેટ અને ઑક્કિય

આલિનિએ કરી વિજ્ઞાનનો ત્રીજો મહાન વિજય સિદ્ધ કર્યો આ શોધ પૉઝીટ્રોન એટલે કે ઇલેક્ટ્રોન જેટલા જ વજનવાળા પોઝીટિવ ચાર્જની હતી. એ ડરસને અમેરિકામાં પણ આ જ શોધ કરી

પ્રોટોનાસ્ત્રોને ઉત્પન્ન કરવા માટે વૉ ટન અને કૉક્રૉફટે શોધ્યું હતું તેના કરતાં તદ્દન નવીન પ્રકારનું યંત્ર અમેરિકામાં । લૉરેન્સે બનાવ્યું આનું નામ સાયક્લોટ્રોન આનો સિદ્ધાન્ત એવો છે કે વિદ્યુતના બળવાન ક્ષેત્રમાં કોઈ પરમાણુ મૂકયો હોય તો તે વર્તુલાકારે પ્રવાસ કરશે આ પરમાણુપરના ચાર્જ અને તેના વજનના પ્રમાણમાં વર્તુલ નાનું કે મોટું થશે. વળી નિશ્ચિત સમયે જેમ હિંચકાને ધક્કો આપવાથી તેની ગતિ વધારી શકાય છે તેમ આ કણને પણ વિદ્યુતના આંકડા આપવાથી તેનું જોર ક્રમશ ઘણું વધારી શકાય છે ૧૯૪ માં એક રાક્ષસી કદનું સાયક્લોટ્રોન સાનફ્રાન્સિસ્કોમાં તયાર કરવામાં આવ્યું છે અને તેની શકિત દસ કરોડ ઇલેક્ટ્રોન વૉ ટ જેટલી છે તેના ચુંબકનું વજન ૪ ૦ ટન જેટલું છે અને ચુંબકના છેડાઓનો વ્યાસ ૧૮૪ ઇંચ છે

ન્યુટ્રોન ગમે તે પદાર્થને ભેદી શકે છે પ્રહાર કર્યા પછી ન્યુટ્રોન બીજા પરમાણુઓ સાથે ઓતપ્રોત થઈ પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ લુપ્ત કરે છે એટલે એક નવા મૂળતત્ત્વનો જન્મ થાય છે અણુબૉમ્બની રચનામાં યુરેનિયમના એક આઇસોટોપ પર ન્યુટ્રોનનો પ્રહાર કરવાથી અવિરત પ્રક્રિયાની એક સાંકળ પેદા થાય છે જેમાં એકમાંથી અનેક ન્યુટ્રોનો જન્મ પામી એટલી બધી ઉષ્ણતા ઉત્પન્ન કરે છે કે તેને એકસો અબજ અંશ જેટલા ઉષ્ણતામાન સાથે યોજી શકાય આ છે અણુ પરમાણુના વિજ્ઞાનનો આછો ચિતાર ×

× મુંબઈ આકાશવાણીના સદ્ભાવથી

✶

# નાઈલની નાગણું

યશોધર મહેતા

મદનની મહાચૂડમાં મસ્તીથી સદા ડોલતી, મિસરની મશહૂર મહારાણી કલીઓપેટ્રાનો જગજાહેર પ્રેમકિસ્સો ત્યાગથી કેવો ભરપૂર હતો એ કીમિયાગરો જેવા યશસ્વી કલમચિત્રોના કસબી અહીં રજૂ કરે છે પ્રેમીઓનાં જીવન કરતા પણ ઊજળુ એમનુ મૃત્યુ હોય છે!

અષાઢ માસની વીજળી જેવો એની આખોનો ચમકાર હતો એના માની હોઠ જ્યારે ફરકતા ત્યારે કામદેવના તીર છૂટતાં એ તીર પ્રેમીજનોના હૃદયને ભેદી નાખતા એટલુ જ નહિ પણ એ ઘા કદી રૂઝાતા નહિ. એ ઘાયલ હૃદયો ઉપર કલીઓપેટ્રાના મદ અને મસ્તીના સાગરના મોજા ફેલાતા અને એ હૃદયના ઘામાં એ સાગરના ક્ષાર લેપાતા એના પ્રેમમા પડેલો આખરે રીઝાઈ, રીબાઈ, ભૂજાઈ શેકાઈને કા તો વિષધર સર્પના ડખ સહી છૂટતો કે કાં તો નાઈલના મગરોનાં વિકરાળ જડબામા ભચડાઈને પૂરો થતો

મોહ વસ્તુ જ એવી છે મોહમાં પડેલા માનવીમા અને પતગિયામા કશો જ ફરક નથી

આ ભવ્ય રમણી ખરેખર રસની મહાનદી હતી ઈશ્વરની અપાર માયા હતી જીવનની જીવલેણુ મદિરા હતી

કલીઓપેટ્રાને "નાઈલની નાગણુ" તરીકે ઓળખવી વધારે સુગમ છે ખરેખર એના પ્રેમનો ડખ વિષધર નાગણુનો ડખ હતો એ ડખ માનવીને મૂર્છિત કરે, ભાન ભૂલાવે, બુદ્ધિ હરે, અવશ કરે, અધ કરે, દીન અને દુખી કરી અકાળે મૃત્યુના મોંમા હોમી દે —

ભલભલા ધર્મગુરૂઓ, પ્રધાનો, રાજપુરુષો નયન બાણુથી વીધાના, એના હોઠોના લોહચુબકથી ખેચાતા અને ઘડીના છઠ્ઠા ભાગમા મોહના ગારામાં ઊંડા ઊતરી પડતા. એના ભુજપાશમા વીટાએલો કોઈ આત્મા છૂટી શકતો નહિ એ પાશમાથી છેવટે દયાળુ યમદેવજી એને છોડાવી શકતા

કલીઓપેટ્રાના મોહના વારિમા જેમ અનેકો ઘસડાઈ ગયા તેમ રોમનો મહાન નેતા જુલીઅસ સીઝર પણુ ઘસડાઈ ગયેલો મિસરને જીતવા નીકળેલો સીઝર મિસરની રાણીથી જીતાઈ ગયો. કલીઓપેટ્રાના શસ્ત્રો સીઝરના શસ્ત્રો કરતાં વધારે સગીન હતા.

રાત્રિનો સમય હતો સીઝર પોતાના તબુમાં સતોષથી બેઠો હતો, અધકારમાંથી એક માણસ એક સુદર શેતરજનો વીટલો લઈને સીઝરની પાસે આવ્યો

"હજુર સુંદર દરી છે"

'જા જા આ દરીમાં કઈ માલ નથી"

'હજુર હુ ઉકેલીને બતાવુ"

"ઠીક બતાવ"

પેલાએ વીટલો ઉકેલ્યો વીટલામાંથી એક રૂપસુન્દરી નીકળી

સીઝર માટે કહેવાતુ કે "તે આવ્યો, તેણે જોયુ, તે જીત્યો"

પણુ આ વખતે તે ખોટુ પડ્યુ. "તે આવ્યો, તેણે જોયુ તે જીતાયો"

સીઝરનો પ્રતાપ પ્રેમને વશીભૂત થઈ ગયો કલીઓપેટ્રાએ સીઝરનો પ્રેમ લીધો, લૂટ્યો પરતુ પોતાનો પ્રેમ તેણે સીઝરને આપ્યો નહિ કલીઓપેટ્રાનો સીઝર પ્રત્યેનો પ્રેમ રાજરમત હતી. તેનાથી તેણે પુત્ર મેળવ્યો જે ટોલેમી ચૌદમાને નામે જાણીતો થયો પણુ સીઝર ગયો, અને ગયો તે ગયો રોમના રાજકારણમાં તે એવો તો પરોવાઈ ગયો કે કદી પાછો ફર્યો નહિ

પરતુ જે મોહથી વીધે છે તે આખરે મોહથી વીધાય છે.

થોડાં વર્ષો વીતી જાય છે.





સમીસધ્યાના શાંત તેજ નાઈલના પાણીને રમાડી રહ્યા હતા એ પાણીમાં એક સુંદર નૌકામાં નાઈલની નાગણ પોતાના કોઈ પ્રિયતમની સાથે મોજ કરતી વિહરતી હતી

એના શરીરે માત્ર એક પાણી જેવું પારદર્શક રેશમી વસ્ત્ર હતું એની દાસીઓ એને મુનાયમ પંખા એથી પવન ઢાળતી હતી અને બીજી દાસીઓ નાવને હલેસાં મારતી હતી એક કોકિલકંઠી દાસી વીણામાંથી સંગીત છેડતી હતી બાજુની સુરાહીમાંથી ક્લીઓપેટ્રા દિલ ભરીને શરાબ પીતી હતી અને પોતાના પ્રેમી નવયુવાનને પીવડાવતી હતી શરાબના ઘુંટડાની એકાદ પીચકારી તે પેલા યુવાનની આંખોમાં મારતી હતી અને તેના માથાના વાળ ખેંચી એની સાથે વળી મનમાં પ્યાર પણ કરી લેતી હતી

તેવામાં પાર્થીઆના પ્રદેશને જીતવા આવેલા રોમન સૈનિકો એક કાંઠે જમા થયેલા જોયા તે સૈનિકોના અગ્રે એક પ્રચંડ વ્યક્તિ ઊભી હતી તેનું શરીર તાંબા જેવું હતું પ્રચંડ બાંધો તેજસ્વી આંખો ઘાટીલું મોં અને વિલાસી હોઠ ક્લીઓપેટ્રાની નજરે પડ્યા

એ આકૃતિથી નાઈલની ઉર્વશી મોહિત થઈ પોતાની પાસેના યુવકને લાત મારીને તે ટટ્ટાર થઈ અને પેલા સર્વાંગસુંદર યુવાનને તરસી આંખે જોવા લાગી તે યુવાનની છટા અને દેખાવ બંનેમાં દમદમો હતો એણે ક્લીઓપેટ્રા તરફ સ્થિર દૃષ્ટિ ફેંકી અને પછી બેપરવાઈથી પોતાના સૈનિકો સાથે ચાલવા માંડ્યું અને પાછું સરખું પણ જોયું નહિ

તે યુવાન સેનાપતિનું નામ એન્ટની પાર્થીઆ જીતવા તે રોમન સૈનિકો લઈને નાઈલના ઉત્તર કિનારે પડાવ નાખી પડ્યો હતો તે રસિક લંપટ હતો મદિરા અને માનુની બંનેનો શોખીન હતો પરંતુ બેમાંથી એકનો તે ગુલામ નહોતો બંને તેના ગુલામ હતા સ્ત્રીઓને તે મળતો પ્રેમ કરતો અને વિસરી જતો બતકના શરીર ઉપર જો પાણી ટકે તો એન્ટનીના હૃદયમાં પ્રેમ ટકતો તે તો વિજેતા હતો અને સ્ત્રીઓને પણ વિજયની ભૂમિ ગણી જીતી ભોગવી જતો રહેતો સ્ત્રીઓના હૃદયના ચૂરેચૂરા થઈ જતા

તે રાત્રે ક્લીઓપેટ્રા ઊંઘી નહીં એનું હૃદય પેલા યુવાનમાં ચોંટી ગયું હતું એના અંગે અંગને અનંગ ખેંચી રહ્યો હતો અને હોઠ સુકાતા હતા એની છાતીમાંથી ઊના ઉચ્છ્‌વાસ નીકળતા હતા

તેણે એન્ટનીની ભાળ મેળવી તેનો પીછો પકડ્યો

એક ભવ્ય રાત્રિએ ક્લીઓપેટ્રા પોતાની સહચરી સાથે એન્ટનીના તંબુમાં આવી મોં ઉપરનું અવગુંઠન દૂર કરી હસતે મોંએ અને પ્રેમ ભરપૂર નેત્રે તે એન્ટનીને જોવા લાગી

કોણ છો તમે? આશ્ચર્યથી એન્ટનીએ પૂછ્યું

'એક ઘેલી સ્ત્રી' ઘણા જ ધીમા અવાજે તેણે કહ્યું એની આંખો એણે એન્ટનીની આંખોમાં પરોવી દીધી

ઘેલી સ્ત્રીઓ માટે મને સમય નથી

ધીમે ધીમે હસતા ક્લીઓપેટ્રાના હોઠ વિષાદથી ભીના પડ્યા એની આંખોના ખૂણાઓમાંથી પાણી ઊભરાયાં

ફરી કહું કે ઘેલી સ્ત્રીઓ માટે મને સમય નથી હું સૈનિક છું અને રોમન સૈનિક છું મારી નેમ પૃથ્વીને સર કરવાની છે ચાલ્યા જાવ

એ શબ્દોમાં પોલાદની શક્તિ હતી અને બરફની ઠંડક હતી

ક્લીઓપેટ્રા ઢગલો થઈને બેસી ગઈ એની આંખમાંથી જાણે નાઈલની એક નહેર નીકળવા લાગી

રોમન સૈનિક રોમન સૈનિક મોટો રોમન સૈનિક ના જોયો હોય તો! લે પડેલીને લાત માર તારા પગ આગળ મિસર ને મિસરની રાણી બંને પડ્યાં છે તારું અભિમાન સંતોષ"

એટલું તૂટતે અવાજે ડુસકાં ખાઈ બોલીને ક્લીઓપેટ્રા એન્ટનીના સામું અસહાય વદને જોઈ રહી એના રાતા ચોળ લોચનોમાંથી પ્રેમની જ્વા

બાઓ નીકળતી હતી. દિગ્મૂઢ એન્ટની તે એકી ટશે જોઈ રહ્યો તેને કલીઓપેટ્રાના મુખ ઉપર પ્રકૃતિ દેવીની અગાધ શક્તિનું ભાન થયુ તેણે એ નેત્રોમાં જીવનમાં પહેલી જ વાર પ્રેમનો અખૂટ સાગર જોયો

ચાર આંખો જ્યારે એક થઈ ગઈ ત્યારે બનેએ એકબીજાના હૃદય જોઈ લીધા

એક મહાન સૈનિકની અદાથી તેણે નાઈલની રમણીને ઊભી કરી તેના આંસુથી ભીજાએલા કપોલ ઉપર એન્ટનીનો વિશાળ પંજો પ્રેમથી દબાયો અને એ ભીનો પંજો એણે એકાગ્રતાથી જોયા કર્યો

'આ . પ, મિસરની. રાણી!"

"ના હુ એન્ટનીની દાસી"

"ના, ના, આવો, પધારો"

પણ કલીઓપેટ્રા બેસતી નથી

"એન્ટની, મે મારુ હૃદય તને આપ્યુ નથી, તે તે ઝૂટવી લીધુ છે મે કદી કોઈને મારુ હૃદય રાજી ખુશીથી આપ્યુ નથી કોઈ તે છીનવી શક્યો નથી. આજે તે તે ઝૂટવી લીધું છે એ હૃદય હમેશા તારી પાસે જ રહેશે તુ મને લાત મારીને કાઢી મૂકીશ તો હુ જઈશ પણ મારુ હૃદય હવે મારી સાથે નહિ આવે હુ જાણુ છુ કે હું લૂટાવા આવી છુ

તે રાત્રે કલીઓપેટ્રા એન્ટનીની પાસે જ રહી તેણે આખી રાત વીણા વગાડી અને એન્ટનીને પ્યાર કીધો એન્ટનીને ખાતરી થઈ કે કલીઓપેટ્રા સામાન્ય રૂપસુદરી નહોતી સાક્ષાત પ્રેમદેવી હતી

જિદગીમાં પહેલી જ વાર આ બે આત્માઓએ પ્રેમનો દિવ્ય અનુભવ કર્યો

કલીઓપેટ્રાને પ્રેમના પ્રાણવાયુથી જાગૃત સ્વપ્ન બનેમા એન્ટની જ દેખાવા લાગ્યો એના ક્ષણજીવી મોજમસ્તીમા પ્રેમની ઉષ્મા ફેલાઈ

એન્ટનીને આખુ જગત કલીઓપેટ્રાની ઝાંકીઓ રૂપે દેખાવા લાગ્યુ. એણે નક્કી કર્યું કે કલીઓપેટ્રા એ જ ઈશ્વરની શક્તિ હતી, એ જ સમાધિ હતી

એન્ટની પરણેલો હતો એની પત્ની ઓક્ટેવિયા એની રાહ જોતી રોમમાં બેઠી હતી એની પત્નીનો ભાઈ ઓક્ટેવિયસ સીઝર રોમનો સરમુખત્યાર હતો.

ઓક્ટેવિયાને મન એન્ટની શ્વાસપ્રાણ હતો. પોતાની પત્નીને એ યાદ કરતો અને પત્રો લખતો. એ પત્રોમા તે જણાવતો કે હું હવે થોડા દિવસમાં પાર્થીઆ જીતીને પાછો ફરીશ

પણ એને પાર્થીઆ જીતવાના કોડ રહ્યા નહોતા. એ અને કલીઓપેટ્રા એકમેકમા ગુલતાન બની પોતાનો જીવનસગીત વગાડી રહ્યાં હતા

ઓક્ટેવિયસ સીઝરને ખબર પડી કે એન્ટની પાસે માણસો ને પૈસા થઈ રહ્યા છે એટલે એણે પોતાની બહેનની ખાતર માણસો અને નાણાં આપી બહેનને એથેન્સ મોકલી એન્ટનીએ ઓક્ટેવિયાને લખ્યુ હતુ કે હુ તને ત્યાં જરૂર મળીશ બિચારી ઓક્ટેવિયા એથેન્સમાં નાણાં અને લશ્કર સાથે પતિની રાહ જોતી બેઠી

પણ પતિ શેના ફરકે!

એ થાકી ગઈ, હતાશ થઈ ગઈ અને કપાતે કાળજે રોમ પાછી ફરી સમર્થ ભાઈએ બહેનને દિલાસો આપ્યો કે પતિ હવે બદલાઈ ગયો અને સીઝરની બહેને બહાદુર થઈ એને મરી ગયો માની મન વાળી લેવુ પોતે એમ પણ કહ્યુ કે એને જીવતો પકડીને પોતે ઓક્ટેવિયાની પાસે તેને સાકળે બાધીને લાવશે

એન્ટનીની પ્રતિષ્ઠા ગઈ એનુ નામ ધૂળની સાથે ગણાવા લાગ્યુ એ રોમન મટી ગયો

પ્રેમની મદિરા કહો કે પ્રેમનુ પીયુષ કહો પણ પ્રેમ એ એક અદ્ભુત વસ્તુ છે પ્રેમ એકાગ્રતા છે ભાવસમાધિ છે, વિસ્મૃતિની ચાદર પણ પ્રેમ જ ઓઢાડે છે

એન્ટનીનુ અને કલીઓપેટ્રાનુ બનેના હૈયાનુ રસાયણ થઈ ગયુ હતુ બે જુદી ધાતુઓ મટી એક ધાતુ થઈ ગઈ હતી,





રોમ પોતાના સૈનિકનો પ્રમાદ કદી વિસરતું નહોતું. રોમની તલવાર નિષ્ઠુર હતી.

ઍન્ટની ઉપર હલ્લો આવ્યો. ઍન્ટનીએ જોયું કે પોતાનો સમય પાકી ગયો છે. એણે અને ક્લીઓપેટ્રાએ એ આખરના દિવસો બહુ જ આનંદમાં ગાળ્યા. બંનેએ નિશ્ચય કરી દીધો હતો કે રોમનોને હાથે પકડાવું તેના કરતાં મૃત્યુની ગોદમાં સદાને માટે સૂઈ જવું.

ઍન્ટની લડ્યો, બહાદુરીથી લડ્યો. ક્લીઓપેટ્રા એને પડખે સદા ઊભી રહેતી.

એક રાત્રે બંને નાઈલને કાંઠે આભના ચંદ્રને એકીટશે જોઈ રહ્યાં હતાં.

'ઍન્ટની, ચાલ આપણે ચંદ્રલોકમાં જતાં રહીએ.' ક્લીઓપેટ્રાએ ચુંબન કરીને કહ્યું.

'તું નથી જાણતી રોમના લશ્કરો આપણને ત્યાં પણ નહિ મૂકે.' ઍન્ટનીએ એટલું કહીને પ્રિયતમાની આંખોને પ્રેમથી ચુંબન કર્યું.

એટલામાં બહાર કોલાહલ થયો.

'સરદારજી, સીઝરનું લશ્કર આવી પહોંચ્યું છે.' ચોકીદારે ચેતવણી આપી.

ઍન્ટનીએ પ્રિયતમાના કપોલ ઉપર પોતાનો કપોલ મૂક્યો. બંનેએ ચંદ્રમાને છેલ્લી સલામ કરી.

ઍન્ટનીએ તરવાર ખેંચી. વહાલી ક્લીઓપેટ્રાને જોતાં જોતાં તે થંભ્યો.

'તું હસ, ક્લીઓ, હસ.'

ક્લીઓપેટ્રા હસી. ઍન્ટનીએ તરવાર પોતાના હૃદયમાં ભોંકી દીધી હતી અને તેના ઉપર તે જોરથી ઢળ્યો. ક્લીઓપેટ્રા દોડી. પ્રિયતમના હૃદયનું લોહી એણે ખોબામાં લીધું અને પોતાની આંખોમાં આંજી દીધું. પછી એના શરીર ઉપર તે ઢગલો થઈને પડી અને છાતીફાટ રડી.

થોડી વારે તેણે દાસીને બોલાવી ખૂબ શરાબ પીધો. પછી પોતે પાળેલો એક ઝેરી સાપ મંગાવ્યો. સાપની પેટી લઈને દાસી આવી. હસતે મોંએ ઍન્ટનીના મૃતદેહ ઉપર માથું ટેકવીને પડેલી ક્લીઓપેટ્રાએ પોતાની છાતી ખુલ્લી કરી અને પેટીના સાપને પોતાની છાતી ઉપર છોડ્યો.

છૂટતાં વેંત સાપે ક્લીઓપેટ્રાના નિતાંતસુંદર ધવલ સ્વચ્છ સ્તન ઉપર પોતાનો ડંખ માર્યો.

આકાશમાં વિરાજતો ચંદ્રમા ક્લીઓપેટ્રાના ધવલ સ્વચ્છ સ્તનને એકીટશે જોઈ રહ્યો. એને થયું કે પૃથ્વી ઉપરથી આ પોતાનું પ્રતિબિંબ પડતું હતું!

[ શોકનાદ ]

★

# વૉલ્ટેર

શશુ પંડિત

ક્રાન્તિ અને ઉત્ક્રાન્તિનાં સાચાં પરિણામો અનુભવનાર નાનકડો ફ્રાન્સ જીન રૂસો જેવા જ બીજા ક્રાન્તિકાર વૉલ્ટેરનો પણ જનક છે વૉલ્ટેરની નીડર વિચારસરણી આજે પણ સ્વાયત્ત શાસિત દેશોને એટલી જ માર્ગદર્શક નીવડતી રહી છે વિશ્વના ક્રાન્ત વિચારકોમાં પહેલી હરોળમાં વૉલ્ટેરને સહજતાથી સ્થાન મળે

'હું જે માનું છું તે બોલવાનો મારો ધર્મ છે' એમ છાતી ઠોકીને કહેનાર 'હાસ્યરસિક ફિલસૂફ' વૉલ્ટેર, ફ્રાંસનો એક મહાન ચિંતક હતો એ જે કહેતો તે રાજાઓ ને ધર્માચાર્યોને સાંભળવું પડતું ને એના વિચારોથી એ ધ્રૂજતા. પ્રચંડ વિચારશક્તિના ધોધસમો આ નર નોનરી આરએના સૌથી નાના પુત્ર તરીકે ૧૬૯૪માં પેરિસમાં જન્મ્યો ત્યારે કોઈને સ્વપ્નેય ખ્યાલ ન હતો કે એ જીવશે માંદલો ને સુક્કલકડો એ લાડકો નર્સના હાથમાં આમતેમ વીંઝાતો અને રડ્યા કરતો એની આવી તબિયત જોઈને માબાપે એનું નામ પાડવાની ધાર્મિક વિધિ ઝટ પતાવી એનું નામ ફ્રાંકો મેરી આરએ પાડવામાં આવ્યું. બાળક બચી ગયું તબિયતે તો એ બહુ ના સુધર્યું, પરંતુ ત્રણ વર્ષની ઉંમરે એ લા ફ્રોનતેઈનની બધી પરીકથાઓ કડકડાટ ગાવા માંડ્યું ત્યારે બધાંને નવાઈ લાગવા માંડી પુત્રનાં લક્ષણ પારણામાંથી જ જણાઈ આવવા માંડ્યાં

એના ધર્મગુરુ એને વધુ ને વધુ શિક્ષણ આપતા ગયા ને દેવળના પુરાણા વિચારોથી ભિન્ન એવા પોતાના નવા વિચારો પણ એના મગજમાં રેડતા ગયા_ ફ્રાંકો નવાં કાવ્યો શીખવા માંડ્યો ને પોતે પણ એવાં કાવ્યો બનાવવા માંડ્યો. કોને ખબર હતી કે આ જ છોકરો વૉલ્ટેરના નામથી એક મહાન કટાક્ષકાર, મજાકખોર, ફિલસૂફ અને રૂઢિચુસ્ત ધર્મનો કટ્ટો દુશ્મન બનશે?

દસ વર્ષની ઉંમરે એને જેસુઆઈટ સ્કૂલમાં મૂકવામાં આવ્યો એની અતિશય ઉત્સુકતા, મીઠાશ ને કાર્યવેગથી શિક્ષકો અંજાઈ ગયા. એની શાળાની કારકિર્દી ખૂબ જ્વલંત હતી એના પિતા પણ એને વિષે મગરૂર હતા પોતાના પુત્રને કાયદા-નિષ્ણાત બનાવવાની એમની ઉમ્મીદ હતી, પરંતુ જ્યારે વૉલ્ટેરે કહ્યું કે 'મારે તો વિદ્વત્તા પ્રાપ્ત કરવાના ધંધા સિવાય બીજા કોઈ ધંધામાં પડવું નથી' ત્યારે એ ખૂબ નિરાશ થયા ફ્રાંકોના ધર્મગુરુ એની વહારે ધાયા એની શક્તિની કદર કરીને એમણે પોતાના આ ચેલકાને રાજદરબારના ઉમરાવો સમક્ષ રજૂ કર્યો. રાજકુમારો એના પર ખુશ થયા ને સન્નારીઓ એના પ્રત્યે મુગ્ધ થઈ. દૂબળા શરીરમાં પણ કેવો ચેતનવંતો આત્મા વસતો હતો! પોતાને મળેલા આવકારથી એ ખૂબ પ્રોત્સાહિત થયો ને એને નાટક લખવાની ઇચ્છા થઈ 'ઈડિપ' નામનું પ્રથમ કરુણાંત નાટક લખ્યું, એના મિત્રોને એ ખૂબ ગમ્યું, પરંતુ એ ભજવાતાં વાર લાગી એટલામાં એના પિતાએ એને હલકા મિત્રોની સોબતથી મુક્ત કરવા એના ધર્મગુરુના ભાઈ માર્કવી દ શાતોને—કે જે હોલેંડમાં ફ્રાંસના રાજદૂત હતા—તેમને ત્યાં મોકલી દીધો.

હેગ પહોંચીને એ જીવનમાં પ્રથમવાર પ્રેમમાં પડ્યો—ઓલિંપ ડીયુયેન નામની છોકરી સાથે. પરંતુ એની માએ જબરો ઉહાપોહ મચાવ્યો 'રાજદૂત કોઈ ગડબડમાં ફસાય એ ઠીક નહીં' એમ લાગવાથી શાતોને એ પરિસ્થિતિ સુધારી લેવા વૉલ્ટેરને પાછો પૅરિસ મોકલી દીધો ૧૭૧૫માં લુઈ ૧૪મો મૃત્યુ પામ્યો અને લુઈ ૧૫મો ગાદી ઉપર આવતાંવેંત જ ફ્રાન્સની પ્રજા ઉપર લદાયેલાં આકરાં બંધન છૂટી ગયાં ફ્રાન્સની પ્રજા નવો ઉત્સાહ અનુભવવા લાગી જેને જે લખવું-બોલવું હોય તે લખવા-બોલવાની છૂટ થઈ વૉલ્ટેરે પણ તકનો લાભ લીધો પણ એણે ગજા [





જરા વધુ આકરી ટીકા કરી એટલે એની રીતભાતના બદલામાં એને ૧૮ મહિના માટે કેદખાનામાં હડસેલી મૂકવામાં આવ્યો

જેલજીવન દરમિયાન એણે હેનરી ચોથા વિષે એક મહાકાવ્ય લખ્યું છૂટયા પછી એને ડ્યુક ઑફ ... તરફથી તબિયત સુધારવા માટે ... આવવાનું આમંત્રણ મળ્યું ત્યાં એ માદામોસેલ ... ના સંપર્કમાં આવ્યો એણે જે નાટકો લખ્યાં એ માદામે ભજવ્યાં પૅરિસ પાછા આવીને છેવટે એણે ઈડિપ છપાવવાની વ્યવસ્થા કરી બહાર પડનાવેત એને મોટો આવકાર મળ્યો રાજદરબારનાં કહુંકો એમાં ખુલ્લાં પાડેલાં હોવાથી એ નાટક જોવા માટે લોકોની ઠઠ જામવા માંડી. એકાએક એ ખૂબ પ્રતિષ્ઠા પામ્યો આમછતાં એનાં બીજાં નાટકો સફળ ન નીવડયાં એટલે વૉલ્ટેરે કંટાળીને જેલજીવન દરમ્યાન હેનરી ચોથા વિષે પોતે લખેલું મહાકાવ્ય પ્રસિદ્ધ કરવાનું વિચાર્યું એણે હવે પોતાનું લાંબું નામ છોડી દઈને એકલા વૉલ્ટેરના નામથી જ પુસ્તકો બહાર પાડવા માંડયાં કાવ્યને પ્રસિદ્ધ કરવાની પરવાનગી ન મળી કારણ કે એનું વલણ પ્રૉટેસ્ટંટ ધર્મ અને સહિષ્ણુતા તરફ હતું છેવટે ૧૭૨૩માં વૉલ્ટેરે એ રૂઆમાં છપાવ્યું એ છપાતું હતું એ વખતે પોતે શીતળાના રોગમાં સપડાયો ને મરતો બચ્યો

૧૭૨૫માં ફરી એને જેલમાં પૂરવામાં આવ્યો અને ૧૫ દિવસ ત્યાં રાખી એની ઇચ્છા મુજબ ઇંગ્લૅંડ મોકલી મૂકવામાં આવ્યો એણે ફ્રાંસ છોડયું ત્યારે એ રાતોપીળો થઈ ગયો હતો ઉમરાવોએ કરેલા અપમાનથી એ સળગી ગયો હતો ઇંગ્લૅંડે એના પ્રત્યે સહાનુભૂતિ બતાવશે એવી એને આશા હતી લૉર્ડ બોલિંગબ્રોકની મદદથી એ સ્વીફ્ટ પોપ ... ગે ડચેસ ઑફ માર્લબરો ચેસ્ટરફીલ્ડ ને પીટરબરો વગેરે ઇંગ્લૅંડની તત્કાલીન વિભૂતિઓના સંપર્કમાં આવી શક્યો ઇંગ્લૅંડનાં વ્યક્તિ-સ્વાતંત્ર્ય અને ધર્મ-સહિષ્ણુતા પ્રત્યે એને ખૂબ માન ઉપજ્યું મહાન વિભૂતિઓના વિચારોએ વૉલ્ટેરમાં નવું જોમ જગાવ્યું ૧૭૨૯માં એ ફ્રાંસ પાછો ગયો ત્યારે History of Charles XII નામનું પુસ્તક પૂરું કરી લીધું હતું

પૅરિસમાં એ ખૂબ ઓછું ... લેકુવ્રેર નામની પ્રસિદ્ધ અભિનેત્રીના શબને દફનાવતી વખતે દેવળે ધાર્મિક ક્રિયા ન કરવાથી વૉલ્ટેર ઉશ્કેરાઈ ગયો દેવળથી એનો વિરોધ સહન ન થયો એટલે વૉલ્ટેર સમયસૂચકતા વાપરીને રૂઆં નાસી ગયો ત્યાં એણે લેટર્સ ફિલોસોફીક નામનું પુસ્તક બહાર પાડયું એમાં એણે ફ્રાંસમાં પ્રચલિત ઘણા ખરા ધર્મોની ને દેવળોની સખત ઝાટકણી કાઢી એ પુસ્તક ૧૭૩૪માં સરકારી અમલદારે બાળી મૂક્યું ને પ્રકાશકને જેલમાં ગોંધ્યો વૉલ્ટેરની સ્થિતિ ખૂબ કફોડી થઈ સત્તાધીશોએ એને દાઢમાં ઘાલ્યો હતો એવામાં જ એને માદામ દુ શેતલેએ પોતાના પતિના કિલ્લામાં આશ્રય આપ્યો આ સ્ત્રીના સંપર્કે વૉલ્ટેરનું જીવન પંદર વર્ષ સુધી સિંચ્યું રાખ્યું

વૉલ્ટેર ૪૦ વર્ષનો હતો જ્યારે પરીણિતા પણ સંતાનવિહોણી માદામ એનાથી ૧૧ વર્ષ નાની હતી પોતાની પત્ની વૉલ્ટેર જેવા ભવ્ય લેખક પાસે ખગોળશાસ્ત્ર રસાયણશાસ્ત્ર ને ફિલસૂફી શીખે એમાં પતિને વાંધો ન હતો એ દેખાવમાં કદરૂપી હતી પણ કુશાગ્ર બુદ્ધિ ધરાવતી હતી આથી બંનેનો મેળ મળ્યો એ બંને લડતાં ને ગાળો દેતાં તો પણ તન તોડીને વાંચતાં ને ખાનગી નાટયશાળામાં આમંત્રિતો આગળ નાટકો ભજવતાં વૉલ્ટેર ને માદામ શેતલે સાચાં દોસ્ત બન્યાં એકબીજાના સાંનિધ્યમાં ખૂબ સુખી બન્યાં

૧૭૩૬ના ઑગસ્ટની એક રાતે પ્રશિયાના પાટવી કુંવર તરફથી વૉલ્ટેરને પ્રેમપૂર્ણ પત્ર મળ્યો વૉલ્ટેરે એવો જ પ્રત્યુત્તર પણ વાળ્યો ચાર વર્ષ પછી એ જ કુંવર રાજા ફ્રેડરિક બન્યો અને વૉલ્ટેરને પોતાના રાજદરબારમાં આમંત્ર્યો પરંતુ એની જ્ઞાનસખીએ પ્રશિયા આવવાની ના પાડી એટલે પોતે પણ ન ગયો પ્રેયસી પ્રત્યેની તીવ્ર મમતાનો કેવો અખૂટ પાશ



એના હૃદયમાં વહેતો હશે? નહીં તો આવી સારી તક કોઈ જવા દે ખરું? જો કે થોડા જ વખતમાં એના જ દેશમાં કિસ્મતે પાસા સવળા ફેંક્યા. માદામ દ પોમ્પાદુની લાગવગથી રાજા લુઈ વિરુદ્ધ હોવા છતાં એને રાજવંશના ઇતિહાસકારની જગા મળી. ૧૭૪૬માં એ ઍકેડેમીમાં ચૂંટાયો. લૉરેનના રાજાએ એને ને એની પ્રેયસીને પોતાના દરબારમાં આમંત્ર્યાં. પ્રેયસી આમંત્રણ સ્વીકારવા તત્પર બની એટલે બંનેએ રાજાને પોતાનાં નાટકો ભજવીને ખુશ કર્યો.

માદામ દુ શેતલે તો ત્યાંના રંગીલા લોકોમાં ખૂબ હળી ગઈ. સુંદર સંગીત ને અભિનયથી એ લોકોનાં દિલ જીતી લેવા લાગી. એવામાં એક બીજા ઉમરાવની નજર માદામ શેતલે પર ઠરી. એણે પરિસ્થિતિનો લાભ લીધો ને માદામ સગર્ભા બની. વૉલ્ટેર પરિસ્થિતિ સમજી ગયો. એને માદામ સાથે તકરાર પણ થઈ, પરંતુ બધું ચોળીને ચીકણું ન કરવાના ઇરાદાથી એ લૉરેન છોડીને માદામ સાથે જાગીરમાં પાછો આવ્યો. બિચારો ઉમરાવ તો, ઘણે વર્ષે બાપ બનશે એ વિચારે ખુશ થઈ ગયો, પરંતુ માદામ. શેતલે ગભરાઈ ગઈ. ૪૪ વર્ષની ઉંમરે માતૃત્વ આવ્યું એટલે શરમાઈ ને પસ્તાઈ. બાળકી જન્મતાંવેંત જ ૧૭૪૯માં એ અવસાન પામી. પ્રેયસીના અવસાનથી વૉલ્ટેર હતાશ થઈ ગયો. માદામ શેતલેને ફસાવનાર એ ઉમરાવ ઉપર એ ચીડાયો ને પૅરિસ પાછો ગયો. એના હૃદયમાં જન્મેલી હતાશા એના વિચારોમાં ને કલમમાં પણ ઊતરી. એનું જીવન નીરસ બની ગયું. એવામાં રાજા ફ્રેડરિકનું પ્રશિયન રાજદરબારમાં આવવાનું આમંત્રણ એણે સ્વીકારી લીધું, પણ ત્યાં એને બહુ ન ગોઠ્યું. પૅરિસથી એ કંટાળી ગયો હતો. ઇંગ્લૅંડ પ્રત્યેનું આકર્ષણ ઘટી ગયું હતું એટલે એના થાકેલા પગ સૃષ્ટિસૌંદર્યના ધામ સમા સ્વિટ્ઝર્લૅંડ તરફ વળ્યા. ૬૦ વર્ષની ઉંમરે એ એની ભત્રીજી સાથે જીનીવા પાસેના એક ગામડામાં સ્થિર થયો.

વૉલ્ટેરનો રસસ્રોત જુદી દિશામાં વળ્યો. એ હાથ-કારીગર થયો, ઉદ્યોગપતિ થયો ને એવું ઘણુંય થયો. બાગબગીચાના કામમાં, ઘોડા-ઉછેરમાં, પોતાના નોકરો માટે ઘરો બાંધવામાં, રેશમી મોજાનું કારખાનું ચલાવવામાં ને ઘડિયાળના વેપારમાં એ પરોવાયો. છતાંય એ લખવાનું ન ભૂલ્યો. એનાં લખાણોમાંથી સાગરનો ઘુઘવાટ અદૃશ્ય થયો ને એની વિચારસરણી સરોવરના પાણીની માફક સ્થિર થઈ ઠરી. ને ધર્મ ઉપર કલમદ્વારા ફક્ત પ્રહારો કરતો વૉલ્ટેર હવે મૂળભૂત પ્રશ્નો ઉપર વિચાર કરવા લાગ્યો, માનવજાતના કલ્યાણ માટે એણે જંગલી કાયદાઓ સામે ઝઝૂમવા માંડ્યું. અહીં એણે 'કાન્દીદ' (Candide) લખ્યું. પરિપક્વ વિચારસરણીના ફલસ્વરૂપ લખાયેલું આ પુસ્તક કટાક્ષોથી ભરપૂર હોવાછતાં ચિંતનથી ભરેલું છે. આ પુસ્તકે એને અમર સાહિત્યકારોની હારમાળામાં ચિરાયુ સ્થાન અપાવ્યું છે.

વર્ષો વીતતાં ગયાં એમ વૉલ્ટેરની શક્તિ ક્ષીણ થતી ચાલી. એની પ્રતિભાથી અંજાઈને કેટલાય લોકો એનાં દર્શને સ્વિટ્ઝર્લૅંડના નાનકડા ગામમાં ઉમટવા માંડ્યા. રાજા ફ્રેડરિક સાથે તૂટેલા સંબંધો ફરી બંધાયા અને ફ્રાંસ પોતાના આ સાહિત્યકાર વિષે ગૌરવ લેવા લાગ્યું. ૮૩ વર્ષની ઉંમરે વૉલ્ટેરે 'આઈરીન' નામનું કરુણાંત નાટક પૂરું કર્યું. એ નાટક પૅરિસમાં ભજવવા માટે એને ફ્રાંસ પાછા જવાનો ઉમળકો જાગ્યો. વૉલ્ટેરનું ત્યાં ભવ્ય સ્વાગત થયું. 'આઈરીન' અસાધારણ સફળતાને વર્યું. આમ છતાં જીવનની આ લાંબી મજલનો અંત જલદી આવતો હતો.

૩૦મી મે, ૧૭૭૮ના રોજ વીંટળાઈ વળેલા પ્રશંસકોની હાજરીમાં એણે દેહ છોડ્યો. એનું મૃત્યુ ખૂબ શાંતિભર્યું હતું. સાહિત્યની દુનિયાને અજવાળનાર એક મહાન વિભૂતિ ખરી ગઈ. રંગભૂમિ પાછળ એ ઘેલો હતો, આથી એણે લગભગ ૫૦ જેટલાં નાટકો લખ્યાં હશે. એનાં ત્રણ કરુણાંત નાટકો [ Zaire (૧૭૩૨) Merope, Mahoment (૧૭૪૧) ] તો ખૂબ સુંદર છે. એની ઐતિહાસિક ને ફિલસૂફીની કૃતિઓ ને હજારો પત્રોમાં એનું બહુશ્રુત વ્યક્તિત્વ

# પ્રજા-વિકાસ કેન્દ્ર

રતુભાઈ અદાણી

આ બીજી ઑક્ટોબરના પુણ્ય દિવસે ભારતભરમા જે યોજનાનુ મગળાચરણ થયું છે એ 'કોમ્યુનીટી પ્રોજેક્ટ' નુ સૌરાષ્ટ્ર કેન્દ્રનુ જે કાર્ય આરભાયું છે એ વિશે ખ્યાલ આપતો અમદાવાદ આકાશવાણીથી બ્રૉડકાસ્ટ થયેલો આ વાર્તાલાપ પ્રસગોચિત પણ છે

સોરઠની અદર સોરઠ જિલ્લામાં ૩૭ ચોરસ માઈલનું ક્ષેત્રફળ ૧૬ ગામડાં અને ૧૭૯૦૪૪ ની વસ્તી ધરાવતા વથલી માણાવદર વિસ્તારમાં બીજી ઑક્ટોબરના શુભ દિવસે પ્રજા-વિકાસ કેન્દ્રના કાર્યનો આરભ થઈ ગયો છે

પ્રજા અને વિકાસ બન્ને શબ્દો પરાપૂર્વથી એક બીજાની સાથે જોડાયેલા છે કોઈ પણ દેશની પ્રજા નવજીવન સિવાય પ્રગતિ સિવાય, ઉત્તરોત્તર વિકાસ સિવાય પ્રજા તરીકે ટકી શકે નહિ

આપણો વિકાસ રુધાયો હતો પરિણામે પ્રજા તરીકે આપણે તૂટવાની અણી પર હતા પૂ બાપુજીએ દેશમા નવજીવનની જ્યોત પ્રગટાવી આખો દેશ જાગી ઊઠયો જાગીને જોયુ તો આપણને ભાન થયુ કે પરદેશી શાસકો આપણો વિકાસ રુધીને બેઠા છે આપણે એમની સામે લડાઈ માંડી આપણને વિજય મળ્યો અને આપણા વિકાસની મોટી રુકાવટ દૂર થઈ

લડાઈનો થાક ખાઈને આપણે હોશે હોશે વિકાસના પથ ઉપર પગલું માંડવા જઈએ છીએ ત્યાં આપણને ફરી ભાસ થાય છે કે સદીઓની ગુલામીએ આપણાં સરવ-તેજ હણી નાખ્યા છે લોકોમાં જાણે જીવનનો કોઈ ઉત્સાહ રહ્યો નથી. અનાજ અને કાપડ જેવી જીવનની પ્રાથમિક જરૂરિયાત માટે પણ આપણે પાંગળા અને પરાધીન બન્યા છીએ. આપણાં નદનવન મણાતા ગામડાંઓ કાંગને ભૂકો બની ગયા છે સાંકડી મનોદશાએ આપણને ઘેરી લીધા છે આપણું સામાજિક જીવન છિન્નભિન્ન બની ગયુ છે અનેક આંધળા વહેમોએ આપણને જકડી લીધા છે પ્રજા તરીકે આપણે વેર વિખેર બની ગયા છીએ બહારના દુશ્મનોને તો હટાવ્યા પરતુ એમના શાસનકાળ દરમિયાન અજ્ઞાન આળસ અછત અને ગરીબાઈ જેવા દુશ્મનો તો આપણે ત્યાં પોતાનું સામ્રાજ્ય જમાવીને બેસી ગયા છે એમની સામે લડી લીધા સિવાય લડીને હટાવ્યા સિવાય આપણે આપણા વિકાસને માર્ગે આગળ વધી શકીએ તેમ નથી

આપણાં આયોજન પચે તૈયાર કરેલો આપણો પહેલો પાંચ વર્ષનો કાર્યક્રમ એટલે અજ્ઞાન આળસ અછત અને ગરીબાઈ જેવા દુશ્મનો સામેની આપણી લડાઈનો પહેલો તબક્કો આપણી પ્રજાની આર્થિક સામાજિક અને સર્વાંગીય બહેતરી થાય એ દૃષ્ટિએ આપણો પ્રથમ પાંચ વર્ષનો કાર્યક્રમ યોજવામાં આવ્યો છે

છેલ્લા ૩૨ વર્ષથી આપણા દેશમા પ્રજાના વિકાસ માટે અનેકવિધ રચનાત્મક કાર્યક્રમોનો આપણે ઓછા વધતા અંશે અમલ કરી રહ્યા છીએ આજે પચવર્ષીય કાર્યક્રમ દ્વારા અનેક જાતની વિકાસ પ્રવૃત્તિઓનો અમલ શરૂ થઈ રહ્યો છે પરતુ આ બધી પ્રવૃત્તિઓ છૂટી છૂટી સારાયે દેશમા પથરાયેલી રહી છે સમગ્ર રચનાત્મક પ્રવૃત્તિઓના કે વિકાસ પ્રવૃત્તિઓના એક સામટા અમલથી પ્રજાનો કેટલો સર્વાંગીય વિકાસ થઈ શકે એનો આપણી પાસે કોઈ અદાજ કે આંક નથી

---

ખૂબ ઉપસી આવે છે ધાર્મિક સહિષ્ણુતા ને વ્યક્તિ સ્વાતંત્ર્યની હિમાયત કરીને એણે અમેરિકન ને ફ્રેચ રાજ્યક્રાંતિનાં બીજ રોપ્યાં જે અંતે ફૂલ્યાંફાલ્યાં ને વિશ્વ સમક્ષ મહાન આદર્શો મૂકી ગયાં

★

એક દર્દી અનેક રોગથી ઘેરાયેલો હોય, જુદા જુદા સમયે જુદા જુદા વૈદ્ય હકીમ પાસે એ સારવાર લીધા કરે એથી એ જલદી ફાયદો મેળવી શકતો નથી કાં તો બધા રોગનું ઓસડ જાણનાર કોઈ એક અનુભવી કુશળ વૈદ્ય અગર તો જુદા જુદા રોગોના નિષ્ણાત એવા બધા વૈદ્યો ભેગા થઈને એની સારવાર કરે તો જ એ ત્વરિત અને સાચો ફાયદો મેળવી શકે આપણો દેશ અનેક રોગોથી ઘેરાયેલો છે એના કોઈ ભાગ ઉપર આ આર્થિક બહેતરીનો પ્રયોગ ચાલે છે તો કોઈ બીજા ભાગ ઉપર સામાજિક વિકાસના પ્રયોગ ચાલે છે કોઈ ભાગ ઉપર ખેતીનો વિકાસ થાય છે તો કોઈ બીજા ભાગ ઉપર ગ્રામોદ્યોગના અખતરા ચાલે છે પણ એથી ધાર્યું પરિણામ આવી શકતુ નથી. બધા રોગો નિર્મૂળ કરવા માટે બધા પ્રયોગો અને પ્રયાસો એકી સાથે થાય એ જરૂરી છે સમગ્ર દેશમાં આ બધી પ્રવૃત્તિઓ એકી સાથે શરૂ કરી શકીએ તો મર્યાદિત પ્રદેશમાં આ પ્રયોગ શરૂ થવો જોઈએ

આ ખ્યાલથી જ આયોજન પંચે એક બાજુ સમગ્ર દેશ માટે અનેક વિશાળ કાર્યક્રમો રજૂ કર્યા છે ત્યારે એની સાથે સાથે જ અમુક મર્યાદિત પ્રદેશમાં એકી સાથે તમામ વિકાસ પ્રવૃત્તિઓનો સાથે પ્રયોગ કરીને અજમાયેશ કરવાની પણ હિમાયત કરી છે એને પરિણામે તૈયાર થયેલી યોજના એટલે "કોમ્યુનિટી પ્રોજેક્ટ" આપણે એને પ્રજા વિકાસ કેન્દ્ર કહીએ છીએ.

આ યોજના માટે આપણા દેશને અમેરિકાની સરકાર પાસેથી નાણાની અને નિષ્ણાતોની સહાય મળી છે આપણી પણ જેટલી શક્તિ ફાજલ પાડી શકાય એટલી ફાજલ પાડીને આ યોજના પાછળ ખર્ચવાનો આપણો સંકલ્પ છે આ યોજનાની સામાન્ય રૂપરેખા અને કાર્યક્રમ નક્કી કરવામાં આવેલ છે અને સરાયે દેશમાથી પસંદ કરેલ કુલ ૫૫ કેન્દ્ર સ્થળોએ આ યોજનાનો અમલ શરૂ થઈ ગયો છે. આ ૫૫ પૈકી એક જ કેન્દ્ર સૌરાષ્ટ્રને ફાળે આવે છે

આ યોજનાની શરૂઆત કરી રહ્યા છીએ, ત્યારે એને અંગે શરૂ થયેલા કેટલાક વિચારપ્રવાહો પણ તપાસવા જરૂરી બને છે કેટલાક વર્તુળોમાં એનો વિરોધ થઈ રહ્યો છે કેટલાક વર્તુળોમાંથી એની તરફેણ થઈ રહી છે ત્યારે કેટલાક વર્તુળોમાં એને અંગે ઉદાસીનતા સેવવામા આવે છે

આ યોજના પરદેશી નાણાં અને પરદેશી નિષ્ણાતોથી જ ચાલવાની છે એથી પ્રજા પાંગળી થશે. યોજનાનો હાથો જ પરદેશી, એવા એવા ખ્યાલે એનો વિરોધ થઈ રહ્યો છે

અત્યાર સુધી આપણે વિકાસની ઘણી વાતો કરી, હવે ખરુ કામ કરવાનો વખત આવ્યો છે આ યોજનાની સફળતામા જ આપણા ભવિષ્યના કાર્યક્રમની અને વિકાસની ચાવી રહેલી છે આવા પ્રયોગ માટે સ્વમાનપૂર્વક નાણાની અને નિષ્ણાતોની સહાય મળી શકતી હોય તો એ લેવામાં કશુ ખોટું નથી આપણી બધી શક્તિ કેન્દ્રિત કરીને આ પ્રયોગની જવાબદારી લેવી જ જોઈએ એવા ખ્યાલે આ યોજનાની તરફેણ પણ થઈ રહી છે

આ યોજના ઠીક છે એનો આશય સારો છે પણ એ વધુ ખર્ચાળ છે અને એમા સર્વોદયના કાર્યક્રમને જોઈએ તેટલુ સ્થાન નથી એવા ખ્યાલે કેટલાક વર્તુળો ઉદાસીનતા સેવી રહ્યા છે

વિનોબાજીએ તાજેતરમા જ કોમ્યુનિટિ પ્રોજેક્ટ અંગે પોતાના વિચારો વ્યક્ત કર્યા છે અને હરિજન સમાહિકમા એ પ્રસિદ્ધ થયા છે કોમ્યુ પ્રો અંગે જુદા જુદા પ્રવાહ અને વિવાદનો એથી અંત આવી જશે અલબત આ યોજનાએ એમને બહુ આકર્ષિત નથી કર્યા યોજનામા એમને કેટલીક ખામીઓ જણાઈ છે અનાજ અને કાપડ બાબતમાં ગામડાંઓએ સ્વાવલંબી બનવુ જોઈએ ગામડાની રચના એવી હોવી જોઈએ કે જેથી એમાં "ભંગી" તરીકે કોઈને કામ કરવાપણુ ન રહે યોજના ઉપરથી ઓઢાડવાને બદલે લોકોની અંદરથી એનો ઉગમ થવો જોઈએ. બહારની સહાય





ટેકા પુરતી હોય લોકોને પાંગળા બનાવવા માટે નહીં આ અને આવી બીજી બાબતો તરફ ધ્યાન ખેંચ્યા પછી પણ આ યોજના પાછળનો આશય સારો ગણાવીને એનો કેટલાક સ્થળોએ પ્રયોગ થવો જોઈએ એમ તેઓશ્રીએ જણાવ્યું છે

ખરી રીતે કોઈ યોજના સંપૂર્ણ હોઈ શકે નહીં અને એ રીતે કોમ્યુ પ્રો ની યોજના સંપૂર્ણ છે એવો દાવો કેમ થઈ શકે ? આખર તો આ યોજના પ્રજા માટે છે પ્રજાએ એનો અમલ કરવાનો છે પ્રજાની અંદરથી એનો જન્મ થવો જોઈએ પરંતુ જ્યારે સારાયે દેશમાં એક અનોખો પ્રયોગ થઈ રહ્યો હોય ત્યારે બને ત્યાં સુધી એમાં સમાનતા અને સળંગસૂત્રતા જળવાઈ રહે એ આશયથી એક સામાન્ય રૂપરેખા હોવી આવશ્યક છે ભારત સરકારે એવી સામાન્ય રૂપરેખા તૈયાર કરી છે અને દરેક ગામ ને પોતપોતાના સ્થાનિક સંજોગો અનુકૂળતાઓ જોઈ તપાસી આવશ્યક ફેરફાર સાથે એનો અમલ કરવાની ભલામણ કરવામાં આવી છે

સૌરાષ્ટ્રમાં આવા પ્રયોગ માટે કેટલીક અનુકૂળતાઓ છે રચનાત્મક કાર્યક્રમની દૃષ્ટિએ સૌરાષ્ટ્રમાં ઠીક એવું કામ થઈ રહ્યું છે સૌરાષ્ટ્ર રચનાત્મક સમિતિ અને અન્ય સંસ્થાઓએ રચનાત્મક કાર્યની હવા તૈયાર કરી છે આ બધી અનુકૂળતાઓ અને સામાન્ય રૂપરેખા બંનેએ ધ્યાનમાં લઈને સૌરાષ્ટ્રના પ્રજા-વિકાસ કેન્દ્ર માટે સૌરાષ્ટ્રને અનુકૂળ અને સૌરાષ્ટ્રને કાર્યક્રમ ઘડવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે

આ કાર્યક્રમની આપણે સામાન્ય રૂપરેખા જોઈ જઈએ

## ખેતી વિકાસ

પ્રજા-વિકાસ કેન્દ્રના કાર્યક્રમમાં ખેતી-વિકાસના કાર્યક્રમને સૌથી વિશેષ મહત્ત્વ આપવામાં આવ્યું છે અનાજની બાબતમાં આપણે જે અછત અનુભવી રહ્યા છીએ એ ટાળી વહેલી તકે સ્વાવલંબી થવું એ તો નિશાન નજર સમક્ષ છે જ પણ એથીયે વિશેષ તો ખેતી એ જ આપણા દેશનો મુખ્ય આધાર છે ખેતીની આબાદીમાં જ બેકારી અને ગરીબાઈના મહારોગનું નિવારણ છે એ દૃષ્ટિએ એને વિશેષ મહત્ત્વ આપવામાં આવ્યું છે

વંથળી માણાવદરમાં અત્યારે ૧,૭૬,૨૨૩ એકર ખેડવાણ જમીન છે એનું બંધ-પાળાથી રક્ષણ થાય ૬,૬૪૬ એકર પડતર જમીન છે એને ફરી ખેડવાણ બનાવવામાં આવે અગર એના ઉપર જંગલ ઉગાડવામાં આવે બને એટલી જમીન પીયત નીચે લાવવામાં આવે એને માટે ભાદર ઓઝત અને ઉબેણ જેવી નદીના વહી જતા પાણીનો બને એટલો સંગ્રહ કરવામાં આવે આજે ૫ ૬ કૂવા છે એમાં સારો એવો ઉમેરો કરવામાં આવે કૂવામાં પાણી વધે અને ટકે એટલા માટે તળાવની યોજનાદ્વારા જળસંચય કરવામાં આવે સારૂં બિયારણ ખાતર ઇત્યાદિનો ઉપયોગ વધારવામાં આવે અને એ રીતે ખેતીને આબાદ બનાવવામાં આવે એ ખેતી વિકાસના કાર્યક્રમની રૂપરેખા છે

પશુપાલન વિના આપણે ત્યાં ખેતી અશક્ય જ છે અને એથી પશુપાલન અને ગોસંવર્ધનના શાસ્ત્રીય કાર્યક્રમને પણ આ યોજનામાં એટલું જ મહત્ત્વનું સ્થાન છે

## ખાદી અને ગ્રામ ઉદ્યોગ

અનાજ પછીની આપણી બીજી જરૂરીયાત કાપડની આજે પણ માણાવદર વિસ્તારના ઘણાં ગામડાંઓમાં દર ઉનાળે રેંટિયા ગૂંજતા હોય છે મોટા ભાગના ગામો કાપડની બાબતમાં સ્વાવલંબી થાય એ નિશાન નજર સમક્ષ રાખીને કાર્યક્રમ યોજવામાં આવ્યો છે

ખાદીની સાથે જ ગ્રામઉદ્યોગ તો હોય જ આપણે ત્યાં બેકારી અને અર્ધબેકારીનો પ્રશ્ન ટાળવા માટે ગ્રામઉદ્યોગ સિવાય બીજો ઉપાય અત્યારે સૂઝતો નથી આ દૃષ્ટિએ ગામડાંને ઉપયોગી ચીજોની બનાવટ ગામડાંઓમાં જ તૈયાર કરવામાં આવે ઉત્પન્ન

થતો કાચો માલ બને ત્યાં સુધી રૂપાંતર થઈને જ નિકાશ થાય એવો કાર્યક્રમ વિચારવામાં આવ્યો છે

### કેળવણી

કેળવણી સિવાય પ્રજાઘડતર સંભવી જ ન શકે આજે જીવનની કેળવણીનો તો અભાવ અનુભવીએ છીએ, સામાન્ય અક્ષરજ્ઞાનનો પણ પૂરો અભાવ જોઈએ છીએ વંથળી-માણાવદરમાં ૮૧ ગામડાંઓમાં શાળાઓ છે અને ૨૦૨ શિક્ષકો દ્વારા ૫૮૮૬ વિદ્યાર્થીઓ શિક્ષણ પણ લે છે. પરંતુ દરેક ગામે શાળા હોય, એકેએક કન્યા અને કિશોર પ્રાથમિક શિક્ષણ લેતાં હોય, પ્રૌઢોને પણ અક્ષરજ્ઞાન અને લોકશિક્ષણ આપવામાં આવે ચિત્રો, વાર્તાઓ, કથાઓ, ભજનો, ઈત્યાદિ દ્વારા સંસ્કારસિંચન કરવામાં આવે, કેળવણીમાં ઉદ્યોગોને મહત્વનું સ્થાન આપવામાં આવે અને બને એટલી શાળાઓ બની શકે તો બધી જ શાળાઓ નઈ તાલીમના સિદ્ધાંત ઉપર ચલાવવામાં આવે એ કેળવણી અંગેનો કાર્યક્રમ છે આ ઉપરાંત ખેતી, ગ્રામઉદ્યોગ તથા નાની નાની કારીગરીના શિક્ષણનો પણ પ્રબંધ આવશ્યક માન્યો છે

### આરોગ્ય

આપણા સમાજમાં આરોગ્ય વિષેના સામાન્ય જ્ઞાનનો અભાવ આરોગ્ય બેદરકારી ભયંકર છે લોકોમાં આરોગ્યના જ્ઞાનનો પ્રચાર એ મહત્વનું પગલું છે અને અનારોગ્ય દૂર કરવાનો પ્રબંધ પણ આવશ્યક છે આજે કેટલાક સ્થળોએ દવાખાનાઓની સગવડ તો છે જ, આ ઉપરાંત આયુર્વેદના ઔષધાલયો કે ફરતી પેટીઓ દ્વારા લોકોને વૈદકીય રાહત આપવાનો કાર્યક્રમ વિચારવામાં આવ્યો છે

ગામની સ્વચ્છતા, ખાળગટરની સગવડ, પાણીના કૂવાની સફાઈ ઈત્યાદિ મુદ્દાઓને પણ આરોગ્યના કાર્યક્રમમાં એટલું જ મહત્વ આપવામાં આવ્યું છે

### વાહનવ્યવહાર

ગામડાઓના આજના રસ્તાઓ બળદને કેટલો ત્રાસ આપનારા હોય છે એ નજરે જોયા પછી જ ખ્યાલ આવે એની, અને ઉદ્યોગના વિકાસની સાથે જ સારા વાહનવ્યવહારની આવશ્યકતા રહેલી જ છે સામાન્ય રીતે એકેએક ગામડાને ભલે પાકા નહી તો પણ સારા રસ્તાઓથી એક બીજા સાથે સાંકળવાના કાર્યક્રમને યોજનામાં સ્થાન આપવામાં આવ્યું છે

આ થઈ કાર્યક્રમની સામાન્ય રૂપરેખા કાર્યક્રમ જેટલો મહત્વનો છે એટલો જ મહત્વનો છે એનો અમલ અમલ કઈ રીતે થાય છે એ પણ એટલું જ મહત્વનું છે કહ્યું એમ આ યોજના કે કાર્યક્રમ ઉપરથી લાદવાનો છે જ નહી આ કોઈ બંધ કે મકાન બાંધવાનું કામ નથી કે કોન્ટ્રાક્ટથી ધારી મુદતમાં ગમે તેમ કરીને એનું ચણતર પૂરું કરી નાખવામાં આવે. આ તો પ્રજાતંત્રની યોજના છે પ્રજાએ એનો કાર્યક્રમ સમજવો જોઈએ, વિચારવો જોઈએ અને ત્યારબાદ પ્રજાએ જ પોતાનો કાર્યક્રમ તૈયાર કરવો જોઈએ કાર્યક્રમનો અમલ પણ પ્રજાએ જ કરવાનો છે તંત્રની ફરજ છે પ્રજા પાસે સાચી વાત રજૂ કરી, માગે ત્યાં મદદ આપવાની, અને એથી જ તો આ યોજનાનો અમલ કરવા માટે ઉપરથી તંત્ર નીમવાને બદલે નીચેથી તંત્ર ઊભું કરવાની નેમ છે

સૌરાષ્ટ્રમાં આજે એક હજાર જેટલાં ગામડાંઓનો વહીવટ પંચાયતો હસ્તક છે ગામના વહીવટ ઉપરાંત ગામને નવું સ્વરૂપ આપવાની, ગામનો સર્વાંગી વિકાસ સાધવાની જવાબદારી પણ આ પંચાયતોની છે વંથળી-માણાવદરમાં ૧૦૬ ગામમાંથી ૪૦ જેટલી પંચાયતો તો અત્યારે સ્થપાઈ ગઈ છે અને બીજી ૪૦ જેટલી પંચાયતો સ્થપાઈ જવામાં છે. આ પંચાયતોને પોતપોતના ગામ માટે પ્રજાનિક સંબંધે કાર્ય-વિચારવાનું અને યોજના તૈયાર કરવાનું કહેવામાં આવ્યું છે પંચાયતો એ દિશામાં વિચારવા લાગી છે અને સારો ઉત્સાહ પણ દાખવી રહી છે આ રીતે સાચી યોજના આકાર લેશે.





યોજનાને સફળ બનાવવા માટે તો નિસ્વાર્થ અને તેજસ્વી એવી સ્થાનિક આગેવાની ઊભી થવી જોઈએ પંચાયત દ્વારા એ થઈ શકે અને એથી આ યોજનાનો અમલ પણ પંચાયતો દ્વારા કરવાનો નિર્ણય કર્યો છે અત્યારે પંચાયતોને તાલીમ પામેલા મંત્રી આપવામાં આવે છે આ પંચાયતના મંત્રીઓ એ જ પ્રજા–વિકાસ કેન્દ્રના પણ ગ્રામસેવકો બની જશે ખેતીના પ્રયોગોમાં કેળવણીના પ્રયોગોમા ગ્રામગૃહઉદ્યોગમાં કે આરોગ્યના કાર્યમાં જ્યાં નિષ્ણાતની મદદ જરૂરી હોય ત્યા પહોંચાડવા અને માર્ગદર્શન આપવા માટે જેટલા તંત્રની જરૂર જણાશે એટલી જ તંત્રરચના કરવાની રહેશે

હવે આપણે આ યોજનાની આર્થિક બાજુ જોઈએ આ આખી યોજના માટે ત્રણ વર્ષમા રૂા ૭૫ લાખનો ખર્ચ અંદાજવામા આવ્યો છે આમાથી ૩ લાખ જેટલી રકમ લોકોને કામ અને જરૂરિયાત મુજબ લોન તરીકે આપવામાં આવશે અને ૭૫ લાખ જેટલી રકમ ખર્ચ કરવામાં આવશે આ વિસ્તારના લોકો આ રકમનો લાભ જરૂર લઈ શકશે પણ એથી એમના પાંગળા બનવાનો કોઈ અવકાશ નથી જમીન સુધારવી હોય કે કૂવા–તળાવ ગાળવા હોય બાગ–ક્રીડાંગણ કરવુ હોય કે જંગલ ઊગાડવુ હોય લોકોએ એને માટે આ રકમનો લાભ મેળવતા પહેલાં સખત પરિશ્રમ કરવાનો રહેશે લોકો કાર્યક્રમ શરૂ કરે લોકો યોજનાનો અમલ શરૂ કરે લોકો પોતાના શ્રમથી અને ધનથી કામ શરૂ કરે ત્યાર પછી નિયત રૂપમાં એમને મદદ કરવાની છે આ એક મોટો ભેદ છે સરકાર કે તંત્ર કાર્યક્રમ શરૂ કરે અને લોકોનો એમાં સહકાર માગવામાં આવે એ એક વાત છે એમા લોકો મદદ આપે અને ન પણ આપે એમાં લોકોને પાંગળા બનાવવાનો સંભવ ખરો. પરન્તુ આ યોજનાનો દૃષ્ટિકોણ જુદો છે લોકો પોતાની મેળે પોતાનો કાર્યક્રમ શરૂ કરે અને એમને ટેકો આપવા, એમને ઉત્સાહ આપવા એમને આગળ ધપાવવા સરકાર સહાય કરે એ આ યોજના પાછળની ભાવના અને દૃષ્ટિ છે

સામાન્ય રીતે કોઈ પણ કાર્યક્રમ અને યોજનાની સાથે જ એના આખરી નિશાન અને પરિણામનો વિચાર પણ કરવાનો હોય છે પહોંચવનુ નિશાન જેટલુ ઊંચુ આખરી ચિત્ર જેટલુ ઉમદા અને સ્પષ્ટ એટલો કાર્યક્રમમા વેગ અને ઉત્સાહ રહેવાનો આ યોજનાનુ પણ એક આખરી ચિત્ર કલ્પવામાં આવ્યું છે આજે કેટલાક પોતે તદ્દન નિષ્ક્રીય રહીને આવી યોજના અને એના ભવિષ્યના ચિત્રોની બેઠા બેઠા મશ્કરી ઉડાવવાની ચેષ્ટા કરતા હોય છે એમનો કદાચ કાકદૃષ્ટિએ આ યોજનાના ભવિષ્યના ચિત્રમાથી પણ થોડી ઠઠ્ઠા ઉડાવવાની સામગ્રી મળી રહેશે પણ જેઓ આ યોજનામાં પોતાનો સખત પરિશ્રમ કરી ફાળો આપે છે કે આપવાના છે એમને માટે ભવિષ્યનુ નિશાન ભવિષ્યની કલ્પના ઉત્સાહ અને પ્રેરણા આપનાર અને માર્ગદર્શક નીવડશે.

પ્રજા–વિકાસ કેન્દ્રની યોજનાને અંતે કલ્પના તો એવી છે કે આ ગામડાંઓમા સફળ પંચાયતો દ્વારા સમૃદ્ધિક જીવનની યોગ્ય રીતે ખીલવણી થઈ હશે જીવનની પ્રાથમિક જરૂરિયાતોના મોટા ભાગનાં સ્ત્રી પુરુષો લખતાં વાચતાં થયાં હશે. દરેક બાળકો શાળામાં અભ્યાસ કરતાં હશે. શાળાઓ રેંટીયાના અને ઉદ્યોગના વાતાવરણથી મધમધતી હશે ગામડામાં જ્યાં જુઓ ત્યાં ચોખ્ખાઈ નજરે પડતી હશે ગામડાંના મરી પરવારેલા ઉદ્યોગો સજીવન થયા હશે જળસંચય અને જળસિંચનની યોજનાઓને પરિણામે ખેતર વાડીઓની જમીન સમૃદ્ધ બની હશે ખેતીની સાથે સાથે અનેક નાના ઉદ્યોગો ચાલતા હશે. ખેડૂતોને ઘેર ગોરી ગાયો અને ધીંગા ધોરી શોભતા હશે નાનાં બાળકો ક્રીડાંગણમા ગેલ કરતાં હશે. નાત જાતના ભેદ ભુંસાઈ ગયા હશે. સહુ એક કુટુંબ બનીને રહેતા હશે. પંચાયતનો મંત્રી સહકારી મંડળીનો મુનીમ શાળાનો શિક્ષક અને ગામનો મુખી

ચન્દ્ર

# આજકાલ — રાજહંસ

## વિકાસ યોજનાઓ વધાવીએ

દેશભરમાં શરૂ થયેલી ગ્રામ–વિકાસ યોજના જો સફળ થાય તો આ યુગની મોટી સિદ્ધિ ગણી શકાય સામ્યવાદને ખાળવા માટે આવા વિશાળ પગલાની જરૂર છે સરકારે એમાં ખૂબ આતુરતા દાખવી છે અને અધિકારીઓને રસ લેતા કર્યા છે આ કાર્યમાં પક્ષાપક્ષીનો અભાવ નથી એમાં કોઈ ધૂન કે વાદની ગંધ નથી પંચવર્ષીય યોજનાથી આ આગળ અને અલગ છે એ બધુ સારુ છે

ગામડાંઓમા સુખ સગવડ વધે અને શહેરો તરફનો ધસારો અટકાવીએ તો ભારતની સંસ્કૃતિ ટકે એમ છે છતાં ગામડાંઓમા શહેરના ધનીકો ના પેસી જાય એ જોવાનો–જાળવવાનો આજ તબક્કો છે સુખસગવડની હદ બાંધવી જોઈશે જેથી એશઆરામ સુધી એ વધી જાય નહિ

ખેતીસુધારણા, એને અંગે નાના ઉદ્યોગો, સારા રસ્તા, સારાં ઢોર, સ્વચ્છતા, પાણી, હવા–ઉજાશની જોગવાઈ, આવાં કામો માટે નિષ્ણાતોની સલાહ એ બધુ આવી મળવાથી ગામડાંઓની કાયાપલટ થઈ શકશે એની સાથે જમીનના કાયદાઓની ફેર તપાસ પણ શરૂ થઈ છે એકંદરે ગામડાંઓના પુનર્જીવનનુ કામ ઝડપથી આગળ વધશે એવી આશા પડે છે

## ગાંધીજીની ભાવના વધે છે

ગાંધીજીના જન્મદિને આ પગલાંના ગણેશ માંડયા છે એ પણ સૂચક છે એ યોજનામાં ભાવના ઉમેરાશે તો કોઈ ચોક્કસ દૃષ્ટિ સાંપડશે અને હેતુમા સ્થિરતા રહેશે દેશપરદેશમાં એ તરફ વધારે ધ્યાન ખેંચાશે ને ઉત્સાહ મળશે

આ યોજનાઓને સર્વોદયની બીજી પ્રવૃત્તિઓ સાથે ભેળવી નથી એ યોગ્ય છે ખાદી, ગ્રામોદ્યોગ, અહિંસા, બ્રહ્મચર્ય, એ દીવાદાંડીઓ છે જેમાંથી આવી કેટલીય યોજનાઓ પ્રકાશ મેળવશે આ યોજનાઓનું ફળ થોડા જ વખતમાં જોઈ શકાય એમ હોવાથી લોકોનો ઉત્સાહ પણ સારો રહેશે

ગાંધીજીની જન્મતિથિ આગળ વધે છે એટલે એમ માનવુ રહ્યુ કે એમની ભાવના આજનો અને આવતી કાલનો નાગરિક આવકારે છે યંત્રો ઉપરથી સેવા, સંસ્કાર અને સંગઠ્ઠનની સુવાસ ઊભી કરતા હશે આ કેવળ કલ્પના નથી, પહોંચવાનું નિશાન છે

સાથે સાથે આ કોઈ જાદુનો ખેલ પણ નથી આંખના પલકારામાં આ નવરચના થઈ જવાની નથી એને માટે તો ઉત્સાહ, ખંત, ધીરજ, સમજણ અને સાચા સંકલ્પબળથી સૌએ સખત પરિશ્રમ કરવાનો રહે છે આ પ્રયોગ કેવળ વંથલી–મણાવદરની પ્રજાનો જ નથી પ્રયોગ તરીકે ભલે કેટલીક અનુકૂળતા ખાતર એ વિસ્તારની પસંદગી થઈ પણ આ પ્રયોગ સારાયે સૌરાષ્ટ્રનો પ્રયોગ છે વંથલી–મણાવદરના કેન્દ્રની સફળતા ઉપર ભવિષ્યના કાર્યક્રમનો મોટો આધાર છે સફળ પ્રયોગનુ સહેલાઈથી બીજા વિસ્તારમાં અનુકરણ થઈ શકશે અને એથી આ યોજનામાં સમગ્ર સૌરાષ્ટ્રની શુભ લાગણી અને સહકારની માગણી કરવામાં આવે છે

મને કહેતાં આનંદ થાય છે કે વંથલી-મણાવદરના લોકો અને લોકોના આગેવાનો પોતાની ઉપર પ્રથમ પ્રયોગ તરીકેની આવેલી જવાબદારી ઉઠાવવા અને આ યોજનાને પાર પાડવા ઉત્સાહથી અને દૃઢ સંકલ્પથી કામે લાગી ગયા છે શાસ્ત્ર અને ઇતિહાસનો કૉલ છે કે સાચી ભાવના અને સાચા સંકલ્પબળને કોઈ દિવસ નિષ્ફળતા સાંપડતી નથી,

યોજનાને સફળ બનાવવા માટે તો નિસ્વાર્થ અને તેજસ્વી એવી સ્થાનિક આગેવાની ઊભી થવી જોઈએ પંચાયત દ્વારા એ થઈ શકે અને એથી આ યોજનાનો અમલ પણ પંચાયતો દ્વારા કરવાનો નિર્ણય કર્યો છે અત્યારે પંચાયતોને તાલીમ પામેલા મંત્રી આપવામાં આવે છે આ પંચાયતના મંત્રીઓ એ જ પ્રજા–વિકાસ કેન્દ્રના પણ ગ્રામસેવકો બની જશે ખેતીના પ્રયોગોમાં કેળવણીના પ્રયોગોમાં ગ્રામગૃહઉદ્યોગમાં કે આરોગ્યના કાર્યમાં જ્યાં નિષ્ણાતની મદદ જરૂરી હોય ત્યાં પહોંચાડવા અને માર્ગદર્શન આપવા માટે જેટલા તંત્રની જરૂર જણાશે એટલી જ તંત્રરચના કરવાની હોઈ

હવે આપણે આ યોજનાની આર્થિક બાજુ જોઈએ આ આખી યોજના માટે ત્રણ વર્ષમાં રૂા ૭૫ લાખનો ખર્ચ અંદાજવામાં આવ્યો છે આમાંથી ૩ લાખ જેટલી રકમ લોકોને કામ અને જરૂરિયાત મુજબ લોન તરીકે આપવામાં આવશે અને ૭૫ લાખ જેટલી રકમ ખર્ચ કરવામાં આવશે આ વિસ્તારના લોકો આ રકમનો લાભ જરૂર લઈ શકશે પણ એથી એમના પાંગળા બનવાનો કોઈ અવકાશ નથી જમીન સુધારવી હોય કે કૂવા–તળાવ ગાળવા હોય બાગ–કીડાંગણ કરવું હોય કે જંગલ ઊગાડવું હોય લોકોએ એને માટે આ રકમનો લાભ મેળવતાં પહેલાં સખત પરિશ્રમ કરવાનો રહેશે લોકો કાર્યક્રમ શરૂ કરે લોકો યોજનાનો અમલ શરૂ કરે લોકો પોતાના શ્રમથી અને ધનથી કામ શરૂ કરે ત્યાર પછી નિયત રૂપમાં એમને મદદ કરવાની છે આ એક મોટો ભેદ છે સરકાર કે તંત્ર કાર્યક્રમ શરૂ કરે અને લોકોનો એમાં સહકાર માગવામાં આવે એ એક વાત છે એમાં લોકો મદદ આપે અને ન પણ આપે એમાં લોકોને પાંગળા બનાવવાનો સંભવ ખરો પરન્તુ આ યોજનાનો દૃષ્ટિકોણ જુદો છે લોકો પોતાની મેળે પોતાનો કાર્યક્રમ શરૂ કરે અને એમને ટેકો આપવા, એમને ઉત્સાહ આપવા એમને આગળ ધપાવવા સરકાર સહાય કરે એ આ યોજના પાછળની ભાવના અને દૃષ્ટિ છે

સામાન્ય રીતે કોઈ પણ કાર્યક્રમ અને યોજનાની સાથે જ એના આખરી નિશાન અને પરિણામનો વિચાર પણ કરવાનો હોય છે પહોંચવાનું નિશાન જેટલું ઊંચું આખરી ચિત્ર જેટલું ઉમદા અને સ્પષ્ટ એટલો કાર્યક્રમમાં વેગ અને ઉત્સાહ રહેવાનો આ યોજનાનું પણ એક આખરી ચિત્ર કલ્પવામાં આવ્યું છે આજે કેટલાક પોતે તદ્દન નિષ્ક્રીય રહીને આવી યોજના અને એના ભવિષ્યના ચિત્રોની બેહૂદી ઠઠ્ઠા મશ્કરી ઉડાવવાની ચેષ્ટા કરતા હોય છે એમનો કદાચ કાકદૃષ્ટિએ આ યોજનાના ભવિષ્યના ચિત્રમાંથી પણ થોડી ઠઠ્ઠા ઉડાવવાની સામગ્રી મળી રહેશે પણ જેઓ આ યોજનામાં પોતાનો સખત પરિશ્રમ કરી ફાળો આપે છે કે આપવાના છે એમને માટે ભવિષ્યનું નિશાન ભવિષ્યની કલ્પના ઉત્સાહ અને પ્રેરણા આપનાર અને માર્ગદર્શક નીવડશે

પ્રજા–વિકાસ કેન્દ્રની યોજનાને અંતે કલ્પના તો એવી છે કે આ ગામડાંઓમાં સફળ પંચાયતો દ્વારા સમુદ્ધિક જીવનની યોગ્ય રીતે ખીલવણી થઈ હશે જીવનની પ્રાથમિક જરૂરિયાતોના મોટા ભાગનાં સ્ત્રી પુરુષો લખતાં વાંચતાં થયાં હશે. દરેક બાળકો શાળામાં અભ્યાસ કરતાં હશે. શાળાઓ રેંટીયાના અને ઉદ્યોગના વાતાવરણથી મઘમઘતી હો ગામડાંમાં જ્યાં જુઓ ત્યાં ચોખ્ખાઈ નજરે પડતી હશે ગામડાંના મરી પરવારેલા ઉદ્યોગો સજીવન થયા હશે જળસંચય અને જળસિંચનની યોજનાઓને પરિણામે ખેતર વાડીઓની જમીન સમૃદ્ધ બની હશે ખેતીની સાથે સાથે અનેક નાના ઉદ્યોગો ચાલતા હશે. ખેડૂતોને ઘેર ગૌરી ગાયો અને ધીંગા ધોરી શોભતા હશે નાનાં બાળકો ક્રીડાંગણમાં ગેલ કરતાં હશે. નાત જાતના ભેદ ભુંસાઈ ગયા હશે સહુ એક કુટુંબ બનીને રહેતા હશે પંચાયતનો મંત્રી સહકારી મંડળીનો મુનીમ, શાળાનો શિક્ષક અને ગામનો મુખી

# રાજ્યનાં આરો-વારો

ચન્દ્ર

રાજહંસ

### વિકાસ યોજનાઓ વધાવીએ

દેશભરમાં શરૂ થયેલી ગ્રામ-વિકાસ યોજના જો સફળ થાય તો આ યુગની મોટી સિદ્ધિ ગણી શકાય સામ્યવાદને ખાળવા માટે આવા વિશાળ પગલાની જરૂર છે સરકારે એમાં ખૂબ આતુરતા દાખવી છે અને અધિકારીઓને રસ લેતા કર્યા છે આ કાર્યમાં પક્ષાપક્ષીનો સંભવ નથી એમાં કોઈ ધૂન કે વાદની ગંધ નથી પંચવર્ષીય યોજનાથી આ આગળ અને અલગ છે એ બધું સારું છે

ગામડાંઓમાં સુખ સગવડ વધે અને શહેરો તરફનો ધસારો અટકાવીએ તો ભારતની સંસ્કૃતિ ટકે એમ છે છતાં ગામડાંઓમાં શહેરના ધતીંગો ના પેસી જાય એ જોવાનો-જાળવવાનો આજ તબક્કો છે સુખસગવડની હદ બાંધવી જોઈએ જેથી એશઆરામ સુધી એ વધી જાય નહિ

ખેતીસુધારણા, એને અંગે નાના ઉદ્યોગો, સારા રસ્તા, સારાં ઢોર, સ્વચ્છતા, પાણી, હવા-ઉજાશની જોગવાઈ, આવાં કામો માટે નિષ્ણાતોની સલાહ એ બધું આવી મળવાથી ગામડાંઓની કાયાપલટ થઈ શકશે એની સાથે જમીનના કાયદાઓની ફેર તપાસ પણ શરૂ થઈ છે એકંદરે ગામડાંઓના પુનર્જીવનનું કામ ઝડપથી આગળ વધશે એવી આશા પડે છે

### ગાંધીજીની ભાવના વધે છે

ગાંધીજીના જન્મદિને આ પગલાંના ગણેશ માંડ્યા છે એ પણ સૂચક છે એ યોજનામાં ભાવના ઉમેરાશે તો કોઈ ચોક્કસ દૃષ્ટિ સાંપડશે અને હેતુમાં સ્થિરતા રહેશે દેશપરદેશમાં એ તરફ વધારે ધ્યાન ખેંચાશે ને ઉત્સાહ મળશે

આ યોજનાઓને સર્વોદયની બીજી પ્રવૃત્તિઓ સાથે ભેળવી નથી એ યોગ્ય છે ખાદી, ગ્રામોદ્યોગ, અહિંસા, બ્રહ્મચર્ય, એ દીવાદાંડીઓ છે જેનાથી આવી કેટલીય યોજનાઓ પ્રકાશ મેળવશે આ યોજનાઓનું ફળ થોડા જ વખતમાં જોઈ શકાય એમ હોવાથી લોકોનો ઉત્સાહ પણ સારો રહેશે

ગાંધીજીની જન્મતિથિ આગળ વધે છે એટલે એમ માનવું રહ્યું કે એમની ભાવના આજનો અને આવતી કાલનો નાગરિક આવકારે છે યંત્રો ઉપરથી

---

સેવા, સંસ્કાર અને સંગઠનની સુવાસ ઊભી કરતા હશે આ કેવળ કલ્પના નથી, પહોંચવાનું નિશાન છે

સાથે સાથે આ કોઈ જાદુનો ખેલ પણ નથી આંખના પલકારામાં આ નવરચના થઈ જવાની નથી એને માટે તો ઉત્સાહ, ખંત, ધીરજ, સમજણ અને સાચા સંકલ્પબળથી સૌએ સખત પરિશ્રમ કરવાનો રહે છે આ પ્રયોગ કેવળ વથલી-મણાવદરની પ્રજાનો જ નથી પ્રયોગ તરીકે ભલે કેટલીક અનુકૂળતા ખાતર એ વિસ્તારની પસંદગી થઈ પણ આ પ્રયોગ સારાયે સૌરાષ્ટ્રનો પ્રયોગ છે વથલી-મણાવદરના કેન્દ્રની સફળતા ઉપર ભવિષ્યના કાર્યક્રમનો મોટો આધાર છે સફળ પ્રયોગનું સહેલાઈથી બીજા વિસ્તારમાં અનુકરણ થઈ શકશે અને એથી આ યોજનામાં સમગ્ર સૌરાષ્ટ્રની શુભ લાગણી અને સહકારની માગણી કરવામાં આવે છે

મને કહેતાં આનંદ થાય છે કે વથલી-મણાવદરના લોકો અને લોકોના આગેવાનો પોતાની ઉપર પ્રથમ પ્રયોગ તરીકેની આવેલી જવાબદારી ઉઠાવવા અને આ યોજનાને પાર પાડવા ઉત્સાહથી અને દૃઢ સંકલ્પથી કામે લાગી ગયા છે. શાસ્ત્ર અને ઇતિહાસનો કોલ છે કે સાચી ભાવના અને સાચા સંકલ્પબળને કોઈ દિવસ નિષ્ફળતા સાંપડતી નથી.

☆





હોથમામ યુદ્ધને બદલે અહિંસા શહેરોને બદલે ગામડાઓમાં ફેરફારો ફરજિયાત નહિ પણ મરજીઆત સાધન અને સિદ્ધાંતનો સુમેળ કુદરતી ઉપચાર । જાત મહેનત અ યાયનો સામનો—આવાં કેટલાં યે ઉમદા લક્ષણો માનવજાતમાં વિકાસ પામે એ નાની સુની વાત નથી

## સામ્યવાદ ઓસરે છે

આ જ વરસામાં સામ્યવાદનુ જોર ઘટે છે એવુ જોનારને જણાયા સિવાય નહિ રહે એ પ છળ ૯ડે તો યુદ્ધનો ભય પણ હશે અને અણુબૉમ્બના અવનવા અખતરા ચાલુ હોવા છતા એનાથી રવાનુ કારણ એ સ તુ જાય.

જેમ નાઝીઓએ અનેક યહુદીઓને બરબાદ કરી મૂક્યા તેમ આજે જર્મન પ્રજાને બીજા હેરાન કરી રહ્યા છે અને વખત જતા સામ્યવ દીઓએ કરેલા જુ મો પણ એમના ઉપર પાછા ફરશે. એના ચિહ્નો અત્યારથી શરૂ થઈ ગયાં છે આપણા દેશમાં યે સ મ્યવાદની ભાંગફોડો ને ખૂના મરકી ઘટ્યા છે અને એમની હડતાલોનુ જોર પણ નરમ પડતુ જાય છે કૉંગ્રેસીઓની સત્તાલાલસા જોર ના કરે તો સામ્યવા નો ડર રાખવા જેવો રહ્યો નથી

## ભણે તે વિદ્યાર્થી

મિસરના વિદ્યાર્થીઓને રા ક્ારણથી છૂટા રહેવાનુ ફરમાન થયુ છે આપણે ત્યાયે આગેવાનો કેટલીક વાર કહુ છે ખરા કે તમારુ કામ અભ્યાસ કરવાનુ છે પરતુ સાથે સાથે નિરક્ષરતાનિવારણ ખાદી ગ્રામસફાઈ અને બીજી વિકાસ યોજનાઓમાં મદદ આપવાની વાત પણ કરતા હોય છે

ક્યાં સુધી બીજી પ્રવૃત્તિમાં વિદ્યાર્થીઓને જવાનુ ઉત્તેજન આપવુ અને ક્યારે રોકવા એ સબધી વિચાર કરવા જેવો છે એ વાત તો સ્પષ્ટ છે કે આપણા વિદ્યાર્થીઓનુ ચિત્ત અભ્યાસમાં જેટલુ લાગવુ જોઈએ એટલુ લાગતુ નથી અને બીજી યોગ પ્રવૃત્તિઓમાં યે ધ્યાન આપતા થયા નથી

લખનૌમાં એમણે હડતાળ પાડી અમદાવાદમાં પાડી અને કલકત્તામાં તો ઘણીવાર આવુ સભળાય છે કોઈક કિસ્સામાં એમની વાત ગેરવાજબી હશે તો ક્યાંક વ્યાજબી પણ હશે આમ છતાં ભણવાનુ ઊંચુ મૂકી ભાષણોની પ્રવૃત્તિઓમાં પડી જાય એ ઇચ્છવા જેવુ નથી

આવતી પેઢીમાથી દેશના આગેવાનો કર્મચારીઓ સેનાપતિઓ વગેરે મેળવવાના છે એટલે એમને જાહેર કામકાજની તાલીમ મળે અનુભવ મળે વિશ્વાસ ઉપ એ બધુ બરોબર છે પણ એમાં પ્રચાર આવે એમ છે તેનુ શુ? એમના આગેવાનો શિક્ષકો થઈ શકે તો કેવુ સારુ!

## કૉલેજોનુ શિક્ષણ

એક આગેવાને કોઈ કૉલેજની મુલાકાત લે કહ્યુ કે કાયદો શીખનારાઓની આટલી મોટી સખ્યા ના હોવી જોઈએ નેહરુ પરદેશ ગયેલા ત્યાં પણ આવુ જ કહેલુ એ સહુનુ માનવુ છે કે ઔદ્યોગિક તાલીમ લે તો દેશને મદદરૂપ થાય

પરતુ આમ જ હોય તો પદવીદાન સમારભો એવા બધા શાથી શોભા આપે છે? વહીવટકર્તાઓ કાયદાના જાણકારોની જરૂર નથી શુ? ધધાદારી પણ આવુ શિક્ષણ લે તો એમાં ગેરવ્યાજબી શુ છે

અને ઔદ્યોગિક તાલીમના જેટલા કે છે તેમાં વિદ્યાર્થીઓની કમી દેખાય છે? ન પોષાય એ શિક્ષણ હોવા છતાં તે લેવા અનેક વિદ્યાર્થીઓ છે અને એમના માબાપ ઘસાઈ જાય છે પણ કોલેજ શિક્ષણ આપી રહ્યા છે એનુ વળતર શુ?

જે લોકો એમ સમજાવે કે ઊંચી કેળવણી વળતરની આશા ના રાખવી તે લોકો એમ કહી તરફના પ્રવાહને અટકાવવા મથે છે પણ વિદ્યાર્થી કે વાલીઓ વળતરની આશા ના રાખે તો તે મૂર્ખ ઠરે કેળવણીનુ પહેલુ ધ્યેય ચારિત્ર્ય ખીલવવાનુ છે બીજુ ધ્યેય એક નાગરિકને પગભર કરવા



ને સાહસિક બનાવવાનું છે કોને માટે કેટલું વળતર વ્યાજમાં ગણાય એ જુદો સવાલ છે

ઠેર ઠેર નવી કોલેજો નીકળે છે અને નીકળતી જશે એનુ દુઃખ કરવુ જરૂરી નથી એમાં પ્રાણ આવે અને જે વિદ્યાર્થીઓનો ફાલ એમાંથી નીકળે તે ઉમદા હોય તો એ કૉલેજો સાર્થક છે આર્ટ્સ, સાયન્સ, કાયદો કે ઈજનેરી, વ્યાપાર કે દાક્તરી—જે શીખે તે બરોબર શીખે એના એ જ વિષયમાં જિંદગી વિતાવવી યે જરૂરી નથી મગજ કેળવાય, બુદ્ધિ ખીલે, વિવેક સૂઝે એ જરૂરનુ છે

ઔદ્યોગિક તાલીમ આપી આપી કેટલાને ઠેકાણે પાડીશું ? આ દેશનો માત્ર ઔદ્યોગિક વિકાસ થવાનો નથી એ દેખીતુ છે એટલે જે ભણી શકે છે તે ભલે ભણે. ગ્રેન્યુએટ થયેલા કોઈક રખડે પણ ખરા એટલે શુ એ ભણ્યા તે ભૂલ કરી ?

ઊંચી કેળવણી વિરૂદ્ધ જાહેરમાં પ્રલાપો કરનારા પોતાના પરિવારમા પરદેશની તાલીમ સુદ્ધા આપે છે એ કેમ ભૂલી જવાય ?

### શસ્ત્રોનું વેચાણ નહિ

ઉદ્યોગોની વાત આવે છે ત્યારે આપણે ત્યાં સરક્ષણનો ઉદ્યોગ નથી ખીલવ્યો એ સહજ યાદ આવે છે આપણે ત્યાં રિવોલ્વર સરખી નથી બનતી એ જાણીતું છે

એના ખુલાસામાં જણાયુ કે યુદ્ધનાં સાધનો ઉત્પાદન કરનાર દેશ એક રીતે કલકિત બને છે એણે પોતાની જરૂર ઉપરાંત વધારે શસ્ત્રો બનાવવાં પડે છે, નહિ તો ઉદ્યોગ ચાલતો નથી એ શસ્ત્રો વેચવા નીકળીએ એટલે જાણે-અજાણ્યે યુદ્ધે ચઢતા એકાદ દેશને આડકતરુ ઉત્તેજન આપવામા આપણે સડોવાઈએ. અને આપણે લડાઈખોરમાં ખપવુ નથી

જો આવા હેતુસર આપણે યુદ્ધનો ઉદ્યોગ જતો કર્યો હોય તો ખરેખર નોંધપાત્ર છે જે થોડાં કારખાનાં છે એ દારૂગોળા કે બીજી ચીજો બનાવે છે પણ એનુ ઉત્પાદન નિકાસ કરવા જેટલું થઈ ના જાય તો સારુ

### પરદેશી કારખાના

જે ઉદ્યોગ-વેપાર પરદેશીઓ અહીં ચલાવે છે એ બધા જરૂરી છે, ઉપયોગી છે એવુ ના માની લેવાય તેઓ આપણા હિતમાં અહીં રોકાયા છે. એવુ યે ના માની શકાય અને છતા એમના તરફ શકાથી, અદેખાઈથી, ભેદભાવથી જોવુ પણ વાજબી નથી

અહીંના કાચા માલમાંથી તૈયાર માલ બનાવી શકે તો એ કારખાનાં ખરેખર આવકારને પાત્ર ઠરે. અહીંના કારીગરો ને ઈજનેરોને તાલીમ આપી નિષ્ણાત બનાવે તો એમનું અહીં રહ્યુ સાર્થક ગણાય એ કારખાનાં અહીં હોવાથી ધનનો બચાવ થાય એ ત્રીજો ફાયદો છે. આમાનુ કાંઈ ના બને અને એમની કુનેહથી એ લોકો સરસાઈ કરે, રળી ખાય અને પરદેશમાં જઈ અહીંનુ ભૂડુ બોલે તો એનાથી છૂટકારો સારો

મોટી ફરિયાદ છે કે આ પરદેશીઓ પોતાના મૅનેજરો-ઈજનેરો લાવે છે, મોટા પગારો આપે છે, રજાઓ ને ભથ્થાંઓ દ્વારા એમને રીઝવે છે અને અહીંના નોકરોને નારાજ રાખે છે કે અન્યાય કરે છે. આ વાતમાં તથ્ય હોવા છતાં એમા દખલગીરી કરવી એ સારુ નથી મુડી ઉપર, નફા ઉપર, ભાવ ઉપર, નિકાસ ઉપર અકુશ રાખી શકીએ, પણ કોની મારફતે કેમ કામ લેવુ એનો આગ્રહ વાજબી નથી

### હિંદી ચિત્રોની નિકાસ

પરદેશના બજારોમાં હિંદી ચિત્રોની માગ થવા લાગી છે યુરોપમાં અને બીજે સિનેમાઓ વધી ગયાં છે અને ચિત્રો ઓછાં છે એટલે અહીંનાં ચિત્રો તરફ નજર વળી છે.

અહીં ફ્રેન્ચ, ઇટાલીઅન, જાપાનીસ વગેરે ચિત્રો આવે છે અને સમજતાં મુશ્કેલી પડતી નથી,

પંડનુ નથી. છતાં સ્વદેશીની ભાવના કે ખાદીની લોકપ્રિયતા વધ્યાં નથી.

ખાદી કેમ ઉપહાસને પાત્ર ઠરતી જાય છે? કેમ આપણા બાહોશ સનદી નોકરો એને અપનાવતા નથી? રાજકીય પક્ષનુ અંગ બની જાય એ ખાદી માટે શુ શોભારૂપ છે? એ ટકી શકે એવા લક્ષણો ખાદીમાં છે કે પછી એને વ્રતથી, જાહેરાતથી, પક્ષની ધૂન બનાવીને ચલાવવી રહી? એના અર્થશાસ્ત્રમાં કશા ફેરફાર લાવવા જેવા છે?

આનો યોગ્ય વિચાર નહિ થાય તો મિલોવાળા હાથશાળોને ચાલવા નહિ દે, ભેગી ખાદીને ય દાટી દેશે અને ધીરે ધીરે હિન્દુસ્તાનમાં નાનુ અમેરિકા ખડુ કરી આપશે જે યંત્રો દ્વારા જ રૂઆબ કરતુ હોય

હાથશાળોને ધોતી-સાડીનુ કામ સોંપવાની દરખાસ્ત રાજાજીએ કરી છે અને એની સામે વંટોળ પણ ઊઠ્યો છે મીલો પાસે કામ લઈ લેવાને બદલે હાથશાળોની નવી માંગ ઊભી કરવામાં આવે તો એ ચાલે એમને જોઈતુ સુતર પૂરુ પાડી અમુક બરનુ જનતા-કાપડ હાથશાળો કાઢે તો? એ સસ્તુ અને ટકાઉ તો હોવુ જોઈએ અને પ્રજાના સંસર્ગમા રહેનાર સહુ કોઈ કાં તો ખાદી અગર તો આવુ જનતા-કાપડ જ વાપરે એવો શિરસ્તો દાખલ કરવો જોઈએ મીલો પરદેશની નિકાસ માટે રાખી, અહીની વપરાશ હાથશાળો ઉપર લાવી શકાય એ શુ ઘણુ દૂરનુ સ્વપ્નુ છે?

નૂતન ભારતના અધિકારીઓ, જેઓ પ્રધાનો અને ધારાસભ્યોના સંસર્ગમાં પણ આવે છે, તે મોટો ભાગ વિદેશી ઢબનો પોષાક પહેરે છે, જેનુ ચાલ્યુ તે રૂઆબદાર પણ રહે છે, ઉપલો વર્ગ ફેશનની હરિફાઈ કરે છે એ બધાને હિંદની ગરીબ પ્રજાનુ નહિ લાગતુ હોય? કોઈ નવીન ધોરણ અપનાવી એમની સાથે સહાનુભૂતિ દાખવવાનુ જરૂરી નથી શુ? જનતા-કાપડ કે ખાદીના વપરાશથી કેટલીક સમાન ભૂમિકા મેળવી શકાય એમ છે તે ગુમાવવી ના જોઈએ

## કુટુંબ નિયોજન કોને માટે?

મુંબઈમાં કુટુંબ નિયોજનનુ કેન્દ્ર નખાયુ ત્યારે કેટલીક સ્પષ્ટતા થઈ છે કે વધતી વસતિના ઉપાય તરીકે નહિ પરંતુ, કુટુંબોની સંખ્યા મર્યાદિત કરવા તેમ જ બાળકોના જન્મ વચ્ચે યોગ્ય ગાળો રાખવાના કામમા આવા કેન્દ્રો મદદ કરશે બાળકો ના થતા હોય તેમને પણ આ કેન્દ્ર આશા આપે છે.

આ કેન્દ્રો લોકપ્રિય થઈ પડશે એમાં શંકા નથી રાજાજી ભલે કહે કે હાલની નારીને મોટર જોઈએ છે, બાળક નહિ આપણે ઇચ્છીએ કે 'બાબો' આવવાના હરખમા ઘેલી થઈ જતી સ્ત્રીઓના મન બદલાય, જવાબદારીનુ ભાન વધે, અને માત્ર બાળકોને જન્મ આપવાના કાર્યમા જીવનને રૂંધી નાખે છે

નવાઈ નથી કે પછાત વર્ગના કુટુંબોમા કુટુંબનિયોજન વધારે જરૂરી હોવા છતાં એનો જલદી અમલ નહિ થાય એમની વસતિ વધતી જાય એ સમાજનુ જોખમ છે કારણ કે સાથે સાથે અજ્ઞાન, રોગ, નવાઈ નથી કે પછાત વર્ગના કુટુંબોમાં કુટુંબનિયોજન વધારે જરૂરી હોવા છતા એનો જલદી સ્વીકાર નહિ થાય એમની વસતિ વધતી જાય એ સમાજનુ જોખમ છે કારણ કે સાથે સાથે અજ્ઞાન, રોગ, વહેમ, ગંદકી, વગેરે વધતા જવાના, એ રોકવા કોઈ કાનૂન કામ નહિ લાગે, કોઈ પ્રવચન નહિ ચાલે આવાં કેન્દ્રો સગવડો કરી આપશે, સલાહ આપશે, ઉત્તેજન આપશે તો એમને પણ પોતાનુ હિત સમજાશે

આ કેન્દ્રો મધ્યમ કે સુખી વર્ગ તો એ જરૂર આવકારશે, પરન્તુ એનો લાભ પછાત વર્ગોને વહેલો મળે એ કામ સમજુ મધ્યમ વર્ગે ઉપાડી લેવાનુ છે. આ સાધન જેટલુ પોતાને ગુણકારી છે એથી વધુ બીજા અને ખાસ કરીને રોગી, ઝનૂની, ગુનેગાર, બેકાર, જંગલી પ્રજામાં પ્રચલિત થાય તો એનો દેશને લાભ મળે એમ છે





મર્યાથી નહીં, કાર્યથી 'સતી' બને

જયપુર પાસેના એક ગામમાં એક સ્ત્રી જીવતી બળી મરી અને લોકોએ એનામાં સતીત્વનું આરોપણ કરી એને ઉત્તેજન આપ્યું અને પોતે પુણ્ય મેળવ્યું. આ સમાચાર વાંચી કૈંક સ્ત્રીઓએ આને ભાગ્યશાળી ગણી અને કંઈક પુરુષોએ એના ગુણ ગાયા.

આપણા કવિઓ પણ હજી સતીની ભાવનાને બિરદાવે છે અને એમાં ભારતનો ખાસ ઈજારો હોવાનો જણાવી ગૌરવ લે છે. આપણા લેખકો આ ભાવનાથી દૂર જઈ શકતા નથી અને લોકમાનસની પ્રગતિ અજાણ્યે રૂંધાવી રહ્યા છે.

સરકારે સતીનો કાયદો કરેલો જ છે. એ પ્રથા મરી ગયેલી છે. હવે એ રૂઢ ચાલુ કરી શકાય એમ નથી. છતાં મનનાં ભૂતોને આપણે હટાવી શકતા નથી. લાચાર બની જઈએ છીએ. ગદ્‌ગદ થઈ જઈએ છીએ. આવા વિરલ પ્રસંગે અહોભાવ અનુભવી આપણા વિવેક વિચાર ઉપર ઉપર પડદો પાડીએ છીએ.

એક સ્ત્રીનો ભડકો જોઈ આપણે અંજાઈ ના જઈએ. કેટલીયે સ્ત્રીઓ દુઃખથી છાના ભડકે બળે છે. કેટલીયે પતિની હયાતિમાં નાહકનો ત્રાસ વેઠે છે. પતિનો ય જુલમ વેઠે છે. વૈતરામાં ને કનેશમાં કાયા ઘસી નાખે છે અને છતાં મોઢે કડવો બોલ સરખો લાવતી નથી. આવી કરુણ કથાઓ ગામેગામ પડેલી છે. એમની આગ સમાજને ભરખે છે છતાં આપણે એ જોતા નથી.

કોઈના મરણબાદ સતી પણ આવી શકે એ કેવું અજુગતું છે! એ મરનાર કોણ એ પણ જોવા જેવું નહિ? સામાન્ય માણસો સતીઓ મૂકી જાય એવું માનવું ભૂલભરેલું છે. સતી થવા પહેલાં એની કશી લાયકાત જરૂરી હોય કે નહિ? એકલું બળીને મરી શકે તેનામાંયે સતીત્વ જોવાનો લોભ ના હોવો જોઈએ.

અને ક્યાં સુધી બળી મરનારનો જ રસ્તો સાચો છે એમ માનતા જઈશું! જીવનની સિદ્ધિનો આવો આંક બાંધવો ઠીક છે કે શું? વિરહની તીવ્રતા એ શું ખૂબ આકર્ષણની વાત છે! અને એકવાર જિંદગી મીટાવવાનો સાર કબુલ રાખીશું તો એ હક બીજાને ય નહિ આપવો પડે? એનો મનસ્વી દુરુપયોગ નહિ થાય?

હસતે મુખે જલતી ચિતાએ ચડી જનારની દયા ખાવી જોઈએ. કોઈએ એને જિંદગીનાં મૂલ્ય સમજાવ્યાં નથી. પતિના દેવત્વનો વહેમ કોઈએ કાઢ્યો નથી. સ્વર્ગપ્રાપ્તિની અને ધાર્મિક ફરજના અતિ સાંકડા અર્થમાંથી બહાર લાવી જીવનને માનવતા કે દિવ્ય પથ ઉપર વાળી જવા કોઈએ યત્ન કર્યો નથી.

હજીયે આ દેશમાં સતી થાય એ કરુણ ઘટના છે, ગૌરવની ગાથા નથી. જીવનને સુંદર બનાવે એવી સતી બને હોય. હારીને મરે તેવી નહિ.

★

# વિરલ કો'કને આવડ્યું

મળે ન જગતે ન જીવનમહીં કશૂં એકલું,
ન જે મહીં રહ્યું, મહીં કશું સમુચ જે ના વસ્યું,
ન છે વળી કશુંય ક્યાંય, ન મળે તને એકલું,
સદા સુભગ શોભતું જગતને કરી જે રહ્યું.

પરન્તુ મહીં જે રહ્યું, ઉપર આણવું, માણવું,
પ્રસારવું તથૈવ જે જગતને કરે શોભતું,
અરૂ કરવું પ્રાસ, એ વિરલ કો'કને આવડ્યું.

હસિત હ. બૂચ



[ ઓરતા—૨૪ મા પાનાથી ચાલુ ]

પાનુના મોં ઉપર દુ:ખને બદલે ખેરકારી વધારે હતી : 'તો હુ ય કર્યા ત્યારે એને માટે વલખાં મારૂં છુ ભાભી?' અને હસતાં હસતાં ઉમેર્યું . 'મને દુ:ખ નથી ને તમને શુ કામ દુ:ખ થાય છે?'

સમજીને કે વગર સમજે એ તો ભાભી જાણે ને ભગવાન જાણે એણે જે શબ્દો ઉચ્ચાર્યા એ હતા તો અવળા જ 'દુ:ખ તો ઘુન, એમ કે જોવનાઈ આંધળી ને તમે ક્યાંક ઊંધુ ઘાલવા સરખુ કરી બેસો તો '—

'અરે રામ રામ! તમને કહ્યું તો ખરૂ કે આ તો બધુ અમથું અમથુ —'

'તો પછી સાસરેથી આણું આવશે તો આઘા પાછી તો નહિ'—

'એ વખતની વાત એ વખતે!' કહેતી પાનુ છેલ્લો કોળિયો મોંમાં મૂકી ઊભી થઈ ગઈ ઘડામાથી પાણી લઈ છળુ કરવા વળી

ભાભીએ પણ આગળ કંઈ જ ન કહ્યુ અને બેઉ જણુ દાતરડા લઈ ઘઉં વાઢવામા ગુથાઈ ગયાં અલબત્ત વાતો તો કરતાં હતા પણ ઈધર ઉધરની જેમાં એક વાત, પાનુની નણદને સાસરે વળાવવાની છે એ પણ હતી

પાનુ સમજી ગઈ, એટલે જ ભાભી પૂછતાં હતા 'તેડુ આવશે તો જશો ને?' પરંતુ સમજવા છતાં ય એણે 'નણદને તેડવા ક્યારે આણુ આવે છે? મોકલવા સમત થયાં છે કે કેમ? આવો' કંઈ જ સવાલ ન કર્યો

સાંજે વાઢણુ બંધ કર્યા પછી સાડલો સંભાળતાં જ પાનુને પેલા કાગળનુ ભાન આવ્યું વિચાર થયો 'ફાડી નાખુ.' પરંતુ કોણ જાણે પણ ફાડવાની હિંમત ન ચાલી, યા ભાઈને વચાવવા કે—ગમે તેમ પણ એણે એને—કાપડામાં ઘાલે તો પસીને પલળી જાય માટે સાડલાની પાટલીમાં રાખી કમ્મરે ખોસી દીધો

રાતે પેલા નોકરીઅતનો કાગળ લખવા ભઈ એને ઘેર ગયો પાછળ પાનુ પણ ગઈ. અને કાગળ લખી, પરબીડિયામા નાખી, ગુંદર બીનો કરવા ભાઈ જ્યાં જીભ ફેરવવા જાય છે ત્યાં જ પાનુએ એના હાથમાંથી તાણી લીધો, 'લાવ હું પાણી ચોપડીને અસલ ચોંટાડી દઉં' અને ચાલતી થઈ ઘરમાં પાણિયારી તરફ

બહાર ઓપાડમાં બેઠેલા ભાઈ કે કાગળ લખાવનાર બાઈ ય બિચારી શું જાણે કે પાનુ પેલા પરબીડિયામા ભેગો પોતાનો લખેલ કાગળ પણ બીડી રહી છે—'ગમ્મત' કરી રહી છે?।

પાનુને સાચે જ ગમ્મત કરવી હતી એને તો એ ખ્યાલ ય ન હતો કે પોતાનો કાગળ 'પોયણી' બની બેસશે ને નોકરી કરતો માણસ 'ઠેઠ અમદાવાદથી' તાબડતોબ રજા ઉપર ઘેર ઊતરી આવશે

તો પેલા યુવાનને ય કેમ ખબર પડે કે કાગળની લખનાર (પાનુ છે એ તો એણે પહેલે જ ધડાકે પકડી પાડ્યુ હતુ ) બબ્બે વાર વિના વાંકે ઢોર માર ખાધા પછી અને યૌવનની ધખધખતી સગડી સાથે આઠ આઠ માસ પિયરમાં બેસી ગ્યા પછી ય આજ માત્ર 'ગમ્મત' ખાતર જ લખતી હશે? અને તે ય પ્રેમમાં પડેલી પેલી મિનેમા નટીને ય ટપી જાય એવા શબ્દોમાં!

અને એટલે જ એણે વહેલામાં-વહેલી ગાડી પકડી ને? ...

પણ ઘેર આવી એકાન્તમાં એ જ્યારે પાનુને મળ્યો ને પેટ પકડીને હસી રહેતી પાનુએ, 'એ તો ગમ્મત હતી ' આમ કહ્યુ ત્યારે તો માંડ માંડ બોલી શક્યો 'અરે ગોઝારી! તું ગમ્મત ગમ્મત કરે છે પણ જરા એટલો તો ખ્યાલ કર કે હું આ દેટમો ગાડીથી શ્વાસભર્યો—

'પણ મે એમાં લખ્યુ તો હતુ કે આ તો બધુ અમથુ અમથુ '—





જુવાન અનુભવી હતો હિંમત ન હારતાં હસીને બોલ્યો: બૈરું મનેખ તો ત્યારે એમ જ લખે ને? પેલી સિનેમા-નટી કરે એમસ્તો! આપણું જાણુંએ કે છેડો તાણીને લાજ ઢાંકે છે પણ જોઈએ ત્યારે ક્યાં તો —

પણ તો ત્યારે એ જ જોયા કરવું છું ને! પાનુંને સાચે જ આ એક બાળકના બાપ ઉપર ચી ચઢી ખાસ તો એટના માટે કે પોતાને (પાનુંને) ય ટપી જાય એવી સુનક્ષણી નાર' એના જ ઘરમાં હતી! પાનુંને એની સાથે વાત કરવી પણ ન ગમી કેનું જોય એ કાગળ?

જો કાંઈ જૂઠું કહું છું? કહી નિશાળામાં જઈ પોતેય પંડિતાઈ મેળવી છે એવું આડકતરું સૂચન કરવા જ ન હોય તેમ પાનુની સો મા લપાતાં કાગળ ખોલી એ વાચવા-વચાવના વળો જો અહીં તું લખે છે આ જુઓને વાનાજી —

ત્યાં તો કાગળ ઉપર ચીલ ઝડપ થઈ અને હાં! હા! કરતા પહેલાં જ પાનુએ ચર્ ર ચીરી નાખ્યો.

પેનો પ્રેમી તો—કોઈ ફિલ્મની ઉક્તિ હોય કે પછી આ જમાનાના પ્રેમીઓની પરાઈ એક જ શાળામાં થતી હોય અમ તેમ—બોલી ઊઠ્યો પાનુ તે કાગળ નઈ પણ મારું હૈયું ચીરી નાખ્યું છે હોં!

છતાં ય પાનુ એના ઉપર—આવી રસીલી એની ઉક્તિ ઉપર એક તલ ભાર પણ ન રાચી એણે તો પગ ઉપાડતાં ઉનટાની ટેકડી જ કરી ભાગી ગયું હોય તો જાઓ મગન મોટાઈ પાસે કે ટાંકી દેશે એવું હોય તેમ કે શે તો સાચે ચઢાવી દેશે! કહી જતાં જતાં બળતામાં ઘીની જેમ રૂ નમાં નયું હાસ્ય જ વેરતી ગઈ ગાતી ગાતી અદૃશ્ય થઈ ગઈ

ભાઈ રે મગનભાઈ તું મારો વીરો
કે હૈયાં ટાંકી આપજે રે

અને એ નોકરીઆત જુવાન, બાર પંદર રૂપિયાનું ભાડું ખરચીને પાનુના હાથનો તમાચો ખાવા જ ન આવ્યો હોય તેમ મને થયું કે બે દિનની રજા છે ત્યારે ઊભો ઉભો ઘરની ખબર લઈ આવું આમ કહી બીજે જ દિવસે આવ્યો હતો એ જ પગને પાછો ફરી ગયો. અલબત્ત પાનુ પાસે એણે પોતાનો નંબર તો નોંધાવી જ લીધો હતો નાતર કરીશ તો તમારી સાથે ભવાભાઈ બકી બધાં ભઈને બાપ!

છતાં ય પાનુ ઉપર અંતરનો ઊભરો તો એણે એકને એકને શેરીએ વાટે ઠાલવ્યા કર્યો: આ તો સાચે જ રાંકુ નીકળ્યું! અરે બળે રે તું ને તારા પેના ઓરતા ય! નાહકનો મને —

વાટમાં જ પત્નીની સાસરી આવતી હતી ગામમાં પેસતા જ એને ક્ષોભ થયો અને એ ક્ષોભને ટાળવા જ એ પાણી તમાકુ કરવા બીજા કોઈને ઘેર ન જતાં ગગનને જ ઘેર ગયો આપણે ક્યાં એની (નવી) કાઢી લઈ ગયા છીએ તે મોં છુપાવીએ?

પણ એણે જોયું તો સાચે જ ગગનનો આવકાર ટાઢો હતો જ્યારે એની માના શબ્દો ચહેરા મોની જ મીઠાશ હતી ઓ હો હો! આવો ભાઈ તમે ક્યાંથી?

એને શી ખબર કે લોકોએ તો એના આ હેળી દિવાળી કે વરસાદ સિવાયના અચાનક આગમનનો તાતણો દૂર દૂરથી એના ગુવાના સાફાનું છોગું જોયું ત્યારથી જ પાનુ સાથે જોડી દીધો હતો! ગગનની માએ પણ વાત આડે એ જ વાત સાધી શું કરીએ મેરમાન વહુ એવી મળી છે કે —

અને પછી તો પાનુના બેઉ પ્રસંગના ગુના તમતમતી ઝબાન સાથે અથથી ઇતી એમણે વર્ણવી સંભળાવ્યા વચ્ચે બે-ત્રણ વાર ચિડાઈ ઊઠેલા ગગનને પણ એમણે કંઈ જ ન ગણકાર્યો

એ તો જ્યારે એમણે પૂરું કર્યું ત્યારે જ ગગનનો કંઈક ગજ ખાધો, જે આવે એની આગળ બસ આ જ વાત નથી તો તે તી કે નથી એનું નામ મેલતી! —

આણે પણ એ જ સવાલ કર્યો: પણ તો તમે




એને તેડતાં કેમ નથી ?' અને ક્ષણેક થંભી ઉમેર્યું : 'તમને ખોટું ન લાગે તો કહું કે તમે ગણાવ્યા એ કાંઈ એવા વાક નથી કે—બાકી તમારું તો શું અછાનું છે ? આજકાલની દુનિયામાં તો એવા હોય છે કે, આવે ત્યારે ઊગમણી દિશા ને જાય ત્યારે આથમણાં. પાનુમાં આવું તો નથી ને ?'—

'ના બાપા ! મારાથી જૂઠું તો નઈ બોલાય એ વાતમા તો-એની પીઠ સાભળે છે. પણ ના, એમ તો એ પૂરી ખબરદાર.'

'પણ તો પછી તમને તેડવામાં વાંધો શો છે ?' જુવાનને સાચે જ નવાઈ લાગતી હતી

'વાંધો તો એમ ભાઈ કે–' અને એ આજુબાજુ જોતા ખાટલાની પાસે સરકયા પાગેથ તરફ બેઠેલા ગગલને—ઉઠાડવા જ ખાસ તો- ઉદ્દેશ્યો, ' આર હાય ગગા ! ભાઈને માટે બબ્બુ ચા તો મૂક એક કપ '

ગગલને પણ આ માણસ ઉપકારક થાય એમ લાગતું હતું. એટલે જ તો એની આનાકાની અને ઉતાવળ છતાં ય એ ચા મૂકવા ગયો ને ?

બાઈએ શરૂઆત કરી, 'વાટ મેલી ઉબેટ જવાની તો એની પાસે વાત જ નથી. પ ..ણુ તમે તો ઘરના માણસ છો એટલે કે'વામાં વાંધો નથી–એબે વખતે એ ગગલાની સમે થઈ ગએલી એટલે બળી મને ધાક પેસી ગઈ છે કે કોક ફેરા કાં તો મારા ગગલાનું ગળુ—'

જુવાનથી વચ્ચે બોલ્યા વગર ન રહી શકાયું 'અરે ના ના ના ! આ તમે શી વાત કરો છો ? બીજું કોઈ તો સામુ થાય પણ પાનુ? ના મારા માન્યામાં'

'તો હું જૂઠું કહું છું ? મારા ગગલાની સોગન જો એણે પરોણો ન સાઈ લીધો હોય તો. એ તો વળી ઠીક થયુ કે'—

'પણ એ તો કાળતું માર્યું મનેખ છે તે હોય બાકી કેઠ તમે કો છો ત્યાં સુધી—બીજુ કોઈ તો ઠીક પાનુ જેવી પાનુ ? હું એને ન ઓળખતો હોઉં ત્યારે ને ?'

'તો ત્યારે એની જ મને ધાક બાકી'—

'તો એ ધાક ત્યારે કાઢી નાખો વિશવા ન પડતો હોય તો—કો' તો હુ લખત કરી આપુ '—

'અરે એવુ તે હોય ભાઈ પણુ'—

બાઈના મનથી હવે બીજી કંઈજ ગુંચ ન હતી. સિવાય આટલી 'પણ આને નથી તો પાનુ કાંઈ સગી થતી કે નથી અમે સગાં ત્યારે આટલી બધી હિંમત દેવાનું કાંઈ કારણુ ?' અને ઊંડે ઊત વા મલ્યું હોત તો બાઈનુ મન આમ જ બેસતુ કરત 'બરાબર કાં તો એમ જ છે એને તેડું એટલે કાંક ને કાંક ખતરાવતાકને ગગલાને 'ઉમં' તે પછી થોડો વખત જવા દઈને આ ભાઈની સાથે પાધરુ જ નાતરુ '—

ત્યાં તો જુવાને ય વણમાગી સલાહ આપવા બદલ સભાન થયો : 'આ તો—હું તમને વાત નીકળી તો સાચી વાત કહેવી એ મારી ફરજ છે એટલે બાકી જો જો એમ ધારતા કે પાનુનાં માબાપે મને ભલામણ કરવા મોકલ્યો છે કે પાનુએ કશુ કહેવડાવ્યુ છે. એ વાતે તો ભલેને પાનુને જનમારો બેસી રહેવુ પડે પણ એકમાંથી બીજું ઘર તો એ આજે ય નથી કરવાની ને કાલે ય નહિ ' અને સ્વગત બોલતો હોય તેમ દૂરની ક્ષિતિજે નજર માંડતાં ઉમેર્યું 'એટલુ તો આપણે જોઈ લીધુ છે !' અને ધીમેથી ઉમેર્યું'. 'ગગલભાઈનામાં જો એનાવાળી હશે તો એમ તો નહિ પણ પાનુ એને હથેળીઓના છાંયલા કરશે હા કે ?'

બરાબર આ જ વખતે ગગલ મામે સા ડોકાયો મામે ભલે એને અળગો કર્યો હતો પરંતુ મૂંઝેલું ચા. ઊભરાઈ ગઈ એ ઉપરથી જ લાગતું હતું કે એનું ધ્યાન ચામાં નહિ પણ પેલી વાતો સાંભળવામાં જ હતું અને એટલે જ જેમ હાથમાં કપ રકાબી ચાથી

હજામને ઘેર જઈ ઝટપટ હજામત કરાવી આવ્યો, ખૂબ ચોળીને નાહ્યો ને પેટીમાંથી કાઢેલા નવાં કપડાં પણ એણે ચીપી ચીપીને પહેર્યાં ધોતિયું, વાદળી રંગનું ખમીસ ને બગલાની પાંખ સરખો 'આફકોટ'. ગામમાંથી એક મિત્રનો ઘેમિયા ઘાટનો (લાલ રંગમાં સફેદ વેલ) સાફો પણ મેળવ્યો ને તે વળી હજામને ઘેર જઈ, કોથળીમાંથી દર્પણ કાઢી, ખાટલા ઉપર ગોઠવીને જીવનમાં પહેલી જ વાર કમ્મર નીચે વેંત તસો રાખી એવો તો બાંધ્યો કે વાટે જે કોઈ સામે મળતું એ દરેકના મોંએથી લગભગ આ જ શબ્દો સરી પડતા 'અરે વાહ ગગલભાઈ! તમે તો જાણે પૈણુવા ઉગલ્યા!'

ખરી રીતે તો ગગલને—'પૈણુવા' કરતાં તો આજ અનેક ગણો આનંદ હતો જ (કારણ કે એ નાનપણમાં પરણ્યો હતો) પરંતુ પહેલું આણું કરી લાવ્યો એના કરતાં ય આજ તો અનેરો આનંદ હતો...

અલબત્ત ઊંડે ઊંડે ફાળ જરૂર હતી 'બણીઠણીને જઈએ તો છીએ પણ પાછા ફરતી વખતે તો રામ જાણે એ તો ભર્યાં કે ઠાલા!'

ત્રણેક ગાઉની એ ઊભી ય વાટે સોમાકાકાએ એને પાછલા વર્તન માટે ઠપકો ય કર્યો ને શિખામણ પણ દીધી: 'જો સાસરીમાં તારા ઉપર ગમે તેટલા લૂગડાં ધોવાય પણ એક ચૂં સરખું ય કરતો નઈ મોકલવાની ના ના કરે તો ય તારે એક અખ્ખરે ય ના બોલવો?'

બિચારા સોમાકાકા અને બીજા પણ શું જાણે કે ગગલભાઈને ઠપકાની કે લાખેણી એવી શિખામણની પણ હવે જરૂર નથી રહી. પહેલી વારના રિસામણાં વખતે તો ઠીક પણ બીજી વારના આ આઠ મહિના, ને આઠ મહિનાની, ભણેલો ગણતાં ય ભૂલી જાય એટલી બધી રાતોએ એણે આ સિવાય બીજું કામ પણ શું કર્યું છે? એટલું જ નહિ હવે તો મા સામે બંડ ઉઠાવવાની જ વિચારણા ચાલતી હતી પણ—ભલું થાજો પેલા ભલાભાઈનું કે—

સાસરીમાં પહોંચ્યા ત્યારે અંધારું નહોતું પડયું પણ પડવા આવ્યું હતું ફળીમાં પેસતા જ રાણી છાપના રૂપિયા ભરી કોથળો ઠલવાતો હોય એવો હાસ્યનો રણકાર ગગલને કાને પડયો. જુએ છે તો બરાબર 'એ' જ પેલા ભલાભાઈની વહુ સાથે ચોપાડમાં બેસી કંઈક ગુસપુસ કરતી હસી રહી હતી

'અરે મરો રે મરો તમે પાનુબુન! આવી" તે બળી ગમ્મત'—પરંતુ પેલા લોકોને ફળીમાંથી પસાર થતા જોઈ બાઈના, 'ક્યાના હશે?' એ શબ્દો અધૂરા જ રહી ગયા

પાનુની નજર પણ એ તરફ વળી સોમાકાકાને જોતાં જ ઓઢણી ઓઢીને લાજ તાણતી તથા ટૂંકી ઓઢણીમાં અંગ સંકોરતી શરમની મારી એ ચોપાડમાંથી ઊઠી ઘરમાં જ દોડી ગઈ ... કરી બારસાખે રહી પેલા લોકોને—ખાસ કરીને પાછળના જુવાનને ઓળખવા પ્રયત્ન કરે તે પહેલાં તો એ લોક છેટે નીકળી ગયા હતા એટલું જ પણ તો એઉ જણ પોતાની ચોપાડમાં જ પેસતા હતા

'આ લો! પાનુબાઈનાં તો આણાં આવ્યાં' કહેતી પેલી બાઈ ઘરમાં પેઠી

'હેડો હેડો અમથાં જૂઠું બોલ્યા વના! એ તો કોક અમથા'—

'કોક' શબ્દ સાંભળી એને પાનુ જાણી જોઈને જૂઠું બોલે છે એવો વહેમ પડયો. તો બીજી બાજુ એમ પણ થયું. 'ના ના કદાચ ન ય ઓળખ્યો હોય એવો ચકાલફેર થઈ ગયો છે કે ઓળખાતાં બે ઘડી વાર લાગી ત્યારે-' અને પૂછ્યું: 'કોક કેમ? સોમા ડોસાને જોઈને તો તમે લાજ કાઢતાં'-

'હા પણ પાછળવાળો આદમી—તમારી સોગન ચંચળભાભી જો મને ઓળખાયો હોય તો!'

'કો' તો હું ઓળખાવું? પણ બોલો વધામણીમાં શું આપશો?'

પાનુ સમજી ગઈ આ સાથે જ એના સમસ્ત અંગમાં ભાગ્યે જ અનુભવેલો એવો આહ્લાદક રોમાંચ ફરી વળ્યો, અલબત્ત વિરોધ તો ચાલુ જ હતો, 'હું માનુ જ નહિ ને પણ?'





પણ ત્યાં તો ફળીની પેલી બે ત્રણ કિશોરિયો પાનુને ઢૂંઢતી ઢૂંઢતી જ ન આવી હોય તેમ કોઈ તાળી પાડતી તો કોઈ નાચતી ગાતી આવી લાગી

'મા શુનને પરદેશી આવ્યાં આવિયાં રે'

એક જણી તો એને ગળે જ વળગી પડી

ગોપુ જાણે કેમ પણ પાનુને ય આજ જીવનમાં પહેલી જ વાર કોઈ અનેરો આનંદ થઈ ગયો હતો સાથે સાથે શોક પણ આજે જ આટલો ઊભરી આવ્યો હતો એને સમજ જ નહોતી પડતી ખુશ થવું કે નારાજ અને સામે જ એ હસવા જતા રડી પડી એ આંખોમાંથી ટોપટપ કરતાં આંસુ ખરી પડ્યાં લાડ અને મશ્કરી કરતી પેલી કિશોરિયો પણ છોભીલી ને શોકભરી બની ગઈ —

ચચળ કંઈક પૂછવા—શાન્ત્વન દેવા જાય ત્યાં જ પાનુની બાનો અવાજ આવ્યો 'પાનુ ઘેર આવને શુન!

ચચળે એને થોડોક મીઠો ઠપકો દઈ હિંમત આપી અને ઓઢણીને બદલે પોતાનો સાડલો પહેરાવી ઘેર મોકલતાં કહ્યું 'હું કોઈને બોલાવવા મોકલું તો જરૂર આવ?

ચચળને પાનુ માટે માન તો હતું જ પણ આજે ઘડી પહેલાં જ્યારે એણે પેલી કાગળ બીડવાની ગમ્મત તથા એ જ અંગે ભનાભાઈનું આગમન તથા પોતાને ફોસલાવવાની વગેરે વાત કરી ત્યારે તો પાનુ તરફનું એ માન વળી થોડુંક વધી ગયું માટે જ ગાડીભાડાનો થએલો ખરચ તથા હોડમાં ઊડેલી વાત એ બધાય માટે નાદાન પાનુને એણે માફ કરી દીધી હતી ને! એટલું જ નહિ પાનુના ઘેર ગયા પછી તો એ સાસરે જઈ સુખી થાય એવો કંઈક પ્રયત્ન કરવાનું પણ નક્કી કર્યું અને એટલા જ માટે એણે પાડોશીની ફઇજને બહુ ને મહેમાનને નહાવા માટે બોલાવવા ગયો, ગગા ભા ગગન—ને કહીએ નાવાનું પાણી થાય છે ભેગો પેલા ભણેશરીને ય બોલાવતી આવજે!

ચચળે ગગનને બેસવા માટે ઘરમાં જ ખાટલો ઢાળ્યો જ્યારે ભણેશરી—પાનુના નાના ભાઈને એણે ચૂલા પાસે બેસાડ્યો

લે શુ આ ચા કર.

એક બાજુ ચા બનતી ગઈ બીજી બાજુ ગગનની સામે બેસી ચચળ વાત ચલાવતી (ગોઠવતી) ગઈ શરૂ શરૂમાં તો એણે ગગનને મીઠો એવો ઠપકો દીધો ને એ પછી પાકો નિરાશ કરી મૂક્યો મોટે ભરે તેડવા તો આવ્યા છો પણ આવનારી આવે ત્યારે ખરી! ઓછું હોય તેમ ગગલની એ દયા ખાવા લાગી તમારે તો હાથે કરીને રડાપો ગળવા જેવું થયું છે કારણ કે પાનુ શુન નથી તો સાસરે આવવાનાં કે નથી ક્યાંય નાતરે જવાના

ગગલ અહીં છે એવી ગંધ જે કોઈ સ્ત્રીને આવી એ દરેક એક પછી એક આવી લાગી અને વગર ભૂડીએ —માત્ર ઉભ ઘલાવવાથી જ—વાનેશરી થવાનું હોય ત્યાં શા માટે કોઈ કંજૂસાઈ કરે?

'ને એનાં માબાપને ય ઊંચો જીવ રાખવાનું કંઈ કારણ નથી પાનુના શુન જ એવાં છે કે —

ત્યાં તો એ બાઈની વચ્ચે વળી ત્રીજી ટહૂકી કોઈની દેન છે કે એની સામે કોઈ આંગળી કરી શકે? —

સારું હતું કે ગગને આટલી વારમાં ચા પતાવી દીધી હતી નહિ તો—ગળે ઘૂંટ ઊતરવો મુશ્કેલ થઈ પડે એટલાં ને એવાં મેણાં વેણ ચારે કોરથી ઊડી રહ્યા હતાં ફળીના અને ગામના સ્ત્રી-બાળકોથી આખુ ય ઘર ભરાઈ ગયું હતું

એ સાવ જ નહોતી પડતી કોને જવાબ દેવો ને કોને વાત ન સહેવાતાં અનાયાસે જ એનાથી બોલી પડાયું અમે ભાઈ ભૂત થઈ ને ખાસડાં ખાવા પડ હવે તો મારો છાનો મેનો મેરબાન!

ભાઈને બોલાવવાને બહાને આવેલી પાનુએ ચોપાડમાં ઊભી જ શા શબ્દો સાંભળ્યા આ સાથે જ એને આ અબુધ માણસ ઉપર દયા આવી અને—



એના પાછા ફરી ગયા પછી બીજી જ પળે પેલી કિશોરીઓમાની એક મહેમાન પાસે આવી કહેવા લાગી. 'આમને ખાવા બોલાવે છે'

કોઈને ય શી ખબર કે આ કાસ્તાન પાનુ ગુનનાં છે? તેમાં ય જો ગગલને આની ગંધ હોત તો જરૂર એ ખોમા કસાર ઉપર અડધાને બદલે આખુ તાસળુ ભાત ઉડાવી જાત વળી સૂતા પછી પણ સામેની ક્ષિતિજે તારા ગણવાને બદલે પડતામાં જ ઘોરવા માંડત—

અને સવારે જ્યારે સોમાકાકાએ મોકલવાની વાત ઉપાડી ત્યારે નીકળ્યું પણ ગગલની ધારણ હતી એવુ જ. સાસુ-સસરાનો આ એક જ જવાબ હતો: 'અમે તો ઘણુ ય કહીએ છીએ ને લૂગડાં ય લાવી રાખ્યાં છે પણ શુ કરીએ? છોડી જ ના આવવાની હઠ લઈને બેઠી છે ત્યાં!'

ગગલને ઘણુ ય કહેવુ હતું, 'અરે ભૂંડી શુ કામ અમથી ના પાડે છે? એ વખતે તો મને આંખો નંતી પણ ખરૂં કહુ છુ, હવે કોઈ દન જો'—

પણ આ બધુ એને કહેવુ કેવી રીતે? અને આખરે એણે હિંમત કરી 'સાસુ-સસરા તથા બીજાં' લોક આગળ દલીલ કરી રહેલા સોમાકાકાને મૂકી ધીમે રહીને એ સરકી નીકળ્યો નધારાંના આધાર સરખી ચચળને ઘેર ગયો. જતામાં જ એણે ખાટલા ઉપર જમાવ્યુ અને બે ત્રણ પેલી છોકરીઓની હાજરી હતી તો ય કહેવા માંડ્યુ 'તમે એને (પાનુને) એક આટલો ફેરો મારા વતી સમજાવો ને કો'કે કાંઈ ઘડીએ ઘડીએ તો હુ એમ નહિ કરૂં?'

'એ ખરૂ પણ સામાવાળુ માને તો ને?

'ન માને તો'—અને મુઝાતા ગગલ ઉપર સરસ્વતીએ જાણે મહેર કરી, સરસ એવુ બોલવાનુ સૂઝી આવ્યુ

'એક આટલો ફેરા તમે મારાં જામીન થાઓ ને મોકલો એને!'—

અલબત્ત, પાછે પગલે પાછે પગલે ગુંજાર તરફ— પાછળના ખડ તરફ જઈ રહેલી પેની છોકરીઓનો ગગલને તો ખ્યાલ ન હતો પરંતુ ચચળના ધ્યાનમાં હતુ. એકાએક એણે એમને પકડી પાડી ને અડધુ સાનમાં તો અડધું શબ્દોમાં સમજાવીને એમને ઘર બહાર કાઢી. 'ગગા, તમે હમણા જરા... . હંમ્ બા'ર રમો જાઓ!' . આ પછી એ ગગલ તરફ ફરી, અને એને ય અડધુ સાનમાં તો અડધું શબ્દોમા સમજાવી દીધું' 'એ ઊભી ગુંજારમાં, તમે જાતે જ .. હમ્' જ્યારે પોતે, બહાર ચોપાડમા ચાલતી થઈ

પાનુની હાજરી જાણતા જ ગગલને ક્ષોભ થવા લાગ્યો, અને છતાં ય એ ગુંજારમા ગયો સાથે જ પાનુ નતમસ્તકે પગને અગૂઠે જમીન ખોતરતી બારણાની બાજુમા ઊભી હતી. એને પણ ગગલના અચાનક આગમને ક્ષોભમા નાખી દીધી, નીચેથી ઊંચે જ ન જોઈ શકી.

પણ એના કરતાં ય ગગલની સ્થિતિ વધારે કફોડી હતી આવ્યો તો ખરો પણ શુ કહેવુ-બોલવુ એની એને જરા સરખી પણ સૂઝ નહોતી પડતી એક વાર તો એ જાણે શું કરવા જ આવ્યો હોય તેમ પાછળને બારણે જઈ ઊભો. આ પછી વાડીમાં આમ તેમ નજર કરવા લાગ્યો

પણ ત્યાં તો એણે પાનુને પગ ઉપાડતી જોઈ ને આ સાથે જ એના મોમાથી શબ્દો સરી પડ્યા: 'વાત કહું? એક જરા વાર!' એ એની સન્મુખ પણ જઈ ઊભો કહેવા લાગ્યો 'પે'લી ને છેલ્લી મારી એક આટલી વાત તો તારે માનવી જ પડશે ને આટલો વખત તો તારે આવવુ જ પડશે'

પાનુના દિલમાં આવેલી કોઈ અગોચર માળા એકાએક તૂટી ગઈ હોય તેમ એની વિષાદલરી આંખોમાંથી જાણે સર્ સર્ કરતાં મોતી સડેડાટ સરી પડ્યાં.

ગગલના શબ્દો પણ જાણે રુદનની ગરગડી પરથી આવી રહ્યા હતા 'થનાર વસ્તુ થઈ ગઈ પણ હવે તો હું ય—કાંઈ ચાર તો નથી ખાતો—મનેખ છુ





માટે— અને લાખ વાતની એક જ વાત કરી નાખી બીજી તો કાંઈ નથી કહેતો પણ એક છે તો કે। મારો આગ્રહ વશવા કરી જો અને પગ ઉપાડી મૂકેલી પાનુના કાન ઉપર એણે આટલા શબ્દો તો ઉતાવળ કરીને ય નાખી દીધા જો ના પાડે તો તને મારા સમ છે—તારા ભાઈના સોગન છે।

અને એ તો ગગનના પેલા ' સોગન ને વશ થઈને કે ભાભી સરખાં સ્નેહી જનોની સમજાવટથી યા તો ચચળ સરખી સહેલીના જામીનપણા ઉપર શ્રદ્ધા કરીને—અને તેમ પણ ઢળતી બપોરે પાનુ સમત થઈ અને સાસરે જવા રડતી ગઈ ને કપડાં બદલી ગઈ!

વળાવતી વખતે—આવડી ટેક તો પહેલા આણા વખતે ય નહોતી જામી કે નહોતી રડી પાનુ ય આવડું બધું! એને પોતાને ય ખબર નહોતી પડતી ક્યાથી આ રૂદનનાં આવડા જોરથી નવાણ ફરે છે? શા માટે ને કોની બાક! કે પછી મના મણુનો આ બધો મહિમા જોઈ ને—

ગમે તેમ પણ પાનુને ગીત ગાતી વખતે આનંદ અને ઉલ્લાસની સરવાણી ફૂટતી હતી એવી જ ગાઢ સરવાણી આજે રડતી વખતે પણ ફૂટી રહી હતી પહેલા આણા વખતે જેમ એ સૌ કોઈને ભેગી હતી એ જ રીતે આજે પણ એ ભેગી રહી હતી રડતી અને સામાને રડાવતી—

આંસુ સારતી ચચળે તથા ભાભીએ ગગનને એક તરફ બોલાવી વળી વળી એને યાદ દેવરાવ્યું જો જો હોં ગગનજી! આ વખત જો કાંઈ ખરૂં ખોટું થયું તો નક્કી જાણજો આ ગામને ઝાંપે એ ફરીથી એ પગ દેવા નહિ આવે—કોઈક કૂવો હવાડો જ કરશે. માટે—

પણ સાચું પૂછો તો ગગન પોતે ય અંદરખાનેથી તો એ લોકના જેટલો જ ઢીલો ને ગભીર હતો

જોડાની ટોચ વડે જમીન ઉપર લીટા દોર્યા કરતાં એ આટલું જ બોલી શક્યો મારું કહ્યું માનો તો ગઈ ગુજરી બધી જ ભૂલી જાઓ ને સૌ ન એમ જ સમજો કે આ હવે પેલવાળો ગગનો જ નથી રહ્યો! બીજું તો શું કહું તમને?

અને આ સાથે જ આ સ્નેહીજનોનો રહ્યો-સહ્યો ઉચાટ પણ નિર્મૂળ થઈ ગયો

મહા મુસીબતે પાનુને લોકોએ છાની રાખી ને હસતે મોઢે એને વિદાય આપી એકાદ ખેતરવા પછી માબાપ પણ થંભી ગયાં ને એ પછી પાનુની પેલી ગગા વગેરે નિર્દોષ સહેલીઓ પણ આંખમાં આંસુ ને મો ઉપર હાસ્ય રાખી ઊભી રહી ગઈ અને ચચળ તથા ભાભી પણ પેલા આંબલાની છાયા નીચે થભી ગયાં

ભાભીએ પોતા પાસેનો ગવાળો પાનુના માથા ઉપર મૂક્યો ને પીઠ પર હાથ ફેરવતાં શિખામણ દીધી એ તો સાસરી છે બુન! પણ એટલું કે અત્યારે કડવા ઘૂંટડા ગળશો તો —

વચ્ચેથી એ જ શબ્દો ચાણી ચચળે ઉપાડી લીધા ઘૂંટડા ભલે કડવા રહ્યા બુન પણ એના ફળ તો એના અમરતના જ આવવાના! અને થોડેક નીકળી ગયેલા આણોતરીઓ તરફ નજર નાખી લેતા કહ્યું લો જાઓ હવે પાછું છેટું પડશે!

રુદનને માંડ માંડ ખાળી રહેલી પાનુ મુશ્કેલીથી બોલી શકી આવજો ભાભી બેય!

અને એ બેઉ ભાભીઓ માથે ગવાળો ને હવે ઓરતા એવી નાદાન-નિર્દોષ પાનુને સાસરે જતી જોઈ રહ્યાં બહુ છેટું નહોતું પડ્યું છતાં ય પાછું વાળી વાળીને જોયા કરતો ને ચાલને ધીમી કરતો ગગન પણ એમના ધ્યાન બહાર ન હતો મનની અંદર થયું પણ ખરું ભાઈએ હવે તો ગળીને ગોળ જેવા થઈ ગયા છે એટલે —

ને પીઠ ફેરવતા બેઉ જણે એક જ મતનમના આશીર્વાદ આપ્યા ભગવાન એના ઓરતા પૂરા કરો!

★

# ગુજરાતનું ગૌરવ

**દીપકનું દિવાળી સાહિત્ય :** છેલ્લાં થોડાંક વરસોથી ગુજરાતી પુસ્તકોનાં કવર જેકેટોનાં ઊડીને આંખે વળગે એવા રંગોની સુન્દર છપાઈ માટે ગુજરાતભરમાં બહુખ્યાત થયેલી અમદાવાદની દીપક પ્રિન્ટરી (રાયપુર દરવાજા પાસે) આ વખતે એક વધુ દડમજલમાં આગળ વધે છે સુંદર ત્રિરંગી ચિત્રોવાળા અને દિવાળીના ઢગલામાંથી ફોલ્ડરોમાં એક અનોખી કેડી પાડે એવા સુશોભિત ત્રિરંગી મુખચિત્ર સાથેના કલાત્મક ફોલ્ડરો વડે આજે તો દિવાળીની કમાણીમાં કેટલાય ચરી ખાય છે એવી રીતે ચરી ખાવાની દૃષ્ટિથી આ સંસ્થા અલિપ્ત રહી છે એમ પહેલી નજરે જણાઈ આવ્યા વગર રહેતુ નથી

કૅલેન્ડરો ઉપર પણ ચાલુ ચીલાથી આડફંટાઈને જે કલાત્મક અને વિવિધ કલાકારોના ત્રિરંગી અને બહુરંગી ચિત્રો દીપક પ્રિન્ટરીએ આપ્યા છે એમા પણ આ વરસે કાંઈક વધુ વિવિધતા જાળવી છે એ ઈચ્છનીય છે.

આ સુંદર કેલેન્ડરો ઘરઘરનુ આભૂષણ બને અને નવી જ ભાત પાડતા આ સુન્દર ફોલ્ડરો દરેકને ગમી જાય એવા છે એટલે હજુ પણ એમા નવી જ વિવિધતા દીપી ઊઠે અને દીપકની પ્રગતિ ઉત્તરોત્તર વધીને ગુજરાતના ગૌરવરૂપ એ સંસ્થા બને એવી આકાંક્ષા સેવીએ છીએ.

*

**રંગરેખાવલી** ચિત્રકાર ભક્તિબહેન શાહ સાડાબાર રૂપિયા શાહ ઍન્ડ કંપની, ખપાટિયા ચકલા, સૂરત.

આપણે ત્યાં ગણ્યું ગાંઠ્યુ જે રંગોળી સાહિત્ય છે એમાં બહુમૂલો ઉમેરો કરવાનુ સુભાગ્ય તાજેતરમાં પ્રગટ થયેલ, કલાકાર શ્રી ભક્તિબહેન શાહના આ અનોખા ચિત્રસંપુટ રંગ રેખાવલીને સાંપડે છે

રંગ અને રેખાનો સુમેળ કરવામાં પણ જે કુદરતી શક્તિ જોઈએ એ આ કળાકારમાં જરા પણ ઢાંક્યું ઢંકાતું નથી એક તો ગુજરાતી સાહિત્યમાં પ્રગટ એવુ રંગોળી સાહિત્ય ખૂબ ઓછું છે અને એમા પણ આવુ અનોખુ સાહિત્ય તો આજ સુધી આપણે દેખી પણ શક્યા નથી ત્યારે આ નોંધપાત્ર ઉમેરો ગુજરાત અને ગુજરાતીઓ માટે આદરણીય પણ હોઈ શકે

રંગોળી એ તો ગુજરાતનુ વારસાગત કળાધન છે એનો ઉત્તરોત્તર વિકાસ થઈ શકે એ માટે ઘરઆંગણાનાં શણગાર તો કોઈ ઉત્સવો કે શુભપ્રસંગો પૂરતા જ રહ્યા છે રોજ ઊઠીને આંગણું લીંપીને સાથિયા ને રંગોળીથી શણગારતી ગુજરાતણ પ્રત્યેક ઘરની શોભા હતી એવુ ભૂતકાળનુ સમણુ થઈ ગયેલી આપણી એ રંગ અને રેખાની બહુમૂલી કલા વિકસે એ જરૂરી છે જ રંગરેખાવલી એની માર્ગદર્શક થઈ શકે એટલી એની વિવિધતા અને સમજણ પડે એવા વિસ્તૃત વિવેચનથી ભરપૂર છે ઘરઆંગણું શોભવતુ ગુજરાતનુ પ્રત્યેક ઘર આ મોંઘામૂલા સંપૂટને પોતાના ઘરમાં સ્થાન આપશે જ એમાં શંકા નથી

મુદ્રણ કામમાં પણ રંગબેરંગી અને વિવિધરંગી ચિત્રો અને એની સુયોગ્ય કાળજી ભરી ગોઠવણી દરેકને મદદરૂપ થઈ પડે એવી તો છે જ, ઉપરાંત સુંદર કાગળ ઉપરની એની કાળજીભરી છપાઈ એને પુસ્તકરૂપે બાંધીને દરેક ઘરનું ચિરંજીવ આભૂષણ બનાવે છે રંગરેખાવલી દરેક ઘરનુ ભૂષણ બનો



# સાભાર પ્રાપ્તિ-સ્વીકાર

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ**

શ્રીકૃષ્ણ ચરિત્ર કવિ મૂળશંકર હરિનંદ મુનાણી પાનાં ૧૬૧ દોઢ રૂપિયો ઉખાણા સં ચંદ્રશંકર ગૌ જોષી પાનાં ૬૮ ચાર આના ૨૦૦૯ નું પંચાંગ: શાસ્ત્રી હિમ્મતરામ મહાશંકર જાની પાનાં ૮૯ આઠ આના સંસારના રંગ સરોજિની મહેતા પાનાં ૧૪૦ એક રૂપિયો જીવન સુવાસ લાલભાઈ દલાભાઈ દેસાઈ પાનાં ૧૮૩ દોઢ રૂપિયો રંગમેળો ઈશ્વરલાલ મોદીઆ પાનાં ૧૮૯ દોઢ રૂપિયો

**નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ ૯**

ધર્મોદય કાકા કાલેલકર પાનાં ૧૪૨ સવા રૂપિયો અહિંસા વિવેચન કિશોરલાલ ઘ મશરૂવાળા પાનાં ૩૩ અઢી રૂપિયા જીવનનો આનંદ કાકા કાલેલકર પાનાં ૪૩ ચાર રૂપિયા હિંદી પાઠાવલી (તીસરી કિતાબ) (હિંદી) સં ગિરિજાકિશોર નાનુભાઈ ભટ્ટ પાનાં ૨૧૩ દોઢ રૂપિયો ગીતા પ્રવચનો વિનોબા ભાવે પાનાં ૨૮૨ દોઢ રૂપિયો

**આર આર શેઠની કંપની, મુંબઈ ૨**

ભાગ્ય ચક્ર રમણલાલ વ દેસાઈ પાનાં ૩૬૪ સાડાપાંચ રૂપિયા ભગ્નમંદિર ગ ત્ર્ય માડખોલકર અનુ ગોપાળરાવ વિદ્વાંસ પાનાં ૨૫૬ ચાર રૂપિયા.

**એન એમ ત્રિપાઠી લિ મુંબઈ ૨**

લોહીની સગાઈ ઈશ્વર પેટલીકર પાનાં ૨૭૫ સાડાત્રણ રૂપિયા સંથારો અવિનાશ વ્યાસ. પાનાં ૧૪૮ બે રૂપિયા

**ટાઈમ્સ ઑફ ઈન્ડીઆ પ્રેસ, મુંબઈ ૧**

અમેરિકા સ્ટીફન વિન્સેંટ બેનેટ. સંયુક્ત રાષ્ટ્રસંસ્થા સ્વરૂપ અને કાર્યપદ્ધતિ ટૉમ ગૉલ્ડ અમેરિકાની વિદેશનીતિ. એકેયની કિંમતનો ઉલ્લેખ નથી

**અનડા બુક ડીપો, અમદાવાદ**

વણાટ પરિચય: દિનુભાઈ અમીન પાનાં ૮૬ બાર આના સુલેખન ૧-૨-૩-૪ કર્તાનું નામ નથી. દરેક ભાગનાં પાનાં ૨૪ મૂલ્ય દરેકનાં ૭ આના

**જન્મભૂમિ પ્રકાશનમંદિર, મુંબઈ ૧**

મેઘાણી સ્મૃતિગ્રંથ સં ઉમાશંકર જોશી પાનાં ૭૧૬ સાડાબાર રૂપિયા જન્મભૂમિ પંચાગ ૨૦૦૯ સં દેવશી વીરજી ખોના પાનાં ૧૪ પોણાબે રૂપિયા

**બાલગોવિંદ કુબેરદાસ ઍન્ડ કું, અમદાવાદ**

ભૂમિદાનનાં ગીતો બબલભાઈ મહેતા પાનાં ૨૪ દોઢ આનો પાવન પ્રસંગો નારાયણ દેસાઈ પાનાં ૨૪ દોઢ આનો ભારત અને પૃથ્વી: દિનુભાઈ દવે પાનાં ૪૮ એક રૂપિયો

**પ્રાચ્યવિદ્યામંદિર, વડોદરા**

કુંજવિહારી માનક શિવભદ્ર પંડ્યા પાનાં ૯૩ રૂા ૧-૨- ગામડું જાગ્યું ત્યારે? રસૂલભાઈ ન વહોરા પાનાં ૧૯૨ રૂા ૧-૩-૩ ખાડની કથા ભાસ્કરરાય ન માંકડ પાનાં ૨૮૫ રૂા ૧-૭- આભારનું સસલું માયા મહેતા પાનાં ૧૬ આઠ આના ન્યાયચિત્રો કાચમો માયા મહેતા પાનાં ૧૧ આઠ આના.

*

સર્વમંગલા મામા વરેરકર અનુ વાડીલાલ દેસાઈ પાનાં ૨૬૪ પોણાપાંચ રૂપિયા એન એમ ઠક્કર એન્ડ કંપની મુંબઈ ૨ પ્રેમનું પરિણામ ધનસુખલાલ કૃ મહેતા પાનાં ૧૮૨ સાડાત્રણ રૂપિયા એન. એમ. ઠક્કરની કંપની મુંબઈ ૨ રાય કૃષ્ણદેવનો ધૂમકેતુ પાનાં ૩૫૪ સાડાચાર રૂપિયા ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ માટીનું મંદિર ગુણવંતરાય આચાર્ય પાનાં ૩૫૨ સાડાચાર રૂપિયા ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ. ગીત નિર્ઝર વિદ્યાર્થી મંડળ વાનોડ પાનાં ૫૨ ૭ આના આરાપ પિનાકિન ઠાકોર પાનાં ૧૪૪ અઢી રૂપિયા ન્યુ ઑર્ડર બુક કંપની અમદાવાદ ૬ દેવદત્તા જયંતીલાલ આચાર્ય પાનાં ૫૨ બે રૂપિયા ન્યુ ઑર્ડર બુક કંપની અમદાવાદ ૬ સાથિયા મંગળ ચિત્રકાર ચંપકલાલ ગી ટર પાનાં ૩૨ એક રૂપિયો હરિહર પુસ્તકાલય સૂરત કહાનિયાં (હિંદી) સં ઈન્દ્ર વસાવડા પાનાં ૧૨૨ રૂા ૧-૨ બી એસ શાહ પાનકોર નાકા, અમદાવાદ ઝેર તો પીધાં છે જાણી જાણી: દર્શક પાનાં ૨૮૭ પોણાચાર રૂપિયા સર્વોદય સહકારી પ્રકાશન સંઘ લિ રાજકોટ કૉન-ટિકિ થૉર હાયરડાલ અનુ મહેન્દ્ર મેઘાણી પાનાં ૧૫ દોઢ રૂપિયો વૉરા એન્ડ કંપની મુંબઈ ૨ લોકભારત [૧૨ પુ૦] નાનાભાઈ ભટ્ટ પાનાં ૫૬૫ સવા ૭ રૂપિયા સર્વોદય સહકારી પ્રકાશન સંઘ લિ૦ રાજકોટ.

★

સાહિત્ય, સમાજ અને સંસ્કારનું માસિક

# ઊર્મિ નવરચના

વર્ષ ૨૩ અંક ૧ થી ૬ એપ્રિલથી સપ્ટેમ્બર ૧૯૫૨

## અર્ધવાર્ષિક અનુક્રમણિકા

[પહેલો આંકડો અંક અને બીજો આંકડો પાનું દર્શાવે છે લેખનો પહેલો અક્ષર કક્કાવારી પ્રમાણે છે]

*

ઊર્મિ-નવરચનાનાં ગ્રાહકો, વાચકો, શુભેચ્છકો અને
એની પ્રગતિમાં રસ લઈ રહેનારી દરેક વ્યક્તિઓને
ઊર્મિ-નવરચનામાં આવતાં લખાણો અંગેનાં મંતવ્યો માટે જાહેર

# નિમંત્રણ

[ નમૂના દાખલ થોડાક પ્રશ્નો નીચે આપ્યા છે; એની
સામે મૂકેલ ચોકઠામાં 'હા' કે 'ના' જ ફક્ત લખવું ]

દરેક અંકે આવતી એક કે એકથી વધુ વાર્તાઓ આપને ગમે છે? ☐
દરેક વાર્તા આપ ધ્યાનપૂર્વક વાંચો છો? ☐
કાવ્યોમાં આપને રસ પડે છે? ☐
વાર્તાઓ અને કાવ્યો વિશે આપને સારા-નરસા પ્રશ્નો ઊઠે છે? ☐
એ અંગે આપને કોઈવાર ચર્ચા કરતા પત્રો લખવાનું મન થાય છે? ☐
માનસશાસ્ત્ર વિશેનાં 'હાસ્ય'થી માંડીને ગયા અંકમાના 'વ્યક્તિત્વ' સુધીનાં લખાણો આપને ગમ્યાં? ☐
—એ પૈકીના બાકી રહેલા વિષયોમાં આપને રસ છે? ☐
એ બાકી રહેલામાંથી આપના કોઈ પ્રિય વિષયો છે? [ હોય તો નામ મૂકવાં ] ☐
'સર્વોદય કે સામ્યવાદ?' એ લેખમાળાનો આપનો રસ કાયમી ટકી રહ્યો છે? ☐
—એમાં આવતા લખાણ માટે આપને કશી શંકા ઉદ્ભવે છે? ☐
વધુ જાહેરખબરો મેળવવાના લોભે ચાલુ લખાણો વચ્ચે જાહેરખબર મૂકીએ એ આપને ગમશે? ☐
કોઈ કોઈવાર આવતાં ગંભીર લખાણોમાં આપને રસ છે? ☐
આ સામયિક આપને વધુ ગમે છે ત્યારે આપ બીજાને ગ્રાહક થવા ભલામણ કરો છો? ☐
આપને ગમે ત્યાંથી વાંચવાનું મળે છતાં એને નિયમિત મેળવી શકવા ગ્રાહક થવા પ્રેરાવ છો? ☐
બીજાં માસિકોના પ્રમાણમાં અમે વધુ પાનાં આપીએ છીએ એ ઓછાં કરીએ તો આપને ગમશે? ☐

× × ×

ટૂંકાણથી જવાબ આપી શકાય એવા થોડાક પ્રશ્નો ઉપર મૂક્યા છે
આપે જાતે તૈયાર કરેલા પ્રશ્નોના વિસ્તૃત જવાબો નીચેની કુપન ભરીને સાથે
મોકલશો તો અમે આવકારીશું

**બીજા સવાલ-જવાબ ન મોકલી શકો તો પણ ઉપરના પ્રશ્નોના જવાબ ખાસ મોકલજો**

— આ કુપન ભરવી જરૂરી છે —

(ગ્રાહક હો તો) ગ્રા. નં. ________ પૂરું નામ ________

ઠેકાણું ________ ગામ ________

— મોકલવાનું સરનામું —

ઊર્મિ-નવરચના : પો૦ બૉ૦ નં૦ ૭૩ : અમદાવાદ

ઊર્મિ' વર્ષ ૨૩ ઊર્મિ નવરચના સાહિત્ય, સમાજ અને
નવરચના' વર્ષ ૧૭ સંસ્કારનું માસિક

સળંગ અંક ૨૭૩ ડિસેમ્બર ૧૯૫૨ અંક ૯

ક્રમ



ઊર્મિ નવરચના'નું લવાજમ ભરવાનાં અન્ય સ્થળો:-

એન કે મેઘાણી ૧૪ અમરતલા સ્ટ્રીટ: કલકત્તા ૧
એન એમ ત્રિપાઠી લિ પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ ૨
કાંતિલાલ મહેતા ૨૫ પ્રહ્લાદ પ્લૉટ: વેસ્ટવ્યુ રાજકોટ
આર આર શેઠની કંપની પ્રિન્સેસ સ્ટ્રીટ કેશવબાગ મુંબઈ ૨
પુસ્તકાલય સ. સ મંડળ નિ ગવપુરા વડોદરા
રવાણી ઍન્ડ કંપની બાબુગેનુ રોડ મુંબઈ ૨
પ્રગતિ સાહિત્ય મંદિર ખપાટિયા ચકલા સુરત

આફ્રિકા માટે—

પૉપ્યુલર બુક સપ્લાય પો ઑ ન ૭૧૯ કંપાલા (પૂ આ)
જયંતકુમાર કે પટેલ પો ઑ ન ૬૪ નરોબી (પૂ આ)
ઈંડીઅન ઓપીનીઅન: ફીનીક્ષ: નાતાલ (દ આ)

સૂચના

* લવાજમ વર્ષનું સાડાસાત રૂપિયા પરદેશમાં ૮ા રૂપિયા (શિ ૧૫)
* છૂટક નકલ બાર આના પરદેશમાં એક શિલિંગ
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે
* વરસમાં એપ્રિલ જુલાઈ ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે
* વી પી થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે આપના નામ અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મની ઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું
* નમૂનાનો અંક મંગાવતી વખતે બાર આનાની ટિકીટો બીડવી જરૂરી છે મફત અંક કોઈને મોકલાતો નથી
* દરેક જાતના પત્રવ્યવહારમાં નામ નંબર લખવો ખાસ જરૂરી છે
* સર્વ લખાણોના નકલ સુરક્ષિત રાખેલા હોવા જોઈએ
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકીટો ચોંટાડેલું અને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે
* જાહેર ખબરના દર લવાજમ મોકલવાનું લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું -

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફર્નાન્ડીઝ પુલ નીચે ગાંધીમાર્ગ
અમદાવાદ ૧

પ્રકાશક ઈશ્વરલાલ મો દવે: ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ ગાંધીમાર્ગ અમદાવાદ ૧
મુદ્રક ગોવિંદલાલ મોહનલાલ જાની કિસ્મત પ્રિન્ટરી રતનપોળ અમદાવાદ



# માણસ અને ઈશ્વર

### ધૂમકેતુ

પાણીથી જુદું એવું બરફનુ અસ્તિત્વ નથી, તેમ ઈશ્વરથી જુદુ એવુ માણસનુ અસ્તિત્વ નથી જેને તમે એકલો ' માણસ ' કહી શકો એવો માણસ ક્યાય છે નહિ. માણસો આ જાણતા નથી, એટલે ખોટો જાત્રાનો સઘ કાઢીને ઈશ્વરને શોધવા જાય છે! પણ ખૂબી એ છે કે જેને તેઓ શોધવા જાય છે, તે પોતે એમને શોધવા નીકળ્યો હોય છે! માણસ ઈશ્વરને શોધે છે એ વસ્તુ તો ઘણી જાણીતી છે ને ઘણા વખતની છે પણ નવી નવાઈની વાત તો આ છે કે ઈશ્વર માણસને શોધે છે!



એનુ રહસ્ય સમજવા જેવું છે જેમ મીઠા પાણીના જલસરોવરમા ઊભેલો માણસ, કાઠા ઉપરના માણસોને પાવળુ પાણી આપવા માટે બૂમ પાડે, ત્યારે સૌને નવાઈ લાગે કે મીઠા પાણીનો સાગર તો એની પાસે છે ને કા આ પાણીની બૂમ પાડે, એવી જ આ વાત નથી, કે જે પોતાની પાસે છે, તે પોતાની પાસે નથી, એમ જાણીને માણસો એને શોધવા નીકળે છે!



એટલે ઈશ્વર ઘણી વખત એમ ઇચ્છે છે કે કોઈ એવો માણસ મળી આવે, જે એમ જાણતો હોય કે એને કાંઈ શોધવા જવાનુ નથી. પણ મેળવવાનુ જ છે ને એ મેળવવા માટે પણ બીજે ક્યાંય જવાનુ નથી, તો એને એ પોતાનુ વાહન બનાવે!

એક ચીની ચિત્રમાં આવે છે કે એક વખત એક પશુ છૂટુ થઈને ઘાસ ખાવા દોડયુ, એની







પાછળ પાછળ એનો માલિક દોડયો પણ જેમ માલિક એની પાછળ દોડે, તેમ તેમ પશુ તો આગળ ને આગળ દોડે!

આ નિરર્થક દોડમા ખરી રીતે જે પોષક માસ હતું તેનો ઘાણ નીકળવા માડયો

એ જોઈને કોઈ ડાહ્યા માણસે કહ્યુ કે પશુની પાછળ પાછળ દોડવા કરતા, એને આગળથી પકડવાની જુક્તિ ગોઠવો પશુના પાછળ દોડનારો એને ભાગ્યે જ વશ કરી શકે છે એટલે પશુને આગળથી પકડવાની જુક્તિ ગોઠવી અને એને દોરડે બાધી દેવામા આવ્યુ

એટલે બાજી પલટાઈ ગઈ અત્યાર સુધી તો માણસ પશુની પાછળ દોડીને થાકી જતો હતો એને બદલે હવે એ આગળ ચાલવા માડયો ને પશુ પાછળ ઘસડાવા માડયુ!

આ જોઈને કોઈ ત્રીજા માણસે એમ શીખામણ આપી કે આવી રીતે પણ પશુને ખેચવામા ફાયદો નથી

એને થોડુ સતોષો થોડુ દોરો થોડુ ખેચો થોડુ બધનમા રાખો એમ થોડુ થોડુ કરતા કરતા એ પશુ તમારી વાતને ટેવાઈ જશે પછી એ એમ માનશે કે આ માણસની વાત બરાબર છે એટલે તમારે ખેચવાનું નહિ હોય એને ખેચાવાનુ નહિ હોય ને બ નેને માર્ગ કાપવામા આનદ પડતો હશે!

એમાથી એક દિવસ એવો આવશે કે તમે આગળ જતા હશો, પશુ ધીમે ધીમે પણ શાત રીતે તમારી પાછળ પાછળ આવતું હશે!

એ વખતે તમને એમ આશ્વાસન હશે કે આ પશુ છે તો જગલ વસ્તીવાળુ લાગે છે પશુને એમ આનદ હશે કે એ પોતાની મરજી પ્રમાણે આનદ કરતુ ચાલી રહ્યુ છે!

જે વાત આ ચીની ચિત્રમા પશુની આવે છે તે જ વાત માણસ અને એની ઈન્દ્રિયોની છે

એમની સાથે જુદ્ધ કરનારો હારે છે એની પાછળ દોડનારો માર ખાય છે એને નાથનારો આરામ ખુએ છે એને સમજનારો જ કેવળ એમનો મિત્ર બને છે અને એમને પોતાના સાચા મિત્ર બનાવે છે

છેવટે આ ચિત્રમા એમ આવે છે કે પશુ ચાલ્યું ગયુ પશુપતિ પણ ગયો રહ્યું કેવળ શુભ્ર ચદ્ર જેવું બિમ્બ અને નલિનીમાથી વહેતી હવા જેવી હવા!

અને એ જ સૌથી મહાન આનદ નહિ હોય?

હજારો માઈલના વિસ્તારમા સુગધ લેતા લેતા નિર્મુક્ત હવાની પેઠે ફરવાનુ! ક્યાય જવાનુ નિર્માણ નહિ, કોઈ સ્થાનુ બધન નહિ ક્યાય રોક ટોક નહિ

કેવળ સમુદ્ર તરગની પેઠે હવા તરગમા વહ્યા કરવાનું!

કેટલાક પૂછે છે કોને? પ્રશ્ન પૂછનારને સામુ જ પૂછવાનુ રહ્યું 'તમે જ કહોને કોને નહિ?'

*

# કળામય જીવન

નાનાભાઈ ભટ્ટ

> જીવન અને કળાનો નિકટનો સંબંધ કેટલો મહત્ત્વનો ભાગ ભજવે છે એ આપણા પીઢ કેળવણીકાર આપણને આ નાનકડા સંભાષણમા બતાવે છે. જીવન વગરની કળા કળા વગરના જીવન જેટલી જ ખાલી ખોખા જેવી નથી થઈ પડતી ?

ઘણા સંગીતકારો સભાને મંત્ર-મુગ્ધ કરી દે પરંતુ જ્યારે તે જ ભાઈઓ ઘેર પોતાની સ્ત્રી સાથે બોલતા હોય છે ત્યારે માણસાઈ છોડીને વર્તતા હોય છે તેવા સંગીતકારો અને અન્ય માણસોને પણ મે જોયા છે ત્યા તેમનામા શાસ્ત્રીય સંગીતકારની ટેકનીક હોય છે પણ સંગીતની કલા તેમના જીવનની ઊંડે ઊતરી નથી હોતી એટલે કલાની ટેકનીક તે એક વસ્તુ છે અને કલામય જીવન તે બીજી વસ્તુ છે।

ઘણાં વર્ષો પહેલાં હું ઉત્તર રામચરિત્ર અને માલતી–માધવ વાંચતો હતો ત્યારે તેમાં પ્રેમના અને સ્ત્રી–પુરુષોના સંબંધોના ઊર્ચામાં ઊંચા વર્ણનો વાંચતો હતો. એ વખતે રામ અને સીતાના પરસ્પરના સ્નેહના સંબંધમા અપાયેલા બે શ્લોકોએ મારુ ધ્યાન ખેંચેલુ 'પ્રકત્યેવ .... હૃદયત્વે' કવિની કલમ એ એ વખતે થભી જાય છે મારી અંગત માન્યતા છે કે જેમ જેમ કવિની કલા જીવતરની ફિલસૂફીમાં ઊંચી તેમ તેમ તેમના શબ્દો વધુ ઊંચા અને ઉત્કૃષ્ટ। જીવનની વધુ નજીક કોઈ કલાકાર જાય છે, ત્યારે એમની વાણી નિમિત થઈ જાય છે થોડા શબ્દોમા પણ તેઓ વધુ ભાવ આપતા થઈ જાય છે. જેમ કલાકાર જીવનથી અજાણુ તેમ તેના શબ્દોમા આડંબર વધુ ઓછા અર્થવાહક અને તેથી તેમની કલા સહજ ઊતરતી તેનો અર્થ કાઈ એમ નથી કે વાલ્મીકી મારી દૃષ્ટિએ ઊંચા અને ભવભૂતિ નીચા કે ભવભૂતિ ઊંચા અને વાલ્મીકી નીચા પણ સાદાઈ એ કલાનુ અગત્યનુ અંગ છે ત્યારે જ કલામાં જીવનની ઝાંખી આવે છે સાચા ભાવ નિરૂપાય છે. માત્ર કલ્પના અને ઉડ્ડયનમાં જ નહી પરંતુ કાવ્યમાં, લેખનમા, વ્યવહારમાં દરેક જગ્યાએ જીવતર ઉચ્ચ અને સાદાઈ વધુ તેમાં જ સાચી કલા વસેલી છે

જીવતરમા, કાવ્યોમા, સાદાઈમા પણ એક પ્રકારની કલા રહેલી છે તે સાહિત્યકારો સ્વીકારતા જ હશે અને એ જ સર્વોત્કૃષ્ટ કલા છે સાહિત્યે બાહ્ય-ભૂષા ધારણ કરીને આવવુ જોઈએ તેમ નથી

કલા એ જેમ જેમ જીવતરને વધુ ને વધુ સ્પર્શે, તેમ તેમ એ કલા વધુ ઉન્નત થતી જાય છે તે જ કલા અંતરને "અપીલ" કરે છે અને ત્યારે જ કલામા વેગ આવે છે અને વેગ અંદરથી આવે તો જ પ્રવાહની જેમ નીકળે તે જ સાચા સાહિત્યનો ઉગમ છે

સંભવે છે કે ઘણા લેખકો જીવતરમાં નિરાશ થઈ જાય ત્યારે તેમને કલા પ્રત્યે અનુરાગ ઉપજે છે, તેઓ કલા તરફ વળતા હોય છે, જીવતરમા નાસીપાસ થયેલા, બળેલા, દાઝેલા, પોતે કવિ કે લેખક હોવાથી સ્વપ્નસૃષ્ટા તરીકે દાઝ બળતરા ઓલવાઈ જતુ હોય તેમ ફરતા હોય છે જેમ કે સવારે બાળક બીતું હોય અને પછી રાત્રે સૂવે ત્યારે તેણે બીજા બાળકની છાતી ઉપર ચડી બેસે અને પછી જાણે પોતે વિજય મેળવ્યો હોય તેમ માની આનંદે તેમ સ્વપ્નું સેવે તેમ કોઈ લેખકો કે કવિઓ હશે જે વહેવારના અસંતોષમાથી છૂટવા માટે સાહિત્યનો આશ્રય લેતા હશે એ 'એસ્કેપ'ની કલા હશે પરંતુ વાસ્તવિકતામાં ઊંચી કળાનુ દર્શન એ બહુ ઊંચી કળા છે.

આપણે ત્યા વાલ્મીકી અને વ્યાસ જેવા અજોડ કવિઓ થઈ ગયા છે જેમને આપણે આજ સુધી સંભારીએ છીએ અને એનું કારણ? કે એમણે વાસ્તવિક જીવનમાંથી ઊંચી કળાનુ સર્જન કર્યું હતું

રામાયણ અને મહાભારતકારની માફક લોકરૂપી-





અરે જુલીયટ અને ડેસડેમોના જેવી બહેનોના પાત્રો પાત્રો ઘણી જ ઊર્મિવાળાં ઉપસાવ્યાં છે આ બધી બહેનોનો પ્રશ્ન કેટલા ઉચ્ચ પ્રકારનો છે આમ છતાં તેને દુનિયાભરના તખ્તા ઉપર મૂકવામાં આવે છે ત્યારે તે જ્યાં ત્યાંની પ્રજાના જીવનમાં પોતાના જ દેશકાળ જેવો નથી લાગતો

મને કોઈ દિવસ ભાવનગરની શેરીઓમા જુલીયટ ક્યાંઈ દેખાઈ નથી હા ક્યાંક વળી શકુંતલા કે સાવિત્રી દેખાયાં છે કે મજાનો ફગાસ કરનારી કોઈ બહેનો દેખાઈ હશે કદાચ કોઈકને દેખાઈ હોય તો ભલે પણ તેમને અહીં તો નહીં જ મુંબાઈના કોઈક ડાન્સીગ હૉલમાં જ મને એ વખતે થયેલું કે માણસ ઘરે આવે અને જુએ કે ઘર ઘરનું થાય ને કોઈ માણસને શાંતિ મળે તેનું નામ કળા એ પાત્રો પોતાની સાથે જીવતર જીવતા માનવીના જેવા થાય ત્યારે જ તેવા હૈયાને અસર કરે અને પાત્રો હૃદય સોંસરવા ઊતરી જાય

દ્રૌપદી થઈ ગઈ છે કે નહીં સીતાનો ઇતિહાસમાં જ મ થયેલ છે કે નહી તે સાચાં હોય કે ન હોય તે જુદી વાત પણ તેના ઉઠાવ રામાયણ અને મહાભારતકારે એ રીતે કર્યા છે કે તે દિવસે દ્રૌપદીએ જે શબ્દો પોતાના ચીર ખેચનાર પોતાની લાજ લૂટતા દુઃશાસનને કહેલા તેવા જ શબ્દો ત્યારથી માંડીને આજના અને ભવિષ્યના જમાનામા પણ કોઈ પણ બેન પોતાની લાજ આબરૂ લેનાર વ્યક્તિને કહેવાની જ અને તેમા જ લેખકની કળા રહેલી છે

કળાનું સ્થાન અભ્યાસના દરેક ક્ષેત્રોમાં હોવુ જોઈએ શાળામાં માધ્યમિક શાળામાં કૉલેજમાં— પછી તે આર્ટ્સની હોય સાયન્સની હોય, મેડીકલ હોય ટેકનીકલ હોય એ ઇજનેરીંગ હોય કે એગ્રીકલ્ચરલ હોય પણ તેમા—સંગીત અને કળાને સ્થાન હોવું જ જોઈએ

જીવનમાં સુસમ્રતતા સાધવા માટે કળા એ જ એક વસ્તુ છે માનવતાની ઉદાત્ત ભાવનાને એ વિકસાવે છે કૉલેજમાં ભલે ગમે તે પ્રકારનું સ્પેશ્યાલીઝેશન હોય પણ કળાભિમૂખ વિદ્યાર્થી હોય તે માનવતા વિહોણો બની જવાનો અને જો તેને માનવતા વિહોણો ન બનાવવો હોય તો તેને નિરંતર સાહિત્ય સંગીત કળાનું જ્ઞાન મળતું રહેવું જરૂરી છે

મારા એક મિત્ર પૂનાની એગ્રીકલ્ચરલ કૉલેજમા છે મે તેમને પૂછ્યુ ભાઈ તું આરૂ ખાતર આ અને એ બધુ જાણે છે તે તો ઠીક પણ તે આ આંબાને મહોર આવે છે ત્યારની મઝા માણી છે? તેણે કહ્યુ તેની તો મને ખબર નથી પણ હું તો આંબાના મોટા ફળની મઝા જાણુ છુ ત્યારે ભલા માણસો બધુ આવું જ બોટેનીકલ જ્ઞાન તેનું શા કામનું? ફક્ત ટેકનીક પુરતુ જ ને? તેના જ્ઞાને તેના જીવનમાં કેટલો પ્રવેશ કર્યો?

શકુંતલાને આભૂષણ માટે પણ ફૂલ ન તોડાય અને આપણે તે સિવાય બીજાને અડીએ નહીં કેવી માનવતા? ફૂલ માટેનો કેટલો ઉદાત્ત પ્રેમ?

આ દિશામાં એટલે કે શાળા, કૉલેજ કે પછી પી એચ ડી થવામા કોઈ પણ વિદ્યાર્થી વહેવાર કે જીવનથી વિખૂટો પડે તો જ કલાથી વિખૂટો પડે પણ કળાનું શિક્ષણ મેળવવું એટલે શું? હું તો માનું છુ કે કળાને શિક્ષણ સસ્થાઓમા દાખલ કરી ખરી પણ અભ્યાસક્રમ તરીકે તો નહીં જ કારણ કે અભ્યાસ તરીકે એક વસ્તુ જેમ કે સંગીત દાખલ કરવામાં આવે તો રોજના ચાર કે છ ગીતો કે કવિતાઓ કરવાની એટલે કે તે મનપૂર્વક થાય કે નહીં પણ કરવાની એ ચોક્કસ એટલે ઇચ્છા અનિચ્છાએ પણ તો પછી આનો અર્થ શો? આમા હૃદયના ભાવો તો નજ જન્મે માટે સંગીત કે કળાને ઠોકી બેસાડવી નહીં જોઈએ પણ તે સ્વયં પ્રેરણાથી ઉદ્ભવે તે પ્રકારનું વાતાવરણ તો જરૂર વિદ્યાલયોમાં સર્જવું જ જોઈએ અને તે માટે અભ્યાસક્રમ નહીં પણ તે જાતનો નાદ તે

જાતની એક હવા જ ઉત્પન્ન કરવી જોઈએ અને તે માટે પ્રયાસો થવા જોઈએ

આમ થતા તેમનામા જે કલા નિરૂપાશે તે જીવન સાથે સુસગત હશે જ, તેમનામા કલાની શુદ્ધ દૃષ્ટિ ખડી થશે અને વેગે મળશે કલાકારને જ્યારે મકાન બનાવવાનુ કહેવામાં આવે અને તેને તેના સાધનો આપવામા આવે ત્યારે તે એવો વિચાર કરશે અને એવા પ્લાન ઘડશે કે જેથી આપણુને તેમાં જતાની સાથે જ શાંતિ મળે. અને આમ ન કરે તો મોલ્જરોને રહેવાની ખેરેક જ બને કારણુ કે તેમા તેવી લાગણીની તેમને માટે જરૂર નથી હોતી. તેમને તો એ પ્રકારનુ જીવન જીવવા જીવાડવાનુ હોય છે કે તેમની લાગણીઓ મરી પરવારી, હૃદય નિષ્ઠુર બની જાય તેમને માનવતાવિહીન બનાવવાના પ્રયત્નો થાય છે પણ આપણે તેમ નથી ઇચ્છતા આપણે તો ઘર બધાવવુ હોય તો ત્યાં બેસતા જ માણસને શાતિ થાય તેવુ બનાવવુ જોઈએ અને કારીગર પણ તેમ જ કરશે—જો તેનામા આપણી દૃષ્ટિ હશે તો કલાની એક એ વિશિષ્ટતા છે કે સાચી કલા આપણુને ઉચ્ચગામી બનાવે છે

કલાનો ઉપયોગ બે રીતે થાય છે એક છે 'આર્ટ ફોરધ આર્ટ્સ સેઈક' અને બીજો છે, 'આર્ટ ફોરધ સેઈક ઓફ ધ લાઈફ' 'આર્ટ ફોર ધ આર્ટ્સ સેઈક' અને 'આર્ટ ફોર ધ સેઈક ઓફ ધ લાઈફ' એ બન્નેના શબ્દોમા જેટલો તફાવત છે તેટલો તેના તત્ત્વમાં નથી કલા એ એક પ્રકારનો આનદ છે અને તેમા માર્દવ અને માધુર્ય છે એટલે કલા એ કળાની ખાતર કે કળા એ જીવનની ખાતર તેમા હુ તો માનુ છુ કે "કલા એ જીવનને ખાતર છે " કારણુ કે કોઈ કલાના ટેકનીશિયન પાસે તેની ટેકનીક હશે પણ તેને માટેનો સાચો સ્પીરીટ નહી હોય તો તે સાચો કલાકાર નહી કહેવાય જેની પાસે કલાની ટેકનીક હશે પણ જીવન નહી હોય તેને તમે સાચો કલાકર નહી ગણો

જેમ આપણામા કહેવત છે કે જ્ઞાન વિનાનો માનવી, તે નરપશુ સમાન તેવી જ રીતે કલાવિહીન માનવી તે નરપશુ સમાન તેમ કહેવાય એટલે પુચ્છ વિનાના છતા આપણે પશુ ન રહીએ તે માટે આપણે ઉત્તમ રીતે કલાને અપનાવીએ

*

## ફૂલનું જોબન

હસી હસીને ફૂલનુ જોબન મત્ત બનીને ઝોલા ખાય,
મુજ અંતરના અણુ અણુમાં પ્રીતની ઘેરી મસ્તી છાય!

રજનીભર ઝાકળનાં મોતી
પુષ્પે પુષ્પે જઈ પથરાય!
જીવનભર મુજ પ્રીતની જ્યોતિ
હૈયે હૈયે રોશન થાય!
હૃદય હૃદય રસમસ્ત બનીને
મત્ત-મધુરાં ગીતો ગાય!
હસી હસીને ફૂલનુ જોબન૦

હસતા હસતા રડવા માંડે!
—રગીલી દુનિયાની રીત!
ચડતા ચડતા પડવા માંડે
—તો ય ન હારે—એની જીત!
હૃદય છલોછલ થાય પલેપલ
કેમ પછી એ નવ છલકાય?
હસી હસીને ફૂલનુ જોબન૦

શેખાદમ આબુવાલા

# અંધ બસીવાલો !

ધૂમકેતુ

ભાઈ-ભાઈના વેરઝેર અને છળકપટની આપણે અનેક વાર્તાઓ જોઈ છે, સાભળી છે, વાચી છે આપણા પુરાણો કે લોક સાહિત્યમા યે થોકબધ એ મળે છે પણ આ વાર્તા એક નવી જ કેડી ચીંધે છે કર્તાના પ્રગટ થયેલ સુવર્ણરેખા નામના નવા સગ્રહમાથી અહીં મૂકી છે

વારાણસીના એક રાજાને ત્યાં બે કુમારો હતા બન્ને રૂપાળા બહાદુર અને વિદ્વાન હતા પણ બન્નેને એક બીજાની સ્પર્ધા હતી મોટા ભાઈને એમ કે નાનો ભાઈ વધવો ન જોઈએ નાના ભાઈને એમ કે મોટો વધવો ન જોઈએ.

એમની એ સ્પર્ધા પ્રથમ તો એમને ઠીક પરાક્રમ કરવા પ્રેરતી

એક જણો ધનુર્વિદ્યામા અમુક પ્રકારની કુશળતા મેળવે તો બીજો આકાશ પાતાળ એક કરીને પણ એ મેળવી લ્યે ત્યારે જ જપે !

એક જણો અમુક વિશિષ્ટ કાર્ય કરી બતાવે તો બીજાએ કરે જ છૂટકો

આ સ્પર્ધા ધીમે ધીમે વધતી ગઈ તેમાંથી છેવટે એવુ થયુ કે એક બીજા એક બીજાનો તેજોત્કર્ષ પણ સહી શકે નહિ !

હવે ઈશ્વરની આ સૃષ્ટિમાં જ્યાં બે માણસના ચહેરા મળતા આવતા નથી ત્યા બે માણસની શક્તિ બધી રીતે બરાબર ઊતરે એવુ તો કેમ બને ?

એટલે એક જણાએ હાર્યો । સ્વીકાર્યે જ છૂટકો હતો અથવા તો પોતાનો વિશિષ્ટ માર્ગ પોતાની મેળે નક્કી કર્યે જ છૂટકો હતો

મોટા રાજકુમારને રત્ન હીરા માણિક્યના શ્રેષ્ઠીઓ સાથે મૈત્રી થઈ તેમાંથી એને વ્યાપારની ધૂન લાગી એને લાગ્યુ કે અર્થ હશે તો બધુ શક્ય બનશે રાજ પણ અર્થનુ દાસ છે સત્તા પણ અર્થને નમે છે અર્થ વિનાનો માણસ અર્થ વિનાનો ગણાય છે એટલે એણે પિતાને કહ્યુ કે હે પિતા! મારે પરદેશ જવુ છે ને ત્યાં વેપાર કરવો છે!

એના પિતાએ કહ્યુ કે ભાઈ આ રાજધર્મ નથી પણ જો તને આ વસ્તુનુ સાચુ આકર્ષણ હોય ને એને માટે સાચી ભૂખ હોય, તો તું ભલે એ કરે એમાં હુ આડે નહિ આવુ !

પછી એણે વિચાર્યુ કે કુમાર બિનઅનુભવી છે ને વેપારની વાતો કરે છે પણ વેપાર એમ કરી જાણવો સહેલો નથી

માટે નગરના શ્રેષ્ઠીઓના સગમાં એ પરદેશ જાય તો ઠીક

એણે નગરના શ્રેષ્ઠીઓને બોલાવીને કહ્યુ તમારામાંથી જે કોઈ પરદેશ વહાણો લઈ જતાં હોય તે જો કુમારની સાથે જશે તો એમની જતા આવતા માલની જકાત માફ થશે પણ કુમારની સાથે રહેવુ પડે એ શરત પાળવાની છે

આવો લાભ મળે છે જોઈને શ્રેષ્ઠીઓએ પાચસો વહાણો માલ ભરીને તૈયાર કર્યાં અને એ બધો કાફલો સુવર્ણદ્વીપ જવા તૈયાર થયો !

સુવર્ણદ્વીપમાં એ લોકો આ માલ વેચવાના હતા ! ને ત્યાંથી હીરા રત્ન માણિક્ય લાવવાના હતા

પાચસો વહાણનો કાફલો આ પ્રમાણે સુવર્ણદ્વીપ જવાનો છે ને મોટા ભાઈ એની સાથે જવાના છે એ વાત સાંભળીને નાના ભાઈએ વિચાર કર્યો કે હુ અહીં એકલો બેઠો રહીશ એ ખોટનો ધધો થશે રાજનો માલિક તો બહાર હશે એટલે વખત છે ને રાજગાદી ખાલી પડશે તો એ મને મળશે નહિ ને મોટાભાઈ ત્યાંથી અનગળ દ્રવ્ય મેળવીને આવશે એટલે એની સત્તા દ્વિગુણીત થઈ જશે એટલે જો હુ સાથે જાઉં તો હુ પણ દ્રવ્ય લાવુ ! દ્રવ્ય હશે તો પછી બધુ થઈ રહેશે



એમ વિચારીને એણે પણ મોટાભાઈ સાથે જવા માટે પિતાની રજા માગી.

રાજાએ વિચાર કર્યો કે જો હું ના પાડીશ તો એ આંહી બેઠો મોટાનું રાજ પડાવી લેવાની પેરવી કરશે એના કરતા એ પણ જાય તો એને અનુભવ મળશે ને દ્રવ્ય લાવશે તો બન્ને વચ્ચે ઘર્ષણ ઓછું થશે

એટલે પિતાએ એને પણ જવા દીધો

હવે સુવર્ણદ્વીપમા જ્યારે આ કાફલો પહોંચ્યો ત્યારે એ જે વસ્તુઓ લાવ્યા હતા તેની ત્યાં ઘણી જ ખેંચ ઊભી થઈ હતી એટલે આ કાફલાને ઘણો જ ફાયદો થયો

પછી એમાંથી એમણે હીરા માણેક મોતી જોઈએ તેટલાં લીધાં ને એ બધો માલ વહાણમાં ભરીને પાછા ફર્યા

મોટાભાઈએ એક આગમચેતી વાપરી હતી એણે વિચાર્યું કે વખત છે ને સમુદ્રમાં જો તોફાન થયુ તો ક્યાંય નહોતા ગયા એવુ થશે માટે થોડા અતિમૂલ્યવાન હીરામાણિક્ય મોતીનો એક કમરબધ બનાવી રાખવો ને તે પહેરી રાખવો જાત સહી-સલામત નીકળશે તો એ દ્રવ્ય પણ સાથે નીકળશે ને તો બધુ ગુમાવ્યાનો અફસોસ નહિ રહે!

હવે એમનો કાફલો પાછો સમુદ્રપર્યટને ઊપડ્યો દેશ ભણી જવાનુ હતું, એટલે સૌ આનદમા હતા સમુદ્ર શાત હતો પવન અનુકૂળ હતો ઝપાટાબધ એ સૌ જઈ રહ્યા હતા

પરંતુ અરધે રસ્તે અચાનક ભયંકર તોફાન ઊપડ્યુ

એ વખતે નાવિકોએ મહેનત કરવામાં ખામી ન રાખી પણ છેવટે એમણે પણ કાફલો બચાવવાની તો આશા છોડી દીધી જુદા જુદા કોઈ બચે એ ખરા !

એ વખતે નાવિકોએ પણ આશા છોડી દીધી ને ભગાર થતા થતા જે બચ્યા તે દરિયાને જાન ઓપી ઓપીને એક પછી એક છૂટા પડવા મડ્યા ત્યારે મોટાભાઈએ નાનાને કહ્યુ 'ભાઈ! આપણે બન્ને સાથે જ રહીશુ ને સાથે જ ઊગરી જઈશુ. મને તરતા સારુ આવડે છે તુ મને ટેકો દઈને તરતો રહે તો વાંધો નહિ આવે!'

ઈશ્વરકૃપાથી બન્ને ભાઈઓ કૂટાતા પીટાતા બે ચાર દિવસે કાંઠે પહોંચ્યા થાકી ગયા હતા એટલે કાંઠે પહોંચતામા તો બેભાન જેવા થઈ ગયા ને મોટાભાઈ તો કાંઠે નીકળતા જ બેભાન પણ થઈ ગયો

એને એવી અવસ્થામાં આવી ગયેલો જોઈને નાનો ભાઈ એની સારવારમા પડ્યો પણ બન્યુ એવુ કે એમ કરતા અકસ્માત એને પેલા કમરબધની ખબર પડી.

કમરબધને જોઈને એ છક થઈ ગયો!

અરધુ રાજ ખરીદી લેવાય એટલી સમૃદ્ધિ મોટાભાઈએ આ કમરબધમાં રાખી હતી! અતિ મૂલ્યવાન હીરા માણેક નગ એમા જડ્યાં હતાં!

આ દેખીને નાનાભાઈની દાનત બગડી એને લાગ્યુ કે આટલી સમૃદ્ધિ લઈને એ રાજમા જશે તો રાજ પણ એનુ થઈ જશે અને મોટાભાઈ તો બેભાન પડ્યો છે કોણ એનો કમરબધ લઈ ગયુ ને કોણે એને લૂટી લીધો એ વાત એ શી રીતે જાણવાનો હતો?

એટલે એણે આ કમરબધ ઉપાડી લીધો.

એને વિચાર આવ્યો કે કમરબધ તો લઈ લીધો પણ જો મોટાભાઈ પાછળથી પણ બચી જશે, ને ફરતો ફરતો રાજમા આવશે, તો આપત્તિ ઊભી થશે એને શકા જશે કે નાનાએ જ કમરબધ ચોરી લીધેલો હોવો જોઈએ એટલે એણે મોટાભાઈને મારી તો ન નાખ્યો, પણ એને આંધળો કરી મૂક્યો. ને પછી છટકી ગયો

એ તો ધીમે ધીમે રાજમા પહોંચી ગયો એમાંથી છેવટ એક કુમાર પણ જીવતો આવ્યો એ જોઈને





માબાપને ઘણી જ શાંતિ થઈ અને એને મોટી ધામ ધુમથી નગરમાં લાવ્યા

ત્યાર પછી એ રાજા થયો ને રાજ કરવા મંડ્યો

હવે આ બાજુ આંધળા થઈ ગયેલા મોટા ભાઈને એક માળીએ બચાવ્યો અને એને પોતાને ત્યાં લઈ ગયો ધીમે ધીમે એની તંદુરસ્તી વળી અને એ પોતાના દુર્ભાગ્ય વિષે વિચાર કરતો થયો. એને લાગ્યું કે હવે રાજમાં પાછું ફરવું ન ફરવું બધું જ સરખું છે પણ એના મનને એક વાતની ગડ બેઠી નહિ નાનો ભાઈ દરિયા કાંઠે એની સાથે જ મૂકાયો હતો પણ ત્યાર પછી એનું શું થયું એ વાતની એને ખબર ન હતી પોતાનો કમરબંધ એ લઈ ગયો કે એને કોઈએ મારી નાખ્યો કે એનું શું થયું એ વાતનો કાંઈ પત્તો લાગ્યો નહિ!

હવે અહીં માળીને ત્યાં રહેતાં અંધ રાજકુમાર બંસી બજાવતાં શીખ્યો પણ ધીમે ધીમે એની એ કળા એટલી વિકાસ પામી કે એને પોતાને પછી રાજ ગયાનો સમૃદ્ધિ ગયાનો કે આ વિપત્તિ પડયાનો અફસોસ ન રહ્યો એટલી મીઠી સુરીલી સ્વરાવલિ એમાંથી એ ઊભી કરતો કે માણસ ને પંખી તો ઠીક ઝાડ ને પવન પણ જાણે એને સાંભળવા થંભી જતા લાગ્યાં!

પોતાનું રૂપ તો ઢાંક્યું રહે તેવું ન હતું એ આંધળો હતો એટલી જ માત્ર ખામી હતી પણ એમાં આ બંસીની કળા મળી જતાં હવે તો એના ઉપર માણસ માત્રને આકર્ષણ થઈ પડે તેવું થઈ ગયું!

જે એને સાંભળે તે એનું જ થઈ રહે!

માળીની સ્ત્રીને એનું આકર્ષણ થયું

પણ રાજકુમાર આંધળો થયો હતો વિપત્તિમાં હતો પણ એની જે સદ્‌વૃત્તિ તે સાબુત હતી તેણે વિચાર કર્યો કે પોતાનું જ ભલું કરનારને વિશ્વાસ ઘાત કરવો તે મહાપાપ છે પણ બીજી તરફથી એને ભય લાગ્યો કે માળીની સ્ત્રી વેર લેવા માગશે ને તે વખતે એની સ્થિતિ કફોડી થઈ જશે.

એટલે એણે કેવળ ઈશ્વર આધારે પોતાની આ બંસી સાથે રાખીને પ્રવાસ શરૂ કર્યો

પોતે ક્યાં છે ને ક્યાં જાય છે એ બધું ભગવાન ભરોસે રાખ્યું

બંસી બજાવે, એમાંથી જીવન નિર્વાહ ચલાવે હરિનો કોઈ લાભ મળે તો એને આધારે વળી માગનો પણ પત્તો મળતો રહે એમ ને એમ રાજકુમાર મુસાફરી કરતો ચાલ્યો જાય!

પોતાને અમુક જ ઠેકાણે જવાનું એવું કાંઈ નક્કી કર્યું ન હોય એટલે એને આ સમ ભૂમિ ગોપાનકી થઈ પડી!

અને એમ ફરતાં ફરતાં એને એક અનુભવ પણ થયો કે ભગવાન કોઈ ને કોઈ રૂપે મળતો જ રહે છે

આ પ્રમાણે ફરતાં ફરતા રાજકુમાર એક મોટા નગરમાં આવી ચડ્યો ત્યાં મોટો ઉત્સવ થઈ રહેલો એ સાંભળી એણે નગરજનોને પૂછ્યું ભાઈઓ! આ ઉત્સવ શાનો છે?

નગરજનોએ કહ્યું આ ઉત્સવ અમારી રાજકન્યાએ સ્વયંવર રચ્યો છે તેનો છે તું પણ બંસી વગાડવા માંડ!

રાજકુમારે કહ્યું પણ આ નગર કયું?

નગરનું નામ સાંભળીને રાજકુમાર વિચારમાં પડી ગયો આ એ જ નગર હતું જ્યાંની રાજકન્યા વેરે એના વિવાહ થયા હતા અને એ રાજકન્યાએ હવે સ્વયંવર માંડ્યો હતો!

તેણે નગરજનોને પૂછ્યું પણ આ નગરની રાજકન્યા તો વારાણસીના રાજકુમારને વાગ્દત્તા થઈ છે ને?

વાગ્દત્તા થઈ હતી ને બધું હતું ભાઈ! પણ નસીબ વાંકુ તે રાજકુમાર જ દરિયાના તોફાનમાં મરણ પામ્યો કે ભગવાન જાણે શું થયું એણે હવે આ સ્વયંવર આદર્યો છે દેશ દેશના રાજાઓ આવ્યા

છે વાગસણીનો ગજા પણ આવવાનો છે એ પેલા મરી ગયેલા કુમારનો જ નાનો ભાઈ છે !'

રાજકુમાર બધુ સાંભળીને ઘડીભર મનમાં ઘા ખાઈ ગયો એને ખાત્રી થઈ ગઈ કે એનો કમર બધ એના ભાઈએ જ લીધેલ હોવો જોઈએ પણ તો એની આખો ?

એ પણ એ લઈ ગયો ?

વિચાર કરતાં એને ચક્કર આવી ગયા

પણ એણે તો આ લાકડાના કકડાને આધારે તમામ સુખદુ:ખ લટકાવ્યાં હતાં એટલે એ સાંજે ત્યા ઉદ્યાનમા બેસીને પોતાની બસીમા પોતાનુ હૃદયગાન ગાવા લાગ્યો !

પણ એ પોતે પોતાના ઉપર મોહી પડે એવી ગજબની મીઠાશ આજ એની બસીમાથી આવી રહી હતી !

એ જાણે બસી રહી ન હતી હૃદયનો કટકો બની ગઈ હતી

હવે તે સાંજે એ ઉદ્યાનમા પેલી રાજકુમારી ફરવા આવેલી. તેણે આ ગજબની બસી સાભળી ને એ ત્યા થભી જ ગઈ!

આટલી બધી કરુણ મધુરતા રેલાવનારો આ કોણ ?

વૃક્ષને ઓથે રહીને જુએ છે તો એક અધ માણુસ બેઠો બેઠો બસી વગાડી રહ્યો છે !

એને પણ એનુ ગજબનુ આકર્ષણ થયુ. એની મુખમુદ્રા જોઈને એ કળી ગઈ કે કહો ન કહો, પણ આ બસીવાલો જેવો તેવો માણસ નથી !

તે પોતાના મનથી એની જ થઈ ચૂકી

પછી રાજસખીઓની મારફત બસીવાલાને સ્વયંવરમાં બસી બજાવવાનુ કહેવામા આવ્યુ અને અધ બસીવાલો એ પ્રમાણે આવીને મડપની બહાર બેઠો બેઠો પોતાની બસી બજાવતો રહ્યો !

રાજકુમારી આવી પણ એણે તો કોઈ રાજકુમારને પસદ ન કરતા મડપની બહાર જઈને પેલા અધ બસીવાલાને વરમાળા આરોપી !

એ સાંભળીને તો મોટો કોલાહલ થઈ ગયો. અને રાજાઓ એક બીજા સાથે લડવા માટે તૈયાર થયા રાજકન્યાના પિતાને જાણ થઈ અને એને પણ કુમારીનુ આ અઘટિત કામ ગમ્યુ નહિ

તેણે પોતાની પુત્રીને કહ્યુ 'તે આટલા બધા રાજકુમારોને છોડીને આ અધ માણસને પસદ કર્યો છે તો હવે તુ રાજમહેલ છોડી દઈને એની સાથે જા !'

રાજકુમારીએ કહ્યુ 'પિતાજી ! એમ કરવામા વાધો નથી ' અને તે તરત અધ બસીવાલા સાથે ચાલી નીકળી

પણ આ વાતની ચર્ચા થતાં પેલા ગુનેગાર રાજકુમારને ખબર પડી ગઈ કે આ પોતાનો મોટો ભાઈ જ લાગે છે.

એટલે એ એકલો ગુપચુપ પોતાના ભાઈને રાતે મળવા ગયો

ત્યા જઈને તેને કહ્યુ કે હુ તને જોઈએ તેટલુ દ્રવ્ય આપુ ને તને રાજમાં પણ ભાગ આપુ પણ આ તારી જે બસીવાદનની વિશિષ્ટતા છે તે તુ મને શીખવ !

બસીવાલાએ જવાબ દીધો 'ભાઈ ! હવે આપણા માર્ગ જુદા પડ્યા છે તે જુદા જ રહે એમાં મજા છે હવે જે વાત વીતી ગઈ છે તે સભારવી જવા દે તને રાજ મળ્યુ છે ને તેમા આનદ છે મને એટલો જ આનદ આ લાકડાના ચાર તસુના કકડાએ આપી દીધો છે !

એટલે હવે મારે કોઈની પાસેથી કાંઈ લેવાનુ નથી જોઈતુ હોય તેને કાંઈક આપવાનુ છે તુ પણ આ બસી સાંભળીને આનદ પામ

કારણ કે મારી પાસે વહેંચવા માટે આનદ સિવાય બીજી કોઈ ચીજ નથી !'

એટલુ બોલીને જ બસીવાલો તો પાછો પોતાની બસીમા લીન થઈ ગયો

*

# જ્ઞાનદીપ જલતો રહે

ઈશ્વરલાલ મો. દવે

> ‘પુસ્તકો અને આમજનતાની અભિરૂચિ’ એ વાર્તાલાપ શ્રેણીમાં અમદાવાદ આકાશવાણી ઉપરથી રજૂ થયેલો આ વાર્તાલાપ આકાશવાણીના સૌજન્યથી પ્રગટ થાય છે એના કર્તા ગુજરાતી પુસ્તકોની દુનિયાના પ્રકાશક તરીકેના વિશાળ અનુભવથી આખા વાર્તાલાપને હકપૂર્વક ગુજરાત સામે ધરવા જેવો રોચક પણ બનાવી શક્યા છે

મનુષ્યનું ચારિત્ર્યઘડતર બે વસ્તુ ઉપર આધાર રાખે છે આનુવંશિકતા અને સંજોગો આનુવંશિકતાની ચર્ચા આ વાર્તાલાપમાં પ્રસ્તુત નથી પરંતુ સંજોગો પણ મનુષ્યના ચારિત્ર્યઘડતરમાં વંશ કરતાં વધારે નહીં તો પણ તેના જેટલો મહત્ત્વનો ભાગ તો જરૂર ભજવે છે આજના યંત્રયુગમાં વૈજ્ઞાનિક શોધખોળને પ્રતાપે સંજોગો હવે કેવળ એક જ કુટુંબ જ્ઞાતિ કે ગામના સ્ત્રી પુરુષોની સોબત અને તેની અસર પૂરતા મર્યાદિત રહ્યા નથી, વસ્તુસ્થિતિ હવે એવી છે કે તમે એક કિલ્લાની ચાર દિવાલોની વચમાં તમારી જાતને ગોંધી રાખો તો પણ બહારનાં અમુક બળોની અસરથી તમે મુક્ત રહી શકો નહીં એવું સંકુલ આજનું આપણું જીવન થઈ ગયું છે

આ બળોમાંનું એક મહત્ત્વનું બળ તે પુસ્તકો છાપખાનાની શોધ આ દૃષ્ટિએ એક મહાન ક્રાંતિકારી શોધ છે તે પહેલાંના જમાનામાં પણ અલબત્ત ગ્રંથોની હસ્તલિખિત નકલોનો પ્રચાર તો હતો જ ખંભાત પાટણ અમદાવાદ અને જેસલમીર જેવા વિદ્યાધામોમાં પ્રાચીન ગ્રંથભંડારો પણ ઘણા સમૃદ્ધ હતા પરંતુ યાંત્રિક મુદ્રણકળાને પ્રતાપે પુસ્તકોનો જે પ્રચાર આજે આપણે જોઈએ છીએ તેવો તો શું તેના હજારમાં ભાગનો પણ સંભવિત ક્યાંથી હોય? એક ગ્રંથની એક નકલ કરવામાં દિવસોના દિવસો અને કેટલીકવાર તો મહિનાઓના મહિના વીતી જતા એટલે સ્વાભાવિક જ આવી નકલો ઘણી ખર્ચાળ હોઈને શ્રીમંતોને જ પરવડતી પણ આ ઢબની પ્રથાનો એક મોટો લાભ પણ એ હતો કે કોઈ સામાન્ય કક્ષાના લેખકના ગ્રંથની આવી ખર્ચાળ નકલ કરવાની કોઈ તસ્દી જ લેતું નહિ એટલે થોડા ઘણા સદ્ભાગી સ્ત્રી-પુરુષોને તે કાળમાં જે વાચનસામગ્રી મળી શકતી તેમાં આપોઆપ જ નીરક્ષીર વિવેક આવી જતો

આજે છાપખાનાની શોધને લીધે આપણા લેખકો અને પ્રકાશકો વિપુલ પ્રમાણમાં વાચનસામગ્રી પીરસે છે જ્ઞાન જાગરણ અને રસાનુભવ માટે પુસ્તકોનો આવી સરળ રીતે પ્રચાર થાય એ તો આપણા યુગનો મોટો આશીર્વાદ છે

સાથે સાથે ભય પણ એટલો જ મોટો છે શારીરિક આરોગ્ય માટે ભક્ષ્યાભક્ષ્યનો વિવેક જરૂરી છે તેના કરતાં ય વાચનસામગ્રીમાં પથ્યાપથ્યનો વિવેક વધુ જરૂરી છે રોગ ઉપચારથી ગુમાવેલું આરોગ્ય પ્રાપ્ત થઈ શકે છે પણ અનિષ્ટ વાચનને પ્રતાપે એકવાર ગુમાવેલું માનસિક અને આત્મિક સ્વાસ્થ્ય પાછું મેળવવું ઘણું મુશ્કેલ છે માટે જ આરોગ્યપ્રદ વાચનસામગ્રીને લોકપ્રિય કરવાની પ્રવૃત્તિમાં નીરક્ષીરનો વિવેક કરી શકે તેવા વિદ્વાન વિવેચકો અને કલારસિકોનો સક્રિય સાથ અને સહકાર આવશ્યક છે

પશ્ચિમમાં તો આ પ્રયોગને પરિણામે આમજનતાને રૂચિકર અને પથ્ય નીવડે તેવા જૂના અને નવા લેખકોના અમુક પસંદ કરેલા પુસ્તકોની જે સસ્તી આવૃત્તિઓ પ્રગટ થવા લાગી છે તે સંખ્યા અને ગુણવત્તાની દૃષ્ટિએ એક મોટી સિદ્ધિ ગણાવી જોઈએ લોકમાનસના પરિવર્તનમાં આ સસ્તી કિંમતની આવૃત્તિઓ અદૃશ્ય રીતે જે ફાળો આપી રહી છે તેનું સાચું મૂલ્ય તો લાંબા ગાળે જ સમજાશે પણ વીસ-પચીસ વર્ષના આ ટૂંકા ગાળામાં પશ્ચિમના દેશોમાં પ્રસિદ્ધ થએલી સસ્તી આવૃત્તિઓએ સેવા બજાવી છે તેનું અનુકરણ ભારતમાં કરવામાં



આવે, તો સ્વરાજ્યને સ્વર્ગ બનાવવાનુ કાર્ય વધુ ઝડપી બનશે એ તો નિ શક છે પણ આ તો થઈ પુસ્તકોદ્વારા સામુદાયિક કલ્યાણ સાધવાની વાત વ્યક્તિગત રીતે જોઈએ તો પણ શિષ્ટ અને પ્રેરણાદાયી સાહિત્ય મનુષ્યજીવનમા એક મોટા આશીર્વાદ રૂપ છે

આમ પુસ્તકોનુ જીવનમાં એક અનોખુ ને વિશિષ્ટ પ્રકારનુ સ્થાન છે એકલવાઈ જિદગીમાં પુસ્તકોની મૈત્રી નવો પ્રાણ પૂરે છે, જીવનવ્યાપી કોઈ ઘેરો નિરાશા કે આઘાતની લાગણી હૈયાને આવરી ગઈ હોય અને જીવનની ગતિ જાણે થીજી ગઈ હોય, ત્યારે ચોક્કસ પ્રકારના ધ્યેયલક્ષી ગ્રથોનુ વાચન અને અધ્યયન જીવનમા નવો વેગ પૂરે છે નવો પ્રકાશ ને નવી ઉષ્મા આપે છે આવા પુસ્તકોની સોબત જીવનના પ્રસન્નતા ભરી દે છે

પણ ધ્યેયહીન પુસ્તકવાચનમાં એક મોટુ ભયસ્થાન છે અનેક વ્યસનની જેમ એ પણ જો કેવળ એક વ્યસનરૂપે આપણને વળગે તો અપાર હાની થયા વિના રહે નહિ ગાધીજીએ એકવાર લખેલુ કે મારે મન ખાડી એક વાચન કરતા અધોગ એક વિચારનુ મૂલ્ય ઘણુ છે વિવેકભર્યા વિચાર અને નિદિધ્યાસનમાથી જે વીજળીક શક્તિ પેદા થાય છે તે જ માનવીને મહાન બનાવે છે

આજે સામાન્ય જનમા વાચનભૂખ ઘણી ઊઘડી છે એ જે સમાજની વચ્ચે રહે છે એની આસપાસ જે સાહિત્યનો વધુ પ્રચાર હશે તેનો એ સહજપણે સ્વીકાર કરી લેશે સારા નરસાનુ ભાન આવા વર્ગમાં જવલ્લે જ જોવા મળે છે

જેમણે સસ્કૃતિપ્રચારનુ, સામાજશિક્ષણનુ વિકટ કાર્ય આરભ્યુ છે તેમણે તો આવા સામાન્ય જનોની રૂચિ ઘડવી પડશે, કેળવવી પડશે

અક્ષરજ્ઞાનનો પ્રચાર જેમ જેમ વધતો જશે તેમ આ નવદિક્ષિતોના હૈયામા નવુ જાણવાની

૩

આકાંક્ષા ને ઉત્સુકતા વધતી જશે નવજન્મ પામેલી એ બુદ્ધિશક્તિ અનેક પ્રશ્નો ઊભા કરશે અને એ બધાનુ સમાધાન શોધવા જ્ઞાનપ્રાપ્તિની નવી ઝખના એના હૈયામા જાગશે

લોકોનો એક એવો મોટો વર્ગ છે કે જેને જ્ઞાનની કશી પરી નથી એમને તો થાકેલા શરીર મનને જેમ કોઈ વ્યસનની લહેજત જોઈએ તેમ ચિત્તને ડોલાવે, બહેલાવે, સ્વપ્નસૃષ્ટિમા સહેલ કરાવે એવુ મનોરજન સાહિત્ય જોઈએ છે

આ બને વૃત્તિને સતોષ શામાથી મળે? શરીર–મનને આરામ મળે છતા જ્ઞાનનો નશો ન ચડે, જાગૃતિનુ ઘેન ન ચડે અને છતાં એક ઉચ્ચતર જ્ઞાનનો મધુર પ્રકાશ ધીમે ધીમે હૃદય ઉપર છવાઈ જાય વૃત્તિને શુદ્ધ કરે જેમાં માનવતાનું દર્શન હોય, ચિત્તશાતિની મધુરતા હોય અને માગલ્યનો રણકાર ઊઠતો હોય એવુ પ્રેરક ને નિરોગી સાહિત્ય આવા વર્ગ સામે મૂકવુ જોઈએ સમાજમાં ગુનાખોરી વધે, માણસાઈનો હ્રાસ થાય અને હીન વૃત્તિઓને પોષે એવુ સાહિત્ય પણ પ્રગટ થઈ રહ્યુ છે પણ આવુ સાહિત્ય વાંચવાનુ જ મન થાય એવી વૃત્તિ, એવી રૂચિ કેળવવા માટે કરવું શુ? પ્રશ્ન ઘણો સનાતન, વિકટ ને જટિલ છે આપણા મહાન દેશમાં લોકશાહીનો એક વિરાટ પ્રયોગ થઈ રહ્યો છે એને સફળ બનાવવા માટે અને જે મહામૂલુ સ્વાતત્ર્ય મેળવ્યુ છે તેને રક્ષવા માટે સાચી દિશાના શિક્ષણની જરૂર છે આજે જ્યારે આ દેશમાં નવવિધાન કરવાનો યુગ બેઠો છે ત્યારે પ્રત્યેક વ્યક્તિ સાચા અર્થમાં આદર્શ નાગરિક બને તેવી તાલીમ આપવાની સૌથી વિશેષ જરૂર છે અને એ પાયાની કેળવણીથી જ બની શકશે શિશુવયમાં જે સસ્કાર પડશે તેને કોઈ ભૂસી શકશે નહિ

આપણી લોકશાહીમા સૌથી પહેલો સવાલ પ્રૌઢ શિક્ષણનો છે એ વાત જ્યા સુધી નહિ સમજીએ ત્યાં સુધી સાચી લોકશાહી સ્થપાશે નહિ.





પ્રૌઢ શિક્ષણ દ્વારા જ્ઞાન-પ્રચારનો માર્ગ હજી ખેડવાની માત્ર શરૂઆત જ આપણે કરી છે. દેશના લાખો નર-નારી હજી અભણ છે. એમને અક્ષરજ્ઞાન આપ્યા પછીનું સાહિત્ય પણ આપણી પાસે હજુ નહિવત્ છે.

પ્રૌઢ ઉંમરે પહોંચેલા લોકોની સમજણ તો વિકસેલી હોય છે. એટલે પ્રશ્ન ઊઠે છે કે આવા જનોની સામે સાહિત્યનો કયો રસથાળ મૂકીશું? એમના જ જીવનના રોજીંદા પ્રશ્નોને વૈજ્ઞાનિક રીતે સમજતા થાય, વહેમો અને ભ્રામક માન્યતાઓ દૂર થાય, એમના જીવનમાં પરાક્રમ, સાત્વિકતા ને પડોશીઓ માટે ઘસાઈ છૂટવાની વૃત્તિ જાગે તેવું દૃષ્ટિવંતુ સાહિત્ય હોવું જરૂરી છે. આવું સાહિત્ય એમની સૈકાજૂની માન્યતાઓને, વહેમોને અને ખોટી રૂઢિઓને બદલશે. એમની વૃત્તિઓનું ઊર્ધ્વીકરણ કરશે. બિનઉપયોગી પ્રણાલિકાઓ દૂર કરીને નવી પ્રણાલિકાઓનું સંસ્થાપન કરશે.

વિચારપ્રેરક ને વિચાર ઘડતરના ગ્રંથોનું જીવનમાં અનોખું સ્થાન છે. જીવનની થાકેલી ક્ષણોમાં વૃત્તિને ઘડી બેઘડી આનંદ આપે એવું હળવું વાચન ભલે વાંચીએ પણ એવા હળવા જ વાચનની આદત કેળવવાથી જિંદગીનો કશો જયવારો થશે નહિ. આપણા હૈયામાં જે એક નાનો માનવ પડ્યો છે એનો વિકાસ થતો રહે, સારું નરસું સમજવાની વિવેકભરી દૃષ્ટિ સાથે મહાન કાર્યો કરવાની ને પાર પાડવાની જિજ્ઞાસા જાગે, કોઈનું ય અનુ યાણુ કરવાની ભાવના સરખી પણ ન થાય એવા સાહિત્યનું અધ્યયન આપણામાં પૌરુષ જગાડશે.

આવા ગ્રંથોનું વાચન જીવનમાં બળ પૂરશે. આવું સાહિત્ય એ ઘડી-બેઘડી આનંદ આપી ભૂલી જવાની વસ્તુ નથી. આખું ગ્રંથ સાહિત્ય પ્રજાજીવનને સારી કે માઠી રીતે ઘડનારું પ્રેરક બળ છે. એટલે જો ગ્રંથો લોકજીવનમાં પ્રકાશીને પ્રેરણા પાથરે તેવી અપેક્ષા આપણે રાખતા હોઈએ, તો સૌથી પ્રથમ એવો પ્રયાસ થવો જરૂરી છે કે લોકજીવનના ઘડતર માટેનું આવશ્યક પ્રકાશન કેવળ ધંધાદારી દૃષ્ટિએ ન થાય પણ ચોક્કસ ધ્યેયપૂર્વક કરવામાં આવે. લોકરુચિ એ વિના કેળવાશે નહિ. તંદુરસ્ત જીવનલક્ષી અને પ્રગતિશીલ સાહિત્ય વાચન ધોરણ અને પસંદગીનું ધોરણ ઊંચું ને ઊંચું લઈ જવાની જરૂર છે. સંસ્કારી જીવનના વિકાસ માટે ઓછામાં ઓછું આટલું તો આપણે કરવું જોઈશે. આવો સામુહિક પ્રયોગ નિષ્ઠાવાન ને નિઃસ્વાર્થી કાર્યકરો દ્વારા જ થઈ શકે.

રામાયણ અને મહાભારત, ઉપનિષદ ને વેદ, ગીતા અને ભાગવત આપણા પ્રાચીન મહાન ગ્રંથો છે. માનવ મનની તમામ વૃત્તિઓનું ઊંડું નિરૂપણ એમાં જોવા મળે છે. આવા ગ્રંથોનું અધ્યયન જુદા જુદા દૃષ્ટિકોણથી થઈ શકે તે માટે નાની મોટી અનેક આવૃત્તિઓ પ્રગટ થયેલી છે. આજના જમાનાનું પ્રતિબિંબ ઝીલીને શ્રી નાનાભાઈ ભટ્ટ જેવી વિદ્વાન ને બહુશ્રુત વ્યક્તિએ રામાયણ, મહાભારતના પાત્રો અને ભાગવત વગેરેની કથા લોકભોગ્ય ને પ્રાસાદિક શૈલીમાં આપણને આપી છે. આપણા કેટલાક સાહિત્ય સ્વામીઓની દૃષ્ટિ પણ લોકમાનસને કેળવવા માટે સાહિત્યના આ પ્રકાર તરફ વળી છે. આ એક આશાપ્રેરક ચિહ્ન છે.

× × ×

પરદેશમાં એક જ પુસ્તકની નાની-મોટી બે ચાર આવૃત્તિઓ હોય છે. આપણે ત્યાં એ પ્રથા હજુ પ્રચલિત બની નથી. આપણે ત્યાં વાચક વર્ગ નાનો હોઈને આવા પ્રયોગો થઈ શક્યા નથી. પણ માધ્યમિક શિક્ષણના ઉપરના વર્ગોમાં ઈતરવાચન તરીકે ચાલી શકે તે દૃષ્ટિથી હમણાં કેટલાંક સારાં પુસ્તકોને સંક્ષિપ્ત કરવાની આદરણીય પ્રવૃત્તિ શરૂ થઈ છે. મૂળ પુસ્તકનો મર્મ ને રસ સાચવીને સસ્તી કિંમતે કિશોર-વિદ્યાર્થીઓ ને જનસમાજને મળે તે હેતુ આમાં રહ્યો છે. પણ આપણે ત્યાં પુસ્તક ખરીદીને વાંચવાની

વૃત્તિ ઓછી છે  પારકા ધરની  નિંદા કે કુથલીમા રસ લેવાને ટેવાયેલા મનને જો એકવાર આવા શિષ્ટ પુસ્તકોના વાચન તરફ વાળવામાં આવે તો સરવાળે પોતાની જ જાતને લાભ થશે

ધરની શોભા ને ઉપયોગિતા માટે જેમ રેડીઓ હોય તેમ દરેક ધરમા પસંદ કરેલાં પુસ્તકોનો એક નાનો સગ્રહ કે બીજુ ફરનિચર કબાટમા હોવો જરૂરી છે દુન્યવી બાબતોથી મનમાં જ્યારે શોક વ્યાપી ગયો હોય કે પ્રવૃત્તિથી મન થાકી ગયુ હોય, ત્યારે દેવમંદિર જેવા આ નાના પુસ્તકાલયના કબાટ પાસે જઈને મનને પ્રસન્નતાથી ભરી દે તેવુ પુસ્તક કાઢીને વાચવાનો અનુભવ તો ઘણાએ કર્યો હશે

પુસ્તકોનુ પણ એક નિરાળુ વ્યક્તિત્વ હોય છે. કેટલાક પુસ્તકોનો મોહક દેખાવ જોઈને એ વાચવાને ઉત્સુક થઈએ છીએ  આપણુ મન એ તરફ અભિમુખ બને છે. કલા ને સૌંદર્યની આ દૃષ્ટિ આપણાં પ્રકાશનોમા પણ દેખાવા લાગી છે

દેશ–પરદેશના ઉત્તમ પુસ્તકો એક કાબેલ ને દક્ષ રાજદૂત કે એલચીનુ કામ કરતાં હોય છે દેશ–વિદેશમાં એ શુભ ભાવના અને માંગલ્યનો પ્રચાર કરતા હોય છે  આવા સાહિત્યમાં માનવતાનાં જે ઝરણાં વહેતાં હોય છે તે પરસ્પરને સમજવામાં ને નજીક આણવામા ખૂબ મદદરૂપ થતાં હોય છે  આવા પુસ્તકોનો અનુવાદ કરીને આપણી ભાષામાં ઉતારવા જોઈએ  આપણુ સાહિત્ય આવા ગ્રંથોથી વધુ સમૃદ્ધ થશે

આપણી રાષ્ટ્રભાષા હિન્દી હોઈને આ ઉપખંડ જેવા આપણા દેશમાં પ્રાંતે પ્રાંતની અનેક ભાષામા રત્નો જેવા પુસ્તકો પડ્યા હશે  આપણે આવા મહામૂલા ગ્રંથો પ્રત્યેક ભાષામાંથી શોધીને રાષ્ટ્રભાષામાં ઉતારવા જોઈએ. અને આમાથી જ બંધુત્વની ભાવના તથા અખંડરાષ્ટ્રની મહાન પ્રેરણા જન્મશે અને પ્રત્યેક ભારતવાસીને ભિન્ન ભિન્ન ભાષાઓના શ્રેષ્ઠ પુસ્તકો વાંચવાનો લાભ મળી શકશે

અને આવા નિર્ભેળ જ્ઞાનની ઉપાસના એ જ જીવનપ્રગતિની સાચી દિશા છે  જ્ઞાન એ મહામૂલી શક્તિ છે  એ શક્તિદીપ આપણા પ્રત્યેક ધરમાં પ્રગટી રહો

☆





એરોકે સર પર હાથ ફેર કર કહના અબ્બુને તુઝે પ્યાર ભેજા હૈ

અબ્બુ મરી ગયો — નીતિનું સર્વસ્વ નરી ગયુ પરંતુ તે હિમ્મત હારી બેસે એવી સ્ત્રી નહોતી આ આઘાતને એણે સહન કરી લીધો ઘરમાં એકલવાયી પડી રહેતી સાંઝે દીનો આવતો હતો અને આશ્વાસન તેમ જ સાંત્વન આપતો હતો અને કહેતો હતો

કુછ ફિક ન કરો ભાભી! અલ્લાહમિયાંકે આગે કિસીકી પેશ નહી ચલતી અબ્બૂ મેરા ભાઈ થા! મુઝસે જો હો સકતા હૈ ખુદાકે હુકમસે કરૂંગા!

શરૂ શરૂમાં તો નીતિ સમજી શકી નહિ પરંતુ એની ઇદ્દતના● દિવસ પૂરા થયા ત્યાં તો દીનાએ ચોખ્ખા શબ્દોમા કહી દીધુ કે એ એનાથી શાદી કરવા માગે છે આ સાંભળતાં નીતિને થઈ આવ્યુ કે એને ધક્કો મારી ઘરમાંથી કાઢી મૂકે પરંતુ એ આટલુ જ બોલી

ભાઈ, મુઝે શાદી નહી કરની

તે દિવસથી દીનાની વર્તણૂકમા ફરક આવી ગયો પહેલાં નિયમિત દર સાંજે આવીને રૂપિયા પાંચ આપી જતો હતો હવે એ કદી ચાર આપતો કદી ત્રણ! બહાનું કાઢતો કે હાલ મંદી ચાલે છે! પછી તો બબ્બે ત્રણ ત્રણ દિવસ ગેરહાજર રહેવા લાગ્યો બહાનું કાઢતો કે બીમાર પડ્યો હતો — ગાડીનો ઘોડો ભાગ ભાગી ગયો હતો એટલે ગાડી જોડી ન શક્યો! જ્યારે હદ થઈ ગઈ તો નીતિએ દીનાને કહ્યુ

ભાઈ દીને! અબ તુમ તકલીફ ન કરો! ટાંગાઘોડા મેરે હવાલે કર દો

ઘણી આનાકાની પછી દીનાએ કમને ઘોડાગાડી નીતિને સોંપી એણે ગાડાને સોંપી ગાડી અબ્બુનો દોસ્ત હતો એણે પણ થોડા દિવસ પછી શાદીની વાત કરી નીતિએ ઇનકાર કર્યો એટલે એની આંખો બદલાઈ ગઇ હમ! અને બધુ કોણ જાણે ક્યાં ગુમ થઇ ગયુ! નીતિએ એના પાસેથી પણ ઘોડાગાડી લઈ લીધી અને કોઈ અજાણ્યા ગાડીવાનને સોંપી. એણે તો હદ કરી! એક સાંજે પૈસા આપવા આવ્યો તો શરાબમાં ચૂર હતો ઘરમા દાખલ થતાં જ એણે નીતિની લાજ લૂટવાની કોશિશ કરી નીતિએ એને ખૂબ ધમકાવ્યો અને છૂટો કર્યો

આઠ દસ દહાડા ઘોડાગાડી બેકાર તબેલામાં પડી રહી ઘાસ દાણાનો ખરચ અલગ તબેલાનું ભાડુ નોખુ નીતિ વિચિત્ર પરેશાનીમા ઘેરાઈ ગઈ હતી એની આ ઉલઝન કેમે દૂર થતી નહોતી કોઈ શાદીની માગણી કરતુ હતું—કોઈ એની લાજ લૂટવાની કોશિશ કરતું હતું—કોઈ એના પૈસા ખાઈ જતુ હતું — બહાર નીકળતી હતી તો લોકો એને બુરી નજરે ઘૂર્યા કરતાં હતાં એક રાતે તો એના પાડોશીએ દીવાલ કૂદી આવીને એની છેડતી કરવા માંડી હતી! નીતિ વિચાર કરી કરીને પાગલ થઈ ગઈ કે શુ કરવુ?

એક દિવસ બેઠાં બેઠાં એને વિચાર સ્ફુર્યો 'ચલ ન ટાંગા મૈં આપ હી જોતુ — આપ હી ચલાઊં!' — અબ્બુ સાથે જ્યારે એ ફરવા જતી હતી ત્યારે એ ગાડી તે પોતે ચલાવતી હતી શહેરના રસ્તા એથી પણ તે જાણકાર હતી પરંતુ ફરી એને વિચાર આવ્યો લોગ ક્યા કહેંગે? એના જવાબમાં એની બુદ્ધિએ એને કહ્યું કે લોકો જવાબ આપ્યા

ક્યા હર્જ હૈ? ક્યા ઓરતે મહનત મઝદૂરી નહી કરતી? યે કોઈ લેવાલિયાં! — યે દફતરમે નોકરી કરનેવાલી ઓરતે! — ઘરમે બર્તન માંજ કરને વાલિયાં તો હઝારોં હોંગી — પેટ કિસી ભી તરહ સે પાલના હી હૈ!

●ઇદ્દત—શોહરના મરણ પછી વિધવાએ પાળવાના સમય ૧૩૦ દિવસ.

નીતિએ થોડા દિવસ સોચવિચાર કર્યો અને ગાડી પોતે ચલાવવાનો નિશ્ચય કરી લીધો ! એને પોતાની જાત પર શ્રદ્ધા હતી એ અલ્લાહનું નામ લઈ તબેલામાં પહોંચી ગઇ ગાડી જોડવા લાગી તો બધા ગાડીવાનોના મોઢા જોવા જેવાં થઈ ગયાં ! એમના આશ્ચર્યને હદ ન રહી ! કેટલાક તો મશ્કરી સમજી ખૂબ હસ્યા. જેઓ વૃદ્ધ હતા એમણે નીતિને સમજાવી : 'દેખો ઐસા ન કરો. યે મુનાસિબ× નહી ' પરંતુ નીતિએ માન્યું જ નહીં ગાડી બરાબર કરી પીતળના સામાનને સારી રીતે ચમકાવ્યો ઘોડાને ખૂબ વહાલ કર્યું અને મનોમન અબ્બુ સાથે પ્યારની વાતો કરતી એ તબેલાની બહાર નીકળી. ગાડીવા-નોના આશ્ચર્યને કોઈ માઝા નહોતી રહી—નીતિના હાથમાં લગામ હતી જાણે એ ગાડી ચલાવવામાં અત્યંત કુશળ હતી !

શહેરમાં હોહાકાર મચી ગયો—એક ખૂબસૂરત સ્ત્રી ગાડી ચલાવી રહી છે ! દરેક સ્થળે આ જ વાતની ચર્ચા થતી હતી લોકો સાભળતાં હતા સડક ઉપ-રથી ગાડી પસાર થાય એની પ્રતીક્ષા કરતાં હતાં

શરૂશરૂઆતમા પુરુષ સવારીઓ સંકોચ અનુભ-વતી હતી પરંતુ આ સંકોચ થોડીવારમાં દૂર થઇ ગયો અને એને ખૂબ આવક થવા માંડી એક મિનિટ માટે પણ એની ગાડી ખાલી નહોતી રહેતી. અહીં આ સવારી ઊતરી ત્યાં બેઠી ! આપસમાં ક્યારેક ક્યારેક સવારીઓની લડાઈ પણ થઈ જતી હતી. ઝગડવાનું કારણ એટલું જ કે નીતિએ પહેલાં કોને બોલા-વ્યા હતા ?

જ્યારે કામ વધી ગયું તો નીતિએ ગાડી જોડ-વાના સમય નક્કી કરી નાખ્યા સવારે સાતથી બપોરના બાર સુધી બપોરે બેથી સાંજના ૭ સુધી —આ સમય નીતિ માટે ખૂબ અનુકૂળ હતો અન્ની પણ ખુશ હતો પરંતુ નીતિને લાગતું હતુ કે મોટા ભાગના લોકો એના સાન્નિધ્ય ખાતર જ એની ગાડીમાં બેસતા હતા કામકાજ વિના એને આમતેમ ફેરવતા હતા આપસમા ગંદી મશ્કરીઓ પણ કરતા હતા. માત્ર એને સંભળાવવા જ વાતો કરતા હતા. નીતિને લાગ્યુ કે એ તો પોતાને નથી વેચતી પરંતુ લોકો એને છાનાછપના ખરીદી રહ્યા છે ! અને એના સિવાય એને આ વાતની પણ ખબર હતી કે શહે-રના બધા ગાડીવાન એના આ કાર્યને ખૂરું સમજે છે પોતે એમની નજરમાં બૂરી ઠરી ગઈ છે આ બધુ હોવા છતા તે ગભરાઈ નહોતી ગઈ. પોતાની આત્મશ્રદ્ધાને લીધે તે નચિંત હતી મનને શાંતિ હતી

એક દિવસે સુધરાઈવાળાઓએ નીતિને બોલાવી અને એનુ લાઇસન્સ જપ્ત કરી લીધુ કારણ આપ-વામાં આવ્યુ કે સ્ત્રી ગાડી નથી ચલાવી શકતી

નીતિએ પૂછ્યુ

'જનાબ ! ઑરત ટાંગા ક્યું નહી ચલા સકતી !'

જવાબ મળ્યો

'બસ, નહી ચલા સકતી ! તુમ્હારા લાઇસન્સ ઝબ્ત હૈ !' નીતિ બોલી

'હુઝૂર ! આપ ઘોડાટાંગા ભી ઝબ્ત કર લે— મુઝે યે તો બતાએ કે ઑરત ક્યૂ ટાગા નહી જોત સકતી ? ઑરતે ચરખા ચલાકર અપના પેટ પાલ સકતી હૈ ! ઑરતે ટૉકરી ઢોકર* રોઝી કમા સકતી હૈ ! ઑરતે કોઈલે ચુન ચુન કર અપની રોટી પૈદા કર સકતી હૈ !—મૈં ટાંગા ક્યૂ નહીં ચલા સકતી ?—મુઝે ઑર કુછ આતા હી નહીં '—ટાંગાઘોડા મેરે ખાવિદકા હૈ ! મૈં ઉસે ક્યૂં નહીં ચલા સકતી ? મૈં અપના ગુઝારા કૈસે કરૂંગી ? હુઝૂર ! આપ રેહમ કરે ! મેહનત-મઝદૂરીસે ક્યૂ રોકતે હૈ મુઝે ? મૈં ક્યા કરૂં ? બતાઈએના મુઝે !'

અફસરે જવાબ આપ્યો

'જાઓ ! બાઝારમેં જાકર બૈઠો !—વહાં ઝ્યાદા કમાઈ હૈ !'

× મુનાસિબ = યોગ્ય, ઉચિત

* ટોકરીઓ ઊંચકીને

# અમરફળ

ચંદ્રવદન મહેતા

રાજા જેવા રાજા ભર્તૃહરિ પણ નારીના કામણટુમણથી વૈરાગમા ઊતરી જાય, વૈભવ અને ભોગ ત્યાગી દે એવા ભવ્ય વૈરાગને તો ભારતીય સંસ્કૃતિ જ જીરવી શકે એ પુરાણો પ્રસંગ લઈને આ નાટિકાને ગૂંથવા કુશળ કર્તા સફળ નીવડયા છે કર્તાનો પ્રગટ થનારો રેડિયો-રૂપકો-નાટકનો નવો સંગ્રહ રંગભંડાર આ અને બીજા રૂપકોથી સમૃદ્ધ થશે!

[રાજા ભર્તૃહરિના હાથમા ચાબુક છે ચાબુક વડે તેઓ અશ્વપાળ રાણકાને માર મારે છે]

રાણકો (ચીસ પાડતો) ઓ બાપરે! મરી ગયો મરી ગયો બાપલિયા! ઓ ભગવાન!

વિદૂષક અરે પણ મહારાજ! મહારાજ!

ભર્તૃહરિ તુ ચૂપ રહે વિદૂષક આમા તારુ કામ નથી (રાણકાને) હત્યારા દુષ્ટ પાપી ભ્રષ્ટ ગોઝારા નરાધમ.

વિદૂષક અરે પણ મહારાજ સંસ્કૃત શ્લોકોને સ્થાને આપના મુખારવિંદમાંથી આવી શી વાણી ઝરે છે!

ભર્તૃહરિ વિદૂષક આ પરિહાસનો સમય નથી (રાણકાને) બોલ બોલ કુલાંગાર નીચ અધમ

રાણકો ક્ષમા કરો ક્ષમા કરો ઓ ઓ ભગવાન!

વિદૂષક બસ કરો મહારાજ! ઉજ્જયિનીના રાજવીને એક ઘોડાવાળાને મારતો હું નથી જોઈ શકતો મહારાજ! જરા શાંત થાઓ વિચાર કરો આ તતુડીઆનો શો દોષ? ગમે તેમ પણ એ ઘોડાવાળો અશ્વપાલ નામ મોટું પણ અંતે તો રાણકો જ ને!

ભર્તૃહરિ પણ તને ખબર છે એણે શુ કર્યું છે તે? શુ નાહકનો એને બચાવે છે વિદૂષક

વિદૂષક અરે એણે મને કંઈ ઘોડેસવારી કરાવીને દાટ વાળ્યો કે હું વળી એને બચાવવા નીકળુ? મહારાજ મને માંડીને વાત કરો પછી જરૂર હશે તો એને ટીપવા માટે આપનુ જ અન્ન ખાઈને મારા હાથ ક્યા ઓછા કસાયેલા છે! લાવો ચાબુક મને આપો આપના હાથમા તો રાજદંડ શોભે કે ઘોડાની ચાબુક?

ભર્તૃહરિ વિદૂષક! તારી વાત સાચી તે દિવસે તે કહ્યું હતું મે વાત માની નહોતી પેલા આપણા અમરફળની વાત તારી વાતને નાણી જોવા એક મોટુ જેવું મફળ લાવી મે એને અમરફળ કહી રાણી પિંગળાને આપ્યુ અને રાણીની કસોટી થઈ ગઈ માને છે! આઠેક દિવસે ફરતુ ફરતુ એ ફળ અંતે પાછું મારી પાસે આવ્યુ!

વિદૂષક ક્યાં છે મહારાજ! લાવોને કોઈએ ન ખાવુ હોય તો હુ ખાઉં? અમરફળ ખાવા તો મળશે ને?

---

આ સાંકળાતી નીતિમા જે અસત્ નીતિ હતી એ બળીને રાખ થઈ ગઈ ધીરેધીરે અત્યાર સુધી ચાલી રહી અધીપધી દિનમાં ઘોડાગાડી વેચી નાખી અને સીધી અમ્બુની ટબર પર આવી એક પળ માટે ખામોશ બની રહી. એની આંખો બિલકુલ સૂકી હતી જાણે વર્ષો પછી ધગધગતા તાપે ધરતીની તમામ ભીનાશ ચૂસી લીધી હતી! એના ભીસાયેલા હોઠ ફફડયા અમ્બુની કબરને સંબોધી એ બોલી અમ્બુ! તેરી નીતિ આજ મ્યુનિસિપલ દફતરમે મર ગઈ આટલુ કહીને તે ચાલી ગઈ બીજે દહાડે એણે અરજી કરી. એને પોતાનુ શરીર વેચવા માટે લાઇસન્સ મળી ગયુ!

★




ભર્તૃહરિ. હજી ખાઉધરો જ રહ્યો વાત તો સાંભળ— અત્યારે મને દાસીએ એ ફળ આપ્યું મેં પૂછ્યુ ક્યાંથી લાવી? તો કહે ગણિકાએ આપ્યુ. ગણિકા ક્યાંથી લાવી? તો કહે આ રાણકાએ એને આપ્યુ તો રાણકાને પકડી મંગાવ્યો તો કેમે કર્યો નહોતો કહેતો કે એની પાસે ફળ ક્યાંથી આવ્યુ અને હમણાં કબુલ થયો કે ફળ પિંગલાએ જ એને આપ્યુ અને આખી વાત પ્રગટ થઈ

વિદૂષક: મહારાજ, પ્રેમની ઘટમાળ એવી જ છે ઠીક, પણ તેમાં આપ આ ડોકમડાને શેણે ટીપ્યે રાખો છો?

ભર્તૃહરિ: તો શુ, એને ન ટીપુ તો તને ટીપુ? હજી સાવ મૂરખો જ રહ્યો પાછો પૂછે છે કે એને કેમ ટીપો છો? રાણી પિંગલા સાથે પ્રણય-લીલા કરે—અને રાજમહેલમાં આવો નિર્લજ્જ વ્યવહાર ચલાવે તેને હુ ટીપું નહી તો શુ પૂજા કરૂ?

વિદૂષક મહારાજ, રાજમહેલમાં તો એમ જ ચાલે, એમા એને ટીપવા જેવુ શું છે? અને મને ટીપવાની તો વાત જ ક્યાં છે આમા? ટીપવુ હોય તો તો આપની જાતને જ ટીપો

ભર્તૃહરિ મૂરખ! વધારે જીભ લબાવે છે.

વિદૂષક. આપની ચાબુક જેટલી તો મારી જીભ લાંબી નથી? મહારાજ, જરા થોભો એઈ રાણકા, આમ આવ

[ વિદૂષક મહારાજના હાથમાંથી ચાબુક લઇ લે છે ]

રાણકો મહારાજ, મને બચાવો, આ બામણો તો મારી મારીને મારી ચામડી ઉતારી નાખશે

વિદૂષક: તો યે તારો આરો ક્યાં આવે એમ છે? જો સાચા જવાબ નથી આપ્યા તો મૂઓ જ સમજજે રાજમહેલમા તુ તારી મરજીથી ગયો હતો કે રાણીએ તને બોલાવ્યો હતો!

રાણકો રાણીબાએ—રાજમાતાએ બોલાવ્યો હતો!

[ વિદૂષક બે ચાર ચાબુક ચોડી દે છે ]

વિદૂષક કમજાત, આટ આટલો આડો વ્યવહાર કર્યો છતા હજી રાણીમા ને રાજમાતા તારા મોમાંથી નીકળે છે! બોલ રાણીમા તારા પર આટલા પ્રસન્ન હતા છતા તુ ગણિકાને ત્યાં કેમ જતો હતો?

રાણકો કારણ, મારુ મન એનામાં ચોંટ્યુ હતુ.

વિદૂષક: અને તારા મનમાં તો મૂળિયા બેટમજી હમણાં ઉખેડી નાખુ છુ પછી ગણિકાએ તારા પર કંઈ કૃપા બતાવી ખરી? તે તો બહુએ કર્યું ખરૂં ને? રાજમહેલમાંથી કિંમતી વસ્ત્રો લઈ તે તેને ભેટ આપ્યા રાણીમાના આભૂષણો પડાવી, તે તે ગણિકાને આપ્યાં, અને ગણિકાએ તને શુ કર્યું?

રાણકો એક દિવસે લાત મારી મને નીચે ઉતાર્યો

વિદૂષક કારણ, ગણિકાનુ મન બીજે હતુ, ખરૂ!

રાણકો હા, હા

વિદૂષક હા, હા, શુ? 'હા મહારાજ' બોલતાં જીભને ટાઢિયો આવે છે? (ફરી ચાબુકનો માર)

રાણકો હા, મહારાજ!

વિદૂષક. હ, રાણીમાની તારા પર બહુ પ્રીતિ હતી, નહિ? સાચુ કહેજે નહિ તો આ ચાબુક .

રાણકો પ્રીતિ તો, મહારાજ, હજીયે છે

વિદૂષક પ્રતિહારી! પ્રતિહારી! સાળા તગડમને અહીંથી લઈ જાઓ, અને આઠ દિવસના એને ઉપવાસ કરાવો. જા કુળબોળુ, ઘરભાંગુ, નીચ જા ( પ્રતિહારી આવી રાણકાને દોરવી જાય છે ) મહારાજ, ક્ષમા કરો પરિહાસ નથી કરતો પણ આ આખુ જીવન એક મોટા પરિહાસ જેવુ જ નથી લાગતુ? આપની સમક્ષ પરિહાસ





કવાનો તો મારો ધર્મ છે એ સેવાથી હું બંધાયેલો છું પણ મહારાજ શિક્ષા કોને કરવી? આ ઘોડાવાળાનો શો દોષ? રાણી પાસે એને બોલાવી મગાવ્યો એની સાથે સબંધ બાંધ્યો પ્રીતિ કરી શિક્ષા કરો તો રાણીબાને કરો આપ પ્રેમમાં અજ્ઞાન રહ્યા હૃદય આખુ એને ચરણે ધર્યું એનામાં વિશ્વાસ મૂક્યો એનો પડતો બોલ ઝીલ્યો

ભર્તૃહરિ વિદુષક સાચી વાત છે મે એને અર્પણ કરવામાં શુ બાકી રાખ્યુ હતુ? દેવી માની પૂજા કરી રાજપાટની બધી ચિંતા છોડી હું એને વશ થઈ રહેતો ને

વિદૂષક હા મહારાજ, ને શૃગાર અને નીતિના શ્લોકો લખ્યા તમે દીપકથી અગ્નિથી સૂર્ય ચદ્રથી એને ઉત્તમ કહી એનુ મુખ કમળ સાથે સરખાવ્યુ નેત્રો કુરંગ સાથે સરખાવ્યા મહારાજ આપ તો હિમાલયથી માંડી સિહલ દ્વિપ સુધીના કમળોને ખુદી વળ્યા મો સો પૂર્ણિમાની ચાંદનીઓ એકઠી કરી ચૂક્યા અન્યને જોઈ જોઈને તો ઓહોહો ઓહોહો કરી રહ્યા હાથીઓના સરઘસો તપાસ્યાં હંસ હરિણીઓની ચાલ નિહાળી ચૂક્યા એના કટાક્ષ સહ્યા અને એના યૌવનને તો—અને કૌમારને

તો શુ તો પેલુ અનાઘ્રાત પુષ્પ ક્વચિત સુભગે વળી વક્ત્ર ચદ્રવિડમ્બિતમ્

ભર્તૃહરિ બસ બસ.

વિદૂષક બસ બસ શુ? હાસ્યના હમલાને તો ચ્ચલતરણે રુચિર વિતત કહ્યા અને મધુતિક્ષતિ વાચિ મીઠુ મધુરુ સરલ તરલ, કોમળ મનો હર સુ દર રમ્યતર અધર પ્રિયા પ્રિયતમા કાન્તા કામિની શબ્દોના તો ઢગલા ખડકાવી દીધા કવિતાઓ લખી એને સ્વર્ગ સુધી ઊંચે ચડાવી—પણ સ્ત્રીના હૃદયને પારખી ન શક્યા લખ્યુ તો ખરુ હદિ હલાહલમ્ હૃદયે તો વિષ, પણ સ્ત્રીના ચાચ પતે ન સમજી શક્યા ક્ષમા કરો મહારાજ ક્ષમા કરો

ભર્તૃહરિ વિદૂષક તને હમેશની ક્ષમા જ છે ખરે ખર મે અનહદ વિશ્વાસ મૂક્યો હું પ્રેમાંધ બન્યો અને તેથી પિંગલાએ આવુ અનુચિત કર્યું

વિદૂષક એને બોલાવીને સજા કરો શિક્ષાને પાત્ર તો એ છે આ લદુ રાણકાનો શો વાંક? મહારાજ આટલા વિદ્વાન નીતિનિપૂણ વિલક્ષણ જ્ઞાની સ્ત્રીચારિત્રથી અજાણ રહ્યા! એના ચચળ સ્વભાવથી અજ્ઞાન રહ્યા! ક્ષમા કરો મહારાજ મને તો આખો કોયડો જ પરિહાસ જેવો લાગે છે સ્ત્રી પાસેથી બીજી આશા જ તમે શી રાખી શકો?

[ ઘડીભર આ શબ્દો સાભળતા ભર્તૃહરિ આખ મીચી ધ્યાનસ્થ થાય છે ]

મહારાજ મહારાજ આ શુ? આંખો કેમ મીચી બેઠા છો? કઈ પીડા થઈ રહી છે? મહારાજ, કેમ બોલતા નથી? બોલોને મહારાજ

ભર્તૃહરિ વિદૂષક લખી લે —

या चिन्तयामि सततं मयि सा विरक्ता
साऽप्यन्यमिच्छति जनं स जनोऽन्यसक्तः
अस्मत्कृते च परितुष्यति काचिदन्या
धिक् ता च तं च मदनं च इमां च मां च ॥

વિદૂષક વાહ મહારાજ વાહ સસારમાં એમ જ છે મારે તો ક્યારની આવટ ભાંગી ગઈ હતી એટલે નિરાંત જ હતી અને આપે પણ આ જોયુ એ ઠીક થયુ પણ મદનને શા માટે દોષ દો છો? દોષ દો તો સ્ત્રીને દો

ભર્તૃહરિ: સાચી વાત છે પણ પિંગલાના વાંકે આખી સ્ત્રી જાતિને પણ શા માટે દોષ દેવો? હુ પણ કેવો અજ્ઞાન રહ્યો! રાજનીતિ સમજ્યો પણ સ્ત્રી-ચરિત્ર ન સમજ્યો' વિદૂષક વિદૂષક બોલાવ રાણી પિંગલાને એ કુલટા



સ્ત્રીને હમણાં જ દંડી નાખું શિક્ષા કરૂં એ પાપણીએ મારો ભવ બગાડયો મારી ઉદારતાનો દુરૂપયોગ કર્યો મારા વિશ્વાસનો અનર્થ ઘાત કર્યો વિદૂષક, મારું શરીર ક્રોધથી કંપે છે।

વિદૂષક. કંપે। કેમ ન કંપે?

ભર્તૃહરિ હું આખો આગે સળગી ગયો છું મારા જીવનમાં આ? સ્ત્રીની પરીક્ષામાં કાચો। મારી આંખમાં આવી ધૂળ નખાય? મારું જીવન રગદોળાઈ જાય? ઓ દુષ્ટ પિંગલા। પાપી અધમ, કુલાંગાર ..। તારે માટે મેં ફૂલ પાથર્યાં. તારે માટે મેં શું શું ન્યોછાવર નથી કર્યું? પરિણામમાં આ? આ ભામટા જેવા ઠાણીઆ સાથે પ્રીતિ સંબંધ? પિંગલા ક્યાં છે? પિંગલા। વિદૂષક, પિંગલાને બોલાવો એને હમણાં ને હમણાં પકડી મંગાવો. મારા પોતાના હાથે જ હું એને શિક્ષા કરું ઓ. મેં એને દેવી કહી, મેં એને સુરાંગના કહી, મેં એને દેવકન્યા કહી, મેં એને પવિત્ર સતી કહી એ આ પિંગલા જેને મેં નિર્દોષ સરલ, ભોળી, નિ:સ્વાર્થી માની, તે આટલી ક્રૂર, કુટિલ, નિર્દય। તે આટલી દુષ્ટ, પાપી। તે આટલી કપટી, અશુદ્ધ। આવા હીન ચારિત્ર્યવાળી। ઓ રે મારી આંખે અંધારાં આવે છે સંસાર સળગતો લાગે છે ચારે બાજુ ચિતાનો અગ્નિ ભડભડતો જણાય છે પ્રેમ, પ્રીતિ, અનુરાગ, સ્નેહ, એમાં આવાં છળકપટ, આવાં ભયાનક મર્મચ્છેદી આચરણ। વિદૂષક, વિદૂષક, ક્યાં છે રાણી પિંગલા, ક્યાં છે એ કુલકલંકિની? એને સત્વર અહીં હાજર કરો

વિદૂષક. કુલકલંકિની। હા હા હા। એને હાજર કરો। હા હા હા।

ભર્તૃહરિ: વિદૂષક, વિદૂષક।

વિદૂષક: હા હા હા। કુલકલંકિની। પિંગલા। રાણી પિંગલા। એને અહીં હાજર કરો, મહારાજ, આ ક્રોધ આ દૈન્ય, આ સંમોહ, આ બળતગ આપને શોભે? માલવપતિ મહાજ્ઞાની કવિ કુલશિરોમણિ નૃપેન્દ્ર ભર્તૃહરિ, જાગો આપની મોહનિદ્રાનો અંત આવ્યો છે એમાં આવા પ્રલાપ આપને છાજતા નથી ક્રોધની જ્વાળામાં જ્ઞાનના સૂર્યને સંતાડી ન દો પિંગલા ઉહ, પિંગલા કોણ? આપના જીવન પંથમાં પિંગલાનું સ્થાન કેટલું? શયનગૃહે તાળાં પડ્યાં એમને। એટલે તમે તેને શિક્ષા આપવા તૈયાર થઈ ગયા છો? રાજેન્દ્ર ભર્તૃહરિ। ન્યાય્યાત્ પથ પ્રવિચલંતિ ન ધીરા ના ના પેલું શું, નિન્દતી નીતિ નિપુણ યદિ વા સ્તુવન્તુ આ પિંગલાને શિક્ષા કરવાનો મોહ। એને શિક્ષા કર્યે એ સુધરશે દેવ। તમારે અને પિંગલાને શું? જ્ઞાનેન્દ્ર, ભર્તૃહરિ, આપ જાગૃત થાઓ આ કાળી રાત વીતી ગઈ છે સંસાર ઘોળી પીઓ ઉપહાસ જિંદગીભર કરતો આવ્યો છું અત્યારે તો લાગે છે કે સંસાર એ મોટો ઉપહાસ છે, ઉપહાસ છે તો હસી લો, હસી લો, મહારાજ

ભર્તૃહરિ વિદૂષક।

વિદૂષક. જાગૃત થાઓ જ્ઞાન દીપકને સંકોરો, શિક્ષા કરવાના વિચાર જવા દો પાપીઓને પોતાને પાપે મરવા દો

ભર્તૃહરિ વિદૂષક।

વિદૂષક. પિંગલા કોણ? રાજેન્દ્ર ભર્તૃહરિ તેનાથી સહસ્રગણા મહાન છે એ તુચ્છ પામર વ્યક્તિને વિસરી જાઓ પૃથ્વીના લોકને નીતિના મોંમો શ્લોક ભણાવ્યા છે એનાથી વધારે સંસારને નહિ પણ સમસ્ત જીવનને માર્ગદર્શક બને એવા શ્લોકો ભણાવો મહારાજ, જ્ઞાનેન્દ્ર, હું તો એક આપનો તુચ્છ મિત્ર છું જીવનભર હસ્યો છું બનતી યુક્તિપ્રયુક્તિઓથી આપને હસાવ્યા છે, રમાડ્યા છે, ખીલાવ્યા છે, ખેલવ્યા છે જીવન ટૂંકું છે. ટૂંકા જીવનમાં નૃપેન્દ્ર તરીકે

તમે લોકકલ્યાણ કર્યું છે પણ આપ કવીન્દ્ર છો જીવન પછી પણ ચિરંજીવી લોક કલ્યાણ કરી શકે। એવી આપની શક્તિ છે મહારાજ!

ભર્તૃહરિ : વિદૂષક! તું વિદૂષક નથી તું માત્ર મારા મિત્ર તરીકે અત્યારે બોલતો નથી પણ

વિદૂષક મહારાજ હું તો સાચે જ આપનો કિંકર છું પામર છું અજ્ઞાન છું આપની જ્ઞાનજ્યોતિ માંથી જે કાંઈ પ્રેરણા પામ્યો છું તે કહું છું અમરફળ તો એક કહાણી હતી એમ માનો કસોટીનો માત્ર ટુચકો હતો એમ ગણો અમર ફળ ખાધે જ કંઈ અમર નથી થવાતું!

ભર્તૃહરિ અમરફળ ખાધે જ કંઈ અમર નથી થવાતું હા

વિદૂષક એ વિના પણ આપ અમર થઈ ચૂક્યા છો અને હજી અક્ષયકીર્તિ થશો જે નૃપેન્દ્રે રાજ્યવર્તિને વેશ્યા સાથે સરખાવી સાચી ખોટી પ્રિય બોલનાર, જીવ લેનાર ધન લેવામાં તત્પર ખર્ચાળ હમેશાં પૈસા મળે એવી રાજનીતિને વેશ્યાંગનેવ અનેક રૂપા કહી જેણે ખલ પુરુષો માટે તેઓ કદી પણ સન્માર્ગમાં નહિ વળી શકે એમ કહ્યું રેતીમાંથી તેલ ને મૃગતૃષ્ણિકામાંથી જલ નીકળે તો ખલ સુધરે એ પ્રમાણી નક્કી જેણે સાહિત્ય સંગીત કલાની કિંમત જાણીને એ વિનાનાને પશુ સમાન પ્રમાણ્યા જેણે કહ્યું ! ન વિભૂષયન્તિ પુરુષાં જેણે વિદ્યા નામ નરસ્ય રૂપમધિક— જેણે શૌર્ય શત્રુજને ક્ષમા ગુરુજને અને નારીજને ધૂર્તતા કહ્યું જેણે હાથ કંકણું નહિ પણ દાનથી ને શરીર પરોપકારથી શોભે છે એમ કહી વિદ્વાનો ને સાધુજનની સ્તુતિ કરી એ રાજેન્દ્ર કવીન્દ્ર ભરથરી અમરત્વને પામ્યા જ છે એમાં લેશ પણ સંશય નથી જ

ભર્તૃહરિ મિત્ર વિદૂષક તને ધન્ય છે આજે તું મારો માત્ર મિત્ર નહિ પરંતુ ગુરુ પણ બન્યો છે સાચી વાત છે પિંગલાને પેલો કાપુરુષ તેઓ તો પામર છે તુચ્છ છે પોતપોતાની રીતે ભોળી કરેલી જાતનાં પતંગિયાં છે એમનાં જીવન કાદવિયાં જેવા છે અરેરે જે મુખ મખ શ્લેષ્માગાર તત્ પિ ચ શશાંકેન તુલિતમ્ ખરેખર કવિઓએ જ ઉપમાઓ આપી આપી સ્ત્રીને ફુલાવી દીધી છે

વિદૂષક મહારાજ કવિ તો આપ પણ છો કવિઓનો દોષ નથી એ ગુણ જ એવી છે એ મોહની જ એવી છે આપ સર્વ શોક તજી રાણી પિંગલાને ભૂલી જ જાઓ વસાંસિ જીર્ણાનિ યથા વિહાય એમ તેઓ આપની કાંચળીની પેઠે પ્રીતને તરછોડતી ચાલી જ જાય છે એમ સમજો

ભર્તૃહરિ મિત્ર વિદૂષક!

ભોગે રોગભયં કુલેચ્યુતિભયં વિત્તેનૃપાલાદ્ભયં
મૌને દૈન્યભયં બલે રિપુભયં રૂપેજરાયા ભયમ્
શાસ્ત્રે વાદભયં ગુણે ખલભયં કાયેકૃતાન્તાદ્ભયમ્
સર્વં વસ્તુ ભયાન્વિતં ભુવિનૃણાં વૈરાગ્યમેવાભયમ્

બધે જ ભય છે એક વૈરાગ્ય જ નિર્ભય છે કૃપા કરી આપણા કુલાભવનના આચાર્યને બોલાવી મંગાવશો પ્રધાનજી આ બાજુ આવતા હોય તો એમને પણ વહેલા અહીં આવવા જાણ કરશો

વિદૂષક જેવી આજ્ઞા

[ જાય છે ]

ભર્તૃહરિ ખરેખર પર્વતની શિલાને જ સુંદર શૈયા માનીએ પર્વતની ગુફાને જ ઘર લેખીએ વૃક્ષોની છાલ વસ્ત્ર ગણીએ અને પંખીઓ સાથે મૈત્રી સાધીએ તો તો પછી કશી ચિંતા રહે જ નહિ સંસાર અસાર છે એમાં ક્યાંય સ્વલ્પ પણ સુખ જણાય છે? મા ધરતી મા માડી! પિતા તુલ્ય પવન! મિત્ર તુલ્ય તેજ! હે સદબંધુ તુલ્ય જળ! હે ભાઈ સમાન આકાશ! હે પંચ



મહાજૂનો ! તમને વંદન કરૂં છું, તમારી કૃપાથી મારો મોહમદિમા દૂર થાય છે, અને હું પરમ આનંદમાં લય પામુ છુ. હા હા ધન્ય છે આ જ્ઞાનને, ધન્ય છે આ સચ્ચિદાનંદનો હવે આપણે તો !

મહી રમ્યા શૈયા વિપુલયુપધાનં ભુજલતા,
વિતાન આકાશ વ્યજન મનુકુલોઽયમનિલ ॥

[ સામેથી વિદૂષકના મોકલેલા પ્રધાન પ્રવેશ કરે છે.]

પ્રધાન મહારાજ, મહારાજ !

ભર્તૃહરિ કોણુ ? અહો પ્રધાનજી ! આવો

પ્રધાન શી આજ્ઞા આપો છો, મહારાજ

ભર્તૃહરિ . આજ્ઞા ! હે ! હવે આજ્ઞા તમે કરો ભર્તૃહરિની મોહનિદ્રા ઊડી ગઈ છે દેશપાર કરેલા મારા સહોદર વિક્રમને બોલાવી રાજપાટ સોંપી દો મને વિદાય આપો

પ્રધાન : આ શુ બોલો છો મહારાજ ? અન્નદાતા, પૃથ્વીપતિ !

ભર્તૃહરિ અન્નદાતા હુ કોણુ ? અન્નદાતા તો પ્રભુ, મારે હવે આ આળ પંપાળ નથી જોઈતી મને કોઈ સૂચના આપશો નહિ મારો નિર્ણય અંતિમ છે ઘડી બે ઘડીમાં મે સંસારનો સાર જોઈ લીધો છે લક્ષ્મી ચંચળ છે સ્ત્રી ચંચળ છે કીર્તિ ચંચળ છે હવે તો ફાટેલી કન્થા હોય તોયે શુ ? નઠારૂં અનાજ હોય તોયે શુ ?

પ્રધાન મહારાજ, આપ શુ કરો છો ? કશુ સમજાતું નથી આપની પ્રકૃતિ અસ્વસ્થ છે ? આપને કંઈ પીડા થઈ રહી છે ? મહારાજ ! પ્રજાજન આપનાં દર્શન વાંછે છે ?

ભર્તૃહરિ મારાં દર્શન, મારે જ હવે પ્રજાજનોના દર્શન કરવા રહ્યા છે મારે એમની ભેગા જ હવે જઈને રહેવું છે.

પ્રધાન : મહારાજ, આપ ખરેખર સંસારનો ત્યાગ કરવા ઇચ્છો છો !

ભર્તૃહરિ . મારો એ અંતિમ નિર્ણય ક્યારનો થઈ ગયો છે કૃપા કરી મારે માટે કૌપીન, ભગવાં વસ્ત્રો મંગાવો અને અને મિત્ર વિદૂષક ક્યાં છે ?

વિદૂષક (તરત સામેથી પ્રવેશ કરી) મહારાજ, આટલામાં જ હતો આજ્ઞા

ભર્તૃહરિ નગરમાં ઢંઢેરો પીટાવો રાજ્યાસન ભાઈ વિક્રમને આપો મને હવે અહીંથી વિદાય આપો પહેલાં મને પૂજ્ય મચ્છેન્દ્રનાથનાં દર્શને લઈ ચાલો

વિદૂષક . મહારાજ, મહાત્મા મચ્છેન્દ્રનાથ પોતે જ હમણાં અહીં પધારશે

ભર્તૃહરિ મહાત્મા સ્વયં અહીં પધારશે ? મારે માટે એ કેટલું અનુચિત !

વિદૂષક મહારાજ, મહાત્મા ત્રિકાળજ્ઞાની છે તે તો આપ જાણો જ છો ભાવિની ગતિ એમણે જરૂર પરિમાણી જ હશે, એટલે જ એઓ આ તરફ આવવા નીકળ્યા હશે

ભર્તૃહરિ : ઠીક, લ્યો આ રાજદંડ, અને આ ઉપરણું લાવો પેલાં ભગવાં હુ હમણાં જ આવ્યો

[ જાય છે ]

પ્રધાન વિદૂષક, મહારાજને આ પંથે ચડાવનાર તું લાગે છે

વિદૂષક : પ્રધાનજી, નાહક ક્રોધ શા માટે કરો છો ? કોઈને કોઈ પણ પંથે ચડાવનાર હુ કોણુ ?

પ્રધાન . તુ તુ વિદૂષક ! રાજ્યનીતિ, જીવનવ્યવહાર સંસારસંક્રમણુ—શુ એ બધા ઉપહાસના જ વિષયો છે !

વિદૂષક હુ એમ માનુ છુ ખરો. મને તો લાગે છે કે ઈશ્વરને મન જીવન પણ એક મહા પરિહાસનો જ વિષય લાગે છે.





પ્રધાન : કેવળ અસત્ય. શા પરથી એમ માને છે?

વિદૂષક : આપ જેવાને હાથે પ્રધાનપદ સોંપાય છે એ જોઈને!

પ્રધાન : વિદૂષક! આ વધારે પડતું બોલાય છે.

વિદૂષક : સત્ય હમેશાં એવું આકરું લાગે છે. જે રીતે તમે પ્રધાનપદ ભોગવ્યું—રાજાના રાજમહેલમાં અશ્વપાલને ઘુસવા દીધા.

પ્રધાન : શા પરથી માને છે એમાં મારો હાથ છે?

વિદૂષક : તમે એકાએક અત્યારે બેબાકળા બની ગયા છો તે ઉપરથી. મહારાજ મદનને નિંદો છો, ધિક્ કહો છો. હું પ્રધાનને ધિક્ કહું છું.

પ્રધાન : આ અસહ્ય છે. રાજસેવા છોડવી પડશે.

વિદૂષક : છોડી જ દીધી છે. રાજાએ રાજ્ય છોડ્યું છે અને મહારાજની પાછળ હું પણ એમને જ પંથે જઈશ.

[એટલામાં શાંત ભર્તૃહરિ યોગીવેશમાં પ્રવેશે છે]

ભર્તૃહરિ : મિત્ર વિદૂષક જય જય!

વિદૂષક : ઓહો! વાહ વાહ રાજવીનું તેજ આ યોગી વેશમાં અદ્ભુત પ્રગટી નીકળે છે. મહારાજ મારા સાષ્ટાંગ દંડવત પ્રણામ સ્વીકારો અને મને આપને આશ્રયે લો.

ભર્તૃહરિ :

આ આયુષ્ય તરંગ લોલ સરખું એમાં વળી યૌવન
ને લક્ષ્મી અતિ ચંચલા સરી જતી જેવી નભે વીજળી
સંસારે સુખ છે નહીં જરી કદી આશા નિરાશા થતી
તે સંસાર હવે નક્કી ત્યજિત એ યોગી બને ને તપે.

પ્રધાન : મહારાજ, આ અસહ્ય છે, અનર્થકારી છે. કૃપા કરો, દયા કરો. આ ભગવો વેશ આપને શોભતો નથી. આ પંથથી પાછા વળો, પાછા વળો.

[બીજી બાજુથી ભગવાન મચ્છેન્દ્રનાથ પધારે છે]

મચ્છેન્દ્રનાથ : જય હો, જય હો.

વિદૂષક : મહારાજ, મહાત્મા મચ્છેન્દ્ર પધાર્યા.

મચ્છેન્દ્ર : યોગીન્દ્ર ભર્તૃહરિનો જય હો. મેંને સબ પા લિયા મેરા આશીર્વાદ!

ભજન કરો તુમ અલખ નિરંજન
પંચ વિષયસે મન સંકોચન
છુટ જાયગા યહ ભવ બંધન અલખ નિરંજન.

ભર્તૃહરિ : સદ્ગુરુ આપની કૃપા, આપનો અનુગ્રહ એથી તો આ અભિનવો આનંદ પામ્યો છું. ખરેખર સંસારના ભોગો વાદળાંના ઘરની અંદર ચમકતી વીજળી જેવા જ છે. એટલે ડાહ્યા પુરુષોએ તો એનો સર્વથા ત્યાગ જ કરવો ઘટે.

મચ્છેન્દ્ર : સચ હૈ ભર્તૃહરિ! તેરા કલ્યાણ હો. દુનિયામેં તેરા અમર નામ હો.

ભર્તૃહરિ : આપના દર્શનથી, આપની કૃપાથી ચિત્ત પ્રસન્ન થયું છે, સ્થિર થયું છે, અને હવે મોહ શોકની આધિવ્યાધિ ઘેરી શકે એમ નથી.

મચ્છેન્દ્રનાથ : જય હો, જય હો.

[મચ્છેન્દ્રનાથ જાય છે]

ભર્તૃહરિ : વિદૂષક, પેલા અશ્વપાલને બોલાવો તો.

વિદૂષક : જેવી આજ્ઞા. એ અહીં નિકટમાં જ છે.

[જાય છે]

પ્રધાન : મહારાજ, ક્ષમા કરો. મારે અનુરૂપ કંઈ આજ્ઞા આપો.

ભર્તૃહરિ : પ્રધાનજી, તમને શું કહું? ઈશ્વર તમને સદ્બુદ્ધિ આપો.

[પ્રધાન જાય છે. વિદૂષક શાણકાને લઈને ફરી પ્રવેશે છે]

વિદૂષક : આ શાણકો, મહારાજ!

ભર્તૃહરિ : ભાઈ અશ્વપાલ! પેલા ચાબુકના મારથી અંગ બળે છે નહીં વારુ? ભાઈ લે આ ચાબુક



મને માર, જા તું આજથી છૂટો છે, તને ઠીક લાગે તેમ તું તારુ જીવન વ્યતીત કરી શકે છે

રાણકો : મહારાજ, મને ક્ષમા કરો. હુ તો એક અબુધ માનવી છુ, અજ્ઞાન છું આપની કૃપા હોય તો જ જીવી શકું એમ છું

ભર્તૃહરિ : તારુ કલ્યાણ હજો, ભાઈ

[નમન કરી જાય છે]

વિદૂષક. રાણી પિંગલા, અત્યારે? હવે? શા માટે? ના, ના, મારે એનુ મોં પણ શા માટે જોવુ? (થોડીવારે) રાણી પિંગલા? પિંગલા? સ્ત્રી? નારી! (ફરી વિચાર કરીને) પણ ના, એમ શા માટે? રાજા ભર્તૃહરિ તો મૃત્યુ પામ્યા છે યોગી ભર્તૃહરિને મનમા ઈર્ષા, શોક ક્રોધ શા માટે? હા, વિદૂષક, એ ભલે આવે, આવવા દો.

પિંગલા પ્રભો! મહારાજ! ક્ષમા, ક્ષમા! નાથ, આ ભેખ ઉતારો, ભેખ ઉતારો, રાજા ભરથરી

ભર્તૃહરિ. ના, હવે એ શક્ય નથી પિંગલા હવે એ કદી નહી બને

અમે છોડી સસારની મોહની, લીધી જગલની વાટજી
અમે છોડ્યો સસાર સોહામણો, છોડ્યા સાથે રાજપાટજી
ભિક્ષા દે રે મૈયા પિંગલા!

પિંગલા : ભોજન જમાડું મનભાવતાં
જમતા જાઓ ઓ ઓ નાથજી
સામે બેસીને આરોગીએ,
આપો એટલો સગાથજી,
ભેખ રે ઉતારો રાજા ભરથરી

ભર્તૃહરિ અલખ જગાડું વન એકલો,
મારે પખીના છે સાથજી,
રાજદડ તજિયા મેં ક્યારના,
ભિક્ષાપાત્ર છે હાથજી,
ભિક્ષા દે દે રે મૈયા પિંગલા

પિંગલા ભગવા લીધા હો રાજા ભરથરી,
લીધા ત્યાગ મમ માટજી
માઈ કરો નહી માગ કથજી,
હૈયે થાય ઉચાટજી,
ભેખ રે ઉતારો રાજા ભરથરી

ભર્તૃહરિ : સગપણ છોડ્યા રાણી પિંગલા,
લખ્યા લેખ લલાટજી
સગા સ્નેહીમા હવે જાણજો,
મારે જોગીની જમાતજી,
ભિક્ષા દે દે રે મૈયા પિંગલા

[ગાતા ગાતા યોગી ભર્તૃહરિ ચાલવા માડે છે રાણી પિંગલા એમની પાછળ ડગ ભરે છે. ને એક ખૂણે વિદૂષક શ્લોક ગણગણતો ઊભો રહી જાય છે]

*

## જૅલી !

પેટ્રોલપપ પાસે હાથગાડીમાં બરફ વેચનારને સવારે છ વાગે છુરો હુલાવી દેવામાં આવ્યો. સાત વાગ્યા સુધી એની લાશ પાકી બાંધેલી સડક પર પડી રહી બરફ ઓગળતો ગયો, બરફનુ પાણી લાશ ઉપર ઝમતુ રહ્યું.

સવાસાત વાગે પોલીસ આવી. લાશને ઉપાડીને એ લઈ ગઈ બરફ અને લોહી ત્યા જ પડયાં રહ્યાં

એક ઘોડાગાડી ત્યાથી પસાર થઈ ઘોડાગાડીમા બેઠેલા બાળકે લાલ લાલ લોહીના—જીવતા જીવતાં લોહીનાં જામેલાં ચોસલા જોયાં એના મોંમાં પાણી વછૂટયાં.

પડખે બેઠેલી એની માનુ બાવડુ ઝાલીને બાળકે એની કોર આંગળી ચીંધી 'જો મમી, જૅલી!'

**[સઆદત હસન મન્ટોકૃત ( અનુ૦ માંડવીઆ ) માણસાઈના સીમાડામાંથી]**

અહી ગુલાબ વગડાઉ ફૂલ છે એમા ગધ પણ નહોતી ઠંડા પ્રદેશનાં ફૂલોમાં ગધ ઓછી પ્રગટે છે

આમ આઠેક માઈલનો પ્રવાસ પૂરો થયો અમે બાણગગાને કિનારે આવી ઊભા. આ કિનારે સરકારી ડાક બગલો છે અને સામે કિનારે ચામુડાનુ નાનુ મંદિર છે લગભગ ત્રીસેક ફૂટ ઊંચો કિનારો હશે અહી બાણગગા પૂર્વથી પશ્ચિમમા વહે છે સામે કિનારે પશ્ચિમ ભણી એકાદ માઈલ દૂર યવલ કેમ્પ છે આધુનિક સગવડવાળો આ સૈનિક કેમ્પ અગ્રેજી સૈનિકો માટે બધાયો હતો વિશ્વ યુદ્ધમાં ૧૯૪૨મા ઈટાલીયન સૈનિકો પકડાયલા તેમને અહી રાખ્યા હતા

બમશકર બોલ્યા સ્વામિન્! સામે આ કિનારે જ, નદીના પટ પાસે વડ દેખાય છે કે?

આ સાભળી ગૌરીશકરજી હસ્યા અને બોલ્યા અરે પડિતજી! એ વડ ફડ અને બાવાજીની કુટિયા બધુ ગઈ સાલના પૂરમા સાફ થઈ ગયુ

બમશકર કહે હે? અને બાવાજી?

ગૌરીશકરજી કહે બાવાજી અને એમના ત્રણ શિષ્યો ભરનિદમા સૂતેલા રાતના બે વાગ્યે પૂર ચડ્યુ એવો મારો થયો કે વડ, મદિર અને તે સાથે એ ચારે માનવીને પોતાની સાથે વહાવી ગયુ એ જગાનુ નામચિહ્ન નથી રહ્યુ

બાણગગા પાર કરવા માટે પથ્થરોની હાર ગોઠવેલી હતી ત્યાં થઈને સામે પાર ગયા બે ત્રણ ધર્મશાળાઓ છે મદિર કિનારા પર જ છે નાનુ છે મદિર પૂરતો કિનારો બાંધેલો પડ્યો છે બાણ-ગગાનાં પૂર હવે અહી અથડાય છે

અહી કોઈ વસતુ નથી બેએક માઈલ દૂર એક ગામ છે ત્યાથી પૂજારી આવે છે આ સ્થાન એટલુ તો પ્રચડ ગણાય છે કે, કાચાપોચા મનના માણસો અહીં રાતવાસો કરતા નથી છતાં એક બગાળી બ્રહ્મચારીજી વસતા હતા એક બિહારી બ્રાહ્મણ સાધક પણ થોડે દૂર એકલા રહેતા હતા તેઓ મદિરમાં જ બેઠેલા અમને જોઈને બહાર આવ્યા ગૌરીશકરજી તો તેમને ઓળખતા જ હતા

બિહારી પડિતે આગળ આવીને પ્રેમથી બમ-શકરને પ્રણામ કર્યા, અને પૂછ્યુ ઓળખો છો પડિતજી?

બમશકર કહે મને દેખાતુ નથી પણ અવાજ ઓળખાય છે

"કોણ છુ?"

"તમે મુબઈમાં હતા?"

"હાજી, ઓળખ્યો ખરો"

"તમે અહી ક્યાંથી આવી ચડ્યા?" પડિ-તજીને બમશકરે પૂછ્યુ.

પડિત બોલ્યા આપે જ મને મુબઈમા કહેલુ ને કે, ઊગ્ર સાધના માટે કાગડા જિલ્લામા ચામુડા જ એક માત્ર સ્થળ છે તે વાત મને રૂચી અને આજે સાત વર્ષથી અહી પડ્યો છુ

બમશકર બોલ્યા કઈ સાધના?

પડિત બોલ્યા ધારેલુ પાર પડશે એમ લાગે છે

બમશકર કહે મુબઈની જ પ્રગતિ છે?

પડિત બોલ્યા ના, એ તો છોડી દીધુ.

બમશકર કહે ઘણુ સરસ કર્યુ

બમશકર લગભગ ૧૯૨૫ના વર્ષોમાં મુબઈ જઈને વસ્યા હતા ધન અને માયાના લોભમા ત્યા સટોડિયાને રૂખ આપતા હતા તેમાં ઘણા પૈસા મેળવતા હતા અને વાપરી નાખતા હતા બ્રહ્મભોજન, દાનપુણ્ય અને બસ મનની મોજમા જ કાશીમાં રહીને યુવાનીમાં મેળવેલુ તપોબળ મુબઈમા ખર્ચાઈ ગયુ એ બળનો પૂરવઠો રહ્યો ત્યાં સુધી તો રૂખ મોટકા સાચી પડતી. પૂરવઠો ખૂટ્યો એટલે બમશકરનુ જીવન ખૂટી ગયુ



અહી ગુલાબ વગડાઉ ફૂલ છે એમા ગધ પણ નહોતી ઠડા પ્રદેશનાં ફૂલોમાં ગધ ઓછી પ્રગટે છે

આમ આઠેક માઈલનો પ્રવાસ પૂરો થયો અમે બાણગગાને કિનારે આવી ઊભા. આ કિનારે સરકારી ડાક બંગલો છે અને સામે કિનારે ચામુડાનુ નાનુ મદિર છે લગભગ ત્રીસેક ફૂટ ઊંચો કિનારો હશે અહી બાણગગા પૂર્વથી પશ્ચિમમાં વહે છે સામે કિનારે પશ્ચિમ ભણી એકાદ માઈલ દૂર યવલ કેમ્પ છે આધુનિક સગવડવાળો આ સૈનિક કેમ્પ અગ્રેજી સૈનિકો માટે બધાયો હતો વિશ્વ યુદ્ધમાં ૧૯૪૨મા ઈટાલીયન સૈનિકો પકડાયલા તેમને અહી રાખ્યા હતા

બમશકર બોલ્યા સ્વામિન્! સામે આ કિનારે જ, નદીના પટ પાસે વડ દેખાય છે કે?

આ સાભળી ગૌરીશકરજી હસ્યા અને બોલ્યા અરે પડિતજી! એ વડ ફડ અને બાવાજીની કુટિયા બધુ ગઈ સાલના પૂરમા સાફ થઈ ગયુ

બમશકર કહે હે? અને બાવાજી!

ગૌરીશકરજી કહે બાવાજી અને એમના ત્રણ શિષ્યો ભરનિદ્રામા સૂતેલા રાતના બે વાગ્યે પૂર ચડ્યુ એવો મારો થયો કે વડ, મદિર અને તે સાથે એ ચારે માનવીને પોતાની સાથે વહાવી ગયુ એ જગાનુ નામચિહ્ન નથી રહ્યુ

બાણગગા પાર કરવા માટે પથ્થરોની હાર ગોઠવેલી હતી ત્યાં થઈને સામે પાર ગયા બે ત્રણ ધર્મશાળાઓ છે મદિર કિનારા પર જ છે નાનુ છે મદિર પૂરતો કિનારો બાધેલો પડ્યો છે બાણગગાનાં પૂર હવે અહી અથડાય છે

અહી કોઈ વસતુ નથી બેએક માઈલ દૂર એક ગામ છે. ત્યાથી પૂજારી આવે છે આ સ્થાન એટલુ તો પ્રચડ ગણાય છે કે, કાચાપોચા મનના માણસો અહી રાતવાસો કરતા નથી છતાં એક બગાળી બ્રહ્મચારીજી વસતા હતા એક બિહારી બ્રાહ્મણ સાધક પણ થોડે દૂર એકલા રહેતા હતા તેઓ મદિરમા જ બેઠેલા અમને જોઈને બહાર આવ્યા ગૌરીશકરજી તો તેમને ઓળખતા જ હતા

બિહારી પડિતે આગળ આવીને પ્રેમથી બમશકરને પ્રણામ કર્યા, અને પૂછ્યુ ઓળખો છો પડિતજી?

બમશકર કહે મને દેખાતુ નથી પણ અવાજ ઓળખાય છે

"કોણ છુ?"

'તમે મુબઈમાં હતા?"

"હાજી, ઓળખ્યો ખરો"

"તમે અહી ક્યાથી આવી ચડ્યા?" પડિતજીને બમશકરે પૂછ્યુ.

પડિત બોલ્યા આપે જ મને મુબઈમા કહેલુ ને કે, ઉગ્ર સાધના માટે કાગડા જિલ્લામાં ચામુડા જ એક માત્ર સ્થળ છે તે વાત મને રૂચી અને આજે સાત વર્ષથી અહી પડ્યો છુ

બમશકર બોલ્યા કઈ સાધના?

પડિત બોલ્યા ધારેલુ પાર પડશે એમ લાગે છે

બમશકર કહે મુબઈની જ પ્રગતિ છે?

પડિત બોલ્યા ના, એ તો છોડી દીધુ.

બમશકર કહે ઘણું સરસ કર્યું

બમશકર લગભગ ૧૯૨૫ના વર્ષોમાં મુબઈ જઈને વસ્યા હતા ધન અને માયાના લોભમાં ત્યા સટોડિયાને રૂખ આપતા હતા તેમાં ઘણા પૈસા મેળવતા હતા અને વાપરી નાખતા હતા બ્રહ્મભોજન, દાનપુણ્ય અને બસ મનની મોજમા જ. કાશીમાં રહીને યુવાનીમાં મેળવેલુ તપોબળ મુબઈમાં ખર્ચાઈ ગયુ એ બળનો પૂરવઠો રહ્યો ત્યાં સુધી તો રૂખ સો ટકા સાચી પડતી. પૂરવઠો ખૂટ્યો એટલે બમશકર જીવન ખૂટી ગયુ.

# તેલાંનું નારી હૃદય

શિવશંકર આ૦ શુક્લ

ડભોઈના કિલ્લાના વિશ્વવિખ્યાત શિલ્પી હીરાધરના જીવનના એક 'કોમળ ખૂણા'ને આબાદ રીતે વણી લેતી આ કથા એક નારીની ન્યોછાવરીને પણ બિરદાવતી નથી? નારી સમર્પે છે ત્યારે સર્વસ્વ સમર્પી દે છે અને તે પણ પોતાના પ્રેમીને માટે, પોતાના બહુમૂલા પ્રેમને માટે!

હીરાની ભસ્મ તેનાએ મોરલીસંગમ પર નર્મદાએ પધરાવી દીધી અને પછી તણાતી એ પ્રિયતમની રાખ પાછળ એણે નાવડીમાંથી છલંગ મારી પના ઈનો ભોઈ હાં! હાં! કરતો રહી ગયો અને ભસ્મ પાછળ તણાતો તેલાંનો દેહ ઘડી બે ઘડી ઉપર નીચે થતો નર્મદામાતાના તરંગો સાથે ઘસડાતો સાગર તરફ ખેંચાઈ ગયો.

*

કોણ હતી એ તેલાં? તેલાં તો એક દાસી હતી અને હીરો? દર્ભાવતીના કોટનો શિલ્પી! આ પ્રસંગ પહેલાં વર્ષો પર પાતળી ઘઉંવર્ણી ને ગાગવતી તેલાં ધીરધીરે અવાજે હીરાને કહી રહી હતી

હીરા! તું તો ડભોઈનો આલીશાન કિલ્લો બનાવી એના દરવાજા કોરી કાંગરા ને બુરજો ચણી ધન્ય થઈ જઈશ તારા કસબ ને કમરના વખાણ એ કિલ્લાનો એકાદો કોતરેલો પથ્થરેય રહેશે ત્યાં સુધી ભવિષ્યમાં એને જોનારા કર્યા જ કરશે. પણ મિસ્ત્રી! આ તારી તેલાં ભુલાઈ જશે! હશે ભલે જગત તારા એકલાની જ કારીગરીને ઓળખતું

એ સાંભળી પેલા માણસે કંઈ ઉત્તર ન આપ્યો. એ તો માત્ર એ પ્રેયસીની આંખો સામે જ જોઈ રહ્યો અને પોતાની આંખોની મૂળ ભાષામાં જે કંઈ કહેવાનું હતું તે કહી દીધું પણ તેલાં કંઈ સમજી શકી નહિ

તારો કોટ ચણાતો જશે મહારાજા સોનાનાં કડાં આપશે તારા પગમાં અશરફીઓ નાચતી થશે! ને હીરા! કિલ્લાની રચના કરવા આ તેલાં જેવી તો કેટકેટલીયે રૂપાળી જોબનવતીઓ આવશે!

એ શબ્દો પેલા પુરુષને કંઈક વાગ્યા એટલે એણે મૌન તોડ્યું

હા પણ તેલાં! એનું શું? શું તું એમ માને છે કે હીરો તેમાં મન અપવિત્ર કરી તને ભૂલી જશે? એ તો બધી બહેન-દીકરીઓ તેલાં! હું તને ભૂલી શકું એમ નથી તેથી જ તો કંઈ કંઈ બહાનાં કાઢીનેય આ વડજની સીમ સુધી દોડ્યો આવું છું! એમ કહી એ ફરી ચૂપ થઈ ગયો.

બાબાપ્યારાના પારથી દર્ભાવતી જતા રસ્તાની એક ધારે આંબાવાડિયામાં એક ઘટા નીચે હીરો ને તેલાં બેઠાં હતાં બપોર થઈ ગયો હતો કાનમની

---

બમશંકર કહે પછી મુંબઈમાં રહેવા માટે મારે કાં તો ચાલાકી ઠગાઈ અને ધૂતારાવેડા જ કરવા પડે ત્યારે નવું બળ મેળવવા સોનાપુરના મસાણમાં છ મહિના રાતોનાં જાગરણ કર્યાં પછી ઘેર સ્મશાન અગ્નિ પ્રગટાવ્યો સ્મશાનમાંથી અગ્નિ લાવવાનું કામ આ ભિખારી પંડિત કરતા હતા

મેં પૂછ્યું પછી?

બમશંકર કહે પછી શું ય તપ અને સિદ્ધિ કેવળ સમૃદ્ધ કરવા માટે જ છે જેમ સમૃદ્ધ વધે તેમ તેનો અલૌકિક આનંદ આપોઆપ ભોગવાતો રહે છે પણ ત્યાં એનો વ્યય કર્યો કે સાથે આપણી મૂળની શક્તિનો પણ વ્યય થઈ જાય છે પછી તપ અને સિદ્ધિની આપણી શક્તિ પણ નાશ પામે છે ફરી એ મેળવવી કઠીન બને છે મારું તેમ જ થયું પછી તો ઘણો પસ્તાવો થયો ઘણાં ફાંફાં માર્યાં અને એ જ ફાંફાં મારતાં આંખો ખોઈ

રસોઈ થઈ બપોરે ચાર વાગે જમવા બેસવાનું હતું અમારાં માઈજી રસોડામાં ગુંથાઈ ગયાં હતાં

*

એ શુભ કપાસની જનની કાલિંદી ભૂમિ ચોગરદમ ક્ષિતિજને મળી જતી હતી એક કોર તેલાંના ગામનાં ખોરડાં દેખાતાં હતાં અને સામે દક્ષિણમાં સાતપૂડાની આછી આસમાની લીટી વાદળી આકાશમાં ઘાડો વાદળી રંગ પૂરી ચાલી જતી હતી.

'પણ તેલાં! હીરાની સાથે તારું યે નામ કાયમ રહે એવું કંઈ સૂઝે છે?' હીરાએ મૌન તોડી જરા ઉત્સુકતાથી પૂછ્યું આંબાનાં પાનની ભૂલભૂલામણીમાંથી કોયલ ટહુકા કરી રહી હતી વસંત હતી મોર ને ઝીણા મરવાએ આંબાને ભરી દીધો હતો. સામેના ચીલા પરથી કોઈક કોઈકવાર ડમણિયાં કે માણસો જતાં આવતાં દેખાતાં લાલ ગવનમાં ઢંકાયેલું તેલાંનું શરીર વસંતના એ મસ્તાના વાતાવરણના તરંગોને હિલોળા આપી રહ્યું હતું હીરાની વાંકડી મૂછો ને કમાન જેવી આંખો, અને સફેદ કપડાંમાં ઢંકાતું કાઠું તેલાને મન તો કામદેવનું જ સ્વરૂપ હતું.

'તે તો હું શું કહું? હીરા! પણ જેવો ડભોઈને ઘેરી લેતો કોતરાઈ કોતરાઈને રમકડા જેવો બનેલો કોટ બધાય તેવું જ પેલા ટેકરા આગળ સુન્દર મજાની આરસી જેવું તળાવ બંધાવ અને હીરા! એ તળાવ એવું ચણાવ કે યુગયુગાંતર સુધી સૌ તારા ને મારા પ્રેમની વાતો કર્યા જ કરે, એવું કર કે તારો ને મારો પ્રેમ અમર રહે!'

એ શબ્દો સાંભળી તેલાંએ બતાવેલી દિશા તરફ હીરાએ દષ્ટિ માંડી, અને અંતશ્ચક્ષુમાં નકશો દોરી લીધો

ને પછી તો ઓડ-ઓડણો કામે વળગી ગયા. તળાવ ખોદાઈને તૈયાર થઈ ગયું પછી એક દૂધભરી રાતે હીરો ને તેલાં પેલી માટીના ટીંબા પર બેઠાં હતાં

'બોલ તેલાં! હવે આનો આકાર કેવો કરીશું?'

'અષ્ટકોણ' ઉત્તર મળ્યો

'ને કહે જોઈએ, પથરા અખંડ કે નાના નાના ચાલશે?' હીરાએ ફરી પૂછ્યું

ચાંદનીની રૂપેરીમાં તેલાંએ જરા ટપકાની આંખ કડિયા તરફ ફેરવી, અને બોલી

'કહે જોય, કિલ્લામાં કેવા પથ્થર મૂકવાના છે?'

'મોટાં ગજાવર ચોસલાં'

'તો પછી તેલાના તળાવ માટે તેનાથી સવાયા તેમાંથી વીણીવીણીને સારામાં સારા હોય તે જ લાવજે હીરા!'

*

એક બાજુ ડભોઈનો કિલ્લો ઊભો થતો ગયો અને બીજી બાજુ તેનાથી પાંચ માઈલ દખણાતું ચાણોદ જવાના રસ્તા પર આ પ્રેમસાગર આકાર પામતું ગયું અને પછી તો એક ચોમાસે એ તળાવ ભર્યું ભાદર્યું થઈ ગયું અને એ પાણીમાં જ્યારે એ બે પ્રેમીઓએ એકબીજાને પડખે ઊભે ઊભે પોતાની પ્રતિમા જોઈ ત્યારે આકાશનો ચંદ્ર પણ એમાં જોતો જોતો પેલાના હૃદયો માફક તરંગે તરંગે હિલોળા લઈ રહ્યો હતો

પણ એ વાત છાની ન રહી શકી રાજાના જ મજૂર કારીગરો રોકીને દર્શાવતીના જ પથરા વાપરી હીરાએ આ તળાવ બંધાવ્યાની વાત રાજાએ જાણી અને તેને કિલ્લામાં જ પૂરી દીધો કિલ્લાનો બાકીનો ભાગ હજુ પૂરો થતો હતો અને હીરો સાવ અંધકારમાં એકલો અટૂલો જીવનની ઘડીઓ પસાર કરતો હતો

તેલાનું હૃદય તૂટી ગયું એણે ઘર છોડ્યું ને જે દરવાજા પાસે હીરાને પૂર્યો હતો તે દરવાજા આગળ લીમડાનું ઝાડ હતું ત્યાં એ વેશ બદલીને બેસી રહેવા લાગી. જ્યારે ત્યાં કોઈ ન હોય ત્યારે હીરાને જિવાડવા માટે એક બાકું રાખેલું તેમાં તેલાં ઘી રેડી આવે અને એ ઘી પી હીરો પોતાનો જીવનદીપ ટમટમતો રાખે તે વખતે તે બે વચ્ચે આટલી જ વાતચીત થાય





હીરા ! એ તો હું તેનાં

હા તેનાં

આમ એમ્બીજાનો સા સાંભળી બ ને વિરહની આગની ઝાળને ક ઈક ઠારે

એક દિવસ એ જ દરવાજા પાસ લોકોની ઠઠ જામી હતી તેમા હીરાના સાથીદાર કારીગરો હતા રા ન પોતે પણ હતો આખો દિ નો કાંગરીવાળો થઈ ગયો હતો પણ પૂર્વોત્તે દરવાજે હજુ કમાન ચડી નહોતી એ જેવી રીતે ચડાવવી હતી તેનો કસબ તો આખા મુલકમા એક જ શિલ્પી જાણતો હતો હીરાધર સિવાય એકેય સલાટને એ વિદ્યા આવડતી નહોતી. અને જો હીરાધર નીકળે તો જ દર્ભાવતીના કિલ્લાની યોજના પૂરી થાય એને તેને માનપૂર્વક બહાર કાઢવા રા ન પોતે આવ્યો હતો એ ટોળામા ફૂગરાયેલાં લટિયા ફરેલી ને ઊંડી ઊતરી ગયેલી આખો. ઓઘરાળુ શરીર અને અસ્તવ્યસ્ત કપડાંવાળી એ બાઈ પણ હતી લોકોને તો કૌતુક ત્રાનો શિલ્પી મળવાનો હતો એને તો એના જીવનશિલ્પીનાં દર્શન કરવાં હતાં એનો ઓનવાતો દીવો પણ ઘડીભર ઝબુકી ઊઠ્યો કરમાયેલુ મો ફરી પ્રફુલ્લિત થઈ ગયુ હવે ઘડી બે ઘડીમાં હીરાધર બહાર આવશે એ આશાએ ઘડીકમાં તો એના હૃદયમાં હિલોળા લેતુ તળાવ ખોદી કાઢ્યુ

પણ જ્યારે પથ્થર ઉપાવી લેનમા આ યો ત્યારે તેનાની આશા પણ તૂટી ગઇ ગુજરાતના એક મહાન શિલ્પીનો મૃત દેહ જ બહાર લાવવામાં આ યો બહારની હવા એકાએક મળી જતા એના રામ રમી ગયા હતા

તેનાં ફરી જડવત બની ગઈ એ કશુ બોલી શકી નહિ રડી શકી પણ નહિ હીરાની સ્મશાન યાત્રામાં એ એક બાજુ ચાલી રહી હતી લોકોની વાતો સાંભળતી અને એના હૃદયમા જાતજાતની લાગણીઓ ઊઠતી તેને કોઈ ઓળખતુ નહોતુ

દર્ભાવતીની સ્મશાનભૂમિ પર હીરાધરના દેહને ભડભડાટ બળતો એણે એક ખૂણામા ઊભે ઊભે જોયો એ ચિતામાં કૂદી પડવાનુ એને મન થઈ આવ્યુ છતાં એ અ મ્ય ઇચ્છાને એણે રોકી દીધી. જે શરીર સાથે એણે આ સ સારના ભોગ ભોગ વા હતા તેની સાવ ખાખ થઈ ગઈ અને એમા રહેતુ ચેતન વિશ્વચેતનમાં ભળી ગયુ

ડાઘુઓ તો પાછા ફર્યા સ્મશાનમાં માત્ર એ બાઈ જ રહી એણે થોડી રાખ લઈ લીધી, અને રિક્ષમાં ચાલ્યા જતા હીરાને જાણે એણે પોતાને પણ ત્યાં ચા યા આવવાનો સંકેત કરતો જોયો

પછી એણે ડભોઈ છોડ્યુ પેના તળાવની પાળ પર બેસી એની પણ છેલ્લી વિદાય લીધી પોતાના ગામ ને સગાને રામરામ કર્યા અને ચાણોદમા નર્મદા કિનારે આવી પહોંચી પનાઈમાં બેસી ત્યાં સુધી મનમાં વડમાં હતી પણ જ્યારે એણે મોરનીસગમે હીરાગવરની રાખ વહેતાં પાણીમા છોડી ત્યારે ક્ષણભરમાં એણે હૃદય દૃઢ કરી લીધુ ને નર્મદે હર કરી હીરાની પાછળ કૂદી પડી

*

તેલ્લાં ને હીરાધરના એ પ્રણય-ગાથાનાં ગાન ગાતુ અષ્ટકોણુ તળાવ હજુ પણ ડભોઈની દક્ષિણે ચાણોદ જવાના રસ્તા પર હિલોળા લઈ રહ્યુ છે અને એના ટીંબા ઉપર ગામ પણ વસેલુ છે

★

# ટેવ ને કુટેવ

સહજ તમ ટેવ હો ને ઘાવ પર ઘા ઝીંકવાની,

પડી કુટેવ અમને ઘાવ પર ઘા ઝીલવાની

ભાનુ પંડ્યા

# ૬૦ વર્ષનો યુવાન

રામુ પંડિત

> ચિરંજીવ યુવાન સમા, ગુજરાતના ખરા સેવકનું બિરુદ પોતાનાં કાર્યથી મેળવી ચૂકેલા યુવાનોના પ્રાણ સમા શ્રી ઈન્દુલાલ યાજ્ઞિકની ષષ્ટિપૂર્તિ હજુ હમણા જ ગુજરાતે ઊજવી. એ ઈન્દુભાઈનું આપણા યુવાનોને પ્રેરણા પાય એવું આ કલમચિત્ર સર્વને પ્રેરક નીવડશે.

છ ફુટ, ત્રણ ઈંચની લાંબી પહોળી કાયા, ત્રણે બાજુ સફેદ વાળની નાની વાડ વચ્ચે ચકચકતુ ટાલિયું માથુ, વિશાળ તામ્રવર્ણુ, કપાળ કાંઈક ભૂરી ને ચમકીલી આંખો ખાદીનો એક ડગલો, (એને કોઈ દરજી બુશ કોટ પણ નહી કહે ને બુશ શર્ટ પણ નહી કહે) પગમાં પૉલિસ વગરના પહાણી ચપલ, એક હાથમાં ચીથરેહાલ બની ગયેલો ચામડાનો પોર્ટફોલિયો ને બીજા હાથમાં કોકવાર કોઈએ આપેલી સિગરેટની રાખ ખ ખેરતાં ખ ખેરતા લશ્કરી અમલદારની માફક ખુમારીથી લાંબાં ડગ માંડતો, શહેરીને શહેરી ને ગામડિયાને ગામડિયો લાગતો માનવી કે જેના પહાડી અવાજથી આબાલવૃદ્ધ સરખુ ચેતન અનુભવે છે એ ઇન્દુભાઈ—યુવાનોના દાદા—ને કોણ નથી ઓળખતુ? કાંઈક ઝીણી આંખે એ કોઈની સામે જુએ તો કાચાપોચાની તો હિંમત નથી કે બે મિનિટ પણ ઈન્દુભાઈની નજર સાથે નજર મિલાવીને એ વાત કરી શકે એકપણ એવો વિષય નથી કે જે વિષે ઈન્દુભાઈ કશુ જાણતા ન હોય ને એ વિષે પોતાનુ દૃઢ મંતવ્ય ધરાવતા ન હોય

જન્મ્યા છે ટો એ સુવાળી રહેવા સર્જાયેલી નાગર કોમમાં જે નડિયાદે ગોવર્ધનરામ જેવા મહાન સાહિત્યકાર ઉત્પન્ન કર્યાં એ જ નડિયાદે ઈન્દુભાઈ જેવા આત્મભોગી લોકસેવક પણ ઊભા કર્યા ૧૮૯૨થી ૧૯૫૨ સુધીના ૫૦ વર્ષના ગાળામાં કોઈ કવિ પણ કલ્પી ન શકે એટલાં ક્ષેત્રોમાં ઈન્દુભાઈ ચંચુપાત કરી આવ્યા છે, અને છતા સરવાળે જુઓ તો એમના આ મુક્ત ઉડ્ડયનમાં ભૌતિક લાભ થયો હોય તો શૂન્ય રૂપિયા, શૂન્ય આના ને શૂન્ય પાઈનો. એ માનવીએ વકીલાત છોડીને ગાંધીજીના ચરણમાં ઝૂકાવ્યુ ત્યારે પણ એની પાસે એકે પાઈ બેંકમાં જમા ન હતી, આજે પણ એકેય પાઈ બેંકમા જમા નથી આર્થિક સદ્ધરતાને જ પૂજતા ગુજરાતમા વળી આવા ચીથરેહાલ માનવીને પૂજવાનુ ગાંડપણ (!) ક્યાંથી પ્રવેશ્યુ? આમછતાં એટલુ સ્પષ્ટ ભાસે છે કે ગુજરાત કાંઈક સળવળ્યુ છે, નહી તો જે માનવી આટલા વર્ષોથી ઘણીવાર ભૂખ્યો સૂવે છે ને ભૂખ્યો ઊઠે છે, પૂરતાં કપડાંને અભાવે જીર્ણ કપડાંને થીગડાં મારી ગમે તેને વિનાસંકોચે મળી શકે છે એ માનવી ગુજરાતનો દુશ્મન શા માટે ન બન્યો એ જ નવાઈની વાત છે

ઈન્દુભાઈ ૧૯૩૦ની લડત વખતે યુવાનોની સાથે ચણા ને ગોળ ગજવામાં નાખીને ગામડે ગામડે ઘૂમતા એ વાત તો ઘણા નેતાઓએ જાહેરમાં કહી છે, પરંતુ ૬૦ વર્ષની ઉંમરે પણ એ જ ઈન્દુભાઈને પૈસાને અભાવે ફક્ત ખજૂર ને દહીં ખાઈને પેટને પટાવતા જેમણે જોયા છે એમની આંખમા તો છાનાં આંસુ ઊભરાયાં છે, અને છતાં અડધો શેર ખજૂર ઉપર વરૂની માફક તૂટી પડતા એ દાદાએ કદી નથી ફરિયાદ કરી કે નથી ગાળ દીધી ઈન્દુભાઈને સ્વાદિષ્ટ ભોજન નથી ગમતું એમ તો ન કહેવાય ગરીબની ઝૂંપડીમા બેમીને હાથમા પકડેલો મકાઈનો રોટલો ને મરચું ખાય ત્યારે એને એમ ન લાગે કે કોઈ ઊજળી વર્ણનો માણસ મારા ઘરમા બેઠો છે અને કોઈ દમામદાર સદ્ગૃહસ્થના 'ડાઈનીંગ હોલ'મા બેઠ હોય તો એમને પણ ન લાગે કે કોઈ ગામડિયો અહીં જમવા બેઠો છે જે સહજતાથી હાથમા પકડેલું બટકુ એ મોમાં પધરાવી શકે છે એ જ સહજતાથી કાંટા કે ચમચા વડે ઉપાડેલી વસ્તુને એ ઈન્સાફ આપી શકે છે ભાવતી વસ્તુ એ જ્યાં ઘર જેવુ લાગે ત્યાં મરજી મુજબ ખાઈ પણ શકે છે

સુંદરરીતે સજાવેલુ ઘર, સુંદર રસોઈ, તંદુરસ્ત ને તગડાં બાળકો ને પ્રેમાળ અતિથિની વચ્ચે એ એવા તો ખીલે છે કે બંડખોર જેવા દેખાતા આ માનવીમાં





લાગણીથી છલોછલ ભરેલું હૃદય હશે એવો તો કોઇને સ્વપ્ને પણ ખ્યાલ ન આવે યુવાનવયે એમના દિલમા પણ સ્વપ્નો હતા પરંતુ કમભાગ્યે એમના પત્ની બહુ જ વહેલાં ગુજરી ગયાં ને ત્યારપછી તો ઈંદુભાઈ ભલું થયુ ભાગી જંજાળ જેવી મનોવૃત્તિ ધારણ કરી દેશસેવામાં ગૂંથાઈ ગયા એમ કહીએ તો ચાને કે એમને ફરી પરણવાનો વિચાર કરવાની ફુરસદ જ ન મળી સામાન્યરીતે એમ કહેવાય છે કે ઘર ને ગૃહિણી ગમેતેવા નિરાશ માનવીને પણ શાતા આપે છે ઈંદુભાઈ કાયમ ઘર વિનાના રહ્યા છે ગૃહિણી પણ વહેલી ચાલી ગઈ એટલે એમની સંભાળ પણ કોણ રાખે? આખી જિંદગીમાં એમણે બહુ થોડું સુખ જોયુ છે એમને આર્થિક હાડમારી હમેશાં નડી છે બાર મહિનામાં માંડ બાર દિવસ દાળ ભાત રોટલી શાક ખાવા મળ્યાં હોય એવો કાળ પણ વીત્યો છે પરંતુ એ માનવીએ પરભવમા કોણ જાણે શુ પુણ્ય કર્યાં હશે કે એમનુ શરીર પૂરતા પોષણનો અભાવ હોવાછતા ૬ વર્ષની વયે પણ આટલુ ખખડધજ છે કેટલાય નવજોહિયા યુવાનોને એ બાથમાં લઈને દાબે છે પરંતુ બાથમાંથી છૂટ્યા પછી યુવાનોની મનસ્થિતિ જોવા જેવી હોય છે એણે ચીસ ન પાડવા જેટલો સમય રાખ્યો હોય તો પણ છૂટ્યા પછી હાંફી તો જાય જ છે

ગુજરાતમાં એક જમાનો એવો હતો કે જ્યારે ઈંદુભાઈના નામની બોલબાલા હતી ગાંધીજી દક્ષિણ આફ્રિકાથી પાછા આવ્યા ત્યારે એમને સ્ટેશન પર જ સૌથી જુદા તરી આવતા ઈંદુભાઈ પ્રત્યે આક ષણ થયુ ને તમનાથી છલોછલ ઊભરાતા ઈંદુભાઈ ગાંધીજીના ચરણોમાં બેસી ગયા જેમ ગાંધીજીનુ વ્યક્તિત્વ વિકસતુ ગયુ એમ ઈંદુભાઈની પ્રતિષ્ઠા પણ વધતી ચાલી ઈંદુભાઈની અંગારા જેવી વાણીએ યુવાનોમા લોહી વહેતું કયુ ખેડૂતોને સળવળતા કર્યા ને જે ગુજરાતી ભાષાની કિંમત અત્યાર સુધી શુ શાં પૈસા ચારે હતી હિંદીની ... જે ભાષા માયકાંગલી લાગતી હતી, એ જ ભાષામાં મૂડદાં ઊભાં કરવાની શક્તિ છે એ ઈંદુભાઈએ એમનાં ધખધખતાં પ્રવચનો દ્વારા સાબીત કયુ

પરંતુ ઈન્દુભાઈ બુદ્ધિવાદી હતા પોતાના આત્માને વફાદાર રહેવામાં માનતા હતા ને યુવકસહજ ચંચળતા પણ એમનામા હતી ગાંધીજી સાથે એમને મતભેદ થયો ને એ મતભે એમણે એમના યુગધર્મ નામના માસિકમાં દયા કે ઘાય? એ નામના લેખમાં નિખાલસ રીતે ચર્ચો લેશમાત્ર પણ પરવા કર્યા વિના એ ૧૯૨૯માં મુંબાઈ ગયા ને એ પત્રના તંત્રી બન્યા કુમારનાં શ્રી રત્નો નામનો એમનો વાર્તાસંગ્રહ મુંબાઈથી બહાર પાડ્યો આજે પણ એ વાર્તાઓ ગુજરાતની યુવતીઓને પ્રેરણારૂપ નીવડે છે સાહિત્યકાર બન્યા પછી વળી એમને ફિલ્મી દુનિયામાં પ્રવેશવાની ઇચ્છા થઈ આવી ને જાડાં કપડા પહેરતા ઈંદુભાઈ વળી સુંદર યુરોપીય પોષાકમાં સજ્જ થઈ થોડો વખત ઘૂમ્યા એ કપડાં સાથે ૧૯૩ માં એ યુરોપ ગયા પાંચ વર્ષ સુધી એ ત્યાં રહ્યા ખિસ્સામા પાઈ પણ ન મળે એટલે ગુજરાન ચલાવવા માટે ખૂબ વલખાં મારવાં પડ્યાં આમ છતાં ઇંગ્લેંડમા શ્રી શાપુરજી સકલાતવાળાના સંસર્ગે એમને સાચા ક્રાંતિપ્રેમી બનાવ્યા આયર્લૅંડની પ્રજાનો આઝાદી માટેનો ઉત્સાહ એમને આંજી ગયો આથી દેશમાં પાછા આવ્યા પછી શહીદનો સંદેશ ને બળવાખોર પિતાની તસ્વીર નામના આયર્લૅંડની સ્વાતંત્ર્ય લડતનો ચિતાર આપતા બે સુંદર પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં જર્મનીમાં એ શ્યામજી કૃષ્ણવર્માના સંપર્કમાં આવ્યા ને એ ભલા ક્રાંતિકારી પ્રત્યે એમને ખૂબ માન ઉત્પન્ન થયુ આથી એમનુ જીવન પણ ઈંદુભાઈએ અંગ્રેજીમા લખ્યું છે ને થોડા વખત પહેલાં જ એ બહાર પડ્યુ છે

ગોળમેજી પરિષદ વખતે એ ગાંધીજીને ઇંગ્લેંડમાં મળેલા ને ગાંધીજીએ પણ પોતાના જૂના સાથીને ખૂબ પ્રેમથી આવકારેલા યુરોપગમન પછી ઈંદુ



ભાઈના હૃદયમાં માર્ક્સવાદ પ્રત્યે તીવ્ર આકર્ષણ થયુ ને અહિંસક ક્રાંતિમા શ્રદ્ધા ઓછી થઈ વળી ગાંધીજીની ફિલસૂફી એમને બહુ આકર્ષી શકી નહીં એ હેગલ અને કેન્ટની ફિલસૂફીમાં ઊંડા ઊતર્યા એટલે ગાંધીજીની પ્રાર્થના ને રેંટિયો વગેરે એમને મોળા આધ્યાત્મિક સાધનો લાગ્યા પરિણામે એ ગાંધીજીથી દૂર ને દૂર ઢસડાતા ગયા

કહેવાય છે કે આજથી ત્રીસ વર્ષ પહેલાં ગુજરાતના અત્યારના કોઈપણ નેતા કરતા ઈંદુભાઈનું સ્થાન ઘણું ઊંચુ હતુ ડૉ સુમંત મહેતા ને આચાર્ય સુરેન્દ્ર દેસાઈ—કે જે ઈન્દુભાઈને લાબા વખતથી ઓળખે છે—ઘણીવાર કહે છે કે ઈન્દુભાઈએ નાટકના બહુ વેશ ન બદલ્યા હોત તો એ સરદાર કે નેહરુનુ સ્થાન શોભાવી શક્યા હોત. ઈન્દુભાઈની નિઃસ્પૃહતા કહો કે ઉણપ કહો, પણ એ કોઈ કામમાં ઠેઠ સુધી મડયા રહી શકતા નથી એમનુ સસ્થાઓ પ્રત્યેનુ વલણ કુરકુરિયાંની મા જેવુ છે કુરકુરિયાં રમતાં-ફરતા થયાં એટલે માની ફરજ પૂરી થઈ જાય છે ને બીજે શિયાળે પાછા નવા કુરકુરિયાંને જન્મ આપે છે એમ ઈન્દુભાઈ પણ કરે છે મુન્શીએ કહ્યુ છે એમ ઈન્દુભાઈ ઝડપી ટ્રેન જેવા છે અમદાવાદની મહિલા પાઠશાળા, જે એલ ઇંગ્લીશ સ્કૂલ, ગુજરાતી શાળા, પચમહાલ ભીલ મડળ, વગેરે ઈન્દુભાઈના ઊભાં કરેલા છે, પરતુ આજે તો એ બધી સસ્થાઓ વિષે એ નિસ્પૃહ છે સાહિત્યપ્રવૃત્તિ, પત્રકારિત્વ, હરિજન પ્રવૃત્તિ, રાજકીય પરિષદ, દુષ્કાળ પ્રવૃત્તિ, આશ્રમ સચાલન, સહકારી મડળી, અને કિસાન પ્રવૃત્તિમાં પણ ઈન્દુભાઈએ પૂરો રસ લીધો છે, પરતુ એ કુદકો પણ લાબો ભરી શકે છે આ બધી પ્રવૃત્તિઓનુ મંડાણ કરવાનુ કામ પણ સહેલુ ન હતું, પરતુ ઈન્દુભાઈના સ્વભાવમાં સર્જનવૃત્તિ જ પ્રબળ છે, એ સર્જન અધૂરુ છે કે પૂરુ, ચિરજીવી છે કે ક્ષણજીવી એની પરવા ઈન્દુભાઈ કરતા નથી એટલુ નિર્વિવાદ છે કે ઈન્દુભાઈએ ૧૯૧૨માં ગુજરાતમા નવજીવન આણવાનો જે સકલ્પ કરેલો એ સકલ્પને એ હજુય વફાદાર રહ્યા છે એ જ્યાં જાય છે ત્યાથી આપણા દેશ માટે ને ગુજરાત માટે કામનુ હોય તે અચૂક લેતા આવે છે ને એનો નીડર રીતે પ્રચાર કરે છે

તાજેતરમાં જ એ રશિયા ને ચીન જઈ આવ્યા ૬૦મુ વર્ષ શુભશુકને બેઠુ એમ એમને લાગ્યુ કારણ કે એ વર્ષ દરમિયાન એ દુનિયાના બે નવી હવા લેતા વિશાળ દેશો જોઈ આવ્યા ને ફરી પાછી એમણે હૃદયમાં વસેલી આગ ઉપર જામેલી રાખ ખખેરી નાખી આજે ૬૦મે વર્ષે ગુજરાતને નવજીવન પ્રાપ્ત ન થયુ હોય તો ભલે, પરતુ ઈન્દુભાઈને તો નવજીવન પ્રાપ્ત થયુ જ છે હવેનું જીવન એ નવી જ રીતે જીવવાનાં સ્વપ્નો સેવે છે. સદ્‌ભાગ્ય છે ગુજરાતનુ કે જે ઉંમરે લોકો ઠાઠડી બાધવા માટે વાસ દોરી ને હાલ્લી તૈયાર રાખી માળા જપવામા જ દિવસો વીતાવે છે, એ જ ઉમરે ખૂબ ઘવાયેલો છતાં અણનમ રહેલો યોદ્ધો દેશને નવજીવન આપવા તત્પર થયો છે ઈન્દુભાઈના વિચારો સાથે સહમત ન થતા હોઈએ એનો વાંધો નહી, પરતુ આવો વીરલો ગુજરાત ઉત્પન્ન કરી શકે છે એ વિચાર પણ ગુજરાતીઓને કેમ થનગનાવી જતો નથી?

ઈન્દુભાઈ કોઈ પક્ષમા ગોઠવાઈ શકતા નથી અથવા કોઈ પક્ષ એમને ગોઠવી શકવા જેટલી દક્ષતા ધરાવતો નથી. આમ છતા ઈન્દુભાઈ સ્વયપ્રકાશી જ્યોતિ જેવા છે એમનુ તેજ વધારવા માટે કોઈ પક્ષરૂપી અરિસો પાછળ ધરવાની જરૂર નથી પડતી પક્ષ દ્વારા જ માનવી પૂજાતો હોત તો આજે ઈન્દુભાઈ આટલા આકર્ષણનુ કારણ બનત ખરા? નહીં તો એ શુ નથી? સાહિત્યકાર છે, પત્રકાર છે, ક્રાંતિકારી છે, રાજકીય પુરુષ છે, કિસાનકાર્યકર છે, આશ્રમસચાલક છે, લોકસેવક છે, યુવકોના મહાન પ્રેમી છે ને છતાંય નિસ્પૃહ છે.





ગુજરાતે ઈંદુભાઈની મોડાં મોડાં થોડીઘણી પણ કદર કરી એનું ગૌરવ ઈંદુભાઈએ લેવાનું નથી ગુજરાતે લેવાનું છે ઈંદુભાઈને ગુજરાત જીવનની નમતી બપોરે પણ ભૂલ્યું હોત તો ભવિષ્યમાં કાળી ટીલડી ગુજરાતને લાગત ઈંદુભાઈને નહીં મહાન માણસોની મહત્તા તો—ગાંધીજીનો અવતાર બાદ કરતાં—એના મૃત્યુ પછી જ વધારે દેખાય છે એ વખતે ગુજરાત આટલી વ્યવહારકુશળતા પણ ન દાખવી શક્યું એ જાણી નવી પેઢી શરમ અનુભવત ગુજરાતે ઈંદુભાઈની સેવાઓને અક્ષરમાં મઢી લેવાનો નિર્ણય કરીને ભવિષ્યની પેઢી માટે પ્રેરણામૃત તયાર કરવાનો સ્તુત્ય નિર્ણય કર્યો છે પરંતુ ઈંદુભાઈને પણ વિનંતિ ન કરી શકીએ કે એમના બહુરંગી જીવનની વિવિધ પાસ ગુજરાતને જાણવા મળે ને યુવકોને માર્ગદર્શન મળે એટલા ખાતર પણ એ આત્મકથા લખે?

ઈંદુભાઈએ જ થેલી અર્પણ વિધિ નિમિત્તેના સમારંભમાં કહ્યું છે કે હું શુદ્ધ ચારિત્રવાળો હોવાનો દાવો કરી શકું એમ નથી ખૂબ સેવા કરી હોવાનો દાવો કરી શકું એમ પણ નથી પરંતુ મારામાં ખુમારી તો છે જ એ ખુમારીને હું વફાદાર રહ્યો છું

ખુમારી એટલે અભિમાન નહીં માથું નમાવ્યા વિના સત્ય લાગે તે નિખાલસ રીતે કહી દેવું ને એનાં પરિણામ ગમે તેવાં આવે તો ભોગવી લેવા એનું નામ ખુમારી ગુજરાત ઈંદુભાઈ પાસેથી કશું ન શીખે ને આવી ખુમારી જ શીખે તો પણ આપણા સામાજિક ને રાજકીય જીવનમાં પ્રવેશેલી માદલી વૃત્તિ ને કૂપ-મંડુકતા કાંને દૂર ભાગે ને ગુજરાતમાં ચેતન ઊભરાય એ ચેતનને ચીને ચગાવવા માટે દાદા સો વર્ષ જીવે એવી ગુજરાતના યુવાનોની અભ્યર્થના છે



# સપ્તપદી

વિજયશંકર ત્રિભુવન કામદાર

> વરસોવરસ આપણે અનેક લગ્નોત્સવો ઉજવીએ–માણીએ છીએ પણ એ લગ્નમાં જે સમર્પણની ભાવના, જે ન્યોછાવરીની સબળ ભાવના ખડી પડી છે એને રજૂ કરતી સપ્તપદીમાં કેટલાક તાજાં પરણિતો સમજે છે? અને સમજે તો પાળે છે પણ કેટલાક?

આર્યોની લગ્નવિધિમાં સપ્તપદી એ એનો આત્મા છે. મહાભારતની મધ્યમાં ગીતા, ગીતામધ્યે વિરાટદર્શન, મહાનદમાં દ્વિપ અને સરોવરમાં કમલ-દલ દીપે એમ લગ્નવિધિમાં સપ્તપદીની પ્રતિજ્ઞાઓનુ સપ્તક મહામૂલા નીલમશું શોભી રહે છે.

આ નવ શ્લોકોનું છંદ માધુર્ય, એનું શબ્દ-સૌષ્ઠવ અને એનો ઘન અર્થપ્રવાહ એટલાં શ્રવણ-મધુર છે કે એનાં ઉચ્ચારણ માત્રથી જીવનકલાના પરમોચ્ચ આદર્શોનો સાક્ષાત્કાર થાય છે. અને એ દિવ્ય વાતાવરણ જ વરવધૂને જીવનનો મંગલ સંદેશ અને ભવ્યજીવનનું વિરલ પાથેય—ભાતું આપી જાય છે.

આ સપ્તપદીની પ્રતિજ્ઞાઓ હજારો વર્ષ જૂની છે આ પ્રતિજ્ઞાઓમાંથી મૂર્ત થતો લગ્નજીવનનો અને દાંપત્યજીવનનો આદર્શ એટલો ભવ્ય છે કે આજ પણ એ ભવ્ય પ્રતિજ્ઞાઓ કરનાર આર્યકન્યા આપણી શત શત વંદનાઓની અધિકારિણી છે એનાં આત્મસમર્પણનાં કારણે

લગ્નના સુશોભન મંડપમાં, સ્વજનોના સંગાથ અને સાન્નિધ્યમાં, અને દેવતાઓની સાક્ષીએ આર્ય કન્યા નિજ પતિના ચરણે જે સહજભાવથી પોતાનું સર્વસમર્પણ કરે છે—તન મન અને આત્મા સમેતનુ—ત્યારે કહેવાતી અબલાના બલિષ્ઠ આત્માની ભવ્ય અને દૃઢ પ્રતિજ્ઞા ઉપર દૈવોય અંતરિક્ષમાંથી પુષ્પવૃષ્ટિ કરે એ સાવ સ્વાભાવિક છે

સત પ્રતિજ્ઞાના આ નવ અનુષ્ટુપમાં કન્યા એનો સકલ પ્રાણ અને આત્મા રડે છે આ છંદ છે—કાવ્ય છે પણ એથી યે અધિકું તો એ છે ભવ્ય અને અનેરું જીવનસંગીત

હરેક દ્વિજે કન્યાના લગ્ન પહેલાં આ નવે શ્લોકો મૂળ સંસ્કૃતમાં જ અર્થ સાથે કન્યાને કંઠસ્થ કરાવવા જોઈએ અને લગ્નમંડપમાં આ પ્રતિજ્ઞાઓ સ્વકંઠે જ ઉચ્ચારવી જોઈએ

વિદેશી શિક્ષણ, સંસ્કાર અને વાતાવરણમાં ઉછરેલી આધુનિક કન્યાને, આર્ય કન્યાનો આ સર્વ સમર્પણ ભાવ કદાચ ન યે રૂચે, પણ એના સાતમા શ્લોકમાં રહેલો બલિષ્ઠ પડકાર કે જેવો તેવો નથી આ પડકાર હજારો વર્ષ જૂનો હોવા છતાં આજની વીસમી સદીની સ્વસ્વતંત્ર રહેવા મથતી આધુનિક કન્યાના પડકારથી વધુ બલવાન અને સત્ત્વશાલી છે એની કોણ ના કહેશે? આધુનિક કન્યા તો જીવનથી હારી છૂટાછેડા માગે છે ત્યારે આર્ય કન્યા જીવનના રણાંગણમાં ખડે પગે ઊભી રહી જીવન સંગ્રામને વેડી રહે છે જીવી રહે છે, એટલે જ આર્યકન્યા જીવનના સમરાંગણમાં સર્વવિજયી છે She is all victorious and never vanquished જીવન કલહથી એ નથી હારતી કે નથી હતાશ થતી. એનો જીવન મંત્ર છે આશા.

હવે સાંભળો એનો બુલંદ પડકાર:—

**नाऽहं प्रियेण वञ्चयास्मि ।**

કન્યા કહે છે 'નાથ! મેં તારા ચરણોમાં મારું સર્વસ્વ સમર્પિત કર્યું છે—તારે માટે મરી મીટવામાં મને આનંદ છે પણ તું મને છેતરતો નહીં **ના મને છળજે નાથ!** આ ઉચ્ચારણ, આ ચેતવણી, એટલી બલિષ્ટ અને વિક્રમવંતી છે કે એની પાછળનો આર્યકન્યાનો પુણ્યપ્રકોપ છળનાર સ્વામીને ઊભો બાળી નાખે એટલો જ્વલંત છે

વાચક! આજના પ્રથમ પરિચયે, આર્ય લગ્નની મંગલ દીક્ષાને વરતી શીલમનોહર આર્ય કન્યાની

# વર્મિક્યુલાઈટ

ડૉ૦ નરસિંહ મુ૦ શાહ

> વિજ્ઞાનમા માનવી હમેશા આગળ ને આગળ ધપતા ધપતા એ ગમે તેવી નજીવી ચીજને પણ ઉપયોગમા લઈ શકે છે એવાજ એક બહુવિધ ઉપયોગી ખનિજની જાત આ લેખમા આકાર પામી છે એ વિષયના અધિકારી લેખક પાસેથી એ લખાણ મળેલ હોઈને મહત્ત્વ પણ પામ્યું છે

દક્ષિણ આફ્રિકામાં ટ્રા સવાનની કોઈ ખાણમા ની કાઢેના એક ખનિજનો ઉપયોગ કરીને કોઈ શોધપ્રિય સાહસિક યુવકે મીનો (એનેમલ) તૈયાર કર્યો બીજા સામાન્ય પ્રકારના પ્રચલિત એનેમલો કરતા આ મીનો વિશિષ્ટ પ્રકારનો બ યો જેના પર તેનો ઉપ યોગ કરવામાં આવતો તે ચીજો વિધવિધ ધાતુઓના ચળકાટવાળી બનવા લાગી અને આ ચળકાટ ક્ષણિક નહોતો તેજાબમાં ઉકળવાથી પણ તેનો નાશ ન થઈ શકતો બ વાર આવી જલદ ક્રિયા કરવાથી એનેમલ ઉખડી જતું પણ તેનો ચળકાટ એ વસ્તુ પર કાયમ રહેતો જેનો ઉપયોગ આ એનેમલની બનાવટમા કરવામાં આ યો હતો તે ખનિજનુ નામ વર્મિક્યુલાઇટ

વર્મિક્યુનાઇટ અબરખની એક જાત છે તેને ગરમ કરવાથી તે તેના અસલ કદ કરતા દસથી વીસગણું ફૂલે છે ને આ ક્રિયા દરમિયાન અળસિયાં ચાલતા હોય એવી હિલચાલ તેમાં નજરે પડે છે એ ઉપરથી અંગ્રેજી શબ્દ વર્મ એટલે અળસિયુ વાપરીને આ ખનિજનુ નામ વર્મિક્યુનાઇટ પાડ વામાં આવ્યું છે આ ખનિજનો કુદરતી રંગ પીળાશ પડતો ભૂખરો હોય છે પરંતુ ગરમી વડે ફૂલા યા પછી તે આછો પીળો થઈ જાય છે આ ફૂલાવેલા વર્મિક્યુનાઈટનુ એક ઘનફૂટનુ વજન માંડ દશેક પાઉંડ થાય છે એટલે પાણી કરતાં તે અતિશય હલકુ છે સરખામણી કરીએ તો એક ઘનફૂટ પાણીનુ વજન આશરે ૬૨ પાઉંડ થાય છે અને

---

સર્વ સમર્પણશીલ ભાવનાનો જ આછેરો પરિચય આપી અત્રે જ વીરમીશ

આ રહ્યુ એ નવ શ્લોકોનું સમશ્લોકી ભાષાંતર —

[૧]
તારાથી સર્વ સૌભાગ્ય મારુ નાથ! ગણુ રૂડુ
તને પામી કૃપાથી હુ દેવોની ને પુણ્યોદયે

[૨]
આપ્ત બાળકો સૌને પાળીશ સ્વકુટુંબીને
ભાગ્ય થી સાંપડે એમાં માનું સતોષ ને મુદા

[૩]
ટાણે ટાણે જમાડુ હું રસોઈ ભાવથી કરી
છાયા પેઠે સદા વર્તુ હું આજ્ઞાને અધીન થઈ

[૪]
વાણી મન ને કાયાથી શુચિ કર્મોથી શોભતી,
કીડુ તારી સહે નાથ! ધારી સૌભાગ્ય ભૂષણો

[૫]
સુખે હર્ષ દુ:ખે ધૈર્ય સુખે દુ:ખે સગાથિની
ના વાણુ પરને કો દિ મનથીયે તનથી કદી?

[૬]
ઘરનાં સર્વ કામો ને સેવા સૌ વડીલો તણી
નાના ને સાચવી રાખુ સત્કૃત્યે સાંપડી સદા

[૭]
આપ ત્યાં હું રહું નિત્યે ના કો દિ છેતરૂં તને
ના મને છળજો નાથ! એટલુ વિનવુ તને

[૮]
હોમ યજ્ઞાદિ કાર્યોમાં તારી સગે સદા ખડી
ધર્માદિ શુભ કાર્યોમાં વૃત્તિ તારી અનુસરૂં

[૯]
તને કાયા સમર્પી મે તું મારો નાથ આજથી
દેવો! હો આપ સાક્ષી સૌ પ્રતિજ્ઞા દૃઢ માહરી.

*

એક ઘનફૂટ રેતીનુ વજન ૧૨૦ પાઉંડ થાય છે આ ઓછી વિશિષ્ટ ઘનતા ઉપરાંત તેના બીજા કેટલાક ગુણધર્મો પણ ખાસ ઉલ્લેખ કરવા જેવા છે (૧) ગરમીની અસર તેના પર નહિવત્ થાય છે (High refractoriness), (૨) તેની ઉષ્ણુતાવાહક શક્તિ એકદમ ઓછી છે, (૩) રાસાયનિક રીતે તે લગભગ નિષ્ક્રિય છે અને (૪) વીજળી તેમાથી પસાર થઈ શકતી નથી (non-conductor of electricity) તે ૨૫૦૦ ડીગ્રી ફેહર ન્હાઈટ (૧૩૭૧ ડીગ્રી સેન્ટીગ્રેઈડ) ની ઉષ્ણુતાએ ઓગળે છે

શરૂઆતમાં તો આ ખનિજ પ્રત્યે કોઈનુ ધ્યાન ખેચાયુ નહીં. ભૂસ્તરશાસ્ત્રીઓની અજ્ઞાયબી તેને ગણવામા આવતી ત્રીસ વર્ષ પર્યંત તેને નકામા ખનિજ તરીકે ગણી કાઢવામા આવ્યુ

૧૯૨૩માં આ ખનિજ કાઢવાનું શરૂ થયુ તેની ઓછી ઉષ્ણુતાવાહક શક્તિનો લાભ લઈને તેનો ઉપયોગ વરાળની પાઈપોની ગરમી પ્રસરતી રોકવા માટે, ગરમી રોધક ઇંટોની બનાવટમા દિવાલના પતરા તરીકે, રેફ્રીજરેટરોમાં કરવાનો આશય હતો

લગભગ એ જ અરસામા અમેરિકાના મોન્ટાનામાં પણ વર્મિક્યુલાઈટ કાઢવાનુ કામકાજ શરૂ થયુ શરૂઆતમા સિમેન્ટની બનાવટમા, ખૂચને બદલે વાપરી શકાય એવા હલકા પદાર્થોની બનાવટમાં અને બીજા એવાં કામોમાં તેનો ઉપયોગ થવા લાગ્યો દેશની ખનિજ સંપત્તિનો આર્થિક લાભ મેળવવામાં વૈજ્ઞાનિક સંશોધન કેવી રીતે ઉપયોગી થાય છે એનો દૃષ્ટાંત વર્મિક્યુલાઈટ પૂરો પાડે છે અમેરિકામા તેના ઉપયોગો શોધવા સંશોધન હાથ ધરવામાં આવ્યુ પરિણામે વર્મિક્યુલાઈટના અનેક ઉપયોગો શોધાયા ત્યાં સુધી આ ખનિજનો ઉપયોગ કરનાર અમેરિકા એકલુ હતું લડાઈ પછી તેની ઉપયોગિતા ખૂબ વધતી ગઈ.

અમેરિકામા આ ખનિજ પુષ્કળ કાઢવામા આવે છે મોન્ટાના પાસે એક હજાર ફૂટ ઊંચા અને એક ચોરસ માઈલના વિસ્તારવાળા પર્વત પ્રદેશમાથી આ ખનિજ નીકળે છે અનેક પેઢીઓ આનો વેપાર કરે છે છતાં અમેરિકાની માગણી પૂરી પાડી શકાતી નથી એટલે બીજા દેશોમાથી પણ આ ખનિજ અમેરિકા ખાતે આયાત કરવામા આવે છે ૧૯૫૦માં તેની માગણી બે લાખ ટન પર્યન્ત પહોંચી હતી અને એ વધતી જાય છે

દક્ષિણ આફ્રિકામાથી પણ આ ખનિજ મોટા જથ્થામાં નીકળે છે, તેની પેદાશ લગભગ ૫૦ હજાર ટન સુધી પહોચી છે એમાંનો મોટો જથ્થો અમેરિકા અને બીજા દેશો ખાતે નિકાસ થાય છે છેલ્લા બે ત્રણ વર્ષોથી દક્ષિણ રોડેશિયામાથી પણ આ ખનિજ નીકળવા લાગ્યુ છે એટલે આજે અમેરિકા દક્ષિણ આફ્રિકા અને રોડેશિયા—આ ત્રણ દેશો દુનિયાના બધા દેશોને આ માલ પૂરો પાડે છે સોવિયેટ રશિયાની પેદાશ કેટલી છે તેના આંકડા પ્રાપ્ય નથી આ ખનિજની અનેકવિધ ઉપયોગિતાને લીધે બીજા દેશોએ પણ તેને અંગે તપાસ કરવા માંડી પરિણામે હવે ઓસ્ટ્રેલિયા, ક્વીન્સલેન્ડ, કેનિયા, યુગાન્ડા, ટાંગાનિકામાં આ ખનિજ મળી આવ્યુ છે

વર્મિક્યુલાઈટનો મુખ્ય ઉપયોગ બાંધકામના ક્ષેત્રમા મબલખ થાય છે તેમાથી ઈંટો, ભોયતળિયા, ચોસા, દિવાલો વગેરે બનાવાય છે સામાન્ય કાંકરેટ કરતા વર્મિક્યુલાઈટવાળુ કાંકરેટ ઘણી રીતે ચડીઆતુ પુરવાર થયુ છે, સામાન્ય કાંકરેટ કરતાં તે દશગણુ ગરમીરોધન (thermal insulation) આપે છે સામાન્ય ઇંટની ૭ ફૂટ જાડી દિવાલ જેટલુ જ ગરમી અને ઠંડી સામે રક્ષણ આઠ ઇંચ જાડી વર્મિક્યુલાઈટની દિવાલ આપે છે મકાનની અંદરની દિવાલોને વીજરોધ્રુ (insulate) બનાવવા આ ખનિજનો ઉપયોગ ખૂબ થાય છે સીમેન્ટની સાથે મેળવીને તેને વાપરવામાં આવે છે સાઉન્ડ-





તુરૂ (નાદાભેદ્ય) મકાનોની બનાવટમા પણ તે વપરાય છે ઓડમારગીગ સ્ટુડીઓ નિશાળો અને ઇસ્પીતાલોની દિવાલો અને છતો વર્મિકયુલાઇટની કાંકરેટની બનાવેલી હોય તો ધ્વનિને લગતાં ખાસ અનુકૂળ ગુણો (acoustical properties) તેમાં હોય છે તેના પર ભેજની અસર થતી નથી એટલે આવી દિવાલો તૂટ તુરૂ (crack proof) બને છે તેમા ખીલી મારી શકાય છે

અમેરિકામા બાંધકામમાં સામાન્ય સીમેન્ટ અને રેતી-કાંકરેટને બદલે વર્મિકયુલાઇટવાળુ કાંકરેટ પુષ્કળ વપરાવા લાગ્યુ છે આથી લાખો ટન ગજ વેલનો દર વર્ષે બચાવ થાય છે વર્મિકયુલાઇટ-કાંકરેટ હલકુ હોવાથી ઓછી ગજવેલ વાપરીને પણ મકાન વિશેષ મજબૂત બને છે તૈયાર ઘરોની (પ્રી ફેબ બનાવટમા વર્મિકયુલાઇટ પાયારૂપ પદાર્થ છે લડાઈ દરમિયાન વર્મિકયુલાઇટનો ઉપયોગ બોમ્બ સામે રક્ષણાત્મક સાધનોની બનાવટમાં કરવામાં આવતો હતો આગમોટ અને વહાણોના બોમ્બ-તુરૂ તુતકો બનાવવા માટે પણ તેનો ઉપયોગ થાય છે આ બધા ઉપયોગો ઉપરાંત ટેલના શુદ્ધિકરણમાં કાઉ ફ્રીઝોમા તી બાધવા માટે ગજવેલના ઉદ્યોગોમાં તેને ધીમે ધીમે ઠડી પાડવા માટે અગ્નિ-રોધક રગ-રોગાનની બનાવટમાં તેનો ઉપયોગ થાય છે

વર્મિકયુલાઇટ ખાતર નથી પણ વનસ્પતિની વૃદ્ધિ પર તેની અસર સારી થાય છે તેના વજન કરતાં આગણુ પાણી તે સઘરી રાખે છે અને ધીમે ધીમે વનસ્પતિના મૂળને પહોંચાડે છે એટલે તેનો ઉપયોગ જમીનમાં નાખવા માટે કરવામા આવે છે તેનો બારીક ભૂકો ગ્રેફાઇટને બદલે ઊંજણ તરીકે પણ વપરાવા લાગ્યો છે રેફ્રીજરેટરો બોઇલરોના ઢાંકણા અને પાઈપોમાં પણ તેનો ઉપયોગ અસરકારક માલૂમ પડ્યો છે

આમ વર્મિકયુલાઇટની ઉપયોગિતા પ્રતિદિન વધતી જાય છે એટલે એક વખતનુ નકામુ ગણાતું ખનીજ ધનના ઢગલા પેદા કરનારૂ થઈ પડયુ છે બીજા દેશોમાથી પણ તેનુ ઉત્પાદન થતુ હોવાથી અમેરિકાની મોનોપોલી હવે રહી નથી એ ડોલર ખનિજ રહ્યુ નથી

તાજેતરમાં ડૉ વ્હી આર વાલકૃત વર્મિકયુલાઇટ નામની સીત્તર પાનાની એક ઉપયોગી પુસ્તિકા એચ એમ સ્ટેશનરી ઓફિસ લડન તરફથી પ્રગટ થઈ છે (શિલીગ ૭/૬) તેમા આ ખનીજ સબધી સવિસ્તાર માહિતી આપેલી છે જીજ્ઞાસુઓને એ ખૂબ માર્ગદર્શક થઈ પડશે

✱

# સાભાર પ્રાપ્તિ-સ્વીકાર

**સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય અમદાવાદ**

**ભરતીઓટ** પ્રશાંત પાનાં ૨૬૮ બે રૂપિયા **સંગમ** જગદીશ પરમાર છગનલાલ પરમાર પાનાં ૨૭૪ બે રૂપિયા **બાળકોના આચાર** સોમાભાઈ ભાવસાર પાના ૨૬ ચાર આના **સાખ્યસાર તથા યોગસાર** કવિ ઉદ્યમ પાના ૬૪ છ આના **જ્ઞાનેશ્વર અને ચાગદેવ** અનુ વામનરાવ પ્રા પટેલ પાનાં ૬૮ છ આના **ગોરખ વાણી** સ અનવર આગેવાન પાના ૬૪ છ આના **વેદાન્ત કહે** અનવર આગેવાન પાનાં ૩૨ ત્રણ આના

**માણસાઈના સીમાડા** સઆદત હસન મન્ટો અનુ માંડવીઆ પાનાં ૧૪૧ ત્રણ રૂપિયા શહીન પબ્લિકેશન્સ, નાનકવાડા કરાંચી ૧

# ગ્રંથસ્થ વાઙ્મય

બાલજોગણ :

[ લે રમણલાલ વ દેસાઈ, પ્ર આર આર. શેઠની ક મુંબઈ–૨, મૂલ્ય ૭ રૂપિયા ]

રાજસ્થાનના ઈતિહાસને લગતી શ્રી રમણલાલ દેસાઈની નવલકથાઓમાં એકનો વધારો કરતી આ કૃતિ મેવાડની ભક્તકવિ મીરાંબાઈની જીવનલીલા ગાય છે કથાની પશ્ચાદ્ભૂમિકા ઈસ્લામ અને હિંદુત્વના સંઘર્ષની અને સમયપટ બાબરથી અકબર અને રાણા સંગથી ઉદયસિંહ સુધીનો છે જૂની માન્યતા મુજબ મીરા રાણા કુંભાની પત્ની નહિ, પણ રાણા સંગના પુત્ર ભોજની વિધવા હતી એ હવે લગભગ સર્વમાન્ય થયેલા મતને અનુસરી કર્તાએ મીરાના જન્મથી શરૂ કરી એના ઉછેર, લગ્ન, લગ્નોત્તર જીવન, ભક્તજીવન અને તેનાં વીતકોની વિગતે વાત કરી દ્વારિકામાં થયેલા કહેવાતા તેના ચમત્કારિક દેહવિલય સાથે કથાને પૂરી કરી છે કથામાં મીરાંના પદોનો યથા પ્રસંગ ઉપયોગ કરવામાં આવ્યો છે કર્તાના મનમાં ઊભી થયેલી મીરાની જે મૂર્તિનું દર્શન કથામાં થાય છે તે બધા વાચકોને પ્રસન્ન કરે કે તેમના દિલમાં વસી જાય એવું નથી રોહિદાસનું પાત્ર કથામાં આવે છે પણ મીરાં પર થતી તેમની અસર સ્પષ્ટ બતાવે એવી અસરકારક રીતે એને ખીલવવામાં આવ્યું નથી કૃષ્ણચરણને મીરાના સાથી તરીકે ગોઠવી પછી તેનામાં મીરા પ્રત્યેનું દેહકામી આકર્ષણ જગાડી એની દુર્બળતાને કર્તાએ, અલબત્ત મીરાંની ઉજ્જ્વળતા સિદ્ધ કરવા સારુ, જે રીતે કુવાવીને રજૂ કરી તથા મીરાંના તેની સાથેના વર્તનને માટે જે ફિલસૂફી આગળ ધરી છે તેમાં અનિવાર્યતા અને પ્રતીતિકરતા ઓછી છે કથાના આકર્ષક ભાગ આ બે છે ભોજ અને મીરાંનો સંવાદ ( પૃ ૧૯૭–૨૦૨, અને ૨૨૧–૨૨ ) અને મીરાંને દ્વારિકા જવાની પ્રેરણા આપતું રાધાદર્શન ( પૃ ૩૯૯–૪૦૨) એમાંના આગલામાં ભોજની જે ઉદાત્તતા પ્રગટ થાય છે તે એ પાત્રને વાચકપ્રિય બનાવી જાય તેવી છે કથાનો છેવટનો ભાગ ઉતાવળે આટોપાયો છે કથા સુવાચ્ય છે, પણ સ્મૃતિમાં કાયમી સંભારણું મૂકી જાય એવી નથી

રાય કરણઘેલો :

[ લે 'ધૂમકેતુ' સોલ એજન્ટ, ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, મૂલ્ય, સાડાચાર રૂપિયા ]

'ધૂમકેતુ'ની 'ચૌલુક્ય નવલકથાવલિ'ની આ બારમી નવલકથા કરણ વાઘેલાના પરાજય સાથે થયેલા ગુજરાતના રજપૂત હિંદુરાજ્યના અસ્તની કરુણ ગાથા રજૂ કરે છે પણ આ ઘટનાને ઘટે તેવો ઘેરો કરુણ 'ધૂમકેતુ' એમાં જમાવી શક્યા નથી પાટણમાં જૈનો અને નાગરોની મંત્રીપદને અને તલ્લબ્ધ આની પુરોગામી નવલકથાઓની માફક કર્તાએ આમાં પણ ગોઠવ્યું છે પાત્રો ને પ્રસંગો કથાવસ્તુ ભરચક દેખાય એટલા માટે ઠીક પ્રમાણમાં ઊભાં કરવામાં આવ્યા છે પણ એમાંના કેટલાક અનિવાર્ય નથી લાગતા માધવ મેવાડ ને દિલ્હી જાય એ કર્તા બતાવે છે તેટલુંબધું જરૂરી હતુ જ શું, એવો પ્રશ્ન વાચકોને જરૂર થવાનો કથાની મુખ્ય વિશિષ્ટતા કરણ, કૌળાદેવી ( આ કથામાં કમળાદેવી ), દેવળદેવી અને માધવનાં આ કથામાં થયેલ આલેખન છે એ આલેખન પ્રચલિત માન્યતાથી જુદું છે આ કથાનો માધવ મંત્રી સ્વામીદ્રોહી કે વતનદ્રોહી નથી એને એવો બનાવનાર પ્રચલિત માન્યતા મુજબનો કરણની કામુકતાનો દોષ આ કથાના કરણમાં કર્તાએ મૂક્યો નથી કથાનો કરણ મરે એ હા પણ મુસલમાનોને નમે તો નહિ જ એવો વીર છે એમ એને વિષે બીજું કશું વિશેષ કહી શકવાને અભાવે કર્તાએ ઘસી





ધસીને કહ્યું છે જો કે એ પાત્ર આરંભમાં થોડીક ઉત્તતા ને પ્રભાવ દેખાડે છે પણ પછી કોઈ વિશિષ્ટ છાપ પાડે એવું કાર્ય એની પાસે કર્તાએ ઓછું જ કરાવ્યું છે કમળાદેવી અને દેવળદેવીને કર્તાએ હિંદીના ઝનાનખાનામાં જવાના કુનકમાંથી આ કથામાં મુક્ત કર્યા છે સોઢલ બત્તડ, રામાનિક પ્રતાપચંદ્ર કોધન પદ્માવતી સિંહભટ્ટ વિશળદેવ આદિ પાત્રો થોડો થોડો વખત ઠીક ઝળકે છે પણ સ્મૃતિના ચિરસંગાથી બની જાય એવા એમાં ઓછાં છે મહાનંદ-નમંદ ની થોડીક હકીકતનો કથામાં ધૂમકેતુએ ઠીક ઉપયોગ કરી લીધો છે કથાનું વાચન વાચકને થકવે એવું છે એ હકીકતથી ધૂમકેતુએ ચેતવા જેવું છે

## માણેજીનું મંદિર

[લે ગુણવંતરાય આચાર્ય પ્ર ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ મૂલ્ય સાડાચાર રૂપિયા]

ઈતિહાસ દંતકથા અને કલ્પનાના મિશ્રણરૂપ આ કથા શ્રી ગુણવંતરાય આચાર્યની પુરોગામી નવલકથા ગિરનારને ખોળે ના અનુસંધાન તરીકે વંચાય એવી છે આથી એમાં ગિરનારને ખોળે નું કેટલુંક ઈતિવૃત્ત પાત્રોને મુખે તેમ બીજી રીતે સંક્ષેપમાં ફરી કહેવું પડ્યું છે કથાનું નામ માણેજીનું મંદિર રાખ્યું છે તે તો અપુત્ર ચમાર બાઈ હાની બાઈએ અનાથ કાંગલાંઓને ખાતર પતિ અને ઘરનો ત્યાગ કરી ગીરમાં વનવગડામાં વાસ કરી ત્યાં કાંગલાંની સેવા આદરી એ સુંદર પ્રયોગને બિરદાવવા પણ કથાવસ્તુ કર્તાએ માધવરાવ પેશ્વાની પુત્રી દરાવેત્રી ચંદનની આસપાસ વધુ કેંદ્રિત થયું છે એ ચંદનને પેશ્વાની ગાદી માટેની રાજરમતમાં હુકમનું પાનું બનાવવા રૂપોજી સિંધિયા તથા એનો દાદો જીવાજી એને હાથ કરવા મથે છે કાઠિયાવાડને મરાઠા લશ્કરના ત્રાસમાંથી મુક્ત કરવા જૂનાગઢનો દીવાન અમરજી ચંદનને પોતાની હદમાંથી હાથ કરી જીવાજીને સોંપી દેવી માગે છે પણ તેના પિતા કુંવરજી તથા મોટે ભાઈ મોર મહારાજ જીવાજીને ત્યાં જવા જાનિ છુક ચંદનની ભેર એવી તાણે છે કે અમરજીનેય પોતાની રાજનીતિને ભોગે તેમ કરવું પડે છે આમ થતાં ચડી આવતા મરાઠા સૈન્યનો એને મુકાબલો કરવો પડે છે એમાં એ વિજયી થાય છે પણ લડતા મરાઠા સૈન્યે માણેજી—હાનીબાઈ—નું મંદિર ખેદાનમેદાન કરી નાખ્યું હોય છે અને હાનીબાઈ તથા ચંદન જે પણ ત્યાં આશ્રય લેતી હતી તે બંનેનો પણ નાશ થઈ ચૂક્યો હોય છે એ બતાવીને આ કરુણાંત કથા પૂરી થાય છે કથામાં અમરજી દીવાનના આલેખન પાછળ કર્તાની લેખણે ઠીક શ્રમ લીધો છે અમરજીને તોએ અંધાધૂંધીભરી પરિસ્થિતિમાં જોગતત્ત્વીથી શાંતિ સ્થાપવાનો પુરુષાર્થ કરતો ભાવનાશાળી વીર બનાવી દીધો છે અમરજીના પિતા કુંવરજી પંડ્યા અને ભાઈ મોર મહારાજ અને અમરજીની માતા તથા પત્નીનાં પાત્રો તેમ જ પ્રભાશંકર હાનીબાઈ કેસરબાઈ આદિ અન્ય પાત્રો સ્પષ્ટ રેખાવાળાં છે આવાં પાત્રો કથાવસ્તુ અને જોમદાર તથા પ્રવાહી ભાષા નવલકથાને વાચકને પકડી રાખી શકે એવી બનાવે છે એટલું કહેવું પડશે કર્તાએ કુંવરજી પંડ્યા અને અમરજી એ પિતાપુત્રનો વિરોધ ખૂબ ખેંચ્યો છે પણ તેનું શમન થતું સારું આલેખ્યું છે તેમ ન કર્યું હોત તો એ વિરોધ થોડોક કૃત્રિમ લાગત એ જ રીતે જમાદાર સાલમીનના પ્રેતરૂપ વરવા પાસેથી વાચકોની કલ્પના પર વધુ પડતો બોજો મૂકી ઘણું કામ લીધું છે સાલમીન જો ચંદનને પકડી જવા જીવતો હતો તો અવારનવાર સિંહને પણ ત્રાસ પમાડે એવી ચીસો પાડી રડ્યા શાને કરતો હશે એવી શંકા વાચકોને કથાને અંતે જરૂર થશે માંગી સમાગેનું યુદ્ધ રંગભૂમિના યુદ્ધ જેવું અતિસરળ બની ગયું છે અંતભાગ ઉતાવળે આટોપાયો છે પૃ ૨૯૯ પર ચંદનના જીવાજી સાથેના ખરા સંબંધની પહેલીવાર થતી જાણથી મોર ને તેના પિતાને ચોંકતા બતાવ્યા છે પણ એ મેડીને એની ખબર એ પહેલાં એમ્વાર પોતે આપી જ દીધી છે એ કર્તા ભૂલી ગયા છે।



**અમરવેલ :**

[ લે સરોજિની મહેતા; પ્ર૦ સેહની બિરાદરી કંપની લિ૦ મુંબઈ, મૂલ્ય, ચાર રૂપિયા ]

'આપણું સંયુક્ત કુટુંબ મને અમરવેલ જેવું લાગે છે. સંસારની ઉપાધિઓ સામેના રક્ષણના ભ્રમમાં નાખી વ્યક્તિઓનુ જીવન એ શોષી લે છે જે એના ગૂંચળાં કાપી નાખવાની હિંમત કરે છે તે જ બચી જાય છે'—આ વક્તવ્યને વાર્તા દ્વારા મૂર્ત કરવા ગુજરાતના એક સુશિક્ષિત સંસ્કારસંપન્ન સન્નારી શ્રીમતી સરોજિની મહેતાએ આ સામાજિક નવલકથા લખી છે લેખિકાનુ ગુજરાતી સમાજનું નિરીક્ષણ વિપુલ, સાચુ અને ઊંડુ છે એટલે સંયુક્ત કુટુંબનાં અને અનુષંગે હિંદુ સંસારના સખ્યાબંધ અનિષ્ટો તે ઉઘાડાં તરી આવે અને વાચકોને તેની સામે નફરત થાય એ રીતે ઉત્કટતાથી તેમણે કથામાં રજૂ કર્યાં છે સંયુક્ત કુટુંબવ્યવસ્થાને ગુનેગારના પાંજરામાં ઊભી કરવા જતા લેખિકા તેનાં બે વડીલ પાત્રોને, અન્નપૂર્ણાને અને તેના જ્યેષ્ઠ પુત્ર જનકરાયને કથાનાં ખલપાત્રો બનાવી બેઠાં છે સંયુક્ત કુટુંબ વ્યવસ્થાની ઊજળી બાજુ પ્રગટ કરવા શ્રી ચૂનીલાલ શાહે 'તપોવન'મા કુટુંબના મુખ્ય માણસને સર્વ સદ્‌ગુણસંપન્ન બનાવ્યો છે તેના જ પ્રકારનુ લેખિકાનુ આ આલેખન ગણાય. અન્નપૂર્ણા અને જનકરાય છે તેવાં ધર્મદંભી, સત્તાકાંક્ષી, ધનલોભી અને સ્વાર્થી ન હોતાં ભલા પણ સંયુક્ત કુટુંબવ્યવસ્થાના જ ભક્ત હોય અને તેથી પણ કુટુંબની અનેક સ્યામાઓ ને પદ્મિનીઓનુ વ્યક્તિત્વ અને સુખ હરદમ હણાતુ હોય એવુ નિરૂપણ કરવામા આવ્યું હોત તો સંયુક્ત કુટુંબની પ્રણાલિકાને જ માથે બધા દોષનો ટોપલો મૂકી શકાત અહીં તો અન્નપૂર્ણા અને જનકરાયના સ્વભાવલક્ષણ અને વૃત્તિવર્તન પર બધો ભાર મૂકાય છે સંયુક્ત કુટુંબની જૂની પ્રણાલિકાના સામા છેડાની પાશ્ચાત્ય ઢબે રહેનારા સુધરેલાઓની કુટુંબથી દૂર ભાગતી સ્વાર્થકપરાયણ રહેણીકરણીના દોષો પણ લેખિકાએ પૂરા બતાવ્યા છે. અને જૂનીમાંથી બચવા એ નવી પ્રણાલિકામાં ભાગી જવાના ભયસ્થાન પ્રત્યે પણ આંગળી ચીંધી છે. આમ સુશિક્ષિત અને સંસ્કારી તેમજ જૂની પ્રણાલિકાને વશ ન વર્તનારી અને પાશ્ચાત્ય ઢબની આજકલી નવીમાં ન જનારી અને છતાં કુટુંબ વત્સલ એવી સુજાતાના પાત્રમાં લેખિકાનો અભિમત આદર્શ દૃષ્ટિગોચર થાય છે એ પાત્ર કથાની મંગલમૂર્તિ છે સંયુક્ત કુટુંબને ખડકે ચઢી ભાગવા જતી નૌકાઓને ઉગારી લે છે તેની કથા હૃદયંગમ છે કથા ઉદ્દેશલક્ષી છે તેથી કલાત્મક બનતાં અટકી ગઈ નથી એમાંનાં પાત્રો, જૂનાં નવા તેમજ વચલી ભૂમિકાનાં, બધાં જ વાસ્તવિક જીવનમાંથી ઉપાડ્યાં લાગે એવાં સજીવ છે, અને લેખિકાનુ સમાજદર્શન પ્રશંસા માગે તેવુ છે એને જ જોરે, નિરાડંબરી સરળ પણ પ્રવાહી શૈલીમાં લખાયેલી આ કથા વાચકોનો રસ છેક લગી જાળવી રાખે છે કથાની ભૂમિ થોડો વખત ગુજરાતની બહાર અને ભારતની બહાર પણ રાખી છે અને તેમાં ય વિગતોનુ ખરાપણું લેખિકા જાનમાહિતીને બળે લાવ્યાં છે લેખિકાબેનનો નવલકથા-લેખનનો આ પહેલો પ્રયાસ છે છતાં તેમાં શિખાઉની કચાશ ઓછી જ જોવા મળે છે એ જોતાં, તેમજ ઉપર ગણાવી તે સિદ્ધિ જોતાં, આ કથા ગુજરાતે ઉમળકાભેર વધાવી લેવા પાત્ર છે

**દશ મિનિટ :**

[ લે ધનસુખલાલ મહેતા, પ્ર એન એમ ત્રિપાઠી લિ૦ મુંબઈ, દોઢ રૂપિયો ]

એન્થની આર્મસ્ટ્રોંગકૃત 'ટેન મિનિટ્સ એલિબી'નુ આ ગુજરાતી રૂપાંતર એક વસ્તુપ્રધાન ત્રિઅંકી અભિનેય નાટકનો આપણા નાટક સાહિત્યમાં ઉમેરો કરે છે ધૂર્ત નિરંજનના ફંદામાં ફસાતી પોતાની પ્રેયસીને પાછી મેળવવા અન્યથા ગભરૂ એવા અજીતે કરેલા નિરંજનના ખૂનના બનાવને કેન્દ્રમાં રાખી નાટકનુ વસ્તુ તેની આસપાસ વણાયુ છે. ખૂબી એ છે કે અજીત જે બુદ્ધિપૂર્વક વ્યૂહરચના કરીને એ





ખૂન કરે છે તેનું સૂચન અને નિરંજનના શબ્દો માંથી તેમજ પોતાના સ્વપ્નમાંથી મળ્યું છે સ્વપ્નમાં એના ઉત્તેજિત મને સક્રિય બની જે વ્યૂહ ગોઠવી રાખ્યો તેનું અક્ષરશ પાલન એ જાગ્રત અવસ્થામાં એવું કરે છે કે દશ મિનિટની તેની એનિમી સચોટ પુરવાર થતાં ડિટેક્ટીવો પણ તેને ગુનેગાર ઠરાવી શક્તા નથી નાટકનો ત્રીજો અંક ડિટેક્ટીવોની આ મથામણમાં જ મોટા ભાગે રોકાયો છે અજીતને રજની પાછી તરત તો મળતી નથી એટલે એની મહેનત છૂટી પડ્યાની નિરાશામાં એને મૂકી નાટક પૂરૂં થાય છે નાટક સફલ બનાવેલા સાદા વસ્તુ દ્વારા તેમજ સ્વપ્ન દશ્ય તથા ઈ સેટોને લીધે રંગ ભૂમિ પરના અભિનયનને સારો અવકાશ આપે એવું છે રૂપાંતર સફળ થયું છે જો કે મૂળ કૃતિનું પરદેશીપણું જાહેર થઈ જાય એવું ક્યાંક ક્યાંક આવી ગયું છે

## લોહીની સગાઈ

[લે ઈશ્વર પેટલીકર પ્ર એન એમ ત્રિપાઠી ક નિ૦ મુંબઈ સા ાનણ રૂપિયા]

ઓગણીસ નવી વાર્તાનો આ સંગ્રહ એના લેખક શ્રી પેટલીકરની ગુજરાતી વાર્તા હરીફાઈમાં પહેલી અને ભારતીય હરીફાઈમાં છઠ્ઠી આવેલી વાર્તા લોહીની સગાઈ નું નામ લઈને આવે છે તે બીજી રીતે પણ સાર્થ છે સંગ્રહમાં લોહીની સગાઈના અપત્યવાત્સલ્યની વાર્તાઓ ઝાઝી છે અને ગુણવત્તાની દૃષ્ટિએ પણ બીજી ચડે એવી છે ગાંડી દીકરીની ફિકરમાં પોતે ગાંડી થઈ જતી માતાના વત્સલ હૃદયનું સુંદર દર્શન કરાવતી હૃદયસ્પર્શી કરુણ વાર્તા લોહીની સગાઈ સંગ્રહની પહેલી વાર્તા છે તો રૂદિયાનું દરદ એ છેલ્લી વાર્તા એક પિતાના પુત્રીવત્સલ્યની એવી જ હૃદયસ્પર્શી રુષ્ણાંત છે સ્વર્ગમાં એક જ રસ રોહિણી દેવનો દીધેલ માંનાં મુખ્ય સ્ત્રીપાત્રોના રતી સકરુણ કથાઓ એવી જ હૃદયસ્પર્શી છે અને માતાના માનસનું સુંદર નિરૂપણ કરનારી છે લેખકનું માનવવૃત્તિનિરૂપણ જેટલું ધ્યાન એમનું સમાજદર્શન પણ ખેંચે તેવું છે સ્વગમાં મગજ ફેરા ને દેવનો દીધેલ જેવી વાર્તાઓ એ બનાવી આપે છે ખૂબ પાનિશવાળો અને દશ મનુ ખાનાર દેવ નું વસ્તુ લગભગ સરખું છે અને તેમનો માનવતાનો સંદેશ પણ એક જ છે આસો પાનવ ગરીબનું કોઈ નથી અને સરકાર પણ મૂડી વાદીઓની શેહમાં તણાય છે એ કહે । લખ ચેની વાર્તા છે અને સ્મૃતિ ચક્ષુ જૂની પેઢીના એક વગર વૃદ્ધના મિજાજના સાચા પ્રસંગની પ્રસ પ્રધાન તેટલી પાત્રપ્રધાન વાર્તા છે સાપવાળા સાહેબ લો માન્યતા અને ચમત્કારનો રસ આપે છે દદ યુદ્ધ પ્રિયતમા અને ના બન્નેની અનન્ય ઉપાસનાનો માર્ગ કલાકાર કેવો લે એ બતાવવા દોડાવેલી કલ્પનાનું સર્જન છે આમ વાર્તાઓમાં વૈવિધ્ય સારું છે જાદુમંત્ર હાજરાહજૂર ભગ વાન કેસર રાજુ જેવી વાર્તાઓ નાનકા પ્રસંગમાંથી વાર્તા વણી કાઢવાં ના પેટલીકરને કેવું ફાવે છે તેના નમૂના છે કેટલીક વાર્તાઓના અંત



મુંબઈમાં વેપારની આંટીઘૂંટીઓ હાથ કરતા અને લડાઈ તેમજ કાળા બજારનો લાભ લઈ લાખોનો આસામી બની જગજીવન શેઠ બની ગયો એ સાથે પૈસાના બધા અનિષ્ટો પણ તેનામાં અને તેની પત્નીમાં કેવાં આવ્યાં અને તેમની રહેણી કરણીને કેવી ફેરવી બેઠાં એ બતાવવાનું અને એક સરી પ્રણયકથા આપવાનું કર્તાનું લક્ષ્ય છે. જગજીવન શેઠના જ ગામડાનો તેના પરિચિત માસ્તરનો પુત્ર દેવેન્દ્ર મુંબઈ જગજીવન શેઠને ત્યાં આવે છે, જગજીવનની શ્રીમંતાઈનો તોર અનુભવતો તેના કારખાનાનો મેનેજર બને છે, શેઠની કાળા બજારની નીતિ તેમજ કારખાનાની હડતાલ તોડવાની વાતમાં સાથ ન આપવા બદલ એની નોકરીમાંથી નીકળી જાય છે. પણ અંતે શેઠની પુત્રી જયાનો તે પ્રિયતમ અને સ્વામી બને છે દેવેન્દ્ર અને જીવી—જે મુંબઈમાં જયા બની છે—ગામડામાં સાથે રમેલાં એ આકર્ષણ દેવેન્દ્ર મુંબઈમાં આવતાં જયાને તાજું થયું અને તેનું હૃદય તેના ભણી એવું વળ્યું કે તેણે જગજીવન શેઠની તેને બીજાઓ જોડે પરણાવવાની પેરવી ધૂળમાં મેળવી દેવેન્દ્ર-જયાનું આ લગ્ન આંતર્જ્ઞાતીય છે, પણ એમાં દેવેન્દ્ર પિતાના આશીર્વાદ મેળવી શકે છે આઘાત થયો હોય તો તેની માતાને અને તે જેને એને માટે નક્કી કરી બેઠી હોય છે એ હંસાને કથામાં શ્રીમંતોના વર્તન, ગૃહસંસાર ઇ૦નો ખ્યાલ મોતીભાઈ શેઠ ને તેના સંતાનોના આલેખનથી પણ આપવામાં આવ્યો છે શ્રીમંતોનાં કાળાધોળાને સરકારી પ્રધાનોની કેવી ચશ્મપોશી મળે છે એ પણ લેખકે બતાવ્યું છે દેવેન્દ્રને સમાજવાદી બનાવીને એ પાત્રનો મુંબઈમાં થયેલો વિકાસ સારો બતાવાયો છે છે. કથા સુવાચ્ય છે

## કીર્તિ અને આંસુ

[ લે૦ સત્યમ્ પ્ર. ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ સવાત્રણ રૂપિયા ]

'સત્યમ્'નો આ બીજો વાર્તાસંગ્રહ પહેલો 'નિશિગંધા' લઈ ગુજરાતી વાર્તાક્ષેત્રમાં એમણે સને ૧૯૪૫માં આશાસ્પદ પ્રવેશ કર્યો હતો પછીના સાત વરસનો એમની કલમનો ફાલ તે આ વાર્તા સંગ્રહ

સાહિત્યને સારુ વસ્તુ કે સામગ્રી માટે જીવન અક્ષયપાત્ર સમું છે આપણું વૈવિધ્યવિહોણું કહેવાઈ વગોવાતું જીવન પણ નિરીક્ષણ માટે આંખ-કાન-મન અને સંવેદન માટે હૃદય ખુલ્લાં રાખનારને ઘણી વાર્તાસામગ્રી પૂરી પાડી શકે તેમ છે આપણી સ્વાતંત્ર્યલડત, સ્વરાજ પછીનું વાતાવરણ, લોકમાનસ અને સમાજસ્થિતિ દર્શાવતા આપણા આસપાસ બનતા અનેક કિસ્સા, આજનો કપરો જીવનસંગ્રામ, સ્ત્રી-પુરુષ સંબંધ, અને માનવીનાં તરેહ તરેહના વૃત્તિવર્તન આ બધામાંથી લેખકને એમનું કામ ચાલે એટલી વસ્તુ-સામગ્રી મળી ગયાનું આ સંગ્રહ બોલે છે

વાર્તાઓનો સરાસરી વિસ્તાર ટૂંકો છે અને ૧૯૮ પાનામાં ૨૬ વાર્તાઓ માઈ શકી છે તે આ કારણે વાર્તા રચનાની કળા લેખકે હાથ કરી લીધી છે એટલે કોઈ પણ પ્રસંગની એ વાર્તા બનાવી જાણે છે પણ એમાં નોંધપાત્ર વાત આ એક છે કે વાર્તાઓમાં સંકલનાની સંકુલતા, બનાવોના અટપટા વળાંક, અણધાર્યો અંત અને વ્યંજનાની રમતને બદલે એક પ્રકારનું સાદું સીધાપણું દેખાય છે. લેખકને સીધી કથનશૈલી વિશેષ ફાવતી જણાય છે એનું કારણ આ વાર્તાનો મુખ્ય પ્રસંગ મુખ્ય પાત્રના ભૂત સ્મરણ કે આત્મ કથનરૂપે અથવા અન્ય પાત્રોને મોંયે વૃત્તાંત નિવેદન રૂપે રજૂ થતો સંગ્રહની ઘણી વાર્તાઓમાં દેખાય છે

વાર્તાઓમાં ભિન્ન ભિન્ન સ્વભાવ, સંસ્કાર, વય અને સામાજિક દરજ્જાના પાત્ર તેમને લેખકે સોંપેલી કામગીરી અદા કરી જાય છે પાત્રાલેખનની ફાવટ લેખકને એકંદર સારી છે





ખૂન કરે છે તેનું સૂચન અને નિરંજનના શબ્દો માંથી તેમજ પોતાના સ્વપ્નમાંથી મળ્યું છે સ્વપ્નમાં એના ઉત્તેજિત મને સક્રિય બની જે વ્યૂહ ગોઠવી નાખ્યો તેનું અક્ષરશઃ પાલન એ જાગ્રત અવસ્થામાં એવું કરે છે કે દશ મિનિટની તેની એનિમી સચોટ પુરવાર થતાં ડિટેક્ટીવો પણ તેને ગુનેગાર ઠરાવી શકતા નથી નાટકનો ત્રીજો અંક ડિટેક્ટીવોની આ મથામણમાં જ મોટા ભાગે રોકાયો છે અજીતને રજની પાછી તરત તો મળતી નથી એટલે એની મહેનત છૂટી પડ્યાની નિરાશામાં એને મૂકી નાટક પૂરું થાય છે નાટક સંકુલ બનાવેલા સારા વસ્તુ દ્વારા તેમજ સ્વપ્ન દૃશ્ય તથા ઈ સેટોને લીધે રંગ ભૂમિ પરના અભિનયનને સારો અવકાશ આપે એવું છે રૂપાંતર સફળ થયું છે જો કે મૂળ કૃતિનું પરદેશીપણું જાહેર થઈ જાય એવું ક્યાંક ક્યાંક આવી ગયું છે

## લોહીની સગાઈ

[લે ઈશ્વર પેટલીકર પ્ર એન એમ ત્રિપાઠી કં નિ મુંબઈ; સા ત્રણ રૂપિયા]

ઓગણીસ નવી વાર્તાનો આ સંગ્રહ એના લેખક શ્રી પેટલીકરની ગુજરાતી વાર્તા હરીફાઈમાં પહેલી અને ભારતીય હરીફાઈમાં છઠ્ઠી આવેલી વાર્તા 'લોહીની સગાઈ'નું નામ લઈને આવે છે તે બીજી રીતે પણ સાર્થ છે સંગ્રહમાં લોહીની સગાઈના અપત્યવાત્સલ્યની વાર્તાઓ ઝાઝી છે અને ગુણવત્તાની દૃષ્ટિએ પણ બીજીથી ચડે એવી છે ગાંડી દીકરીની ચીકમાં પોતે ગાંડી થઈ જતી માતાના વત્સલ હૃદયનું સુંદર દર્શન કરાવતી હૃદયસ્પર્શી કરુણ વાર્તા 'લોહીની સગાઈ' સંગ્રહની પહેલી વાર્તા છે તો 'રૂદિયાનું દર્દ' એ છેલ્લી વાર્તા એક પિતાના પુત્રીવાત્સલ્યની એવી જ હૃદયસ્પર્શી કરુણાંત વાર્તા છે 'સ્વગમાં' એક જ રંગ 'રોહિણી' અને 'દેવનો દીધેલ' માંનાં મુખ્ય સ્ત્રીપાત્રોના તૃત્વની સકરુણ કથાઓ એવી જ હૃદયસ્પર્શી છે અને માતાના માનસનું સુંદર નિરૂપણ કરનારી છે લેખકનું માનવવૃત્તિનિરૂપણ જેટલું ધ્યાન એમેનું સમાજદર્શન પણ ખેંચે તેવું છે 'સ્વગમાં' 'મગરા ફેરા' ને 'દેવનો દીધેલ' જેવી વાર્તાઓ એ બનાવી આપે છે 'બૂ પૉલિશવાળો' અને 'હગ મનુ ખાનાર દેવ'નું વસ્તુ લગભગ સરખું છે અને તેમનો માનવતાનો સંદેશ પણ એક જ છે 'આસો પાનવ' 'ગરીબનું કોઈ નથી' અને સરકાર પણ મૂડી વાદીઓની રૈહમાં તણાય છે એ કહે ! 'લખ ચેની' વાર્તા છે અને 'સ્મૃતિ ચહ્ન' જૂની પેઢીના એક વટદાર વૃદ્ધના મિજાજના સાચા પ્રસંગની પ્રસંગપ્રધાન કરતાં પાત્રપ્રધાન વાર્તા છે 'રૂપવાળા સંદેશ' લોકમાન્યતા અને ચમત્કારનો રસ આપે છે 'દંદ્વ યુદ્ધ' પ્રિયતમા અને મા બંનેની અનન્ય ઉપાસનાનો માર્ગ કલાકાર કેવો લે એ બતાવવા દોડાવેની કલ્પનાનું સર્જન છે આમ વાર્તાઓમાં વૈવિધ્ય સારું છે 'જાદુમંત્ર' 'હાજરાહજૂર ભગવાન' 'કેસર' 'રાજુ' જેવી વાર્તાઓ નાના નાના પ્રસંગમાંથી વાર્તા વણી કાઢતાં શ્રી પેટલીકરને કેવું ફાવે છે તેના નમૂના છે કેટલીક વાર્તાઓના અંત અસર ખાતર લેવાયેલા લાગે છે 'રોહિણી' 'મોટી બહેન' 'રૂદિયાનું દર્દ' 'દંદ્વ યુદ્ધ' જેવી વાર્તાઓ એ બતાવે છે 'લોહીની સગાઈ' 'રુદિયાનું દર્દ' 'રોહિણી', અને 'સ્વગમાં' આ સંગ્રહની તેમ ગુજરાતની ઉત્તમ વાર્તાઓમાં ગણાવાય એવી છે સંગ્રહ શ્રી પેટલીકરની વાર્તાકાર તરીકેની પ્રતિષ્ઠા બાંધે અને વધારે એવો છે

## ઊગ્યું પ્રભાત :

[લે પીતામ્બર પટેલ પ્ર સ્વાધ્યાય એન્ડ કંપની મુંબઈ ૭ રૂપિયા ]

શ્રી પીતામ્બર પટેલની આ સામાજિક નવલકથાનું વસ્તુ એવું સંકુ છે કે એક લાંબી વાર્તામાં તેને સમાવી શકાત એને ફેલાવીને વિસ્તારથી કહેતાં અલબત્ત કર્તાને ફાવ્યું છે ગામડાનો જ્યુ



મુંબઈમાં વેપારની આંટીઘૂંટીઓ હાથ કરતા અને લાંચ તેમજ કાળા બજારનો લાભ લઈ લાખોનો આસામી બની જગજીવન શેઠ બની ગયો એ સાથે પૈસાના બધા અનિષ્ટો પણ તેનામાં અને તેની પત્નીમાં કેવાં આવ્યાં અને તેમની રહેણી કરણીને કેવી ફેરવી બેઠાં એ બતાવવાનું અને એક સરી પ્રણયકથા આપવાનું કર્તાનું લક્ષ્ય છે. જગજીવન શેઠના જ ગામડાનો તેના પરિચિત માસ્તરનો પુત્ર દેવેન્દ્ર મુંબઈ જગજીવન શેઠને ત્યાં આવે છે, જગજીવનની શ્રીમંતાઈનો તોર અનુભવતો તેના કારખાનાનો મેનેજર બને છે, શેઠની કાળા બજારની નીતિ તેમજ કારખાનાની હડતાલ તોડવાની વાતમાં સાથ ન આપવા બદલ એની નોકરીમાંથી નીકળી જાય છે, પણ અંતે શેઠની પુત્રી જયાનો તે પ્રિયતમ અને સ્વામી બને છે દેવેન્દ્ર અને જી—જે મુંબઈમાં જયા બની છે—ગામડામાં સાથે રમેલા એ આકર્ષણ દેવેન્દ્ર મુંબઈમાં આવતાં જયાને તાજું થયું અને તેનું હૃદય તેના ભણી એવું વળ્યું કે તેણે જગજીવન શેઠની તેને ખીજાઓ જોડે પરણાવવાની પેરવી ધૂળમાં મેળવી દેવેન્દ્ર–જયાનું આ લગ્ન આંતર્જ્ઞાતીય છે, પણ એમાં દેવેન્દ્ર પિતાના આશીર્વાદ મેળવી શકે છે આઘાત થયો હોય તો તેની માતાને અને તે જેને એને માટે નક્કી કરી બેઠી હોય છે એ હંસાને કથામાં શ્રીમંતોનાં વર્તન, ગૃહસંસાર ઈ૰નો ખ્યાલ મોતીભાઈ શેઠ ને તેના સંતાનોના આલેખનથી પણ આપવામાં આવ્યો છે શ્રીમંતોનાં કાળાધોળાને સરકારી પ્રધાનોની કેવી ચશ્મપોશી મળે છે એ પણ લેખકે બતાવ્યું છે દેવેન્દ્રને સમાજવાદી બનાવીને એ પાત્રનો મુંબઈમાં થયેલો વિકાસ સારો બતાવાયો છે છે. કથા સુવાચ્ય છે

## કીર્તિ અને આંસુ

[ લે૰ સત્યમ્ પ્ર. ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ સવાત્રણ રૂપિયા ]

'સત્યમ્'નો આ બીજો વાર્તા સંગ્રહ પહેલો 'નિશિગંધા' લઈ ગુજરાતી વાર્તાક્ષેત્રમાં એમણે સને ૧૯૪૫માં આશાસ્પદ પ્રવેશ કર્યો હતો પછીના સાત વરસનો એમની કલમનો ફાલ તે આ વાર્તા સંગ્રહ

સાહિત્યને સારુ વસ્તુ કે સામગ્રી માટે જીવન અક્ષયપાત્ર સમું છે આપણું વૈવિધ્યવિહોણું કહેવાઈ વગોવાતું જીવન પણ નિરીક્ષણ માટે આંખ–કાન–મન અને સંવેદન માટે હૃદય ખુલ્લાં રાખનારને ઘણી વાર્તાસામગ્રી પૂરી પાડી શકે તેમ છે આપણી સ્વાતંત્ર્યલડત, સ્વરાજ પછીનું વાતાવરણ, લોકમાનસ અને સમાજસ્થિતિ દર્શાવતા આપણા આસપાસ બનતા અનેક કિસ્સા, આજનો કપરો જીવનસંગ્રામ, સ્ત્રી–પુરુષ સંબંધ, અને માનવીનાં તરેહ તરેહના વૃત્તિવર્તન આ બધામાંથી લેખકને એમનું કામ ચાલે એટલી વસ્તુ–સામગ્રી મળી ગયાનું આ સંગ્રહ બોલે છે.

વાર્તાઓનો સરાસરી વિસ્તાર ટૂંકો છે અને ૧૯૪ પાનામાં ૨૬ વાર્તાઓ માઈ શકી છે તે આ કારણે વાર્તા રચનાની કળા લેખકે હાથ કરી લીધી છે એટલે કોઈ પણ પ્રસંગની એ વાર્તા બનાવી જાણે છે પણ એમાં નોંધપાત્ર વાત આ એક છે કે વાર્તાઓમાં સંકલનાની સંકુલતા, બનાવોના અટપટા વળાંક, અણધાર્યા અંત અને વ્યંજનાની રમતને બદલે એક પ્રકારનું સાદું સીધાપણું દેખાય છે. લેખકને સીધી કથનશૈલી વિશેષ ફાવતી જણાય છે એનું કારણ આ વાર્તાનો મુખ્ય પ્રસંગ મુખ્ય પાત્રના ભૂત સ્મરણ કે આત્મ કથનરૂપે અથવા અન્ય પાત્રોને મોંયે વૃત્તાંત નિવેદન રૂપે રજૂ થતો સંગ્રહની ઘણી વાર્તાઓમાં દેખાય છે

વાર્તાઓમાં ભિન્ન ભિન્ન સ્વભાવ, સંસ્કાર, વય અને સામાજિક દરજ્જાના પાત્ર તેમને લેખકે સોંપેલી કામગીરી અદા કરી જાય છે પાત્રાલેખનની ફાવટ લેખકને એકંદર સારી છે.

☆



### પ્રજા ચોર ઠરે છે

બીજાના દોષ જોવાની વૃત્તિ ક્રોને ની સાથે સાથે ટકી રહે છે એમ આપણે કબુલ કરવુ જોઈએ

અ કુશને લઈ ને પ્રજા નાના મોટા દાવ ભગ કરે છે કોઈ અજાણતાં કોઈ સ્વાથમા ટેવથી, કોઈ તકને લીધે પ્ર તમાર્થા વેપારીઓ ઉદ્યોગ સચા લકો કારો દારકુનો અધિકારીઓ ને પોલીસ— એમ ઘણા બધા દોષિત મ મ પડે છે એમના ઉપર વહેમ તો જાય જ છે

તમે ચોરી કરો છો એમ સરકાર પ્રજાને કહે છે, પ્રજા સામેથી કહે છે તમે લાંચરૂશ્વત ને રા મ સ્થાપત કરો છો તમારુ તત્ર ડેલું છે

આની પાછળ સ કટ વેઠવાની કમતાકાત છે— તગી યે નહિ ને ભાવ વધારો યે નહિ આપણે શોખની વસ્તુઓ જાતે વાપરી ચો માલ બહાર મોકલીએ છીએ અને સારો વેપાર કર્યો એમ સમજી પરસ્પરસ મુબારકબ દી આપીએ છીએ એમ નહિ તો આટની પરથી ફિ મો અહી શેની આવે? મૉટરો ને પેટ્રોલ પરદેશના પ્રવાસ એવુ બધુ કેવી રીતે હોય?

રાજગારોબારનુ માળખુ કરવેરા ઉપર નભે મોટા કરવેરા ઉદ્યોગ ને વેપાર ઉપર નભે તેના ઉપર અ કુશ ના હોય તો રાજકર્તાઓને કેમ ગમે? એટલે દોષા રોપણ કરીને નિયમને ચાલુ રાખે ને આનો જવાબ પણ એવો જ પાછો વળે

ટકી રહેવાને સાવ નાલાયક નિવડેલા અ કુશો હવે માત્ર બોજો નથી રહ્યા પ્રજાનો સ્વભાવ ને ટેવ બગાડી રહ્યા છે

### અ કુશને કાયમના નિરર્થક ઠેરવીએ

અ કુશોનુ રાજ રહેવુ જોઈએ કે નહિ એના વિખવાદમાં પડ્યા વિના એના વિના કેમ ચલાવવુ તે હવે વિચારવુ જોઈએ

વેપારીઓ કે અધિકારીઓ સુધરી જશે એવી આશા કોઇ રાખતુ નથી પણ લોકો નહિ સમજે— સુધરે એવુ માનીએ તે તો આપઘાત કર્યા જેવુ ગણાય

અ કુશ નીચે જે ચીજો મૂકવામાં આવી છે તેન વપરાશમાં વિવેક જાળવી શકીએ તો આપણો માર્ગ સરળ બની જાય આપણી બધી જરૂરીઆતો પૂરી પડે જ એવો આગ્રહ ન હોવો જોઈએ ઉ ‍સ્વેચ્છાથી અમુક ચીજોનો ઓછાવત્તો ત્યાગ કરવાનુ શીખશુ તોયે આપણું કામ પાર પડી જશે

આવી કેળવણી સેવકોએ સમાજને આપવી રહી મિજબાનીઓમાં ચોવીસની સખ્યાનો આંક મર્યાદિત જળવાય કપડાંની ખરીદીમાં ને વપરાશમાં કાપ મૂકાય રદ્દી છાપાં ચોપાનીઆંને ઉત્તેજન ન આપી કાગળનો બચાવ કરીએ સીમેન્ટ લોખડને ઉપયોગ ના છૂટકે અને તે પણ જાળવીને કરીએ— આમ થાય તો ત્રીજુ યુદ્ધ આવી પડે તોયે અ કુશોનો ભય આપણે માથે આવે નહિ અ કુશોને બિન જરૂરી કે નિરર્થક ઠેરવવાનુ કામ સરકારનુ નથી પ્રજાનુ છે

માન આખરે ખપાવવાનો છે વેપારીએ ! સરકારે તે નહિ લેવાની છૂટ આપણી પાસે છે જેટલો ઓછો ઉપાવ થશે તેટલી વહેલી મુક્તિ આવશે અને ગદવાડની જગ્યાએ સફાઈ દેખાશે

### ફિલ્મી સ ગીત વિદાય લેશે?

ફિ મ સગીતના ઉત્પાદકોએ સરકાર સાથેના કરાર ર કરવા નોટીસ આપી છે અને ૭ માસ પછી ફિલ્મી ગીતો રેડિઓ ઉપરથી વાગતા બધ થઈ જશે અલબત્ત ઘણા કિસ્સાઓમાં બને છે તેમ અહીં પણ તે પહેલાં સમાધાન થઈ જવાનો ભય તો રહે જ છે

દેશમાં ને પરદેશમાં રેડિઓ પર હિંદીઓ ફિલ્મી સગીત સાંભળે છે ને રાજી થાય છે જુવાનો એટલું યે સગીત નકલ કરી જાણે છે ને મનની મોજ કરી લે છે સમુહમાં બીજુ કોઈ ગીત ગાવાનુ સભવિત જ નથી કારણકે ફિ મી ગીતો સિવાય બધાને સરખુ પરિચિત હોય એવુ સગીત જાણે રાષ્ટ્ર પાસે છે જ નહિ

નાટકોનો જમાનો ઓસરી ગયા પછી કવિઓનાં



ગીતો લોકજીભે ચઢતાં નથી, એ આજકાલ એવા ભારેખમ બની ગયા છે કે છાપેલા પાનાં ઉપરથી ઉપાડી શકાતાં નથી, ત્યાં જ રહેવા દેવા પડે છે સંસ્કૃત શ્લોકો વિસારે પડ્યા છે, આરતિઓ, ગરબીઓ, અને લગ્નના ગીતો પણ સુકાઈ જવા માંડ્યા છે

જે પ્રજા ગાય નહિ તે રડે, અને જે ગાવામાં પણ રડે તે બન્ને ગુમાવે—સંગીત ને શોક હાલ જે કાંઈ શીખી રહ્યા છે તે ગાવામાં રોવાનું છે એ સંગીત દેશના જુવાનોની હિંમત હરી લે છે, હાથપગ ભાંગી નાખે છે.

ફિલ્મી ગીતોમાં સંગીતનો વાંક હોય તે કરતા ફિલ્મનો વાંક વધુ પ્રમાણમાં છે એ ગીતો જે પાત્રોએ જે સંજોગોમાં ગાયાં હોય છે તેની ઘેરી અસર પડે છે નમાલી ભૂમિકાઓને લોધે લાખોને ખરચે તૈયાર થતું સંગીત દોષિત દેખાય છે

એ સંગીત પ્રજા ગુમાવે તો ખાસ ખોટ જવાની નથી.

**શાસ્ત્રીય સંગીત**

હિંદી સંગીતને ન્યાય અને ઉત્તેજન આપવા રેડીઓએ વધુ ધ્યાન આપવા માંડ્યું છે સ્વરના અને વાદ્યોના ઉસ્તાદોના ખાસ રાષ્ટ્રીય કાર્યક્રમ રાખવામાં આવ્યા છે અને તે તરફ પ્રજાનું ધ્યાન વધતું જાય છે

પ્રજામાં સંગીતની એટલી બધી ઉણપ છે કે એ સમૃદ્ધિનો ખ્યાલ પણ આપણને રહેતો નથી, એની પરખ નથી, એનો રસાનુભવ નથી એના અભાવથી લોકો ઊર્મિલ—દર્દીલું સંગીત મેળવી રાજી થાય છે, ઉમદા સંગીતનો અનાદર પણ કરે છે

કેટલાય કુટુંબોમાં આ રોતલ સંગીત તરફ રોષ જાગ્યો છે હવે રેડિયો પણ આ વિરોધમાં ભળ્યો છે. ને તોયે એટલેથી કામ સરે એવું નથી જ્યાં સુધી સંગીતની તાલીમ આપવામાં નહિ આવે ત્યાં સુધી ઉસ્તાદોની કદર પણ કોણ કરી શકશે? અખંડ સાધના વડે મેળવેલી વિરલ સિદ્ધિઓ અત્યારે તો ભેંસ આગળ ભાગવત જેવી થઈ પડે છે, કેટલા ઓછા એના સમજનારા!

કહે છે કે આપણા સંગીતમાં નશો નથી, ઉશ્કેરાટ નથી એમાં સામાન્ય જનને ખૂબ નિયમન દેખાય છે, જ્યાં ચસાય નહિ, ઉછાળા તો હોય જ ક્યાંથી? ભારતીય સંગીતની એ જ ખૂબી છે લોકરુચિ સુધારવા, લોકવૃત્તિઓ સંયમમાં લાવવા, એમાં બળ સીંચવા આપણી રાગ પદ્ધતિ અને આપણાં વાદ્યોનું શિક્ષણ બન્ને જરૂરી છે

ભલે આજે હજારો રૂપીઆ ખરચી ફિલ્મી સંગીત તૈયાર થતું એના મોવા ધાવણે આપણા સંગીતનો દેહ કદાપિ બધાશે નહિ કે પ્રેરણા સાંપડશે નહિ હિંદી સંગીતની બારાખડી જો પ્રજા વહેલી ઘૂંટતી થાય તો જ લાખોના ખરચે તૈયાર કરેલા ફિલ્મી ગીતો કે હળવા ગીતો પણ ટકશે, નહિ તો કમળપત્ર પર જળબિંદુ જેમ મહેનત સરી જવાની

**ગુર્જર રંગભૂમિનો મરશીઓ**

ગુજરાત એની રંગભૂમિની શતાબ્દિ ઊજવે છે, ત્યારે બે ઘડી વિચારમાં પડી જવાય છે.

થોડા સાહિત્યકારો, કોઈક સંગીતકાર, બે ચાર કલાકારો અને કેટલાક મિત્રો ભેગા મળીને ગુજરાતની સો વરસની નાટકશાળાને રંગગેગાન કરી રહ્યા છે. જાણે એટલાને માથે એનું ઋણ ચઢ્યું હોય એમ બીજા અનેક નફકરાઓ એમના તરફ જોતા પણ નથી

જે કોઈ પણ દિવસ નાટક જોવા ગયો હશે તેણે નાટકની સંગાથે નાટકના પ્રેક્ષકો તરફ પણ ધ્યાનથી જોયું હશે, પાન ચાવતા મેમણો, આગળથી ધોતીઉ ઊંચું પકડતા શેરબજારીઆ, વરની ને જેઠની લાજ કાઢતી મોરઠાણીઓ કે એક આખનું મિંગલ મારતી મારવાડણો, રંગથી જોતા પારસીઓ, તૂટી મરીને જોતા ગુમાસ્તા, એ બધા જાણે નાટક કદીય જોયું જ નથી એમ ડાહ્યા ડમરા બની હવે આવી બેઠા છે

કેટલાક છટા જોતા, કેટલાક સુંદરી જોતા, કેટલાક ફાર્સ જોતા, કેટલાક ગીતનું લહેરીયું સાંભળી વાન્સમોર ઠોકતા એ બધા એ થોડું થોડું સાહિત્ય ઝીલતા, સંગીત સમજતા, અદાકારીની કદર કરતા. પહાડી અવાજો, તખ્તાનો ઠાઠ, સજાવટનો કિમીયો દશ્યની રચના—વિવિધ વાનીઓ વખણાતી

એ નાટકોને માર્યા—લોકરુચિ પ્રમાણે નાટકો બદલી ના શકનાર માલિકોએ, પ્રજાના ભાવના ઉપર





અંકુશ મૂકનાર સરકારે સંગીતનું જ્ઞાન નહિ આપનાર નિશાળોએ, ઊંચે બેસણે બેસી લખનાર સાહિત્યકોએ અને ખાદીમાં ભળેલી વિરાગી વૃત્તિએ નાટકોને એવો મૂઢ માર પડ્યો છે કે એને સજીવન કરનારા નીકળશે તોયે દાયકો વીતી જશે

**નવી નાટક શાળા**

રાજ્ય તરફથી રંગભૂમિ બાંધવાની વાત બહાર આવી છે તેને વધાવી લેવી જોઈએ

નવી નાટકશાળાનું મકાન ખૂબ આકર્ષક કલ્પનાને ચગાવે એવું હોય અને છતાં એના દર સામાન્ય પ્રજાજનને પોષાય એવા હળવા હોય ત્યાં પોલીસની મજુરીને બદલે શિક્ષણ, સાહિત્ય કે રેડિયો સાથે સંકળાયેલાની દેખરેખ હોય ત્યાં મનોરંજનના કર ના હોઈ શકે એટલું ઉત્તેજન થોડાં વર્ષો રાખવું જોઈએ

અહીં જે નાટક ભજવાય એની આવકમાંથી લેખકનો હિસ્સો રહેવો જોઈએ એનું નાટક ત્યાં સસ્તા દરે વેચાવું પણ ન જોઈએ ને એમાંથી ચોરી નહિ થાય એવી કાયદાની જોગવાઈ કડક થવી જોઈએ એ લેખક અને ભજવનાર પાત્રો માનનાં અધિકારી ગણાવાં જોઈએ.

આપણે પ્રાંતિક ભાષાના સાંકડા સીમાડામાં ભણતરની પછાત દશામાં ઘર કરી ગયેલી ઉદાસીનતામાં અને ફિલ્મોના આક્રમણમાંથી રસ્તો કાઢવાનો છે સાહિત્યના લેખકો બહુ ઝીણું કાંતવાને બદલે લોકોને રસ અને શિક્ષણના મધુર ખ્યાલો આપશે તો લોકોમાં એની રૂચિ વધશે અને રંગભૂમિ જોર પકડશે

ભવાઈઓ ગઈ માણભટ્ટ ગયા નવટંકી ગઈ ગરબીઓ ગઈ નાટકો ગયા લોક–આરસી જતી રહી છે જેમાં પ્રજા પોતાનું પ્રતિબિંબ જુએ એ આરસી ફરીથી સજીવન થાય ત્યારે સરકારી મેળાવડાનું સ્થળ બનીને રોકાઈ ના જાય તે પણ જોવું પડશે

**ફી વધારીને પણ શિક્ષણ સુધારો**

રાજ્યના કેળવણી પ્રધાને કોલેજની ફીમાં ઘટાડો કરવા સંમતિ દર્શાવી છે અને સાથે શરત મૂકી છે કે સરકાર વધારે રકમ કેળવણી માટે મંજુર કરે તો એમ બને

એ જાતે સરકાર નથી ! એમની માગણી સરકાર ને ગળે એ ઉતારી શકતા નથી લાચાર છે ! કે પછી સરકારની મર્યાદિત આવક મર્યાદામાં શ્રદ્ધા હોય તો આવું કોઇ ના બોલે

વિદ્યાર્થીઓએ ફી–ઘટાડાની ઝુંબેશ ચલાવી તે આમ અચાનક વાજબી ઠરી છે વિદ્યાર્થીઓએ હવે પ્રધાનની દયા ખાવી જોઈએ કે એ મુદ્દો સ્વીકારે છે પણ નાણાં મેળવી શકતા નથી લાચાર છે

ભલે ફી ના ઘટે શિક્ષણ તે સિવાય પણ બહુ મોંઘુ છે લેતી વખતે અને લીધા પછીથી એમાં ઘણા જણ નિરાશ થાય છે જિંદગીના વ્યવહારમાં વિદ્યાર્થી કાચો ને નિષ્ફળ દેખાય છે એનું જ્ઞાન એની મદદે આવતું નથી આ કમી કેવી રીતે પૂરાશે તેની તપાસ હવે પ્રધાન કરે તો સારું ફી વધારીને પણ શિક્ષણને સાચા પાયા ઉપર મૂકી શકાતું હોય તો પ્રધાન ભલે એવી યોજના રજૂ કરે.

**ક્રિકેટનો શોખ એટલે ?**

ઠેરઠેર ક્રિકેટની મેચના રેડિયો અહેવાલ સંભળાતા થયા ઘેરઘેર ખેલાડીઓનાં નામ અને યશસ્વી કારકિર્દી ગુંજતી થઈ અને એમનો દેશભરનો પ્રવાસ ચાલુ થયો ત્યારે સહજ વિચારવું જોઈએ કે એની કેવી અસર પડે છે

રાજા–મહારાજાઓની ઢબે આ ખેલાડીઓ મુસાફરી કરે છે આલીશાન હોટેલોમાં ઉતરે છે ભપકાબંધ મેળાવડાઓ કરે છે સ્ટાર્ચથી કપડાં પહેરે છે એનો ખર્ચ ગરીબ હિંદુસ્તાન ભારે રકમની ટિકિટો લઈ પૂરો પાડે છે કેટલીકવાર વધારે ટિકિટનાં નાણાં ઉઘરાવવા બંને પક્ષોની સાંઠગાંઠ પણ હોય છે

એમનો વંટોળિયો આવી ગયા પછી વિદ્યાર્થીઓ રબરના દડાથી ક્રિકેટ રમે છે આડંબર ને ઉહાપોહ કરે છે કે ઉકાળ્યું હોય એમ અભિમાન લે છે આ ક્રિકેટનું વીરત્વ કેમ જાણે નકલી લાગે છે એનાથી

# રળિયામણું 'ક્રો'

સરોજિની નાણાવટી

> યુરોપના નાનકડા દેશ સ્વીટ્ઝર્લૅન્ડમા તાજેતરમા જ 'ક્રો' નામના એક રળિયામણા સ્થળે નૈતિક પુનરુત્થાનનુ સમેલન મળી ગયુ એમાં હાજરી આપવા કાકા કાલેલકર સાથે ગયેલા લેખિકા એ સુરમ્ય સ્થળનું મર્યાદિત શબ્દોમા સુદર વર્ણન કરે છે.

અમે કલકત્તાથી ૧૧મીએ સવારના ઊપડ્યાં 'ક્રો' જવાવાળા અમે ચાર કલકત્તાથી બેઠાં બીજા પાંચ જણ બેગડોકથી અમારા વિમાનમાં ભળ્યાં હતા. અમે બધા આગળ વધ્યાં રગૂનના એક પાદરી પણ અમારી સાથે હતા કલકત્તાથી સીધુ કરાંચી ઊડવામાં અનેરો આનદ મળ્યો ભારતની વિશાળતા નરી આંખે જોવા મળી નદી, તળાવ, ખેતર, શહેર અને સૂર્યકિરણોની વાદળાંઓ સાથેની રમત જોતાં જોતા અમે સાંજે કરાંચી પહોચ્યા

બીજે દિવસે સવારે અઢી વાગ્યે અમે ઊડયાં સૂર્ય ન જોઈ શકે એવા સમયે અમે થોડુ ખાઈ પી લીધુ અને સાડાચારે અમે કરાચી છોડ્યુ થોડીવાર ઊડ્યા પછી સૂરજદાદા ડોકાયા અને અમને નીચેની દુનિયા દેખાવા લાગી હવે પેલા ભર્યાભર્યા ખેતરો અને નદીઓ નહોતી પહાડી પણ લીલી હરિયાળી વગર ખાલી લાગતી હતી બપોરે એકાદ કલાક માટે અમે આબાદાન ઊતર્યાં ત્યાં થોડુ ખાધુ અને પાછાં ઊડ્યાં સાંજે એથેન્સ પહોચ્યાં. ગ્રીસ વિષે બાળપણમા સાભળેલુ. ગામ જોવાની બધાની ઇચ્છા હતી રજા મળતાં જ ત્રણ મૉટરોમા બેસીને અમે ગામમાં ફરવા નીકળ્યા પહેલાં તો દરિયાને કિનારે કિનારે મૉટરો ચાલી ગામનુ સૌદર્ય જોતાં જોતા ઍક્રોપોલિસની ટેકરી પાસે આવી પહોચ્યાં મારા સિવાય બધા પહાડી ઉપર ચઢ્યાં અને ત્યાંનુ પુરાણુ દેવળ જોઈ આવ્યાં ઉપરથી આખુ શહેર બહુ સરસ દેખાતું હતુ મારે તો, મારા પગને લીધે નીચે જ બેસી રહેવુ પડ્યુ ત્યાં બેઠા બેઠા મે ત્યાના લોકોને જતાં–આવતા જોયા લોકો ખૂબ ખુશખુશાલ દેખાયા

ઍથેન્સની એક હોટલમા રાત ગાળીને અમે બીજે દિવસે સવારે ત્યાંથી રવાના થયા બપોરે રોમ આવ્યાં ત્યા જરા મુશ્કેલી ઊભી થઈ અમારા વિમાનને સીધુ જિનીવા લઈ જવાનો હુકમ નહોતો અને અમારે જલદી પહોંચવુ જરૂરી હતું હિદી એલચીખાતામાં ફોન કરીને ખાસ હુકમ મેળવ્યો અને અમે એક જ વિમાનમાં આગળ વધ્યા સાંજે પાંચ વાગ્યે જિનીવા પહોચ્યાં ત્યાં 'ક્રો'થી થોડાક માણસો અમારુ

---

રમતગમતનો લાભ નહિ પણ ચર્ચાનો, ફૅશનનો, નકલનો અને સૌથી વધારે રમતોમાં આળસ ને ઉડાઉપણાનો રગ લાગે છે એ શોચનીય નથી શુ?

**ધ્વજની છાયા**

હિમાલયના સર્વોચ્ચ શિખરની ઊંચાઈ માપવા હિદી ટુકડી જનાર છે એ સમાચારે આપણે હર્ષ પામવા જેવુ છે આવી જ રીતે એનો અભ્યાસ વધતો જશે, અને સાથે આત્મીયતા પણ આવતી જશે. એ શિખર ઉપર નેપાળનો વાવટો ફરકાવવા સ્વીસ ટુકડી લઈ ગઈ છે ત્યારે ઘણાના મનમાં સ્વાભાવિક દુખ લાગ્યો હશે કે ભારતનો વાવટો જ ત્યાં હોવો જોઈએ

પરન્તુ સ્વીસ ટુકડીની મહેરબાનીથી ત્યાં ફરકેલા ધ્વજનું મૂલ્ય પણ કેટલુ આંકવુ જ્યારે ભારતના સાહસિકો ધ્વજને ત્યાં લઈ જશે ત્યારે એની છાયા એક અખડ ભારત ઉપર અને ઠેઠ લકા સુધી વિસ્તરાયેલી હશે એમ પણ ઇચ્છીશુ

*





ાગત કરવા આવેલાં હતાં સિનોનના એક અંગ્રેજ ઈની ગાડીમાં બેસીને જિનીવા સરોવરને કાંઠે કાંઠે ગભગ ૬ માઇલનો ખૂબ રમણીય પ્રવાસ કરીને મે કો પહોંચ્યાં સ્વિસ લોકોએ પોતાના દેશને ુ રળિયામણો અને દેખાવડો બનાવીને સ્વર્ગ બ્યો છે ક્યાંય પણ જરાક જેટલી ગંદકી કે વ્યવસ્થા દેખાઈ નહિ ભગવાને પહાડો અને ઢળા નો સુંદર દેશ દીધો છે એને આ પુરુષાર્થી લોકોએ તાની મહેનતથી ખૂબ સજાવ્યો છે અને સાચવ્યો કો માં નૈતિક પુનરુત્થાનનું જે સંમેલન મળી ુ હતું એમાં હાજર રહેવા અમે પહોંચી ગયા. ડો વિષે મેં ભારતમાં જુદા જુદા અનેક માણસો સેથી ઘણુ સાંભળ્યું પણ હતું

અહીં એક મોટા મહેલ જેવડા મકાનમાં લગભગ ૦ લોકો સાથે રહે છે બધું કામકાજ એક કની મદદથી અને જાતે જ હાથથી કરે છે કોઈ કર-ચાકર નથી પૂરેપૂરા સહકારથી કામ ચાલે છે આવે છે એ પોતાની શક્તિ અને વૃત્તિ પ્રમાણે મમાં મદદ કરે છે દેશોદેશના લોકો પ્રેમથી હળી ળીને રહે છે અમેરિકન અંગ્રેજ ફ્રેંચ સ્વિસ ર્મન જાપાની, થાઈલેંડી અને ભારતીય લોકો ક કુટુંબ બનાવીને ભેગા રહે છે મને તો અહીંનું તાવરણ ખૂબ પ્રેમાળ અને પ્રેરણાત્મક લાગ્યું ાં એકમેકને દરેક પ્રકારની મદદ કરવા તૈયાર! મારી પડખે બેઠેલા એક સજ્જને જ્યારે જાણ્યું કે મે જર્મની પણ જવાનાં છીએ કે તરત જ ઝુરિચમાં તાને ઘેર ઉતરવાનું એમણે પ્રેમભર્યું નિમંત્રણ ણ દઈ દીધું

ત્યાં બીજા અનેક સદ્‌ગૃહસ્થો સાથે મુલાકાત ને મૈત્રી થઈ આ લોકોનું માનવું છે કે સાચા ીથી આત્મપરીક્ષણ કરી પોતાના ગુનાઓની કબૂલાત કરી ભગવાનની માફી માગી ભૂલ સુધારવાની પૂરેપૂરી કોશિશ કર્યા પછી શાંત પ્રાર્થના કરીને એની દયા માગવી જોઈએ રોજ નિયમિત આમ કરીને એ દયાને અનુરૂપ જીવન જીવવું જોઈએ આપણા જીવનને હમેશા ચાર સિદ્ધાંતોની કસોટી ઉપર કસતા રહેવું જોઈએ —(૧) સંપૂર્ણ સત્ય—Absolute Honesty (૨) પવિત્રતા—Absolute Purity ( ) નિઃસ્વાર્થતા—Absolute Selflessness અને (૪) પ્રેમ—Absolute Love આ ચાર સિદ્ધાંતો અને પ્રભુ-પ્રેરણા—એ એમના નિયમો દરેક માણસમાં મેં સાધનાની કોશિશ તો જોઈ જ—સાચી કોશિશ જોઈ કે જેનાથી વાતાવરણમાં એક આનંદદાયક પવિત્ર મહેક રહેતું હતું મને આ આઠ દિવસોમાં ખૂબ મળ્યું

અમારી આસપાસ જે અનુપમ સૌંદર્ય રેલાઈ ગયેલું હતું એ પણ વાતાવરણની પવિત્રતામાં વધારો કરતું હતું જે વિશાળ તળાવના કિનારા ઉપર અનેક નાના મોટાં શહેરો દેખાતાં હતાં એ અમારી નીચે જ હતું રાતે એની ઝગમગતી દીપમાળાઓ અમારું ધ્યાન ખેંચ્યા વગર નહોતી રહેતી સામે જ આલ્પ્સના પહાડોની હારમાળા પોતાના બરફ ઢંકાયા શિખરોનાં વાદળામાંથી ડોકાઈને દર્શન દેતી હતી

એનું ગાંભીર્ય અને એની ભવ્યતા છેક હૃદયમાં પેસી જતી હતી મન પ્રાર્થનામાં ગરકાવ થઈ જતું હતું

આવા આઠ દિવસો પસાર કરીને અમે નીકળ્યાં કો માં દારૂ કે ધૂમ્રપાન ક્યાંય ન દેખાયાં એની બહારની દુનિયામાં આવીને તરત પહેલવહેલું જ્યાં ત્યાં ધૂમ્રપાન જોવા મળ્યું અને દરેક જાતનો ધૂમાડો સહન કરવો પડ્યો

[ મંગલ પ્રભાત ]

✱


THE KOHINOOR MILLS Co Ltd BOMBAY
INDIA
KILLICK INDUSTRIES LTD AGENTS
THE KOHINOOR MILLS Co Ltd BOMBAY
THE KOHINOOR MILLS Co Ltd BOMBAY
LIGHT OF THE WORLD
તમારાં નાણાંનું
મૂલ્ય



તુટતી ઈમારતને, ટેકો મૂકી-સમારકામ કરાવીને ટકાવી શકાય છે જમીનદોસ્ત થયેલી ઈમારતને નવેસરથી પણ ચણતર કરી ઊભી કરી શકાય છે પણ જ્યારે નાની મોટી બીમારીને લીધે શરીરરૂપી ઈમારત ખળભળી ઊઠી હોય ત્યારે ગમે તે વયના સ્ત્રી-પુરુષ અને બાળક માટે ચિંતાજનક સ્થિતિ ઊભી કરે છે શરીર તરફ બેદરકાર રહેનારને ગુમાવેલી તંદુરસ્તી પાછી મેળવવા હજારો રૂપિયાના ખર્ચમા પાછળથી ઉતરવું પડે છે.

★

'ચરક'ના 'કેસરી સુવર્ણ કલ્પ'નુ શિયાળા દરમ્યાન જો સેવન કરવામાં આવે તો આખુય વરસ શક્તિ ટકાવી રાખે છે, ગમે તેવા નાના મોટા, ભયંકર કે ઊઠતા રોગો સામે ટક્કર ઝીલી શકે છે એટલુ જ નહિ પણ માંદગીમાં ગુમાવેલી શક્તિ જલદી લાવવા માટે આ અજોડ ચાટણ છે. આ કલ્પ 'શક્તિનો શહેનશાહ' હોઈ, કાયાકલ્પ માટેનુ અદ્‌ભુત ચાટણ પુરવાર થયુ છે.

★

પાચનશક્તિને સુધારનાર આ સ્વાદિષ્ટ ચાટણ લોહીમા રાતાં રજકણો વધારી, સપ્ત ધાતુઓને પરિપૂર્ણ કરી શરીરને નવપલ્લવિત કરે છે, જેથી કાયાને કાંચનવર્ણી અને લોખંડ જેવી મજબૂત બનાવે છે. આ કલ્પ હિંદભરના દરેક જાણીતા દવાવાળાઓ વેચે છે. કિંમત : ટ્રાયલ સાઈઝ બાટલીના રૂ ૫-૮-૦, ૨૦ તોલાના રૂ. ૧૦-૮-૦, ૪૦ તોલાના રૂ. ૨૦-૦-૦, ૮૦ તોલાના રૂ. ૭૫-૦-૦ અને ૨૦૦ તોલાની બરણીના રૂ. ૮૨-૮-૦ છે. આજે જ એક બાટલી ખરીદી શરૂ કરવા ખાસ ભલામણ છે, ખરીદતી વખતે 'ચરક'નુ લેબલ તપાસીને લેશો.

અમદાવાદના ડીસ્ટ્રી : **ચીમનલાલ માધવલાલની કું.** ત્રણ દરવાજા : અમદાવાદ

સલાહ કેન્દ્ર : રીલીફરોડ, પાદશાહ પોળ સામે

'ઊર્મિ' વર્ષ ૨૩ ઊર્મિ નવરચના સાહિત્ય, સમાજ અને
'નવરચના' વર્ષ ૧૭ સંસ્કારનું માસિક
સળંગ અંક ૨૭૯ જાન્યુઆરી ૧૯૫૩ અંક ૧૦

ક્રમ



ઊર્મિ નવરચના'નું લવાજમ ભરવાના અન્ય સ્થળો –

એન. કે. મેઘાણી ૧૪ અમરતલાલ સ્ટ્રીટ ટન ત્રા ૧
એન. એમ. ત્રિપાઠી લિ. પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ ૨
કાંતિલાલ મહેતા ૨૫ પ્રહલાદ પ્લૉટ : વેલ્યુ રાજકોટ
આર. આર. શેઠની કંપની પ્રિન્સેસ સ્ટ્રીટ કેશવબાગ મુંબઈ ૨
પુસ્તકાલય સ. સ. મંડળ લિ. રાવપુરા વડોદરા
રવાણી એન્ડ કંપની બાબુગેનુ રોડ મુંબઈ ૨
પ્રગતિ સાહિત્ય મંદિર ખપાટિયા ચકલા સૂરત

આફ્રિકા માટે —

પૉપ્યુલર બૂક સપ્લાય પો. બૉ. નં. ૭૬૯ કમ્પાલા (પૂ. આ.)
જયન્તકુમાર કે. પટેલ પો. બૉ. નં. ૬૪ નૈરોબી (પૂ. આ.)

સૂચના

* લવાજમ વરસનું સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* છૂટક નકલ બાર આના. વિદેશમાં એક રૂપિયો
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે
* વી. પી. થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે. એટલે લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે આપના ગ્રાહક નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મની ઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું
* નમૂનાનો અંક મગાવતી વખતે બાર આનાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રાહક નં. લખવો ખાસ જરૂરી છે
* સર્વ લખાણોના કૉપીરાઈટ સુરક્ષિત રાખેલા હોય છે
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોંટાડેલું અને સરનામું કરેલું કવર બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરવામાં આવે છે
* જાહેર ખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું –

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફર્નાન્ડીઝ પુલ નીચે, ગાંધીમાર્ગ
અમદાવાદ ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ, ગાંધીમાર્ગ, અમદાવાદ ૧
મુદ્રક : ગોવિંદલાલ મોહનલાલ જાની, કિશોર પ્રિન્ટરી, રતનપોળ, અમદાવાદ.

# શાન્તિદૂત સિદ્ધાર્થ

## હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય

[ અસિત મુનિએ કપિલવસ્તુના રાજા શુદ્ધોદનનું ભવિષ્ય ભાખી આપ્યું કે એનો કુંવર સિદ્ધાર્થ નાની વયમાં જ રાજપાટ છોડી, જંગલમાં જઈને માનવના દુઃખો નિવારવા માટે તપ આદરશે

આખા રાજ્યમાં રાજાએ હુકમ કરી દીધો કે કુંવરને કદી પણ રોગ, ઘડપણ કે મૃત્યુ જેવા માનવી-દુઃખો નજરે પડવા ન દેવા. પણ જ્યારે એક દિવસ સિદ્ધાર્થની ઇચ્છાથી પોતાની પ્રજાને જોવા માટે રથમાં બેસાડીને રાજમાર્ગો ઉપરથી પસાર કરવામાં આવ્યો ત્યારે રાજાએ હુકમો છોડી દીધેલા કે કુંવર જે જે માર્ગેથી પસાર થાય એ બધે ઠેકાણે કોઈ દુઃખી કે રીબાતો માણસ એની નજરે ન પડે

સંરક્ષકોની પૂરતી તકેદારી છતાં પણ જે ભગવાને કુમારનું અનેરું ભાવિ ઘડી રાખેલું એણે તો કુમારની આંખે રોગ, ઘડપણ અને મૃત્યુ દેખાય એવી જ રચના કરી રાખેલી—જેથી કુમાર માનવ જીવનનો ભેદ ઉકેલી શકે અને એનાં બંધનો તોડી-વછોડી શકે

શુદ્ધોદન રાજાની સરકારી કરામતોએ કુમાર સિદ્ધાર્થની નજરે શોકપ્રેર્યાં અને વિચારતા કરી મૂકનાર દૃશ્યોને ન ચડવા દેવાના પ્રયત્નો કર્યાં છતાં એ જ દૃશ્યો સિદ્ધાર્થની આંખ સામે દેખાતાં આ ધ્વનિનાટિકામાં રજૂ થયાં છે ]

*

દાંડી પીટનારો : આવતી કાલે જ્યારે રાજા શુદ્ધોદનના મહેલની ટોચનો પડછાયો મંદિરની ટોચે અડશે ત્યારે આપણા રાજકુમાર સિદ્ધાર્થ નગરમાંથી પસાર થશે

વૃદ્ધ : આવતી કાલનો દિવસ ખરેખર અજાયબ છે ! આ કરચલિયાળી આંખો કાલે ગોતેરી રાજકુમારની ઝાંખી કરશે !

વૃદ્ધા : આવતી કાલ જલદી આવો ! આજે જ આવો ! હમણાં જ આવો ! મારું લીંટ ઝરતું નાક અને આંગળાંઓ રોગથી અકડાઈ ગયાં છે આવો, ઓ કુમાર, મારો વિલય થાય એ પહેલાં હું તમારો તેજસ્વી ચહેરો જોઈ લેવા માગું છું

ઉશ્કેરાયેલા અવાજો : આવતી કાલે રાજકુમારને પસાર થવા માટેની કમાન સજાવતાં ખૂબ ઊંચેથી પડી જવાથી લલ્લુ મરી ગયો

દાંડી પીટનારો (એના ઢોલ ઉપર જોરથી દાંડી પીટતો). મડદાં, લૂલાં, રીબાતાં, આંધળાં, માંદાં, ઘરડાં—એ બધાંને ઘરમાં પૂરી રાખજો અને કુમારના માર્ગમાંથી એમને દૂર રાખજો આ સરકારી ફરમાન છે આ ઉત્સવ આનંદનો થવો જોઈએ ગરીબો, માંદાં, ઘરડાં કે મડદાંઓને આવા ઉત્સવમાં સ્થાન ન હોવું જોઈએ એ સરકારી ફરમાન છે કે યૌવન, સૌંદર્ય અને ઉલ્લાસ જ રાજકુમાર સિદ્ધાર્થની નજરે ચડવાં જોઈએ

[ભવ્ય સંગીત. એ ઉપરાંત મોટો શંખધ્વનિ ઘોડા ઓનાં ડાબલાંઓનો ખખડાટ. પાલી











ભાવાના ગીતોનો સંગીતમય આલાપ દૂરથી અને નજીકથી પુરુષો સ્ત્રીઓ અને બાળકોના નાનામોટા ખુમરાણો સંભળાય છે ]

દુંદુભિનો મહાનાદ

દાંડી પીટનારો  સૂર્યના પ્રકાશથી ચમકતી ધાતુ જેવા ઝગકતા પાણીદાર ઘોડાઓ જે રથને ખેંચે છે એ સુવર્ણરથમાં બેસીને રાજકુમાર પધારે છે અરે જુઓ જુઓ જુઓ! છજ્જાઓ અને શણગારેલી બારીઓમાંથી એમના ઉપર ફૂલોનો વરસાદ વરસે છે રથનો સારથિ ચન્ના કુમાર પાસે બેઠો છે એ કાંઈક બોલે છે

ચન્ના (બધા અવાજોને ભેદીને આવતો અવાજ) આપ જુઓ છો ને કે પ્રજાજનો આપને કેવા અભિનંદે છે!

[સિદ્ધાર્થ એક ઊંડો નિસાસો નાખે છે અને કશું બોલતો નથી ]

સંરક્ષકો (એક માણસને જોરથી મારતા) એય એય એય!!

અવાજો  અરે ભલા ભગવાન આ ડોસનો ક્યાંથી અહીં ઘૂસી ગયો? ઝડપથી જાણે કે ક્યાંકથી શૂન્યમાંથી આવ્યો ન હોય!

વૃદ્ધ  કુમાર કુમાર આ ઘરડાના આશીર્વાદ સ્વીકારો આપ ચિરંજીવ રહો!

[એક સંરક્ષક એ વૃદ્ધ તરફ ધસી આવે છે અને એ ઘરડા માણસને અધમૂઓ કરી નાખે છે એ વૃદ્ધ કણસવા લાગે છે ]

પહેલો અવાજ  મૂરખના સરદાર રસ્તામાંથી હટી જા

બીજો અવાજ  અરે પણ આ શેતાન આવ્યો ક્યાંથી?

વૃદ્ધ  અફસોસ અફસોસ! મહેરબાની કરીને આવા શુભ પ્રસંગે મને મારપીટ કરો મા! હું ઘરડો છું ભાઈઓ એટલે મને બહુ મારશો મા!

સંરક્ષક  તું ઘરડો છે પણ તારાં ફેલસાં તો જુવાન છે!

દાંડી પીટનારો  રાજકુમારના પિતરાઈભાઈ દેવદત્ત પોતાના રથમાંથી કૂદીને ત્યાં આવે છે

દેવદત્ત (કટાક્ષથી) અહીં ભજવાઈ રહેલા આ નાટકનું શું નામ છે?

સંરક્ષકો  આ મૂરખ ડોસનો રાજકુમારને જોવા ચાહે છે

દેવદત્ત  એની સાથે આ રીતે વર્તવાનો આ શો ધંધો લઈને તમે બેઠા છો? તમારા નાળિયેરમાં અક્કલનો છાંટો પણ બાકી રહ્યો છે કે નહિ?

સંરક્ષકો  અમે રાજાના સંરક્ષકો છીએ

દેવદત્ત  એને તો વધુ શરમજનક ગણાય તમે લોકો એ પણ નથી જાણતા કે કોમળ દિલના આપણા રાજકુમાર હિંસાને ધિક્કારે છે!

સંરક્ષક  અમને ભાંડશો મા અમે તો ચિઠ્ઠીના ચાકર-રક્ષક

દેવદત્ત  તમે રક્ષકો નથી પણ ભક્ષકો છો!

સંરક્ષક  અમને હુકમ આપવામાં આવ્યો છે કે માર્ગમાં કોઈપણ વૃદ્ધ ન આવે



સિદ્ધાર્થ ચન્ના, રથને થોભાવ. પણે શુ થઈ રહ્યુ છે? દેવદત્ત કાંઈક ગુસ્સામા લાગે છે.

ચન્ના એમાં કાંઈ નવુ નથી રાજકુમાર ક્રોધ એને વરેલો જ છે

[ દેવદત્ત દૂરથી નજીક આવે છે અને સિદ્ધાર્થને કહે છે ]

દેવદત્ત (કટાક્ષથી) મારા વહાલા ભાઈ, રાજકુમાર સિદ્ધાર્થ, આપ કબૂલશો જ કે આપે કયારેય પણ માણુસ માણુસ વચ્ચે ભેદ પાડયા જ નથી

ચન્ના અરે માણુસ અને જાનવર વચ્ચે પણ નહિ, દેવદત્ત

દેવદત્ત જો એમ જ હોય તો, હુ ધારુ છુ કે પેલા ઘરડા માણુસને પણ આખા રાજ્યના માણુસો જેટલો જ આપને જોવાનો અધિકાર છે

સિદ્ધાર્થ . અલબત્ત, તમે સાચા છો, સપૂર્ણ સાચા છો મને જોવા માગતો એ ભલો માણુસ કયાં છે?

દેવદત્ત . સરક્ષકોએ, આપના પિતાના સરક્ષકોએ, રાજાના સરક્ષકોએ, મહાન રાજાના સરક્ષકોએ એને મારી મારીને અધમૂઓ કરી નાખ્યો. છે છતા પણ એ વૃદ્ધ આપના ભવ્ય ચહેરાના દર્શન કર્યા વગર જરાપણ ખસવા ના પાડે છે!

સિદ્ધાર્થ ચન્ના, રથને થોભાવ. મને એને મળવા દે

અવાજો (ઉશ્કેરાયેલા) ઘણુ જીવો અમારા રાજકુમાર સિદ્ધાર્થ, દયાના મહાસાગર!

વૃદ્ધ કુમાર, કુમાર—તુ કેવો મહાન છે કુમાર!

સિદ્ધાર્થ ચન્ના, એની ચામડી ઉપર ઝાડની છાલ જેવી કરચલીઓ પડી ગઈ છે, એની- આખોનુ નૂર ઊડી ગયુ છે, આખા રાજ્યમાં એ એક જ આવી શોકજનક સ્થિતિમાં છે? ગરીબ બાપડો!

દેવદત્ત (કટાક્ષથી) ભાઈ, વહાલા ભાઈ, આ બધા ઉપરના દેખાવોથી ભૂલાવામાં ન પડતો! એ બધાને માટે તારા બાપુ—રાજા જવાબદાર છે એ જાણે છે કે તુ ખૂબ કોમળ હૃદયનો છે અને એટલે જ જિદગીની બીજી બાજુ એ તને દેખાડવા નથી માગતા

સિદ્ધાર્થ : જિંદગીની બીજી બાજુ?

દેવદત્ત જિદગીની ઊજળી બાજુની સાથે સાથે એની કાળી બાજુ પણ છે ઊજળી બાજુમા આનદ અને રાજમહેલના હીરાજડિત ભપકાઓ જ દેખાય છે—કાળી બાજુમાં વૃદ્ધાવસ્થા દેખાય છે, જેનો એક નમૂનો હમણા જ તે જોયો

દાંડી પીટનારો કેવુ વિચિત્ર દૃશ્ય! હવે કુમાર તરફ આવતુ આ કોણુ છે? એ સ્ત્રી છે એના નાકમાંથી લીંટ ટપકે છે, એના આગળાં કપે છે. એનો દેખાવ પણ માનવની હયાતીનું અપમાન કરે એવો છે

સિદ્ધાર્થ પેલુ શુ છે? વળી બીજી દિલદ્રાવક ચીજ!

[ ટોળા વચ્ચેથી એ વૃદ્ધાનો ગહન નાદ સભળાય છે, રાજકુમાર! આપણા રાજકુમાર ઘણુ જીવો! ઘણુ લાબુ જીવો રાજકુમાર! મરતા પહેલા હુ એકવાર આપને જોવા ઇચ્છું છુ.]

સરક્ષકો : શેતાનો આજે બરોબર કામે લાગ્યા છે. આજનો દિવસ જ અપશુકનિયાળ ઊગ્યો લાગે છે!

ચન્ના : હા, રાજકુમાર, એ પણુ જિદગીની કાળી બાજુની રહેવાસી છે .

સિદ્ધાર્થ : જો જો ચન્ના, એની આખો બે મોટા લાલચોળ જખમ જેવી છે. એ મને જોવા માગે છે, પણ એ જોઈ શકે છે ખરી?

સ્ત્રી : હું રાજકુમારને જોઈ શકતી નથી, પણ હુ એક ખૂબ મોટા દીપકના પ્રકાશની જેમ એને અનુભવી શકુ છુ





સિદ્ધાર્થ  કેવો વિચિત્ર અવાજ ! જાણે કોઈ અંધારા ખાડામાંથી આવતો ન હોય એમ લાગે છે ! એ કેવી ગંધાય છે ચન્ના ! એને શું થયું છે ?

ચન્ના  એ જ પિત્તની રોગી છે રાજકુમાર સિદ્ધાર્થ ! એ બહુ લાંબુ નહિ જીવી શકે

સિદ્ધાર્થ  એ લાંબુ નહિ જીવે એમ તું કહે છે ?

[ અવાજે સ્મશાનયાત્રાના મરશિયા ]

દેવદત્ત : જો કુમાર જો ! જો પેલું મડદું જાય મડદું ! હા—હા ! રજવાડી ટોકપિંડોડો નિષ્ફળ નીવડ્યો છે !

સિદ્ધાર્થ  પેલું શું છે એ હલતું નથી સાવ અક્કડ છે વિચિત્ર પણ લાગે છે લાકડાની સાંકડી ખુલ્લી પથારી ઉપર એ સૂતેલું છે જાણે કે કાંઈક ભગીરથ કામ ન કરતું હોય !

દેવદત્ત  ના કુમાર તારી ભૂલ થાય છે એ ભગીરથ કામો કરનાર તો આપણે છીએ જે પગ ઉપર ચાલીએ છીએ એવા પણ ઘણા લોકો છે કે જે ચારપગા થઈને તને અંજલિ આપી રહ્યા છે પેલા મૂરખના સરદાર માનવીએ તૈયાર કરેલા આ બધા તો ખાલી સરકસના ખેલો છે !

સિદ્ધાર્થ  એ ફરી કદી ઊભો નહિ થાય ?

ચન્ના  રાજકુમાર એ મરણ પામ્યો છે

સિદ્ધાર્થ  મરણ—મરણ—કેવી ભયાનક વસ્તુ ! મરણ ! રથને પાછો હંકાર મારે હવે આગળ નથી જવું

[ બધે સન્નાટ ફેલાય છે ]

ચન્ના : પણ રાજકુમાર નગર નારાજ થશે

સિદ્ધાર્થ  મારાથી વધુ નારાજ કોઈ હોય ખરું ?

[ ઘોડાઓ હણહણે છે  તે પછી ]

દાંડી પીટનારો  ઘેર પાછા ફરો બધા નગરજનો રાજકુમારે એમનો માર્ગક્રમ રદ કર્યો છે

દેવદત્ત (મોંએથી)  હા હા હા હા હા હા હા ! રાજાઓ કેવા મૂર્ખા હોય છે ! સિદ્ધાર્થના પિતાએ એને ખરાબ દર્શનોથી દૂર રાખવા વિચાર્યું અહીં એ જ બધું એને દેખાયું

[ ઘોડાના ધીમા પડતા દાબડાનો અવાજ ]

સિદ્ધાર્થ  હવે પાછા ફર્યા પછી મને કાંઈક ઠીક લાગે છે જિંદગીના જૂઠા ચળકાટ અને દેખાવોથી મારી જાતને દૂર લઈ જવા માગું છું ચન્ના પેલો ઘરડો માણસ એ પહેલેથી જ એવો હતો ?

ચન્ના  રાજકુમાર તમે આજે છો એવો જ જુવાન એ એક દિવસ હતો

સિદ્ધાર્થ  હં આપણે બધા એક દિવસ એવા જ થવાના ?

ચન્ના  હા રાજકુમાર એમ જ

સિદ્ધાર્થ  તું પણ એના જેવો ઘરડો થઈશ ?

ચન્ના  જો હું એટલું લાંબુ જીવું તો

સિદ્ધાર્થ  અને હું ?

ચન્ના  રાજકુમાર આપ પણ આપ ચોક્કસ ખૂબ ઘડપણ ભોગવવા જીવશો

સિદ્ધાર્થ  અને પછી તો પેલા ખુલ્લા લાકડાની પથારી ઉપરના માણસ જેવું થવાનું ને ?

ચન્ના  ના રાજકુમાર  આપની શબવાહિની તો સુવર્ણની હશે

સિદ્ધાર્થ  મડદાં ! વળી સુવર્ણ ને કાષ્ઠનો ભેદ જાણી શકે ખરાં ?

ચન્ના  રાજકુમાર આમ શોકમગ્ન ન થાવ

સિદ્ધાર્થ  ચન્ના હું જરા પણ શોકમગ્ન નથી હું તો જિંદગીનું સત્ય સમજવા ઇચ્છું છું એનાથી દૂર ભાગે એ તો નમાલો કહેવાય અને— (જરા થોભીને) ચન્ના આખો દી, જ્યારે



જખમનો એ ભયાનક દેખાવ . શુ બધાને આવુ થતું હશે?

ચન્ના મોટા ભાગના માણસો ક્યારેક તો ભયાનક રોગમા સપડાતા જ હોય છે, અને રોગની પણ અનેક જાતો હોય છે, કુમાર.

સિદ્ધાર્થ હુ ધારુ છુ કે જન્મનો એ દંડ છે, લોહી–માસનો કર આપવો જ જોઈએ. હુ પણ, રોગી થવાનો, અને પછી કરચલિયાળી ચામડી, અને પછી, મૃત્યુશય્યા!

ચન્ના ના, કુમાર, આપ કદી નહિ મરો

*

[ ભિક્ષુકનુ ગાન ]

ક્ષણભ ગૂર છે દેહ પ્યારે
ક્ષણભ ગૂર છે દેહ.
પી જરના પ ખીને મૃત્યુ પ્રેરતુ
ગાતુ, ગાતુ, ગાતુ પ્યારે
ક્ષણભ ગૂર છે દેહ

ભિક્ષુક આપને શાંતિ મળો, રાજકુમાર! હુ એક ભટકતો ભિક્ષુક છુ માનવજાતની બધી દુર્બળતાઓ નિવારવા આપ નિર્માયા છો, આપ જિંદગી ઉપર વિજય મેળવીને મૃત્યુને પણ જીતશો માનવજાતના સમગ્ર ઇતિહાસમાં પણ આપ કદી મૃત્યુ નહિ પામો . અને માનવહૃદયો પણ યુગયુગાન્તરો સુધી આપના નામોચ્ચાર સાથે ગુણગુણી ઊઠશે

સિદ્ધાર્થ ચન્ના, કેવો ભવ્ય માણસ! એનો દેખાવ કેવો શાત લાગે છે! એની આખોમા કેવી શાંતિ ભરી છે!

ચન્ના રાજકુમાર, એમણે સ સારનો ત્યાગ કર્યો છે એ આપને આશિષ આપે છે આત્મજ્ઞતના આશીર્વાદ ક્યારેય અફળ નથી જતાં.

સિદ્ધાર્થ હુ એમના પગલે જઈશ હુ જરૂર જઈશ એમણે શાંતિ મેળવી છે હુ પણ એમની જેમ જ શાંતિ શોધવા ઈચ્છુ છુ હુ શાંતિ મેળવવા માગુ છુ મારા પોતાને માટે નહિ પણ આખા વિશ્વ માટે શાંતિ, શાંતિ, શાંતિ

★

## ચૂમશે

સૌ યુગો ભેગા મળીને એક ક્ષણને ચૂમશે,
ઊમટીને સાતે સાગર પણ ઝરણને ચૂમશે,
એ રીતે મારી મુહબ્બતમા અસર પેદા કરીશ–
ગર્વ એનો આવીને મારાં ચરણને ચૂમશે!

ગે ખા દ મ આ ણુ વા લા

## કાં બ ધનો કારમાં?

જેનુ નામ સદાય જીભ અગ્રે, એ નામ લેવાય ના,
જેની અ તરમા સદાય રટણા, સામેય જોવાય ના,
રોમેરોમ પૂકાર અ ગ ઊઠતો જેનો પ્રતિશ્વાસમાં,
એને સ ગ–ઉછ ગ નિત્ય રમવે કાં બ ધનો કારમા?

વિ જ ય શ ક ર કા મ દા ર

# જોગી મત જા

ડૉ બા મ લલકર

મીરાબાઈના આ વિખ્યાત ભજનનું તલસ્પર્શી વિવરણ આ લેખમા એટલી સરસ રીતે થયું છે કે એ વાંચ્યા પછી આ ગીત જ્યારે પણ સાભળવા મળે ત્યારે સાભળીને એની મસ્તીમા આપણે પણ ડોલવા લાગી જઇએ ભક્તનુ દિલ સમજવા એના ભજનને પણ પૂરુ સમજવાની જરૂર નથી !

ભારતના સતોમાં મીરાનુ સ્થાન અનોખુ છે પ્રહ્લાદ નચિકેતા શિબિ અને હરિશ્ચ ની જેમ મીરાંએ પણ સત્યાગ્રહી જીવનની તેજસ્વિતા બતાડી છે પ્રચલિત રિવાજો અને લોકલાજની પરવા ન કરવાની શરૂઆત એણે પોતાના મુસલમાની નામથી જ કરી હતી ગિરિધર નાગર એનો ભગવાન હતો પતિ હતો ગુરુ હતો સર્વસ્વ હતો રાજસ્થાન માળવા ગુજરાત અને સૌરાષ્ટ્ર એની સચારભૂમિ હતી એટલે જ એની કવિતાઓમા આ બધા પ્રદેશોની ભાષાઓના પ્રાદેશિક શબ્દો આવી ગયા છે

ભારતના બીજા કોઈ સતની વાણી કરતા મીરાંની વાણીમાં એની પછીના લોકોએ ખૂબ ફેરફારો કર્યા છે અને કેટલાક પદો તો બીજા નાના મોટા કવિઓએ મીરાંના નામ ઉપર ચડાવી દીધા છે

એના જીવનનુ પણ વિશ્વસનીય વિવરણ આપણી પાસે નથી આ સ્થિતિમાં મીરાના પદોના ભાવાર્થ ઉપર નિશ્ચિત કાંઈ પણ લખવુ મુશ્કેલ છે તો પણ એની સાધના અને એના અનુભવો એવા ઉત્કટ છે કે એની પાછળ કલ્પનાઓ દોડાવ્યા વગર નથી રહેવાતુ

હમણા જ એક સ્નેહીએ એના એક ભજનની ગ્રામોફોન રેકાર્ડ સભળાવી અને સમજાવી એ રેકાર્ડમાં જ્યુથિકા રાયનુ જે સગીત છે એ પેલા ભજન ઉપર અસાધારણ પ્રકાશ ફેકે છે ભજન આ પ્રમાણે છે —

જોગી મત જા મત જા મત જા  
    પાંવ પડૂ મૈ તોરી—જોગી  
પ્રેમ ભક્તિકો પર હૈ ન્યારો  
હમકો ગૈલ બતા જા     જોગી મત જા  
અગર ચદનકી ચિતા રચાઊં  
અપને હાથ જલા જા     જોગી મત જા  
જલ જલ હુઈ ભસ્મકી ઢેરી  
અપને અગ લગા જા     જોગી મત જા  
મીરા કે પ્રભુ ગિરિધર નાગર  
જ્યોતમેં જ્યોત મિલા જા     જોગી મત જા

આ ભજનમાં 'જોગી' કોણ છે એ આપણે નથી જાણતા આમાં જે પ્રસગનુ વર્ણન આવે છે એ મીરાએ પોતે અનુભવ્યુ છે કે પોતાની કાવ્યશક્તિથી ઉત્પન્ન કર્યું છે એ કહેવુ પણ મુશ્કેલ છે

આ ભજન પ્રમાણે મીરાં પોતાના ગુરુ જેવા કોઈ સ્થિતપ્રજ્ઞ યોગીને પ્રાર્થના કરે છે કે એ એને છોડીને ન જાય યોગી શા માટે એને છોડીને જાય છે? મીરાં જોગીની પાસેથી શુ માગે છે? ગુરુને યોગસાધનામાં વિશ્વાસ હશે અને મીરાં પ્રેમલક્ષણા ભક્તિમા રાચતી (આનદિત રહતી) હશે શુ એ જાણ્યું કે જ્યાં આવો સાધનાભેદ છે ત્યા એ શી રીતે મદદરૂપ બની શકે? એટલે એ જવા માટે તૈયાર થયા હશે?

પોતાના પ્રેમભક્તિના માર્ગ ઉપર મીરાંને અચળ શ્રદ્ધા છે એમાં એને અનુભવનો આધાર પણ મળ્યો છે તો પણ સાથે સાથે યોગમાર્ગ ઉપર એની અશ્રદ્ધા નથી એટલુ જ નહિ પણ યોગમાર્ગે એના જોગીને જે સિદ્ધિ મળી છે એનો પણ એ સ્વીકાર કરે છે યોગી તરફ એનો અચળ શિષ્ય-ભાવ છે એટલુ જ નહિ પણ અભિમાન છોડીને 'પાંવ પડૂ મૈં તોરી' કહીને એ પોતાના ભક્તિમાર્ગને ગુરુના યોગમાર્ગ સામે ગૌણ ગણવા પણ તૈયાર છે

પહેલી જ લીટીથી એની વેદનાવાણી યોગીને ન જવા માટે એક પછી એક વેદનાઓથી પ્રાર્થના



કરે છે તો પણ જ્યારે એને શક પડે છે કે એ તો જવા માટે જ નીકળ્યો છે ત્યારે 'જોગી' શબ્દ ઉપર એ એવી સફળતાથી ભાર મૂકે છે, જાણે કહેતી હોય કે હે જોગી, તું એ શું કામ ભૂલે છે કે તું યોગી છે? યોગી થઈને તું શું જઈ શકે છે? જે સાચો યોગી છે એનાથી કર્તવ્યભ્રષ્ટ થયા વગર શી રીતે જઈ શકાય? જ્યુથિકા રૉય પોતાના ગીતમાં 'જોગી' શબ્દ ઉપરનો પૂરેપૂરો ભાર એક જ વાર મૂકે છે, પણ એ હૃદયને વીંધી નાખે છે.

એ પછી મીરાં મનમાં ને મનમાં જોગીના જવાબની કલ્પના કરે છે. જો યોગી કહે કે 'હું હારીને નથી જતો, અનાદરથી યે નથી જતો, પણ આપણા રસ્તા જુદા છે. ભક્તિમાર્ગી મીરાંને યોગમાર્ગી યોગી કઈ સાધના બતાવી શકવાનો હતો?' તો એના જવાબમાં મીરાં ઉશ્કેરાઈને કહે છે કે ભક્તિમાર્ગને તો હું છોડી શકવાની નથી. પણ યોગમાર્ગની સામે એને ગૌણ ગણવા માટે મને કશો સંકોચ નથી. એ બન્ને માર્ગ જો ભગવાનનો સાક્ષાત્કાર કરવાવાળા જ હોય તો એ બન્નેની વચ્ચે વિરોધ હોઈ શકે પણ નહિ. એક જ પહાડની ટોચ ઉપર પહોંચવાના અનેક માર્ગો નીચેથી ગમે તેવા જુદા દેખાય, પણ ટોચ ઉપર તો બધા ભેગા જ મળી જાય છે, એક થવા જ જોઈએ. એથી જોગીની માર્ગદર્શન કરાવનારી સૂચનાઓ લેવામાં એનો કશો વિરોધ નથી. ભક્તિની શરૂઆત ભક્ત અને ભગવાનના દ્વૈતથી જ ઉત્પન્ન થાય છે. દ્વૈત વગર ભક્તિ સંભવતી નથી. ભક્તિનો રસ જ દ્વૈતથી ઉદ્‌ભવતા આકર્ષણનો છે. પણ ભક્તિનું પરિણામ અદ્વૈતમાં જ થાય છે. બે મટીને જ્યારે એક રહે છે ત્યારે જ ભક્તિ સાર્થક થાય છે. યોગમાર્ગ પણ આખરે તો આ જ સાધવા માગે છે.

ભક્તિનો માર્ગ રસિક હોવાથી સહેલો મનાય છે. પરંતુ એ રસ્તાનો નકશો કયાંય દોરેલો નથી હોતો. વચ્ચેના વિસામા પણ નક્કી કરેલા નથી હોતા. ભક્તિમાં ફેરફાર પણ થઈ શકે છે. એમાં આગળ વધી શકાય છે અને પાછળ પણ પડી જવાય છે. એનો સાધનાક્રમ પણ વિચિત્ર હોય છે. એટલે એમાં આશા નિરાશાનાં આંદોલન પણ સહન કરવાં પડે છે.

યોગમાર્ગ ભલે કઠણ હોય, પરંતુ એનો રાજમાર્ગ અને ગલીકૂંચીઓ એ બધું નિશ્ચિત હોય છે. યોગીએ આ બધાના માર્ગદર્શક બનીને એની સાથે પરિચય કરાવવો જ જોઈએ. એટલી સેવા કર્યા વગર એ નથી જઈ શકતો.

ગીતનો એક ભાગ અહીં પૂરો થાય છે. બીજા ભાગમાં ભક્તિની અને યોગની સાધના એક જ છે.

ભક્તિનું જીવન તો પ્રાકૃત જીવન થઈ જ નથી શકતું. સાધનામાં જે શરીરનો છેવટે લોપ જ કરવાનો હોય છે એ શરીર પણ ભક્તિના કીમિયાથી ચંદન બની ચૂક્યું છે. હવે એ જ ચંદનની ચિતા રચવાની હોય છે. ભક્તિએ શરીરનું ચંદન બનાવ્યું એ એને સાચવીને રાખી મૂકવા માટે નહિ, પરન્તુ બાળીને ખુશબો દેવા માટે. એટલે એ ચંદનની ચિતાને અગ્નિનો સ્પર્શ કરાવવાનું કામ યોગીનું છે. એ કર્યા વગર પણ યોગી જઈ શકતો નથી.

જે શરીર ચંદનરૂપ થયું છે, અને હવે બળી બળીને રાખની ઢગલીના રૂપમાં રહ્યું છે એનો પણ યોગી ત્યાગ નથી કરી શકતો. વૈરાગ્યનો પણ એક ધર્મ હોય છે. વૈરાગીએ સાધના દરમિયાન જે રાખ પેદા કરી એનો સ્વીકાર કરીને એને પોતાના શરીર ઉપર લગાવ્યા વગર છૂટકો નથી. 'ભસ્માન્તં શરીરમ્'. આમ શરીરની બાબતમાં યોગીની સાથે બળીને રાખરૂપ થયા પછી મીરાં ગિરિધર નાગર ભગવાન યોગીને છેલ્લી વિનતિ કરે છે કે હવે પોતાની જ્યોતિમાં મીરાંની જ્યોતિ ભેળવી દેવી જોઈએ. આ કડીની વખતે જ્યુથિકા રૉયના ગીતમાં 'મીરાં' શબ્દ ...





અવાજથી ગવાય છે કે શરીરની રાખ થયા પછી જેટની શુભ વાસાનાઓ અને સરકાર બચ્યા હોય એ બધા ભેગા કરીને પોતાનુ જીવન સર્વસ્વ એક જ પિંડમા અર્પણ કરીને એ સર્વસ્વ દ્વારા—ફક્ત શબ્દ દ્વારા નહિ પરંતુ પોતાની આખી વિભૂતિ દ્વારા એ નવી જ પ્રાર્થના કરે છે કે હે ભગવાન્ ! હવે મારી જ્યોતિમાં તારી જ્યોતિ મેળવી દે છેવટે ભગવાનને જ આત્માર્પણ કરવુ પડે છે ભગવાન ગુરુ આ ન કરે ત્યાં સુધી તો એ જઈ શકતા જ નથી અને એટલુ કર્યા પછી ક્યાં જાય ? જોગીનો ધર્મ / છે યોગ કરવાનો જોડી દેવાનો મિલન કરવાનો અને અખંડ એકાકાર એક સ બનીને રહેવાનો

આથી એમ પણ કહી શકાય કે મીરાંએ સર્વસ્વ અર્પણ કરીને છેવટે જોગીનો જ ભોગ લીધો છે એ ભગવાનમાં સમાઈ ગઈ તો પહેલાં એણે ભગવાનને પોતાનામા સમાવી દીધા આમ યોગ અને ભક્તિ બ ને મીરામાં કૃતાર્થ થયાં

[ મંગલ પ્રભાત ]

✕

# જીત

તે દિવસે મને એણે ખૂબ વરી પણ હું ન માની તે ન જ માની માનું પણ શાની ? મારુ સ્વમાન ઘવાઈ જાય એ વાત હું શી રીતે માનવા તયાર થાઉં ?

પછી તો દિવસો ગયા મહિનાઓ અને વરસો પણ ગયા મારી ભાળ એ અવારનવાર કાઢતો છતાંય મે ન તો પરવા કરી કે ન મે એની કશી કોઈને ખબર પૂછી એમ ને એમ હું મારી રીતે જીવવા લાગી ઊંધુ ઘાલીને ચાલ્યે રાખેલું એટલે ઠોકરો ખાવામાં કશુ બાકી નહોતું રહ્યુ પણ એ ઠોકરો ખાઈને હું ન તો સીધી થઈ કે ન આવતી ઠોકરોની મે ચિન્તા કરી એક જ ધગો હુ ધપતી રહી મને મારી રીતે જીવવાનુ મળે છે ને ?

પણ આજે જીવતરની આખરી ઘડીઓ ગણાઈ રહી છે કાયા તો સાવ લથડી પડી છે પાણીનો પ્યાલો પાય એવુ પણ મારી શય્યા પાસે કોઈ હાજર નથી વૃદ્ધત્વને આરે પહોંચેલી હુ પથારીમા બેસી પણ શકતી નથી ત્યારે હુ મારા ભૂતકાળને યાદ કરુ છુ અને મારા જીવતરની શરૂના એના જ શબ્દો મને એવી તો લપડાકો મારે છે ! પણ હુ એને ક્યા મોએ ખબર આપુ ? મારી નિષ્ઠુરતા એ હૃદયના કયા ખૂણામાં સંઘરી શકયો હશે ?

એક સન્ધ્યાના ભળભાંખરે લાકડીને ટેકે ડગમગતી એની કાયા અચાનક મારી રાસ્તામાં ભગનો થઈને પડી અને મારા શ્વાસમાં નવો શ્વાસ પૂરાયો હુ જીવન જીતી ગઈ

ચ દ નમ્

# બે પ્રસંગો

ધૂમકેતુ

ઇતિહાસમા કેટલાય એવા સચોટ પ્રસગો પડયા છે કે આપણી કાલ્પનિક ધડ માથા વગરની વાર્તાઓ કરતા એ પ્રસંગો વાર્તાને ઓર દીપાવે. એવા જ આ બે પ્રસગો કર્તાના તાજેતરમાં જ પ્રગટ થયેલા સગ્રહ મલ્લિકા અને બીજી વાતોમાંથી અહીં મૂકયા છે

## [૧] રાણો સંગ

આમેરરાજ પૃથ્વીરાજ પોતાના રાજમહાલય ઊપર રાખવા માટેનો વિશ્વાસુ દ્વારપાલ શોધી રહ્યા હતા એવામા એક દિવસ એને ખબર મળ્યા કે એક વીર રજપૂત આમેરમા આવ્યો છે ને દ્વારપાલ તરીકે રહેવા ખુશી છે

આમેરરાજે વીર રજપૂતને બોલાવ્યો. એની અનોખી સુખછટા જોઈને પૃથ્વીરાજને નવાઈ લાગી કે આ માણસ કોણ હશે ને દ્વારપાલ તરીકે કેમ રહેવા આવ્યો હશે

પણ આમેરરાજે એને પ્રશ્ન કર્યો ત્યારે એણે એટલો જ જવાબ આપ્યો કે હુ પ્રાણાતે પણ દ્વાર નહિ તજુ બીજા કોઈ સવાલનો એણે જવાબ જ આપ્યો નહિ.

આમેરરાજે પણ વિચાર કર્યો કે જે જાત હશે તે વખત જતાં પ્રગટ થશે અત્યારે તો આપણે આવા વીર પુરુષને રાખી લ્યો.

એટલે એને રાખી લીધો વીર રજપૂતે પણ એવી ખાત્રીલાયક જાગ્રત ચોકી આપી કે સૌ એની ફરજ આપવાની રીતરસમથી ખુશ ખુશ થઈ ગયા પણ ખરેખરી રીતે આ વીર પુરુષ કોણ છે તેનો હજી કોઈને પત્તો મળતો ન હતો

એક દિવસ વરસાદ પડતો હતો રાજા અને રાણી મહેલમાં સૂતાં હતાં પાણીની ધારા ઉપરથી પડી રહી હતી ને એના અવાજથી ઘોંઘાટ થઈ રહ્યો હતો

દ્વારપાલ મધરાતે બદલાયા આ નવો વીર રજપુત ત્યાં ચોકી પહેરા ઉપર આવ્યો. પહેલો દ્વારપાલ હતો તે પોતાને મૂકામે આરામ લેવા માટે રવાના થયો

નવો રજપૂત પાણીની ધારાને પડતી જોઈ રહ્યો અને તેના ઘોઘાટને સાંભળી રહ્યો અત્યાર સુધી ચોકી દેતા દ્વારપાલે આ ઘોંઘાટ સાંભળ્યો હતો પણ એમાં એને કાંઈ કરવા જેવુ લાગ્યું ન હતુ

નવા દ્વારપાલે વિચાર કર્યો આ ઘોંઘાટમા રાજા રાણીને ઊંઘ શી રીતે આવશે? અને વળી આવા ઘોંઘાટનો કોઈ લાભ લેવા ધારે તો પણ લઈ જઇ શકે એટલે એણે આ અવાજને બધ કરવા માટેની તરકીબ શોધવા માંડી પણ અવાજ શી રીતે બધ થાય? પાણી તો ઉપરથી પડી જ રહ્યુ હતુ ને વરસાદ પણ વરસતો હતો

તેણે ઘોડાર તરફ દૃષ્ટિ કરી, ત્યાં કેટલુયે નકામુ ઘાસ પડ્યુ હતુ. તે તરત ઉપડ્યો. ઘાસ લઈ આવીને જ્યા પાણી પડતુ હતુ ત્યાં નાખ્યું પાણીનો અવાજ મદ થઈ ગયો એટલે વધુ ઘાસ લઈ આવ્યો અને ત્યાં પાણીને પડવા માટે ઘાસની પથારી જ પાથરી દીધી

હવે અવાજ બિલકુલ બધ થઈ ગયો, અદર મહેલવાળાને તો લાગે કે વરસાદ જ બધ થઈ ગયો છે

આ વખતે અદર મહાલયમા મહારાણી જાગે. તેણે મહારાજને કહ્યુ કે 'વરસાદ તો બધ થઈ ગયો લાગે છે પાણીનો અવાજ પણ આવતો નથી'

રાજાએ કહ્યુ 'વરસાદ તો હજી વરસે છે પણ પાણીનો અવાજ ગમે તે કારણે બધ થઈ ગયો છે' રાજાને નવાઈ લાગી કે વરસાદ વરસી રહ્યો છે ને ઉપરથી પડતા પાણીનો અવાજ બધ કેમ થઈ ગયો?

તેણે એક દાસીને ખબર કાઢવા માટે મોકલી

દાસીએ આવીને કહ્યુ કે વરસાદ તો પડતો હતો





તેટલો જ પડે છે પણ નવા પહેરેગીરે નીચે ઘાસ પાથરી દીધુ છે એટલે અવાજ આવતો નથી !

રાજાએ વિચાર કર્યો કે પહેલો પહેરેગીર પણ પહેના એ અવાજ સાંભળી તો રહ્યો હતો પણ આ નવા પરેહેગીરે આ તરકીબ શોધી કાઢી આટનો ઘોંઘાટ એ પોતે પણ સહી શક્યો નહિ એ બતાવે છે કે એ કોઈ રાજકુવનો સુખદ નિદ્રાથી ટેવાયેલો આદમી છે અને વળી એ સાચો જાગ્રત વીર છે કારણ કે આ ઘોંઘાટનો લાભ લેનારો તો લઈ શકે છે

એણે તરત જ દાસીને મોકલીને દ્વારપાળને બોલાવ્યો

એ આવ્યો એટલે રાજા પૃથ્વીરાજે તેને પૂછ્યુ

રાજકુમાર! તમે ક્યાંની વખાના માર્યા અહીં આવ્યા છો ?

દ્વારપાળ તો એ સાંભળીને આભો જ બની ગયો પોતે કોણ છે એ વાત એણે કોઈને હજી સુધી કરી ન હતી રાજાએ એ શી રીતે જાણી તેની તને નવાઈ લાગી પણ એ પોતાની વાત કોઈને કહેવા માગતો ન હતો

મહારાજ શુ કરવા મશ્કરી કરો છો ? હુ તો જે છુ તે જ છુ !

રાજાએ કહ્યુ તમને વિશ્વાસ નહિ બેસતો હોય કે હું તમારા ગૌરવને અનરૂપ વર્તન નહિ ચલાવુ ત્યારે તમે અહીં આમ છૂપા રહ્યા ના ? પણ હવે મન કહો સાચુ કહો તમે કોણ છો ? તમારો યોગ્ય સત્કાર કર્યા વિના હું તમને રાખુ તો મારુ ક્ષત્રિવટ લાજે નિ શકપણે કહો તમે કોણ છો ?

પહેરેગીરે શાંત ધીમા અવાજે કહ્યુ હું ચિત્તોડથી આવુ છુ !

ત્યારે તો તમે રાજકુમાર સાગા કહે છે એ તો નહિ ? એ વિના આ વિવેક ને વીરતા સંભવે નહિ !

સાગાએ હકારમાં ડોકું ધૂણાવ્યુ

વિખ્યાત મહારાણા સંગ ત્યારે પોતાના ભાઈઓથી ત્રાસીને કૌટુંબિક કલહને કારણે છુપા વેશે ફરતો હતો તે વખતે બનેલી આ ઘટના એનુ વીરત્વ અને વિવેક પ્રગટ કરે છે

*

## [૭] ઝાલી રાણી

એ વખતે ગુજરાતની ગાદી ઊપર ઉજી બ ।ફરશાહ આવ્યો ન હતો અને ગુજરાતના સુલતાન મુજફ્ફરશાહને ચિત્તોડના વિખ્યાત રાણા સંગ સાથે લડાઈઓ ચાલતી હતી.

આ મુજફ્ફરશાહને આઠ શાહજાદા હતા સૌથી મોટાનું નામ સિકંદરશાહ બીજાનુ નામ બહાદુરશાહ

એ બન્નેને ગુજરાતની ગાદીનો મોહ હતો

ઓલીયા ફકીર જે આવે તેમને એ પોતાનુ ભવિષ્ય પૂછતા હતા

એક વખત શેખ જિઉએ બહાદુરશાહને ગુજરાતના સુલતાન એવુ સંબોધન કર્યું આ વાતની સિકંદરને ખબર પડી તેણે બહાદુરશાહને જ મારી નાખવાનો નિશ્ચય કર્યો

એ વાતની બહાદુરશાહને જાણ થતાં જ એ પોતાના પ્રાણ બચાવવા નાઠો

પણ ગુજરાતની મહાબળવાન બાદશાહી સેના સામે એને રક્ષણ આપવાની તાકાત ચિત્તોડના મહારાણા સાગા સિવાય બીજા કોનામાં હતી ? એટલે એ જઈને ચિત્તોડમાં રહ્યો

રાણા સાંગાએ એને માન આપ્યુ પોતાને ત્યાં માનપાનથી રાખ્યો રાણાની માતા રતનકુંવરે એને પોતાના દેશ તરફનો જાણીને વધારે ધરપત આપી

શાહજાદા ! તમે અહીં ખુશીથી રહો તમારો એ વાળ કોઈ વાંકો નહિ કરી શકે શરણે આવેલાને માટે તો આ ચિત્તોડગઢનો કાંગરે કાંગરો હજાર હજાર લડાઈઓ લડ્યો છે !



શાહજાદા બહાદુરશાહને નિરાત થઈ એને સિક-ંદરશાહના જેવો ભય ન હતો એ મહા બળવાન હતો મહા કારસ્થાની હતો આંખમાંથી કણુ કાઢે તેમ પોતાના દુશ્મનને ઉપાડવાની એનામાં તાકાત હતી અને પોતાનો ભાઈ હતો, છતા ગુજરાતની ગાદીને લીધે બન્ને ભાઈઓ વચ્ચે હડહડતું વેર થઈ ગયુ હતું

બહાદુરશાહનુ મરણુ થાય તો પછી એ ગુજ-રાતનો સુલતાન ક્યાંથી થાય? તો ઓલીયા શેખના શબ્દો ખોટા પડે

એટલે બહાદુરશાહને મહારાણા સાંગાની માતાએ તે જે આશ્વાસન આપ્યુ તે સાભળીને હૈયે ઘણી ધરપત થઈ.

એને ખબર હતી કે ચિત્તોડના રજપૂતો બહાદુર હતા, શરણે આવેલાને એ કદાપી છેહ દેતા નહિ ... રજપૂતાણીઓ એ તો દેવાથી હતી જેમને ... શરણુ વેણુ આપ્યું તે અભય બની ગયો ... મહદેવ સામે લડવુ પડે તો પણુ લડીને શરણે આવ-નારને એ અભય અપાવે જ અપાવે

શાહજાદાએ કૃતજ્ઞભાવે કહ્યુ 'રાજમાતાજી! તમે કહ્યુ એટલે બસ હું હવે આંહી નિરાતે રહીશ, પણુ તમારા મુલકનો છુ!'

'હા, હા બેટા! એ વાત તો હું ભૂલી ગઈ, ગુજરાતના સુલતાનનો શાહજાદો ને હું હળવદના ...ની પુત્રી, સાચુ આપણે તો એક દેશના ઠર્યાં ...રે તો તુ મારો કુંવર ઠર્યો જેવો આ મારો સાંગો ...તો તુ!'

રાજમાતા ઝાલી રાણીએ પ્રેમથી બહાદુરશાહના ...થા ઉપર હાથ મૂકયો 'તુ તારે આંહી રહે દીકરા! ...ને હવે કોઈ વાળ વાકો ન કરે'

બહાદુરશાહ ત્યાં રહ્યો

× × ×

પોતાનો શાહજાદો દુશ્મનને શરણે ગયો તેથી ગુજરાતનો સુલતાન મુજફ્ફરશાહ ઘણો ગભરાયો તેણે બહાદુરશાહને પાછો લાવવા માટે ઘણા પ્રયત્ન કર્યા પણુ બહાદુરશાહ એકનો બે થયો નહિ. એણે મોટાભાઈ સિકંદરશાહનો ખૂની સ્વભાવ જોઈ લીધો હતો ને બાદશાહ પોતે તો હવે વૃદ્ધ થયો હતો

એટલે હાથે કરીને સિકંદરશાહની જાળમાં ન જતાં બહાદુરશાહ આંહી જ નિરાંતે રહ્યો મેવાડે ગુજરાતના સુલતાનોને શક્તિહીન કરી નાખ્યા હતા એ કાંઈ બહાદુરશાહને ગમતુ ન હતું, એના મનમાં પણુ ઊંડે ઊંડે તો ચિત્તોડ હાથ કરવાની મહેચ્છા રમી રહી હતી, પણુ અત્યારે તો આ સમય આંહી કાઢયા વિના છૂટકો ન હતો. બીજો કોઈ એને સઘરી શકે તેવો ન હતો

રાજમાતા ઝાલી રાણી રતનકુંવર જે શબ્દો બોલ્યાં તે શબ્દો માટે એ પોતે રાતદિવસ જાગ્રત હતાં એના ભાઈઓ અજાજી ને સજ્જાજી મેવાડના મહારથીઓમાં ગણાતા એટલે આંહી ચિત્તોડમા જ્યાં વાતાવરણુ એવુ ઉગ્ર રહેતુ કે ઘડીઘડીમાં રગ પલ-ટાઈ જતા ત્યાં આ શાહજાદાને તુર્ક માનીને કોઈ હણવા તૈયાર થઈ ન જાય એની પણુ તકેદારી રાખ-વાની હતી.

એક વખતની વાત છે રાજદરબારમાં નાચરંગ ચાલી રહ્યો હતો એક સુંદર નર્તિકા નૃત્ય કરી રહી હતી એના હાવભાવ, રૂપ, છટા જોઈને આખી સભા ચિત્રવત બની ગઈ હતી

શાહજાદો બહાદુરશાહ પણુ પ્રેક્ષકોમાં હતો તે આ નૃત્યાંગનાને જોઈને ખુશખુશ થઈ ગયો હતો તે વારવાર એની પ્રશસા કરતો હતો એના મોમાથી હર્ષના ને આનંદના ઉદ્ગાર નીકળી રહ્યા હતા

શાહજાદાની પાસે જ મહારાણાનો ભત્રીજો બેઠો હતો, એને આ શાહજાદાનો તેજોવધ કરવાનુ મન થઈ આવ્યુ તેણે કહ્યુ 'બહુ પ્રસન્ન થયા છો શાહ-





જા ૧૭ ! પણ તમે આ કોણ છે એ ઓળખતા લાગતા નથી !'

કેમ કોણ છે ? બહાદુરશાહે કહ્યું મહારાણાના ભત્રીજાએ ગર્વથી જવાબ વાળ્યો તમે જાણતા નથી ? મેવાડની મહારાણાની સેનાએ જ્યારે અહમદનગર ભાગ્યુ ત્યારે જે લૂટ આવી છે આ ત્યાંના કાજીની દીકરી છે ! એની સાથે લૂટમાં આવેલી બીજી પણ અનેક છે અહીં બેઠેલા સરદાર સામંતોના ઘર શોભાવે છે '

એ સાંભળતાં જ બહાદુરશાહનો સીનો ફરી ગયો પોતાનુ જાણી જોઈને આણે અપમાન કર્યુ છે એ વાત એને હાડોહાડ બેસી ગઈ એક પળવારમા જ એણે પડખે પડેલી તલવાર ખેંચી ગઈ કોઈ જાણે કે સમજે તે પહેલાં તો એણે મહારાણાના ભત્રીજાને જનોઈવઢ કરી નાખ્યો

લોહીની સરિતા ચાલી હાહાકાર થઈ રહ્યો નૃત્ય બંધ થઈ ગયુ ચારે તરફથી સરદારો સામંતો દોડયા બહાદુરશાહ તો તરત ઊભો થઈ ગયો હતો પણ એને ઘેરીને સેંકડો ઉઘાડી તલવારો ત્યાં ઊભી રહી

ખબરદાર ! અલ્યા તુરકડા ! જો એક ડગલુ માંડયુ છે તો રાઈ રાઈ જેવડા ટુકડા થઈ જશે !

બહાદુરશાહ તલવાર લઈને ખડો ઊભો હતો એને ઘેરી વળેલી સેંકડો તલવારો એના ઉપર તૂટી પડવાની તૈયારીમાં હતી ત્યાં હાહો સંભળાતાં રાજમાતા પોતે દોડી આવ્યાં

એક ક્ષણમાં એ વાત પામી ગયા તે વીજળીની ત્વરાથી દોડયાં એના હાથમાં ખુલ્લી કટારી હતી કોઈ કાંઈ સમજે તે પહેલાં તો એ ઘેરી વળેલા એ એ રજપૂતને ધક્કો મારતાકને અંદર બહાદુરશાહ પાસે આવી ગયાં એના મો ઉપર સિંહણનો જુસ્સો હતો આંખમાંથી ભયંકર અગ્નિ પ્રગટી રહ્યો હતો એનામાં હજારભુજા ચંડીની શક્તિ આવી ગઈ હતી તેણે સિંહનાદે કહ્યુ ખબરદાર ! જો કોઈએ મારા બેટા બહાદુર ઉપર ઘા કર્યો છે તો ? મારા મુડદા ઉપર થઈને જેને આવવુ હોય તે આગળ આવો !

એટલામાં તો આ હાહો સંભળાતા મહારાણા સંગ પોતે આવી પહોચ્યા

શુ વાત છે ? એમણે આવતાવેત જ પૂછ્યુ શુ છે શાહજાદાજી !

બહાદુરશાહે તરત જે બન્યુ હતુ તે કહી દીધુ

દોષ મારા ભત્રીજાનો છે ' મહારાણા સાંગાએ તરત ચાકવાણી ઉચ્ચારી શાહજાદાનો વાળ જો ચિત્તોડમાં વાંકો થશે તો રજપૂતીને કલંક ચડશે !

તરત જ અનેક તલવારો મ્યાન થઈ ગઈ

બાદશાહજાદો રાજમાતાને નમી પડયો માતાજી !

અરે બેટા ! આ કાંગરામાં કોઈનો વાળ વાંકો થયો છે તે તારો વાળ વાંકો થશે તુ તારે નિરાંતે અહીં તારે મહેલે જા !

શાહજાદો ધીમે શોક ભરેલા રંગે ત્યાંથી ચાલી નીકળ્યો

એના મનમાં થઈ ગયુ કે આ રજપૂતી અજિત છે ભલે રજપૂતો જીતાઈ જાય પણ રજપૂતી નહિ જીતાય એને રજપૂતીનો આ રંગ જોઈને આજ કાંઈનુ કાંઈ થઈ ગયુ હતુ

*

## યુગ પળ

ઉન્મેષમાયે પલપલ ઢૂંઢે નયન પિયાસી,
અનિમેષ જ્યા યુગોથી કોને પછી વિચારે ?

ભાનુ પંડ્યા

# માનવતાથી શ્રેષ્ઠ બીજું શું?

કેદારનાથ

> તાજેતરમાં જ વડોદરામાં ભરાઈ ગયેલી પુસ્તકાલય પરિષદમાં પ્રમુખપદેથી જે વિદ્વત્તાભર્યું વ્યાખ્યાન આપવામાં આવેલુ એને ટૂંકાવીને અહીં મૂક્યું છે. વ્યાખ્યાતાની વિદ્વત્તા વિષે બે મત છે જ નહિ એટલે દરેક વર્ગને આ સરખુ પ્રિય થઈ પડશે

દરેક વિદ્યા, કલા અને જ્ઞાનનો ઉપયોગ માણસે પોતાની અને બીજાઓની માનવતા વધારવા માટે કરવો જોઈએ આપણી બીજી શક્તિઓની જે પ્રમાણે વૃદ્ધિ થઈ છે, તે પ્રમાણે આપણી બૌદ્ધિક શક્તિની પણ વૃદ્ધિ થયેલી છે આપણી વિકાસ પામતી શિક્ષણ-પ્રવૃત્તિ અને દિવસે દિવસે થતી જતી પુસ્તકો અને પુસ્તકાલયોની વૃદ્ધિ પરથી આ વાત સ્પષ્ટપણે દેખાઈ આવે છે જે પ્રમાણે આરોગ્યનો આગ્રહ રાખનાર કેવળ પેટભર ખાવાનુ મળે તેટલા પર લક્ષ્ય આપતો નથી, પણ શુ ખાવુ-પીવુ અને તે કેમ પચાવવુ તે તરફ વધારે ધ્યાન આપે છે, તે પ્રમાણે લોકોમા આજે જે વાચનપ્રવૃત્તિ અને લેખનપ્રવૃત્તિ વધે છે તે સમાજને સુસસ્કારી અને સદ્ગુણસપન્ન કરવામા કેટલી ઉપયોગી થાય છે અને માનવતાની સિદ્ધિરૂપ જીવનના મુખ્ય હેતુને પ્રાપ્ત કરાવવામા તે કેટલી સહાય કરે છે તે તરફ માનવતાનો ઉપાસક ધ્યાન આપે છે દરેક માણસમાં સત્ અસત્, ખરાબ અને સારી એમ બન્ને પ્રકારની ઇચ્છાઓ, વાસનાઓ અને ભાવનાઓ સુપ્ત કે પ્રકટરૂપે અથવા વધતે ઓછે અશે હોય છે આપણી અસત્ અને ખરાબ ઇચ્છાઓ વગેરેનો નાશ કરીને સત્ અને શુભને જાગ્રત કરી તેમનો વિકાસ કરીને જે પરથી મગળ હેતુ સિદ્ધ કરવા માટે પરમાત્માએ આપણને જન્મ આપ્યો છે તે સિદ્ધ કરવાનો પ્રયત્ન કરવો એ આપણુ કર્તવ્ય છે આપણી ઇન્દ્રિયોની પ્રત્યેક શક્તિનો, આપણી બુદ્ધિનો, આપણા માનસિક સામર્થ્યનો ધન, માન, કીર્તિ, પ્રતિષ્ઠા વગેરેનો, તે પ્રમાણે કોઈપણ વિશેષતાનો પ્રયોગ દરેક મનુષ્યે તે જ હેતુની સિદ્ધિ માટે કરવાને યોગ્ય છે, એમ તેને લાગે છે તેથી પુસ્તકાલય જેવા જ્ઞાનવૃદ્ધિના કાર્યનો પણ તે આ જ દૃષ્ટિથી વિચાર કરે છે તે દૃષ્ટિથી આજનુ આપણુ લેખન વાચન કે એ જ પ્રકારની પ્રવૃત્તિ આપણો જીવનહેતુ સિદ્ધ કરવામાં કેટલી ઉપયોગી થાય છે તે આપણે જોવુ જોઈએ

બાળકને આરોગ્યની અને કલ્યાણની ઇચ્છા કરનારા માબાપ બાળકોને કેવળ પ્રિય લાગતી વસ્તુઓ ખાવાપીવા આપતા નથી, પણ જે ખોરાકથી તેમના બળ અને ચપળતા વધે, સ્ફૂર્તિ અને ઉત્સાહ વૃદ્ધિગત થાય, તેમની બુદ્ધિમાં તેજ-દિવ્યતા આવે, પવિત્રતા અને સદ્ગુણોની વૃદ્ધિ થાય તથા તેમનુ લોહી શુદ્ધ રહી તેમના શરીરની કાંતિ ઝળકી ઊઠે એવો ખોરાક તેમને આપે છે, અને રોગ પેદા કરનારા, બુદ્ધિમદતા લાવનાર અને મનને ભ્રષ્ટ કરનારા કુપથ્યથી તેમને બચાવે છે તે જ પ્રમાણે આપણે પણ પોતાને અને ભાવી પેઢીને સારા સસ્કારો આપી કુસસ્કારોથી બચાવવા પ્રયત્ન કરવો જોઈએ

મહાન બુદ્ધિમાન ઇસપના ચરિત્રમાં એક વાત છે ઇસપને એક ગૃહસ્થે ગુલામ તરીકે વેચાતો લીધો હતો પરતુ તેના માલિકે તેની બુદ્ધિમત્તા અને પ્રમાણિકતા જોઈને તેને ગુલામગીરીમાથી મુક્ત કર્યો હતો અને તેને મિત્ર તરીકે પોતાની પાસે રાખ્યો હતો ઇસપના માલિક પાસેથી તેના મિત્રો આવતા હતા અને તેમનામા કાંઈ જ્ઞાનચર્ચા થતી હતી. ઇસપની બુદ્ધિમત્તા તે મિત્રો જાણતા હતા તેથી એક દિવસે ચર્ચા વખતે તેમણે ઇસપને પૂછ્યુ 'આ જગતમાં સૌથી ખરાબ વસ્તુ કઈ છે?'

ઇસપે જવાબ આપ્યો 'જીભ'

મિત્રોએ કહ્યુ 'શુ જીભ સાથી ખરાબ વસ્તુ છે?'

ઇસપે કહ્યુઃ 'હા, જીભથી માણસ એકબીજાને કટુ અને કઠોર શબ્દો કહે છે તેથી ટંટા થાય છે.





ટટા વધતા વધતા યુદ્ધ સુધી મજલ પહોંચે છે, અને તેથી હજારો માણસો મૃત્યુ પામે છે ત્યારે જીભ એ મહા અનર્થકારી છે મિત્રોને આ વાત ગળે ઊતરી ગઈ ત્યાર પછી બીજા એક આવા જ પ્રસંગે એ જ મિત્રોએ ઈસપને પૂછ્યુ ઈસપ જગતમા સાથી સારી વસ્તુ કઈ ?

ઈસપે ઉત્તર આપ્યો જીભ

મિત્રોએ કહ્યુ ખરાબ વસ્તુ જીભ અને સારી વસ્તુ જીભ એ કઈ રીતે?

ઈસપે કહ્યુ જુઓ, માણસો પરસ્પર પ્રેમથી બોલે છે સભાષણ કરે છે તેને કારણે તેમનામાં પ્રેમ નિર્માણ થાય છે તે વૃદ્ધિગત થાય છે અને સજ્જનો જીભની મદદથી જ સારો ઉપદેશ આપે છે તેથી જગત સુખી થાય છે।

ઈસપનુ કહેવુ તે મિત્રોને ગળે ઊતર્યું સારાંશ એક જ કે જીભ જગતમા સરુ અને નરસુ કરવાને સમર્થ છે માણસમાં રહેલી દરેક શક્તિનો આ પ્રમાણે દુરુપયોગ અને સદુપયોગ થઈ શકે છે માણસનુ કામ પોતાની શકિત વધારીને તેનો શુદ્ધ હેતુથી સત્કાર્યમાં ઉપયોગ કરતા રહેવુ એ છે લેખન એ એક ઉત્તમ પ્રકારની કળા છે તેનો ઉપયોગ માણસે આ દૃષ્ટિ અને આ હેતુથી જ કરવો જોઈએ વાચકોએ પણ આ જ દૃષ્ટિથી વાચનની પ્રવૃત્તિ રાખવી જોઈએ જ્ઞાન માટે વાચન અને મનનની જરૂર છે અને જ્ઞાન સત્કર્મમાં પરિણમે એવુ આપણા મનનુ વલણ હોવુ જોઈએ

આજે જે લેખન પ્રકાશિત થાય છે તે બહુજનસમાજ અને છોકરા-છોકરીઓના વાચવામા આવે છે તે દ્વારા તેમનાં શરીર બુદ્ધિ અને મનનો વિકાસ થાય છે કે નહિ—અર્થાત શરીરનુ આરોગ્ય અને વીર્ય બુદ્ધિની પ્રખરતા અને તેજસ્વિતા મનની ... અને વિશાળતા તેનાથી સિદ્ધ થાય છે કે ... આપણે જોવુ જોઈએ એકંદરે પાવિત્ર્ય અને સદ્ગુણ કર્તૃત્વ અને પુરુષાર્થની વૃદ્ધિ કરવામાં તેનો કેટલો ઉપયોગ થાય છે તે આપણે તપાસવુ જોઈએ અનેક સૈકાઓની ગુલામીને લીધે આપણું સત્વ નાશ પામ્યુ છે સ્વતત્ર રાષ્ટ્રના નાગરિક તરીકે આપણી કોઈપણ લાયકાત દેખાઈ આવતી નથી આ સ્થિતિમા પલટો આવ્યા સિવાય આપણી આગળ ગતિ નહિ થાય આપણે મનુષ્ય તરીકે આ જગતમાં જીવી શકીશુ નહિ એ વાત આપણને ગળે ઊતરી હોય તો અનેક બાજુએથી આપણો વિકાસ થઈ આપણો અને આપણુ રાષ્ટ્ર સામર્થ્યવાન અને ચારિત્ર્યસપન્ન થાય એવો પ્રયત્ન આપણે કરવો જોઈએ આ પ્રયત્નનું મહત્ત્વનું સાધન શિક્ષણ અને સુસસ્કાર છે અને તે માટે સારા ગ્રથો અને પુસ્તકો ઘણાં ઉપયોગી છે તેમનો સાર્વજનિક રીતે ઉપયોગ થવા માટે પુસ્તકાલય જેવી સસ્થાઓની ઘણી જરૂર છે

પહેલાના જમાનામા જ્યારે છાપવાની કલાનુ જ્ઞાન ન હતું એટલું જ નહિ પણ લેખનનોયે વિશેષ પ્રચાર ન હતો ત્યારે જ્ઞાની અને શ્રેષ્ઠ પુરુષોએ વેદ ઉપનિષદ જેવા તત્વજ્ઞાનનો પ્રચાર કર્યો હતો રામાયણ મહાભારત જેવા અમૂલ્ય ગ્રથો લોકોને શીખવ્યા હતા બુદ્ધ અને મહાવીર જેવા ચારિત્ર્યવાન અને તપોનિષ્ઠ વિભૂતિઓએ પોતાના જ્ઞાનનો પ્રચાર કર્યો હતો જે વખતે આવવા જવાનાં સાધનો આજની જેમ સુલભ નહોતાં એટલુ જ નહિ પણ કોઈપણ ઠેકાણે જવુ-આવવુ અત્યત મુશ્કેલ હતું તે વખતે બૌદ્ધ ધર્મના ભિક્ષુઓએ અર્ધા કરતાં વધારે પૃથ્વી પર ફરીને સત્ધર્મનો પ્રચાર કર્યો હતો તે જ પ્રમાણે શકરાચાર્ય જ્ઞાનેશ્વર કબીર નાનક તુલસીદાસ નરસિહ મહેતા તુકારામ વગેરે સાધુસતોએ ભકિત જ્ઞાન અને ચારિત્ર્યની વૃદ્ધિ કરી હતી તે જમાનાના પ્રમાણમા આજે આપણી પાસે જ્ઞાનપ્રસારના સાધનો પુષ્કળ છે ત્યારે તેમનો ઉપયોગ કરીને આપણે આપણાં અજ્ઞાન દોષ અને દુર્ગુણોનો નાશ કરવો જોઈએ આ વિષે આપણે સામુદાયિક રીતે પ્રયત્નશીલ રહેવુ જોઈએ




આરોગ્ય, શિસ્ત, વ્યવસ્થિતતા, સાફાઈ, યોગ્ય કરકસર, નિયમિતતા, ઉદ્યમશીલતા, નિરલસતા, સહકાર અને અરસપરસ ઉપયોગી થવાની વૃત્તિ સંગઠન અને એકતાની રુચિ વગેરે સદ્‌ગુણોની સામાન્ય રીતે બધે જરૂર છે. તે જ પ્રમાણે સત્ય, પ્રામાણિકતા, ઉદારતા વગેરે ચારિત્ર્યવર્ધક ગુણોની પણ શહેરમાં અને ગામડામાં સરખી જ જરૂર છે પરંતુ શહેર અને ગામડાના જીવનનિર્વાહના વ્યવસાયમાં ઘણો ફરક હોવાથી દરેક ક્ષેત્રના નિર્વાહના ધંધાઓમાં યોગ્ય જ્ઞાન થઈ શકે એવા પુસ્તકો વધારે પ્રમાણમાં હોય એ ઘણુ જરૂરી છે ગામડાના લોકોને ખેતી, પશુઓની ઓલાદ, તેમનું સંગોપન અને સંવર્ધન તેમ જ હવા ઋતુ વગેરેનાં પરિણામ જાણી શકે એવા પ્રકારનું જ્ઞાન હોવુ જોઈએ જુદા જુદા દેશોના અનાજ, તેમના ઉત્પાદનની માહિતી, જુદા જુદા દેશોની ખેતીની પદ્ધતિ, ત્યાંની હવા અને ઋતુપલટો, પશુઓના ખાનપાનની, તેમને રાખવાની અને પાલનની દેશદેશની વ્યવસ્થા, રોગોમાંથી તેમનુ રક્ષણ વગેરે બધાનુ જ્ઞાન તેમને થઈ શકે એવા પ્રકારના પુસ્તકોની યોજના અને વ્યવસ્થા ત્યા હોવી જરૂરી છે દરેક ગામ તેને જરૂરી દરરોજની વસ્તુઓ વિષે સંરક્ષણની અને અંદર અંદર ઝગડા-ટંટા દૂર કરવાની અને ન્યાય મેળવવાની બાબતમા સ્વાવલંબી અને સ્વાશ્રયી થઈ શકે એવા પ્રકારનાં જ્ઞાન અને સંસ્કાર તેમને મળતા રહે એવી વ્યવસ્થાની ત્યાં જરૂર છે.

માનવતાના દરેક ક્ષેત્રમાં આપણે ઘણા જ પાછળ છીએ તેથી દરેક ક્ષેત્રમા આપણે ખૂબ પ્રયત્નશીલ રહી ઘણો પરિશ્રમ લેવો જોઈએ તેવા પ્રયત્ન માટે આપણામા ઘણા મોટા પ્રમાણમાં સામુદાયિક ભાવ નિર્માણ થવો જોઈએ રાષ્ટ્રીયત્વ અને નાગરિકપણુ એ પણ આપણામા પૂર્ણપણે ઊતર્યા નથી પવિત્રતા, પુરુષાર્થ, કર્તૃત્વ, નિઃસ્વાર્થતા, ઉદારતા, પરસ્પર પ્રેમ, વિશ્વાસ અને એકતા વગર આપણી ઉન્નતિ થશે નહિ કારણ કે ચારિત્ર્ય અને શીલ વગર કોઈપણ રાષ્ટ્ર, રાષ્ટ્ર તરીકે ટકી શકશે નહિ, ત્યાંની પ્રજા મનુષ્ય તરીકે સન્માનથી જીવી શકશે નહિ આજના અસ્તવ્યસ્ત સમુદાયને એકજીવી સમાજ બનાવવાનુ, કેવળ ભૌગોલિક પ્રદેશને રાષ્ટ્ર બનાવવાનું અને આપણે બધાએ સાચા નાગરિક અને માણસ બનવાનું મહાન કાર્ય આપણા બધા પર છે તે આપણુ કર્તવ્ય છે તે કર્યા વગર આપણી આજની દુર્ગતિમાંથી ઉદ્ધાર થશે નહિ તે માટે જરૂરી સદ્‌ગુણોની ઉપાસના આપણે કરવી જોઈએ

ઐક્ય સિવાય સદ્‌ગુણોમાં સામુદાયિકપણુ અને પૂર્ણ સામર્થ્ય આવી શકશે નહિ તેથી દરેક બાજુથી આપણે એકતા નિર્માણ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ ધર્મ, પંથ, વર્ણ, જાતિ, ભાષા, પ્રાંત, રીતરિવાજો, ધંધાઓ, શિક્ષિત-અશિક્ષિત, સ્પૃશ્ય-અસ્પૃશ્ય, શ્રીમંત-ગરીબ, ઊંચ-નીચ વગેરે અનંત ભેદો અને તેના ક્ષુદ્ર અભિમાનથી આપણે આજે છિન્નભિન્ન થયેલા છીએ આપણી ઘણી શક્તિ આ ભેદો અને તેના અભિમાનને કાયમ રાખવામા અને વધારવામા ખર્ચાય છે આપણી શક્તિ કલ્યાણકારી કાર્યમા ન વપરાતાં સંકુચિત કાર્યમાં વપરાય છે પ્રાંત ભાષા વગેરેના ભેદોમા અને અભિમાનમા આપણે બધા રાષ્ટ્રીયતા ભૂલી જઈએ છીએ આપણે બધા ભારત માતાનાં સંતાન છીએ, એવુ આપણને તે વખતે વિસ્મરણ થાય છે. ધર્મ, પંથ સ્પૃશ્ય અસ્પૃશ્ય, શ્રીમંત ગરીબ, એ ભેદો અને તેના અભિમાન વખતે આપણને માનવતાની વિસ્મૃતિ થાય છે

આપણા પરસ્પરના ક્ષુદ્ર ભેદો અને તે વિષેનું અભિમાન આપણી રાષ્ટ્રીય પ્રગતિમા ઘણુ પ્રતિબંધક થાય છે તે છોડ્યા સિવાય આપણી પ્રગતિ થશે નહિ, આપણામાં રાષ્ટ્રીયત્વ આવશે નહિ આપણામા ઐક્યના ભાવ પેદા થયા વગર આ વાત આપણે સાધી શકીશુ નહિ

# બીડાતી પાંખડી

સિદ્ધાર્થ

> પુરુષની ભ્રમરવૃત્તિને સ્ત્રી જ્યારે અગ્નિ કારવા તૈયાર થાય ત્યારે એ પોતાની જાતને જોખમમા મૂકી દે છે સ્ત્રી તો પુરુષની ભ્રમરવૃત્તિને સ્થાયી કરવા બીડાઈ જનારી પાખડી છે આ વાર્તાને અતે એ પાખડી કેવી સહજતાથી બીડાઈ જાય છે!

મલયનુ આખુ માનસ મોઈથી સમજી શકાય એવુ રહ્યુ નહોતુ ગયા રવિવારની ઉજાણીમાં જે બાર-પદર સહેનાણીએ હતા મા મનય અને નીતા સાવ અલગ તરી આવતાં બર્ના જ્યારે થાકયા પાકયાં વનભોજન ર્યા પછી આડ પડખે થયા હતાં ત્યારે એ બે જણ એવા તો ચૂપચાપ સરકી ગયેનાં કે એની ખબર પણ કેક મોડી મોડી પડી પાછા ફરવાનો વખત થવા આવ્યો ત્યારે બધાં પોતપોતાના સરસામાન વગે કરવાની ધમાલમા હતા વીખરાયેલા ઝુનફૂઓવાળા મલયને અને સાવ ચીમળાઈ ગયેના વસ્ત્રોવાળી નીતાને દૂરથી આવતાં બધાંએ એ વખતે દીઠાં ત્યારે ચમરાક ચર નિમ તો તરત ચિત્કારી ઊઠી

વોજે દિવસે આ તો દૂધેભરી ચાંદનીમાં નાહીને આવે છે ને શુ!

ચયનિકાને ધીમી પાડવા એના પતિ ઉત્કને એનો હાથ પકડીને જરા દાબ્યો ન ાખ્યો ત્યા તો બીજ સહેલાણીઓએ પણ નીતા-મનયને વધાવી લેવાનુ જાણે કાવતરુ જ કરી રાખ્યુ હોય એમ એ પાસે આ યા ત્યા તો બધાં એકી અવાજે હાવકુ મોં રાખીને બોલી પડયા

જોડી અખડ રહો!

જવાબમાં નીતા કે મનય બેમાથી કોઈ એક અક્ષર પણ ન ઉચ્ચારી શકયાં અને બધાની મા પ તાને દૃઢતમ થવાનુ એક ખાસ્સુ કારણ જડી ગયુ

ત્યારથી કૉલેજના અધ્યાપકવર્ગમાં નીતા-મનયનુ જોડિયુ નામ જ બોલાતુ એમાંય સસ્કૃત જેવા રસિક વિષયની અધ્યાપિકા ચયનિકા તો નીતા કે મનયની હાજરીમાં પણ સારાં સારા સુભાષિતોથી એવી તો બધાં અધ્યાપકો વચ્ચે એમની ઠેકડી ઊડા ડતી કે મનય તો જાણે ઠીક પણ નીતાને વગમા સભાષણ આપવુ ભારેભારે થઈ પડતુ

છેલ્લા થોડાક દિવસોથી તો વિદ્યાર્થીવગમા પણ આ અધ્યાપિકાના પ્રણય-કિસ્સાની વિગતો ખૂબ રસપૂર્વક ચર્ચાતી ચયનિકાને પોતાની વાતોના સભાર મળી રહે એટલે એ વિદ્યાર્થીવગમાં વધુપડતી ભળતી એનો પતિ જરા ભારેખમ અને અર્થશાસ્ત્ર જેવા સાવ અરસિક વિષયમાં પારગત એટલે ચય નિકા જેટલો એ પ્રિય થઈ શકયો નહોતો ઉનટાના

---

એક ભાષા બધામાં એકતા નિર્માણ કરવાનુ મહાન સાધન છે તે સાધનનો આગ્રહ રાખવો જોઈએ પ્રાંતીય કે માતૃભાષાના કરતા આપણે તે ભાષાને મહત્ત્વ આપવુ જોઈએ આપણા ભારત વર્ષની એક ભાષા થાય તો આપણા પરસ્પરના સબધો વધારે નિકટ આવતા જશે અને તે ગાઢ અને દૃઢ થતા જશે કોઈપણ પ્રાંતીય ભાષાને કમી પાડી આપવાનો આમાં ઉદ્દેશ નથી પરતુ આપણા બધામાં એકતા અને પ્રેમ નિર્માણ થાય અને તેનાથી આપણામાં એક રાષ્ટ્રીયત્વની ભાવના નિર્માણ થાય અને તે વધે એ જ આમાં ઉદ્દેશ છે ને તે પ્રમાણે નિર્માણ થાય તો સ્વગમાં જવા માટે મિનારો બાધ વાની આપણે જરૂર નથી આપણે અહીં જ સ્વગ નિર્માણ કરીશુ આપણામાં અરસપરસ પ્રેમ અને વિશ્વાસ નિર્માણ થઈ મિત્રતા બધુતા ઉદારતા સત્યનિષ્ઠા પ્રામાણિકતા વગેરે સદ્ગુણો આવે તો માનવી ધર્મ આપણામા આવે એમ થશે તે ધર્મ કરતા શ્રેષ્ઠ બીજુ શુ છે?

★

ઘણાં વિદ્યાર્થીઓ તો અર્થશાસ્ત્રના અધ્યાપક ઉત્કલ અને આ ચયનિકાના કજોડાંની ઠેકડી પણ ઊડાવતા.

આ કજોડુ વિદ્યાર્થીઓમાં વધુ ચર્ચાસ્પદ ન બને ત્યાં તો વિદેશમાંથી તાજો જ પાછો ફરેલો અંગ્રેજીનો વિદ્વાન અધ્યાપક મલય અને આખી દુનિયાની સફર ખેડીને છેલ્લા થોડાક મહિનાથી જ કૉલેજમાં જોડાયેલી શ્રીમંત અધ્યાપિકા નીતા બધાની રસવાર્તાનો વિષય થઈ પડયાં.

વિદ્યાર્થીવર્ગમાં બહુ જ માનીતી ચયનિકા વિદ્યાર્થીઓની ટીકાઓની બહુ દેખરેખ રાખતી. એટલે એ ટીકાઓથી પ્રેરાઈને જ ગયે રવિવારે ઉજાણી રાખેલી. નીતા-મલય એ ઉજાણીના મોવડી હતા એટલું જ, બાકી એ આખું તોસ્તાન ઊભું કરવાનું માન ખાટી જનાર એકલી ચયનિકા જ હતી. બધી જવાબદારી પણ એણે એકલીએ જ ઉઠાવી લીધેલી. અલબત, વિદ્યાર્થીઓ એને અદીઠ એવી મદદ કર્યા કરતાં.

એ રવિવારની સફળ ઉજાણીની વાતો સાંભળતા વિદ્યાર્થીઓ થાકતા જ નહિ. અને એમાં પણ પાછી ચયનિકા જેવી રસિક વિદૂષી પાસેથી એ જે ઢબથી સાંભળવાની મળે એમાં તો માત્ર કે કાળિદાસ તો ઠીક પણ પોતાના વિષયની બહારના એવા બીજી ભાષાના કવિઓ પણ ચયનિકાના મુખને પાવન કર્યા વગર રહેતા નહિ. ચયનિકાની એ રસિકતા ઉપર તો વિદ્યાર્થીઓ વારી જતાં. એની વિદ્યાર્થી-પ્રિયતા ઉપર અધ્યાપકવર્ગ ઘણુંવાર ખાર કરતો, પણ મોટા ભાગે પોતાના સહકાર્યકરો જોડે લડતી-ઝગડતી ચયનિકા વિદ્યાર્થીઓમાં વધુ ને વધુ ખીલી ઊઠતી.

તે દિવસનું મલયનું વર્તન ચયનિકાને નહોતું ગમ્યું અથવા તો નીતા કે મલયે કશું ખોટું કર્યું છે એવું કાંઈ એ માનવા કે કોઈને કહેવા સુદ્ધાં તૈયાર થઈ નહોતી. પણ એની કહેવાની અને બોલવાની ઢબે કેટલાયને નીતા-મલય વિષે તર્ક-વિતર્ક કરતા કરી દીધેલાં. અરે, તે જ દિવસે રાત્રે એના પતિ ઉત્કલે પણ ચયનિકાને ટપારેલી.

'તારે આમ ખુલ્લી રીતે એમની ફજેતી નહોતી કરવી જોઈતી !'

'ઢાંકેલી રીત મને તે આજ સુધી શીખવવાની ફુરસદ તારા અર્થશાસ્ત્રની નિરસતામાંથી ક્યારે મેળવી?'

'એમાં જ્યારે ને ત્યારે અર્થશાસ્ત્રને શીદને ભાંડે છે?'

'તારા સંસ્કૃત પ્રત્યેના અણગમા કરતાં ઓછું!'

'મેં ક્યારેય બાણ, માઘ કે કાળિદાસને ભાંડયા છે?'

'એમને ભાંડવાની તારી તો શું, કોઈનીય ગુંજાશ નથી.'

'પણ એમનાં સર્જનોથી આ રસાતળ જવા બેઠું છે એનો તમે ગીરાપ્રેમીઓ વિચાર કરો છો ખરા?'

'એમાં એમનાં સર્જનો કે ગીર્વાણ ગીરાનો દોષ નથી. એ ગીરાને ઝીલનાર પાત્રોનો છે. કાચો પારો ઝીલનાર સોનાનું પાત્ર જોઈએ, બીજા પાત્રને તો પારો સ્પર્શે પણ નહિ, સોનું એક જ એની સાથે તદાકાર થઈ શકે. એવું જ ગીર્વાણ ગીરાનું છે.'

'ક્યાં મલય-નીતા અને ક્યાં આ તારું વર્ગનું વ્યાખ્યાન?'

'મારે તો બેવેય અધ્યાપકને બદલે વિદ્યાર્થી જ રહેવું પડે છે. એટલે તો હું અધ્યાપકોથી દૂર ભાગીને મોટો ભાગ વિદ્યાર્થીઓમાં વીતાવું છું.'

'પણ આજે બપોરની ચા પીતી વખતે સ્ટાફ-રૂમમાં વાતો ચાલતી હતી કે વિદ્યાર્થીઓને તેં ફટવી મૂક્યાં છે. ખરી વાત?'

'એ વાતો કરનારને જ પૂછવું'તું ને?'

'મારી સગી પત્ની વિષે એવું પૂછવું જરા સારું પણ ન લાગે ને? આ તો હું બાજુના જ ખંડમાં બેઠો બેઠો ફાઈલો ઉથલાવતો હતો. એની કોઈને ખબર નહિ હોય અને જરા ઉતાવળે સાદે બોલતી નીતાનો તીણો અવાજ મારા કાને અથડાયો. એટલે જ આ તને અંગત રીતે જણાવું છું.'

'પણ આ વાત તો જાહેર રીતે ચર્ચાતી હતી તો પછી જાહેરમાં જ ઉખેળવી હતી ને?'





તારા જેટલી વાચાળતા મારામાં હું નથી લાવી શક્યો એ મારી અણઆવડત

હા પણ આ નીતા ક્યારથી આવી બણુખોદ બરતી થઈ ગઈ છે? એની વિશ્વસફરમાથી તો આવુ બધુ એ ખૂબ ધિક્કારતી નહોતી થઈ ગઈ?

હા પણ હવે તો એના જ પગ ઉપર કુહાડો પડ્યો એટલે ઈજા થવાની બીક લાગે ને?' અત્યાર સુધી ચોપડીના પના ઉથલાવતા ઉત્પલે ચોપડીને સામે પોતાના ગોઠામાં ગોઠવીને ખુરસી ઉપરથી ઊઠતા કહ્યુ ચયનિકા પણ તરત આ પારખી પચાતને ત્યાંથી જ અટકાવી દેવા માગતી હોય એમ આડી વાતે ચડવાને બદલે સીધી પથારીમાં પડી ને આખે ઘેરણ વળ્યાં હોય એમ અવાજ કરીને એક લાંબુ બગાસુ પણ ખાધુ ઉત્કલે પણ સૂવાની ઇચ્છાને લઈને એક ગ્લાસ પાણીનો ભરીને પીતાં પહેલાં ચયનિકાને આપ્યો ચયનિકા એ આખો ગ્લાસ ગટગટાવી ગઈ અને ઉત્પલ સૂતા જ આવે છે એ જાણતાં મનમા રાજી થતી એમ ને એમ પડી રહી

× × ×

રોજ સવારમાં વહેલી જાગી જતી ચયનિકા આજે આઠ વાગવા આવ્યા છતાં કેમ નથી જાગી એનો ખ્યાલ તો ઉત્પલને ત્યારે આવ્યો કે જ્યારે બહારથી કોઈનો બૂમ મારતો અવાજ સાંભળ્યો અને નોકરચાકર વિનાનાં એ દંપતીના ઘરમાં પોતે જાગેલો હોવાથી પોતાને જ ઊઠવુ પડ્યુ

સૂવાના ખંડનું બારણું અધખોલુ બધ કરીને બહારના ઓરડામાં આવીને જોવુ બારણુ ઉઘાડ્યુ ત્યા તો સામે મનય તાજા ઊઠેલા ઉત્કલનો હાથ જોરથી દબાવીને સુપ્રભાત પૂછતો મનય ઓરડામા પ્રવેશીને એક સોફા ઉપર બેસી પડ્યો ઉત્કલને પણ પોતાની પાસે જ બેસાડ્યો આનંદનો અતિરેક મનયના મુખભાવોને વધુ ને વધુ ઉભરાવતો હતો એ કાંઈ બોલવા જાય એ પહેલાં, ચયનિકા જાગી ગઈ હતી એટલે પથારીમાંથી ઊઠીને જેવી બહારના ખંડમાં આવી ત્યા અત્યારના પહોરમાં એણે મનયને દીઠો કપડાં અને વાળને જેમતેમ સરખાં કરી લેતી એ પણ એ બ તેની સામે આવીને બેસી ગઈ

ચયનિકાને આવેલી જોતાં જ ઉત્કલે ઊભા થતાં કહ્યુ ચયુ તું જરા મનય જોડે વાત કર હું હમણાં આવુ છુ

મનયે વિવેક કરતાં કહ્યુ અત્યારમા તમારે બ નેનો સમય બગાડવા માટે ખરેખર હુ દિલગીર છુ તમે બ ને દાતણ-પાણી કરીને પરવારી લો ત્યાં સુધી હું બેઠો છુ

મારે કશી ઉતાવળ નથી ઉત્કલને તો કેમ માણસ ગમતું જ નથી દાતણ—પાણીની એવી તે કઈ ઉતાવળ ફાટી જાય છે! હા પણ મનયકુમાર અત્યારમાં અહીં આવવુ પડ્યુ છે તે શુ કાંઈ ખાસ વાત છે?

ચયુબેન વાત એમ છે કે

હા હા બોલો અચકાવછો શુ કામ?

એ તો એમ કહેતો હતો કે નીતા સાથે હું લગ્ન કરવા માગુ છુ

ખૂબ સરસ

પણ એ ના પાડ્યા કરે છે એનુ શુ?

તે લગ્ન કર્યા વગર ક્યા બધો લહાવો નથ માણી શકાતો તે બાપડીને નકામી બાંધવા ઇચ્છો છો!

શુ તમેય ચયુબેન! આપણા સમાજમાં એવુ શોભે?

બધુય શોભે એ તો બધુ શોભા માટે કરવુ એવુ ઓછુ છે? આપણા મનને ગમે એ જ આપણે કરવુ રહ્યું બીજાની ફીકરમાં જ આ ત્યાંસુધી અટવાયા કર્યા એ હજુય નથી સમજાતુ?



'પણ નીતા તો મુક્ત-પ્રયણમાં માને છે!'

'તે એમાં શુ થઈ ગયુ? કેટલાય પુરુષો એ દેખાડતા નથી પણ છાને-છપને આચરતા હોય છે! અને નીતા એ જાહેર કરે છે એટલે તમને ખૂચતુ હશે, ખરુ?'

'ના, મારુ કહેવુ એમ નથી. પણ સ્ત્રીને લગ્ન-જીવનથી એક પ્રકારની સ્થિરતા અને ચોક્કસતા મળે છે એ તમે માનતા નથી?'

'પણ આ તો નીતાની માન્યતાને જોવી રહી ને? એ દેશવિદેશ ફરી છે, ઘણુ જ્ઞાન પામી છે. એ બધાનુ એણે તારણ કાઢયુ હોય એમ પણ કેમ ન હોય?'

મલય વધુ દલીલ ન કરી શક્યો અને સવારના પહોરમા વધુ સમય લેવો ઠીક પણ ન લાગ્યો એટલે પોતે અને નીતા એકવાર સાથે જ સમય મેળવીને ચયનિકાને મળવા આવશે એમ કહી ચાલ્યો ગયો. ચયનિકા એમ ને એમ ખુરસી ઉપર બેઠી બેઠી મલયને જતો જોઇ રહી ન વિદાય આપવા બારણા સુધી ગઈ કે ન કશુ વિદાયવચન બોલી

હજુ આ વાતને અઠવાડિયુ પણ નહિ થયુ હોય ત્યાં તો એક દિવસ સભળાયુ કે નીતા અને મલય વચ્ચે તડ ને ફડ થઈ ગઈ છે! એ બન્ને સમય મેળવી ચયનિકાને મળવાનાં હતા એ વાત તો હજુ અદ્ધર લટકતી જ હતી, ત્યાં આ વાતે ચયનિકા વિસ્મીત બની ગઈ

તે દિવસે આખી કૉલેજમા આ એક જ વાત ચર્ચાતી હતી અને એ ચર્ચાને વધુ જોરદાર બનાવવામાં એક મુખ્ય કારણ તો એ હતુ કે નીતા અને મલય એ બેમાંથી એકેય કૉલેજમા તે દિવસે હાજર નહોતા! નીતા તો ઠીક, પણ બાપડો મલય કયે મોંએ આવે? નીતાનો અક્કડ સ્વભાવ બધાને અળખામણો થઇ પડ્યો હતો પણ મલય કાંઇક મળતાવડો હતો એટલે એ બધાનો દયાપાત્ર પણ બન્યો હતો અને તેમાય નીતાનુ મુક્તપ્રણયની વાતોએ બધાંમા એક જાતનુ અણગમાનુ વાતાવરણ તો ચોક્કસ જમાવી દીધુ હતુ

પણ નવી નવાઈની વાત તો એ સાંજે બની કોઈ દિવસ નહિ ને આજે ઉત્કલ કાઇક આર્થિક આંકડાઓની સમસ્યાઓ ઉકેલવામાથી વખત ન મેળવી શક્યો એટલે એને ઘેર મૂકીને ચયનિકા એકલી પેદલ ચાલતી ગામ બહાર ઘણે દૂર નીકળી પડેલી. સાવ નિર્જન દેખાતા એ રસ્તા ઉપર, એ ભાનમા આવી ત્યારે અધાગના ઓળા ઊતરવા લાગેલા પણ પાછી ફરે તો ય ઘેર પહોંચતાં અને આ વિજન રસ્તો કાપતા ખાસ્સુ અધારુ તો થઈ જ જાય એમ એણે ક્યાસ કાઢી લીધો

એ પાછી ફરીને ઝડપથી ડગલાં ભરવા લાગી ત્યાં તો પાછળથી સરસરાટ કરતી મૅટરગાડી એની પાસેથી પસાર થઈ ગઈ એમાં કોણ બેઠુ છે એ જોવા કે 'લીફ્ટ' માટે હાથ લાંબો કરવા જેટલી ચયનિકા અક્કલ દોડાવે એ પહેલાં જ થોડેક દૂર જઈને મૉટર ઊભી રહી અને અદરથી એક જાજરમાન સ્ત્રી બહાર નીકળીને ચયનિકાની રાહ જોતી ઊભી રહી. ચયનિકા નજીક આવી ત્યારે એણે ઓળખી

'કોણ, નીતા? કાંઈ બહુ મારમાર કરતી જઈ રહી છે ને શુ?'

'શુ કરુ ચયુબેન, આ પુરુષજાતથી તો તોબા!'

'વળી શુ ધડાકો થયો?'

'અરે, વાત ના પૂછો કાલે જ પેલા મલય સાથે કહેવાના 'ડાયવૉર્સ' લીધા એ વાતની જાહેરાત થઇ ત્યાં તો એક કહેતા એકવીસની અરજીઓ આવી પડી!'

'અરે, તે તે મલય સાથે લગ્ન પણ કરેલા કે છૂટાછેડા લેવા વારો આવી ગયો?'

'નાની હા ને હાની ના એ લગ્ન ને 'ડાયવૉર્સ' નહિ તો બીજુ શુ વળી?'

'પણ એમાં આટલી બધી તોબા પોકારેલી કેમ દેખાય છે?'

'મલય સાથે હુ હમણાં હમણાં ફરતી એ મારા એક મિત્રને નહોતુ ગમતુ ગઈકાલે એને આ જાણ થઈ કે એ તો એવો ખુશખુશ થઈ ગયો! એ પોતે





હવે મારો ઉપભોગ એકનો કરી શકશે એમ ધારીને જ તો! આજે સાંજે ખૂબ દૂર સુધી ફરવા જવાનું મે એને વચન આપેલું મે પાળ્યું પણ ખરું અને હવે એ બાપડો અહીંથી સાડાચાર માઈલ પર આવેલી પેલી તળાવડીને ક્યાંક બેઠો બેઠો એના નસીબને રડતો હશે!

કાંઈક સમજ પડે એવું તો બોલ નીતા! ચયનિકા નીતા કરતાં ઉંમર અને અનુભવે પીઢ હતી એટલે નીતાને બે શબ્દ દાબીને કહી પણ શકતી ઘણીવાર નીતા ચયનિકા આગળ દિલ ખોલતી એટલે આજે પણ એ દિલ ખોલવા જ બેઠી લાગી ચયનિકાને એણે મોટરમાં લીધી અને ધીમી ગતિએ મોટરને ચલાવતી નીતાએ વાત શરૂ કરી:

મારા અનેક પુરુષમિત્રોમાં પેલો વિનોદ ડૉક્ટર પણ હતો એ તમે જાણો જ છો એની વૃત્તિને હું પહેલેથી સમજી ગયેલી એટલે કદી દાદ નહોતી દેતી એમાં મલય સાથેની મારી નિકટતાએ એ બળી મરતો પછી ભગતવેડા કરતો આખરે મને આજે ફસાવી શક્યો મને આજે એની આંખમાં પહેલાં જેવી લોલુપતા ન જણાઈ એટલે હું એની સાથે કોઈ વિસામણ નહિ ને આજે આટલે લાંબે ફરવા નીકળી અમે પેલી એકાંત તળાવડીની પાળ ઉપર બેઠાં હતાં અને એણે તો એનું પોત પ્રકાશ્યું હું તરત સમજી ગઈ અને એ જરા પણ આગળ વધે એ પહેલાં હું યુક્તિપૂર્વક એને એકલો મૂકીને મોટર લઈને નાસી છૂટી કદાચ દોડતો દોડતો હાંફતો આવતો પણ હોય! પણ મોટરને પહોંચી શકે એટલું નજીકનું અંતર તો રહ્યું નથી એટલે બહુ બીક જેવું નથી અને હવે તો તમે પણ સાથે છો ને?

પણ નીતા આમ ને આમ ક્યાં સુધી?

શું કરું ચયુબેન કોઈ પુરુષના ગળાનો હાર બની શકું એવી બંધનપ્રિય હું થઈ જ શકતી નથી!

પણ એમાં બંધનપ્રિય બનવાનું છે જ ક્યાં? જોને આ ઉત્કલ મને તો એ ક્યારેય બંધન લાગ્યો જ નથી

બધા ઉત્કલ હોય તો ને?

આપણે બનાવી દઈએ

બનાવનાર પણ બધી ચયનિકા હોય તો ને! હું તમારી હરોળમાં બેસી પણ શકું?

સ્ત્રી તો ધારે એ બધું ય કરી શકે પથ્થર જેવા પુરુષને નાથનાર એક સ્ત્રી જ છે એમાં ચયનિકા કે નીતાના ભેદ ન હોય ફક્ત સ્ત્રી જોઈએ તું સ્ત્રી છે પછી શો વાંધો છે? એમાંય પાછી પુરુષોને તો તું નચાવી પણ શકે છે! પણ એમાં તારે થોડોક ફેરફાર કરવો પડશે પછી તું એક પુરુષને પકડીને બેસી રહીશ તો ય તને એ જ પુરુષમાં અનેક પુરુષ દેખાશે ભ્રમરવૃત્તિ તો પુરુષને શોભે સ્ત્રી તો એ ભ્રમરને પાંખડીઓમાં પૂરી દેનાર ફૂલ છે ફૂલ સોડમ ફેલાવે સોડમ મેળવવા ભટકે નહિ!

ચયનિકાનું ઘર આવી ગયું અને નીતાએ મોટર ઊભી કરી દીધી મોટરમાંથી ઊતરીને જ્યાં ચયનિકા બારણામાં પગ મૂકે છે ત્યાં જ મલય ઘરમાંથી બહાર નીકળતો સામો મળ્યો ચયનિકાએ મોટર ચાલુ કરતી નીતાને બૂમ પાડી

ગાડી જરા થોભાવજે આ મલયને જરા એમના ઘર સુધી લીફ્ટ આપજે

મલય કશી દલીલ કરે એ પહેલાં તો ચયનિકાએ મલયનું બાવડું પકડીને મોટર તરફ દોર્યો કચવાતે મને પણ નીતાનો હાથ મોટરના બારણા તરફ વળ્યો અને મલયને આવકારવા માટે બારણું પણ ઉઘાડ્યું!

× × ×

બધાંના આશ્ચર્ય વચ્ચે ત્રીજે દિવસે નીતાની જ મોટરમાં બેસીને મલય અને નીતા સાથે જ્યારે કોલેજના કમ્પાઉંડમાં ઊતર્યાં ત્યારે રાતોરાત છપાવેલી એમનાં લગ્નની કંકોત્રીઓ બધાંને વહેંચાવા લાગી હતી!

*

# ટેવ

હરિપ્રસાદ પંડિત

> પડી ટેવ તે તો ટળે કેમ ટાળી?— કહેવત થઈ પડેલી આ ગુજરાતી પંક્તિ કોઈથી અજાણી નથી જ દરેક ટેવ માણસમા કુદરતી હોતી નથી, માણસ એને પાડે છે. તો પછી ખરાબ ટેવોને બદલે સારી ટેવો કેમ ન પાડવી? ટેવ વિષેનું આ માનસશાસ્ત્રીય આલોચન આપણને જરૂર મદદરૂપ થઈ પડશે.

સૂરજ ઊગે તે આથમે ત્યા સુધી માણસ માત્ર પોતાને ગમતા–અણગમતાં ઘણા કાર્યો કરે છે મજૂર શારીરિક મજૂરી કરે છે તો વિદ્યાર્થી માનસિક મજૂરી મજૂરની મજૂરી અને વિદ્યાર્થીની મજૂરીમા ફેર તો આસમાન જમીન જેટલો છે, છતા આ બને પોતાના જીવનમાં એવા બીજા અનેક કાર્યો કરતા હોય છે, જેમા મગજને કે મનને ખાસ ધ્યાન નથી આપવુ પડતુ જેવી રીતે વિદ્યાર્થીને પોતાના મનને અભ્યાસમાં પરોવવાને અથવા એકાગ્ર બનાવવાને માટે મહેનત કરવી પડે છે, બીજા વિચારોને મનમાંથી ધક્કો મારીને બહાર કાઢવા પડે છે, કચકચવાળા વાતાવરણમાથી શાંતિ મળે એવી જગ્યા શોધવી પડે છે, તેવી રીતે ખાવા, પીવા કે પહેરવા માટે જુદી જાતના શાંત ને એકાગ્ર વાતાવરણની જરૂર નથી પડતી મનુષ્યના જીવનનાં ઘણાં કાર્યો ટેવને લીધે થતા જોવામા આવે છે, આથી ટેવને એક મહાન આશીર્વાદ માનવામાં આવે છે.

ઘણીવાર મનમાં પ્રશ્ન ઊઠે છે કે ટેવ જેવી વસ્તુ માનવજીવનમા ન હોત તો? તો માણસ કેટલો પાંગળો હોત? પણ આ બધા પ્રશ્નોમા 'તો' વધારે મહત્ત્વનો છે આજે એવુ નથી એ હકીકત છે ટેવ આપણા જીવન સાથે એવી મજબૂતરીતે વણાઈ ગયેલી વસ્તુ છે, જેના વગર આપણે ચલાવી શકતા નથી ને ચલાવી શકવાના નથી ટેવ એ માનવજીવનનું એક અનિવાર્ય અંગ છે, એકલા માનવજીવનનું નહિ પણ સમસ્ત પ્રાણી જગતનુ

ટેવ એટલે શુ? આ પ્રશ્ન આપણા મનમાં ઊઠ્યા વગર રહેતો નથી ટેવની વ્યાખ્યા વિષે માનસશાસ્ત્રીઓમાં મતભેદ પ્રવર્તે છે મનના અસ્તિત્વમા માનનારા માનસશાસ્ત્રીઓ ટેવને મન સાથે ગાઢ સંબંધ છે એવુ કહે છે જ્યારે માણસના વર્તનને મગજનું કાર્ય માનનારા શરીર–માનસશાસ્ત્રીઓ એવુ સૂચવે છે કે ટેવ એટલે શરીર સ્વભાવ જેમ્સ અને લીઓન માનસશાસ્ત્રના પ્રણેતા છે અને એમનુ કહેવુ છે કે સજીવ–નિર્જીવ પદાર્થોમા અમુક પ્રમાણમા સંસ્કાર–ગ્રાહકતા ( Plasticity ) રહેલી હોય છે માટી આમ સખત હોય છે, પણ એમાં પાણી નાખીને ચોળવાથી એમાથી સર્જન થઈ શકે એવો ગુણ—ચીકાશ—એમા જન્મે છે માટીમા સેન્દ્રિય ફેરફાર દ્વારા આપણે તેને નરમ બનાવી આ નમ્ય ગુણ અથવા સંસ્કાર–ગ્રાહકતા ટેવ પડવાનું મુખ્ય કારણ છે જેમ્સ એમ માને છે કે એકવાર, બેવાર, ત્રણવાર આપણે અમુક ક્રિયાઓ કરીએ એટલે આપણા તંતુ એ પ્રમાણે ટેવાઈ જાય છે. એટલે એના મત પ્રમાણે ટેવ એટલે તંતુક્રિયાનુ વલણ આ વ્યાખ્યાના અનુસંધાનમા એ વર્ણવે છે કે જેવી રીતે એક ગાડાએ પાડેલા ચીલા ઉપર બીજુ ગાડુ મુસાફરી કરી છે, પાણીની મોરીની અંદર જ પાણીનો પ્રવાહ તણાય છે, તેવી રીતે શરીરના તંતુઓ એક ક્રિયા કરવા ટેવાઈ જાય છે, અને એ વારંવાર એ જ પ્રમાણે કરે છે એટલે એને આપણે ટેવ કહીએ છીએ

જેમ્સના મત પ્રમાણે તો જડ વસ્તુઓ પણ ટેવની શિકાર હોય છે જેમકે, નવા પહેરણ કરતા ધોવાયેલુ પહેરણ શરીરને વધુ બંધ બેસે છે, કારણ કે એ એનાથી ટેવાઈ જાય છે, નવા તાળાની અંદર ચાવી ઝટ ફરતી નથી, એને જેમ વાપરીએ છીએ એમ તાળુ–ચાવી એકબીજાથી ટેવાઈ જાય છે. કાગળ કે કપડાની એકવાર વાળેલી ગડીના લીટા





પડયા એ પડયા પણ ફરીને અમે તેટનુ વાળીએ ને મૂકી દઈએ તો એ હતું તેવુજ થઈ જાય છે એવી રીતે શરીરની તમામ ક્રિયાઓનુ સમજવાનુ એક વાર મચકોડાઈ ગયેલો પગ ઝટ મચકોડાય છે એક વાર સધિવાના ભોગ બનીએ એટલે વારવાર એવુ બને છે જરાક અમસ્તી શરદી થાય એટલે નાક ને ગળુ એટલાં સંવેદનશીલ બની જાય છે કે જરાક ઠડી લગતા ફરી શરદીના શિકાર બની જવાય છે જેમ્સ પોતાના મતના સમથનમાં ગમે તેટલાં દૃષ્ટાંતો આપે છે તો પણ સામાન્ય બુદ્ધિ હોય એવાના મગજમા આ મત ઠસતુ નથી લગભગ દરેક જણુ જાણે છે કે માણુસના શરીરમાં એનુ મગજ જ મુખ્ય નથી એને મન જેવુ પણ કાંઈક હોય છે જેના વડે એ ઘણીખરી ક્રિયાઓ કરે છે વ્યાવહારિક શબ્દોમા કહેવુ હોય તો ખાવુ-પીવુ-ઊઘવુ એ બધી શરીરની ક્રિયાઓ છે જે મગજ કેન્દ્રિત હશે પણુ મશ્કરી કરવાની ટેવ ગાળો દેવાની ટેવ ચિંતન કરવાની ટેવ હરીફાઈ કરવાની ટેવ અને અભ્યાસ કરવાની ટેવ એ બધી શારીરિક નથી પણુ મન સાથે સબધ ધરાવનારી ક્રિયાઓ છે માણુસનુ મન મરી ટળે ઇચ્છા જ મરી જશે માણુસ લાગણી હીન બની જશે અને એ જ્ઞાન પ્રાપ્ત કરતો અટકી જશે મનુષ્ય જીવનનુ દરેક કાર્ય શારીરિક છે એવુ આજે કોઈપણુ બુદ્ધિશાળી માણુસ માનવા તૈયાર નહી થાય માનવના વર્તનને ન સમજી શકીએ ત્યારે એને યાંત્રિક (મગજનુ) જ કહીને કેમ હસી શકાય ?

દરેક કાર્યમાં તતુક્રિયાને મહત્વ આપીએ તો કવિઓની કાર્ય સર્જનશક્તિ પણુ એકના મગજની ઉત્પત્તિ ગણાય કયો કવિ પોતાની કવિતાને મગજનુ સર્જન ગણાવા દેશે ? એ તો ઝટ કહેશે કે ના કવિતા હૃદયમાંથી ઉપજી છે મગજમાંથી નહિ. મનનો સ્વભાવ પડી જાય છે કે તેને અમુક કાર્યોમાં રસ પડે છે અમુકમાં નહિ બાકી શરીરને એટને કે મગજને અને આપણી ક્રિયાઓના સબધો વધારે પડતુ મહત્વ આપવા આજે કોઈ તૈયાર નહી થાય

આપણી ટેવો માટે આપણું બાળપણુ જવાબદાર હોય છે એવુ કહેવાય છે કે કુમળા છોડને વાળીએ તેમ વળે એવી રીતે બાળ ને નાનપણથી સારી ટેવ પાડવામાં આવી હોય તો જીવનપર્યંત ટકી શકે નાનપણુથી ચા ન પીવાની ટેવવાળાં બાળકો મોટા થશે તો પણુ ચા નહી ચાખે એનાથી ઉલટુ નાનપણુમાં ચા પીવાથી ટેવાઈ ગયેલા માણુસોને ઘડિયાળના કાંટા અમુક નિશ્ચિત સ્થાને આવશે એટલે ચા જોઈશે. બાળકના મનમાં નમ્યગુણ ( Plasticity ) વધુ પ્રમાણુમાં હોય છે તેનુ મન તાજુ હોવાથી ને આજુબાજુના વાતાવરણુનુ સાહચર્ય ( association ) ઓછુ હોવાથી ટેવ પાડવી ઘણી સહેલી થઈ પડે છે નાનપણુથી વહેલા ઊઠવાની ટેવ હોય તો મુશ્કેલી ન પડે પણુ કોઈ દિવસ વહેલા ઊઠયાં જ ન હોઈએ તો એકદમ ટેવાતા વાર લાગે.

આપણા જીવનમાં ટેવ એક અનિવાર્ય વસ્તુ છે એ આપણે જોયુ એનાથી આપણું જીવન સરળ બને છે એ નક્કી છ ટેવદ્વારા કરેલાં કાર્યોથી આપણે થાકતા નથી એ પણુ સૌના અનુભવની વસ્તુ છે જેમ્સ એમ કહ્યુ છે કે માણુસના નાનનતુઓમાં જેટલી શક્તિ છે એના કરતાં વધુ કામ કરવાની એને ઇચ્છા થાય છે આ ઇચ્છાને પહોંચી વળવા જ માણુસ તનતોડ મહેનત કરે છે એના પ્રયત્નો નિષ્ફળ જાય અને ટેવદ્વારા એ માનસિક અને શારીરિક શક્તિઓને નકામી ખર્ચાતી ન બચાવી શકે ત્યારે એ બહુ નિરાશ થાય છે ડૉ મોડેસ્લી કહે છે તેમ જ્યારે એકની એક ક્રિયા વારવાર કર્યા છતાં એમાં વધુ ધ્યાન આપવુ પડે ત્યારે આપણુને એમ થાય છે કે વિકાસ અધૂરો છે જો માણુસનો આખો દિવસ કપડા પહેરવામા હાથ ધોવામાં ને બટન નાખવામા પસાર થાય ને એને આ કામમાં જ થાક લાગે તો બીજુ બધુ એ કેવી રીતે કરી શકે ? એક નાનુ બાળક જ્યારે ચાલતા શીખતુ હોય છે ત્યારે ઘણા પ્રયત્નો કરવા પડે છે અજ્ઞાતપણે એટને વગર સભાન



ગ્ચે એ ચાલતુ થાય ત્યારે એનો માનસિક ભાર કેટલો ઓછો થતો હશે?

ડ્યુક ઑફ વેલિંગ્ટન કહે છે કે ટેવ એટલે સ્વભાવ જેમ્સના મત કરતા આ મત જુદો છે અને જેમ્સના મતનુ સબળ રીતે ખંડન પણ આ મત કરે છે લશ્કરી નોકરીમાં જોડાયેલા સૈનિક માટે રોજ સવારે 'ડાબો-જમણો' ફરવાનુ નોકરીમાં હોય ત્યાં સુધી ટેવને કારણે સ્વાભાવિક બને, પણ એ સૈનિક નોકરી છોડી દે ત્યાર પછી એને લશ્કરી શિસ્તનું પાલન કરવા વખત આવે તો ચોક્કસ ધ્યાન આપવુ પડે આથી એમ કહી શકાય કે ટેવ દ્વારા આપણાં કાર્યો યાન્ત્રિક થાય છે, પણ ટેવ યાન્ત્રિક વસ્તુ નથી આપણે અમુક ટેવોથી એવા ટેવાઈ જઈએ છીએ કે જે છોડવા જેવી હોય છે છતાં નથી છૂટતી, કારણ કે એ જીવન સાથે જડાઈ ગઈ હોય છે. લાંબી જિંદગી સુધી જેલમા રહેલા કેદીઓને બહાર નથી ગમતુ, સરકસના પાંજરામાં પૂરાયેલા વાઘની પણ આવી જ સ્થિતિ થાય છે. સિગરેટ ફૂંકનારને એક દિવસ સિગરેટ ન મળે તો એનુ ચેતન ઊડી જાય છે આમ ટેવ એ સમાજજીવનનુ એક ચક્ર છે, જે માણસની ઘણી શક્તિઓ ને ઘણો સમય બચાવે છે અથવા બગાડે છે

બાળ માનસશાસ્ત્રીઓ એવુ માને છે કે વીસ વર્ષથી નીચેની ઉમર આપણી અંગત ટેવો ઘડવા માટે ઉપયોગી છે અને વીસથી ઉપરની એટલે ત્રીસ સુધીની ઉમર આપણી બૌદ્ધિક અને વ્યાવસાયિક ટેવો ઘડવા માટે કટોકટીની છે વીસ વર્ષ સુધીમાં આપણે જે કાંઈ શીખ્યા હોઈએ તે કુદરતી રીતે જીવન સાથે વણાઈ જાય છે પછીના ઘડાયેલા વર્તનમાં સહેજ કૃત્રિમતા આવ્યા વગર રહેતી નથી મુખ્ય વાત એ છે કે સારી ટેવો પાડવા માટે આપણા મનને આપણે મિત્ર માનીને ચાલવાનુ છે નવી ટેવ પાડતી વખતે આપણે જૂની ટેવ છોડવાના જ છીએ આથી બન્નેનો સરખામણી કરીને વિવેકશક્તિથી સારુ-નરસુ પારખીને જ આગળ વધવાનુ હોય છે સારી ટેવ પાડવા માટે દૃઢ ઇચ્છાશક્તિ અને અથાગ મહેનતની જરૂર પડે જ ને? ટેવને જીવનમા જડવા માટેનુ બીજુ કથન એવુ છે કે એકવાર નક્કી કરેલી યોજનામા અપવાદને સ્થાન ન આપવુ વહેલા ઊઠવાની ટેવ પાડવા ઇચ્છતા હોઈએ ત્યારે 'આજે ઠંડી વધારે છે,' 'કાલે રાતે બહુ મોડાં સૂતાં હતા,' એવા અપવાદોથી બચવુ જોઈએ. શિક્ષણની સાતત્યતા એમાં જાળવ્યા વગર છૂટકો જ નથી પ્રોફેસર બેઈન નૈતિક ટેવો પાડતી વખતે શરીર સાથે ખૂબ કડક બનવાની જરૂર જુવે છે ટેવો પાડતી વખતે બહારનાં સાધનોની મદદ લેવી જોઈએ વહેલા ઊઠવામા ઘડિયાળની મદદ લેવામાં કશુ પાપ નથી રોજની સો સિગરેટ ફૂંકતી વ્યક્તિ એ વ્યસનથી મુક્ત બનવા માટે એવો નિર્ણય કરે કે આજે પચાશ પીશ, આવતી કાલે પચીસ, પરમદિવસે બાર અને પેલે દિવસે એક અને પછીથી સાવ છોડી દઈશ—આ યોજના બરાબર નથી ધીમે ધીમે ઓછી કરવા કરતા એકી સાથે જો છોડી દે તો એનો ટેવ વધારે દૃઢ અને સચોટ બને છે

આમ કુટેવ તોડવાની ટેવ પાડવી એ પ્રમાણમાં બહુ અઘરુ તો છે પણ અશક્ય નથી ગાળો બોલવાને ટેવાયેલા માણસ માટે સભ્ય સમાજમા નીચાજોણુ થાય, એટલે જો એ સારી ને સસ્કારી ભાષા બોલવાની ટેવ પાડે તો એમાં એને તો ફાયદો જ છે માણસની બધી ક્રિયાઓને યાન્ત્રિક માનવાની ભૂલ ન કરીને આપણે હેતપૂર્વકની માનીએ તો કશુ જ અઘરુ નથી આપણા હેતુઓ પણ બદલાતા જ રહે છે, તો પછી ક્રિયામા યાન્ત્રિકતા શી રીતે પાલવે? વ્યક્તિનો સ્વભાવ પુરાણરક્ષણપ્રિય (conservative) હોય છે. આથી જૂની ટેવો તોડવી સહેલી નથી પણ સાથે સાથે વ્યક્તિત્વની કસોટી પણ એ જ છે કે ગમે તેવા વાતાવરણ સાથે બંધબેસતાં આવડવુ જોઈએ આપણી ટેવો એવી યાન્ત્રિક ન હોવી જોઈએ કે એનાથી વિરુદ્ધ આપણે વર્તી જ ન શકીએ અમુક સમયે જમવાની ટેવ હોય, કોઈને ત્યાં મહેમાન





પડયા એ પડયા પણ નમરને ગમે તેટલુ વાળીએ ને મૂકી દઈએ તો એ હતું તેવું જ થઈ જાય છે એવી રીતે શરીરની તમામ ક્રિયાઓનુ સમજવાનુ એક વાર મચકોડાઈ ગયેલો પગ ઝટ મચકોડાય છે એક વાર સંધિવાના ભોગ બનીએ એટલે વારવાર એવુ બને છે જરાક અમસ્તી શરદી થાય એટલે નાક ને ગળુ એટલાં બધે નરીલ બની જાય છે કે જરાક ઠંડી લાગતા ફરી શરદીના શિકાર બની જવાય છે જેમ્સ પોતાના મતના સમર્થનમાં ગમે તેટલાં દૃષ્ટાંતો આપે છે તો પણ સામાન્ય બુદ્ધિ હોય એવાના મગજમા આ મતવ્ય ઊતરતુ નથી લગભગ દરેક જણ જાણે છે કે માણસના શરીરમાં એકલુ મગજ જ મુખ્ય નથી એને મન જેવુ પણ કાંઈક હોય છે જેના વડે એ ઘણીખરી ક્રિયાઓ કરે છે વ્યાવહારિક શબ્દોમા કહેવુ હોય તો ખાવુ-પીવુ-ઊંઘવુ એ બધી શરીરની ક્રિયાઓ છે જે મગજ કરતુ હશે પણ મશ્કરી કરવાની ટેવ ગાળો દેવાની ટેવ ચિંતન કરવાની ટેવ હરીફાઈ કરવાની ટેવ અને અભ્યાસ કરવાની ટેવ એ બધી શારીરિક નથી પણ મન સાથે સબંધ ધરાવનારી ક્રિયાઓ છે માણસનુ મન કાઢી લ્યો ઇચ્છા જ મરી જશે માણસ લાગણીહીન બની જશે અને એ જ્ઞાન પ્રાપ્ત કરતો અટકી જશે મનુષ્ય જીવનનુ દરેક કાર્ય શારીરિક છે એવુ આજે કોઈપણ બુદ્ધિશાળી માણસ માનવા તૈયાર નહી થાય માનવના વર્તનને ન સમજી શકીએ ત્યારે એને યાંત્રિક (મગજનુ) જ કહીને કેમ હસી શકાય ?

દરેક કાર્યમાં તંતુક્રિયાને મહત્ત્વ આપીએ તો કવિઓની કાવ્ય સર્જનશક્તિ પણ એકના મગજની ઉત્પત્તિ ગણાય કયો કવિ પોતાની કવિતાને મગજનુ સર્જન ગણાવા દેશે ? એ તો ઝટ કહેશે કે ના કવિતા હૃદયમાંથી ઉપજે છે મગજમાંથી નહિ મનનો સ્વભાવ પડી જાય છે કે તેને અમુક કાર્યોમાં રસ પડે છે અમુકમાં નહિ બાકી શરીરને એટલે કે મગજને અને આપણી ક્રિયાઓના સબંધને વધારે પડતું મહત્ત્વ આપવા આજે કોઈ તૈયાર નહી થાય

આપણી ટેવો માટે આપણુ બાળપણ જવાબદાર હોય છે એવુ કહેવાય છે કે કુમળા છોડને વાળીએ તેમ વળે એવી રીતે બાળ ને નાનપણથી સારી ટેવ પાડવામાં આવી હોય તો જીવનપર્યંત ટકી શકે નાનપણથી ચા ન પીવાની ટેવવાળાં બાળકો મોટાં થશે તો પણ ચા નહી ચાખે એનાથી ઊલટુ નાનપણમાં ચા પીવાથી ટેવાઈ ગયેલા માણસોને ઘડિયાળના કાંટા અમુક નિશ્ચિત સ્થાને આવશે એટલે ચા જોઈશે બાળકના મનમા નમ્યગુણ ( Plasticity ) વધુ પ્રમાણમાં હોય છે તેનુ મન તાજુ હોવાથી ને આજુબાજુના વાતાવરણનુ સાહચર્ય ( association ) ઓછુ હોવાથી ટેવ પાડવી ઘણી સહેલી થઈ પડે છે નાનપણથી વહેલા ઊઠવાની ટેવ હોય તો મુશ્કેલી ન પડે પણ કોઈ દિવસ વહેલા ઊઠયાં જ ન હોઈએ તો એકદમ ટેવાતા વાર લાગે

આપણા જીવનમાં ટેવ એક અનિવાર્ય વસ્તુ છે એ આપણે જોયુ એનાથી આપણુ જીવન સરળ બને છે એ નકી છે ટેવદ્વારા કરેલાં કાર્યોથી આપણે થાકતા નથી એ પણ સૌના અનુભવની વસ્તુ છે જેમ્સ એમ કબૂલે છે કે માણસના જ્ઞાનતંતુઓમાં જેટલી શક્તિ છે એના કરતાં વધુ કામ કરવાની એને ઇચ્છા થાય છે આ ઇચ્છાને પહોંચી વળવા જ માણસ તનતોડ મહેનત કરે છે એના પ્રયત્નો નિષ્ફળ જાય અને ટેવદ્વારા એ માનસિક અને શારીરિક શકિતઓને નકામી ખર્ચાતી ન બચાવી શકે ત્યારે એ બહુ નિરાશ થાય છે ડૉ મોડેસ્લી કહે છે તેમ જ્યારે એકની એક ક્રિયા વારવાર કર્યા છતાં એમાં વધુ ધ્યાન આપવુ પડે ત્યારે આપણને એમ થાય છે કે વિકાસ અધૂરો છે જો માણસનો આખો દિવસ કપડાં પહેરવામા, હાથ ધોવામાં ને બટન નાખવામા પસાર થાય ને એને આ કામમાં જ થાક લાગે તો બીજુ બધુ એ કેવી રીતે કરી શકે ? એક નાનુ બાળક જ્યારે ચાલતા શીખતુ હોય છે ત્યારે ઘણા પ્રયત્નો કરવા પડે છે અજ્ઞાતપણે એટલે વગર સભાન

રહે એ ચાલતુ થાય ત્યારે એનો માનસિક ભાર કેટલો ઓછો થતો હશે?

ડ્યુક ઑફ વેલિંગ્ટન કહે છે કે ટેવ એટલે સ્વભાવ જેમ્સના મત કરતા આ મત જુદો છે અને જેમ્સના મતનું સબળ રીતે ખંડન પણ આ મત કરે છે લશ્કરી નોકરીમાં જોડાયેલા સૈનિક માટે રોજ સવારે 'ડાબો-જમણો' કરવાનુ નોકરીમાં હોય ત્યાં સુધી ટેવને કારણે સ્વાભાવિક બને, પણ એ સૈનિક નોકરી છોડી દે ત્યાર પછી એને લશ્કરી શિસ્તનું પાલન કરવા વખત આવે તો ચોક્કસ ધ્યાન આપવુ પડે આથી એમ કહી શકાય કે ટેવ દ્વારા આપણાં કાર્યો યાંત્રિક થાય છે, પણ ટેવ યાંત્રિક વસ્તુ નથી આપણે અમુક ટેવોથી એવા ટેવાઈ જઈએ છીએ કે જે છોડવા જેવી હોય છે છતાં નથી છૂટતી, કારણ કે એ જીવન સાથે જડાઈ ગઈ હોય છે લાંબી જિંદગી સુધી જેલમા રહેલા કેદીઓને બહાર નથી ગમતુ, સરકસના પાંજરામાં પૂરાયેલા વાઘની પણ આવી જ સ્થિતિ થાય છે. સિગરેટ ફૂંકનારને એક દિવસ સિગરેટ ન મળે તો એનું ચેતન ઊડી જાય છે આમ ટેવ એ સમાજજીવનનુ એક ચક્ર છે, જે માણસની ઘણી શક્તિઓ ને ઘણો સમય બચાવે છે અથવા બગાડે છે

બાળ માનસશાસ્ત્રીઓ એવુ માને છે કે વીસ વર્ષથી નીચેની ઉંમર આપણી અંગત ટેવો ઘડવા માટે ઉપયોગી છે અને વીસથી ઉપરની એટલે ત્રીસ સુધીની ઉંમર આપણી બૌદ્ધિક અને વ્યાવસાયિક ટેવો ઘડવા માટે કટોકટીની છે વીસ વર્ષ સુધીમાં આપણે જે કાંઈ શીખ્યા હોઈએ તે કુદરતી રીતે જીવન સાથે વણાઈ જાય છે પછીના ઘડાયેલા વર્તનમાં સહેજ કૃત્રિમતા આવ્યા વગર રહેતી નથી મુખ્ય વસ્તુ એ છે કે સારી ટેવો પાડવા માટે આપણા મનને આપણે મિત્ર માનીને ચાલવાનુ છે નવી ટેવ પાડતી વખતે આપણે જૂની ટેવ છોડવાના જ છીએ આથી બન્નેની સરખામણી કરીને વિવેકશક્તિથી સારુ-નરસુ પારખીને જ આગળ વધવાનુ હોય છે સારી ટેવ પાડવા માટે દૃઢ ઇચ્છાશક્તિ અને સખત મહેનતની જરૂર પડે જ ને? ટેવને જીવનમા જડવા માટેનુ બીજુ કથન એવુ છે કે એકવાર નક્કી કરેલી યોજનામાં અપવાદને સ્થાન ન આપવુ વહેલા ઊઠવાની ટેવ પાડવા ઇચ્છતા હોઈએ ત્યારે 'આજે ટાઢ વધારે છે,' 'કાલે રાતે બહુ મોડા સૂતાં હતા,' એવા અપવાદોથી બચવુ જોઈએ. શિક્ષણની સાતત્યતા એમાં જાળવ્યા વગર છૂટકો જ નથી પ્રોફેસર બેઈન નૈતિક ટેવો પાડતી વખતે શરીર સાથે ખૂબ કડક બનવાની જરૂર જુવે છે ટેવો પાડતી વખતે બહારનાં સાધનોની મદદ લેવી જોઈએ વહેલા ઊઠવામા ઘડિયાળની મદદ લેવામાં કશુ પાપ નથી રોજની સો સિગારેટ ફૂંકતી વ્યક્તિ એ વ્યસનથી મુક્ત બનવા માટે એવો નિર્ણય કરે કે આજે પચાશ પીશ, આવતી કાલે પચીસ, પરમદિવસે બાર અને પેલે દિવસે એક અને પછીથી સાવ છોડી દઈશ—આ યોજના બરાબર નથી ધીમે ધીમે ઓછી કરવા કરતા એકી સાથે જો છોડી દે તો એની ટેવ વધારે દૃઢ અને સચોટ બને છે

આમ કુટેવ તોડવાની ટેવ પાડવી એ પ્રમાણમાં બહુ અઘરુ તો છે પણ અશક્ય નથી ગાળો બોલવાને ટેવાયેલા માણસ માટે સભ્ય સમાજમા નીચાજોણુ થાય, એટલે જો એ સારી ને સરકારી ભાષા બોલવાની ટેવ પાડે તો એમાં એને તો ફાયદો જ છે માણસની બધી ક્રિયાઓને યાંત્રિક માનવાની ભૂલ ન કરીને આપણે હેતપૂર્વકની માનીએ તો કશુ જ અઘરુ નથી આપણા હેતુઓ પણ બદલાતા જ રહે છે, તો પછી ક્રિયામાં યાંત્રિકતા શી રીતે પાલવે? વ્યક્તિનો સ્વભાવ પુરાણરક્ષણપ્રિય (conservative) હોય છે આથી જૂની ટેવો તોડવી સહેલી નથી પણ સાથે સાથે વ્યક્તિત્વની કસોટી પણ એ જ છે કે ગમે તેવા વાતાવરણ સાથે બંધબેસતાં આવડવુ જોઈએ. આપણી ટેવો એવી યાંત્રિક ન હોવી જોઈએ કે એનાથી વિરુદ્ધ આપણે વર્તી જ ન શકીએ અમુક સમયે જમવાની ટેવ હોય, કોઈને ત્યાં મહેમાન





થઈને ગયા ત્યા એ સમય મ્હતાં વહેના કે મો । જમવાનુ આવે ત્યારે આપણને આપણી મૂળ ટેવને વળગી ન રહેતા સામાને અનુકૂળ બનતા આવડવુ જોઈએ ટૂંકામાં ટેવના ગુલામ બ યા કરતાં એના મિત્ર બનવુ જેથી એને આપણને અનુકૂળ બનાવી શકાય

આમ ટેવ માનવીના ચારિત્ર્ય ઘડતરમાં મહત્ત્વનો ભાગ ભજવે છે પડી ટેવ તે તો ટળે કેમ ટાળી? એ સરળ કહેવતમા માનસશાસ્ત્રીય સત્ય નથી સમાયુ? ટેવ માનવીને મહત્તાના ગિરિશૃંગે પણ લઈ જાય છે અથવા પતનના ઊ । ખાડામાં પણ ધકેલી દે છે સારી ટેવો પાડવા માટે પુરુષાર્થ જરૂરી છે ખરાબ ટેવો માટે નબળુ મન આથી દરેક પ્રગતિવાચ્છુ માનવીની ફરજ છે કે પોતે મહાન વ્યક્તિઓની ટેવોનો અભ્યાસ કરે ને એ ટેવો પોતાના જીવનમા ઉતારવા માટે યત્નશીલ રહે માબાપોએ તો પોતાનાં બાળકો માટે એક સૂત્ર યાદ રાખવુ જોઈએ કે કુમળા છોડ વાળીએ એમ વળે સરકારી માબાપના બાળકો સુઘડ ને સારી ટેવોવાળા થાય છે ચાર-પાચ વર્ષનુ બાળક ઘણી વાર સુ ર નૃત્ય કરે છે સુંદર રીતે ગાય છે ને આકર્ષક અંગમરોડ કરી બતાવે છે આ બધુ ટેવને આભારી છે ખંતીલાપણુ એ સારી ટેવ પાડવા માટે અનિવાર્ય ગુણ છે ને એ ગુણ આપણામા પૂરો કેળવાશે ત્યારે અમા ૮ સરસ્વરિતાની ટોચે હશે

★

# સૂરજના સન્માન

શુભ સુંદર કલ્યાણ,
હે સૂરજ ભગવાન,
તારા શા કરીએ સન્માન?

પદ્મોને પુટ કિરણો ઘોળી
કેસર રંગે અંગો ચોળી
ધરણી સ્વાગતમંગળ બોલી
'બોલી તે કિરણોની ખાણ'
હે સૂરજ ભગવાન,
તારા શા કરીએ સ માન?

મંજરીઓને હેમહિંડોળે
ઓજના અંબાર હિલોળે,
પંચમ સૂર સુધારસ છોળે
પુલકિત પૃથ્વીકેરા પ્રાણ
હે સૂરજ ભગવાન,
તારા શા કરીએ સ માન?

સોનલ તેજે છલકી ચાલી
સરસવના ફૂલડાની પ્યાલી
ચમેલી ને ચંપાની નળી
પાઈ રહી પરિમલનુ પાન
હે સૂરજ ભગવાન,
તારા શા કરીએ સ માન?

સુખના સરવરિયા છનકાવી
મનનો મહેરામણ પલકાવી
રોમરોમ નવજોમ જગાવી
કીધા તે નવલા નિર્માણ
હે સૂરજ ભગવાન
તારા શા કરીએ સ માન?

નટવરલાલ પટેલ

# આનો ઉકેલ શું ?

પ્રવાસી

સુરેન્દ્રનગરથી મધરાતે ઊપડતી ગાડીમા રાજકોટ આવી રહ્યો હતો મોસુઝણુ થતુ આવતુ હતું ગાડી વાંકાનેર સ્ટેશન છોડીને આગળ વધી રહી હતી વાકાનેર પછીના પહેલા સ્ટેશને ગાડી ઊભી રહી અને બહાર મોટી ધમાલ મચી રહી. બહાર ડોકુ કાઢીને જોઉ છુ તો સામાન્ય ઉતારૂઓને બદલે ખભ્ભે દૂધની કાવડ લઈને ઊભેલા ભરવાડો અને માથે બબ્બે ત્રણ ત્રણ મણ દૂધના વાસણ લઈને ઊભેલી ભરવાડણોની લાબી હારમાં કોલાહલ મચી રહ્યો હતો હાંફળા હાફળા સૌએ ગાડીમાં જગ્યા મેળવવા દોડાદોડ શરૂ કરી. ગાડી ઉપડી ત્યા સુધીમા જેમ તેમ કરી સૌ એક યા બીજા ડબ્બામાં ગોઠવાઈ ગયા મારા ડબ્બામા પણ બે ત્રણ ભરવાડો પોતાની કાવડ લઈને અને ત્રણ ચાર ભરવાડણો પોતપોતાના વાસણ લઈને ચડ્યા બીજા ઉતારૂઓની સગવડ–અગવડતાનો કશો વિચાર કર્યા સિવાય એમણે પોતાની કાવડો અને વાસણો ગોઠવી દીધા અને પોતે પણ પાટલી ઉપર બેઠેલા ઉતારૂઓ વચ્ચે ફાચર મારી જેમ તેમ ગોઠવાઈ ગયા

મારી પાથરેલી પથારી મારે સકેલી લેવી પડી ધમાલમાં પાટલી નીચે દૂર સુધી ચાલ્યુ ગયેલુ મારુ એક ચપલ મહામુસીબતે મે હાથ કર્યું ત્યાં બીજુ ચપલ ગાડીના ખડભડાટને કારણે છલકાતા દૂધના વાસણને પરિણામે દૂધ દૂધ બની ગયુ બધુ મૂગે મોઢે સહન કરી હુ રાજકોટની રાહ જોતો થોડો સકોચાઈને બેઠો

'તમે બધા આટલી હેરાનગતી ભોગવીને દૂધ લઈ રાજકોટ જાવ એના કરતા તમારૂ બધાનુ દૂધ એકઠુ કરીને રાજકોટ મોકલવાની ગોઠવણ ન થઈ શકે?' મે મારી બાજુમા ચલમના ધૂમાડાથી મને મુઝવી નાખતા ભરવાડને પૂછ્યુ

'એમા મજો ન આવે' ભરવાડે બેદરકારીથી ટૂકો જવાબ આપ્યો 'પણ આ રોજની તમારી



શરીરને સારામાં સારુ પોષણ આપનારૂ દૂધ પણ આજે ચોખ્ખુ નથી મેળવી શકાતું એની પાછળની કેવી વજુદ વિનાની દલીલો હોય છે એ આ આખા પ્રસગમાંથી જાણી શકાય છે સૌરાષ્ટ્ર સરકારના પ્રકાશનખાતાના નવા માસિક વિકાસ-માંથી આ પ્રસંગ અહીં અવતારેલો છે.

બધાની હાલાકી મટી જાય ને?' મે વાત આગળ લબાવી

'એમા હાલાકી કેવાની? અમથુ ય તે કાક હટાણુ તો કરવુ હોય ને?' ભરવાડે ચલમને ઘુટી લીધી

'તમે તો ઠીક, પણ આ બાયુ બેનુંને રોજ ધક્કા ખાવા શે પોસાય?' મે પૂછ્યુ

'અમને સદી રીયુ ભાઈ?' બાજુમા બેઠેલ ભરવાડણે એના દૂધના હાડાને ઠીક કરતા કરતાં કહ્યુ.

આ લોકો સાથે મારે વધુ પરિચય નહોતો એટલે એમની સાથે વિશેષ વાત કરવાનો કંઈ અર્થ ન હતો પણ મારા જ ગામમાં મારે આ અગે ભરવાડો સાથે ઘણીયે ચર્ચા થયેલી એ બધી તાજી થઈ

એક વખતે ઉનળાઓની રજામાં વિદ્યાર્થી મિત્રો માટે અમે એક ગ્રીષ્મ વર્ગ ગોઠવ્યો હતો વર્ગમા ૫૦ વિદ્યાર્થીઓ આવ્યા હતા, એમને માટે દૂધ જોઈએ મેં ગામના એક બે ભરવાડને બોલાવ્યા

મેં રોજ વર્ગ માટેની દૂધની સગવડ અગે પૂછ્યુ 'એકાદ દી માટે જોઈતુ હોય તો એમ ને એમ મગાવી લેજો ને!' એક ભરવાડે કહ્યુ

'આપણે ત્યાં જુવાનભાઈઓની આ છાવણી શરૂ કરી છે એ એક મહિના માટે કરી છે એટલે એક દિયે પતે એવુ નથી' મે કહ્યુ

'ત્યારે તો ઉપાધિ' બીજા ભરવાડે કહ્યુ.





એમા ઉપાધિ શેની ! અમરથાએ તમે અહીંથી ઠેઠ રાજકોટ દૂધ વેચવા જાઓ છો એને બદને અહી તમને ઘેર બેઠા ઘરાક મળે તો ઉનટાનુ રાઝ થવા જેવુ કે ઉપાધિ જેવુ ! મે કહ્યુ

તમે તો એક મહિનો દૂધ લ્યો પણ અમારૂ એક વાર દનયુ તૂટી જાય પછી ઝટ બધાય નહી ને" પેના ભરવાડે કહ્યુ

'આપણે એનો પણ રસ્તો કાઢીએ તો ? મે કહ્યુ

શુ '

તમારે રોજ અહીંથી પદર વીસ જણાએ પોતપોતાનુ દૂધ લઈને રાજકોટ જવુ પડે છે દરે કને ભા ! ખરચવાં પડે છે દરેકનાં દી ભાગે છે આપણે સહકારી મ ડળી ઊભી કરીએ મ ડળી બધાયનુ દૂધ લઈલે અને રાજકોટ પહોંચતુ કરી વેચવાની વ્યવસ્થા કરે તમારે રોજની કડાકૂટ નહી મે વિસ્તારથી દરખાસ્ત મૂકી

આમ તો જાણે ઠીક પણ અમે અહીં નવરા બેઠા કરીએ શુ ? બીજા ભરવાડે કહ્યુ

એટલુ તો મળી જાય ?

'કઈ કામ ન હોય તો ભલે એમ ને એમ બેસી રેજો પણ રાજકોટ જાવ ત્યારે પાનનુ અડધુ ભાંગીને આવતા હશો ને ! મે કહ્યુ

તો તમારી મરજી હુ તો તમારા સૌના ભલાની આ વાત કરૂ છુ વિચાર કરજો અને ઠીક લાગે એમ કરજો પણ અત્યારે તો મારે એક મહિના માટે દૂધ જોઈએ છે એનુ વિચારો ને ! હુ મૂળ વાત ઉપર આવ્યો એમ કરો આજે એમ ને એમ તમને દૂધ મોકલી આપશુ પણ કાલથી આપણે પડખેના ગામડેથી દૂધ મગાવી લઈએ તો ' પહેના ભરવાડે કહ્યુ

કેવી વિચિત્ર વાત ? તમે અહીંથી રાજકોટ દૂધ વેચવા જાવ અને હુ અહીં બીજે ગામથી દૂધ મગાવુ ! મે મારૂ આશ્ચર્ય વ્યક્ત કર્યું

પણ તમે ઉપાધિ શા કરો ? હુ સાજે જઈને દૂધનુ લગવુ બધાવી આવુ પછી ! બીજા ભરવાડે કહ્યુ

તમને તમારૂ દૂધ આપવામાં હરકત શુ છે? તમનેય પૈસા તો આપવાના છે મે રોડ પાડયો

જુઓ ત્યારે સાચુ કહુ ? તમ પાહે ખોટુ નથી બોલવુ અમારે પાપે પેટ ભરવા તમ પાહે પાપ કરતાં જીવ ન હાલે અમારા કર્યા અમે ભોગ વશુ છાવણી માટે હુ પડખેનાં ગામેથી લગવુ બધાવી આવુ તમારે કયા ઉપાધિ કરવી છે! પેલા ભરવાડે કહ્યુ

હુ તમારી વાત ન સમજ્યુ પણ હવે તમારી પાહે પાપ છાનુ રાખીને બીજુ પાપ કર્યા કરવુ ! જાણે વાત એમ છે કે દૂધનો ભાવ દસ છે આઠ આનાનો તમને દૂધ દઈએ એથી તમારી પાહેથી એનાથી બધુ મ ગાય નહીં ત્યારે રાજકોટ જઈને વેચીએ ત્યારે અમને આઠ આનાને બદને બાર આના રૂપિયો મળી રહે ભરવાડે કહ્યુ એટનો બધો ભાવફેર તે હોય ? મે કહ્યુ

ભાવફેર તે શુ હોય ? ત્યાય આઠ આને રોગ દૂધ આપવુ પડે પણ અમારા ચોખ્ખા દૂધમા સાથે પાણી સમાય ને ! રાજકોટમા વેચવા જઈએ તો પાણી નખાય અને તમને આપીયે તો પાણી નાખીને અપાય નહીં એ લે અમને પોસાય નહીં આ ઉઘાડી વાત ભરવાડે ચોખવટ કરી હુ આભો બની ગયો

હવે તમારી વાત મને સમજાય છે સહકારી મ ડળી પણ આટલા માટે નહી કરતાં હો મે પૂછયુ

હા જ તો ! અમને ચોખ્ખા દૂધનો ભાવ મળે ત્યારે આજે રાજકોટમાં ઈના ઈ ભાવે અમારૂ બમણુ દૂધ ખપે છે '

આપણા દેશનો કેદી ઉદ્ધાર થશે ? મારાથી બોલાઈ ગયુ પણ ભરવાડો ઉપર એની કોઈ અસર




થયેલી મે જોઈ નહી કહેવરાવશો તો પડખેના ગામેથી લગવુ બધાવી દઈશું ' એમ કહેતા એ બન્ને ઊઠી રામ રામ કરી ચાલતા થયા

રાજકોટ દૂધ વેચવા જતાં દૂધવાળાઓ વચ્ચે ઘેરાયેલો હું આ પ્રસગ યાદ કરતો હતો ત્યાં રાજકોટ સીટી સ્ટેશન આવવાનુ થયુ ગાડી ધીમી પડી ભરવાડોએ ઊઠીને પોતપોતાના હાંડા સભાળી લીધા

જગ્યાની મોકળાશ થઈ એથી મે થોડો રાહતનો દમ ખેચ્યો ગાડી ઊભી રહી ભરવાડોએ ચડતી વખતે કરી હતી એવી ધમાલ કરતા કરતા ઊતર્યા હું વિચાર કરતો હતો કે આ લોકો રોજ આમ હેરાન થવાને બદલે સહકારી મડળી કેમ નહી કરતા હોય ? કે આ આ લોકોયે દૂધમા પાણી નાખતા હશે ?

હુ વિચાર કરૂ છુ ત્યાં તો મારા ડબ્બાની સામે જ આવેલા સ્ટેશનનાં નળ ઉપર ધમાલ શરૂ થઈ દૂધના હાંડા-હેલ લઈને ભરવાડો અને ભરવાડણો નળની આજુબાજુ જમા થઈ ગયા અને નળ ઉઘાડી એમાંથી ખોબરી ભરી ભરીને એમણે દૂધના વાસણમા પાણી રેડવુ શરૂ કર્યું સૌને શહેરમાં વહેલા થવાની ઉતાવળ એટલે નળમાંથી કોણ પહેલું પાણી લે એની ધમાલ

બમણુ દૂધ કરીને વેચીએ તો તેમને આઠ આનાને બદલે બાર આના કે રૂપિયો મળી રહે એમ.

મે માગ ગામના ભરવાડને મોઢેથી સાભળેલુ ત્યારે મને એની વાસ્તવિકતાનો પૂરો ખ્યાલ નહી આવેલો પણ આજે સ્ટેશનના જાહેર નળ ઉપર ખોબરીએ ખોબરીએ પાણી ભરી દૂધમાં ઠાલવવા માટે ધક્કામુક્કી કરતા ભરવાડો-ભરવાડણો જોયાં ત્યારે જ એની ભયકર વાસ્તવિકતાનો ખ્યાલ આવ્યો

મારી ગાડી ઉપડી ત્યારે એક ભરવાડ અને બીજી ભરવાડણ વહેલી ખોબરી ભરવા માટે જીભે અને હાથે લઢી રહ્યાં હતા

હું ઘડીભર તો આ દૃશ્યને સાચુ માની જ ન શક્યો હજારો માણસોની હાજરીમાં ઉઘાડે છોગે ભરવાડો દૂધમા પાણી નાખીને વેચે ? શી આપણી લાચારી ? શી આપણી પરવશતા ?

'આનો ઉકેલ શુ ?' હુ વિચારે ચડ્યો અને ત્યાં તો રાજકોટ જકશન આવ્યુ એટલે વિચાર પડતો મૂકીને ડબ્બામાથી ઊતરવુ પડ્યું પણ અવારનવાર આ પ્રશ્ન સામે આવીને ઊભો રહે છે.

'આનો ઉકેલ શુ ?'

☆

# ભરતી

ઉર ધડકતું, આંખો ફરકે, અંતરની આશા ઉમટે,  
જગ આખાને ઘેરી ઘેરી દેતી એવી એ સિદ્ધિ.  
ઊમટી'તી ભરતી કૈં ત્યારે,—ઉરે ઠેલી મૂકી એ,  
આજે મઘળી એટી સાથે ઉર અતર આખે ચડતી

**પ્રભાત**

# અજબ પ્રેમ કહાણી

હર્ષદ બારોટ

આ વર્ણનાત્મક કથામાં રસ પડે એવું એનું મથાળું તો છે જ પણ દરેક વાચક વાચતી વખતે પોતાની જ જાતને આ કથાના નાયક કે નાયિકા કલ્પી લે એવું સર્વસ્પર્શી એનું કથાનક પણ છે આ કથાપ્રકારનું એડાણું થવું જરૂરી પણ છે જ સંવાદો વગર નાટકને ન ચાલે, વાર્તાને તો ચાલે, ચાલે ને ચાલે જ!

જીવનનો વસંતકાળ જેને માટે ન્યોછાવર કરી દીધો હતો એ જ પોતાની એક વખતની પ્રિયમાં પ્રિય મીનુને આજે છેલ્લાં છસાત વરસથી એક અજાણ્યા જ પુરુષ સાથે રહેતી જોઈને અગસ્ત્યની વેદનાનો પાર નથી એ અગસ્ત્ય માટે જ મીનુએ પોતાના વરનાની બધી જોહુકમી જર પણ પરવા કર્યા વગર સહન કરેલી એ જ અગસ્ત્ય માટે પોતે અપરિણિત રહેવાના ધમપછાડા કરેલા એ જ અગસ્ત્યની સાથે રહેવાના એને કેટલાય અરમાનો હતા પણ આજે એ નથી અગસ્ત્યની વેદનાને જોતી અગસ્ત્ય માટે એક નાનકડો વિચાર સરખો પણ નથી કરતી અરે અગસ્ત્યને મળવાનું પણ જાણે ટાળતી ન હોય એમ અગસ્ત્યના ગામમાં આવીને પણ કેટલાય બહાનાઓ કાઢીને એ છટકી જઈ શકે છે।

અગસ્ત્યને એમ તો ઘણાય મિત્રોએ મીનુની આશા છોડી દેવા સમજાવેલો પણ મીનુ માટેનો એનો અંતરનો ઉમળકો કેમેય કર્યો ઓછો થયો જ નહિ આજે એના એ પ્રકારના વિરહી જીવનના આઠમે વર્ષે પણ એનું આંતર અને બાહ્ય જીવન મીનુથી ભર્યું ભર્યું રહ્યું છે એની કોઈના નથી કહી શકતું મીનુ એના કાગળોના જવાબ ન આપે તો પણ એ અચૂક હજુ પણ મીનુને કાગળો લખ્યે જાય છે ભરીભરી દુનિયામાં અગસ્ત્ય આજે એકલો છે એટલે એ એની મીનુના કાગળમાં જ ક્યારેક દિનની વરાળો ઠાલવે છે ઉભરાઓ શમાવે છે અને ક્યારેક પોતાના એકલવાયા જીવનમાં ઊભી થતી સમસ્યાનો ઉકેલ પણ માગે છે પણ દુનિયા આખામાં એક અગસ્ત્ય પ્રત્યે જ ઉદાસીન બની બેઠેલી મીનુ એના પોતાના જ એક વખતના જીવનના યે જીવન એવા અગસ્ત્ય માટે ક્યારેય ઉમળકાનો એક અક્ષરેય નથી ઉચ્ચારતી!

અગસ્ત્ય પુરુષ છે એ વાત સાચી પણ એનું દિલ એટલું કુમળું છે કે એ મીનુની યાદે ક્યારેક ક્યારેક તો રાત આખી આંસુડાં જ સારે છે સવારે એની પથારીનું ઓશીકું જોતાં સહેજે ધ્યાન આવી જાય કે એ આંસુડાથી ભીંજાઈ ગયેલું છે એના વદન ઉપર પણ હમેશાં એવી ભરીભરી વેદના તરવરતી હોય છે કે સામાન્ય માણસ પણ કળી લઈ શકે કે આનું અંતર કોઈક નિગૂઢ આંતરદ્વંદ્વો સહન કરી રહ્યું છે મીનુ માટેની એની એકસરખી ચિંતાએ અગસ્ત્ય સાવ અતડો બની ગયો છે મિત્રોમાં પણ એ નથી ભળી શકતો એના દિલને વધુ જખમ ન થાય એટલે તો મિત્રો પણ એની પાસે ક્યારેય મીનુ વિશે પૂછપરછ નથી કરતા અગસ્ત્ય એકનો જ મીનુને એના અંતરમાં ભારી રહ્યો છે

એક વખત એવો હતો કે જ્યારે બધા મિત્રોમાં મીનુ અને અગસ્ત્યનું સહિયારું નામ ઉચ્ચારાતું આજે મીનુએ અને અગસ્ત્યે પોતપોતાની રીતે પોતાના અલગ ક્ષેત્રોમાં પ્રગતિ કરી હશે એ વાત સાચી પણ મીનુને મન અગસ્ત્ય તુચ્છ બની બેઠો છે એ દિવસ એ જ મીનુ પોતાના દિલના સિંહાસને અગસ્ત્યને બેસાડતી એની આંખની પાંપણ પણ અગસ્ત્ય જ હતો અગસ્ત્ય વગરનું મીનુનું જીવન પણ કેવું કેવું અસહ્ય બની જતું! અગસ્ત્ય વગર એનું દિલ તૂટી જતું એની આંખો અગસ્ત્યના દર્શન માટે તલસી રહેતી એના રોમેરોમ અગસ્ત્યના સહવાસ માટે ઝંખી રહેતાં પણ આજે? આજે અગસ્ત્યને કાગળ લખવામાં પણ કેટલી બધી બેપરવાઈ!



એમના સબંધની શરૂઆતમાં જ મીનુને અગસ્ત્યે ચેતવેલી, ખૂબ ચકાસેલી, પણ મીનુ ન માની તે ન જ માની એણે તો અગસ્ત્યને જ પોતાના જીવનનું પણ જીવન માની લીધું. અને ચંચળ સ્ત્રીના સ્ત્રીત્વથી અજાણ એવો અચંચળ પુરુષ પોતાનું સર્વસ્વ એ મીનુને ચરણે ધરી બેઠો

મિત્રોએ તો શરૂઆતમાં જ અગસ્ત્યને ચેતવેલો કે, મીનુને જો તારી રાખવી હોય તો એને તારાથી બહુ દૂર ન રાખતો પ્રિય વસ્તુ એક વખત દૂર ગઈ, પછી એ અંતર વધતું જ જવાનું. અને એ એટલે સુધી કે પછી ક્યારેક મળે ત્યારે પણ 'તારું શરીર તો સારું છે ને?' એટલા જ ખબર-અંતર કરતાં વધુ બોલવા-ચાલવાનો સબંધ જ ન રહે! પણ અગસ્ત્યે ન માન્યું, મીનુને પોતાને માર્ગે જવા દેવામાં એણે ક્યારેય શંકા નહોતી આણી મીનુ વિષે ખરાબ વાતો સંભળાતી એ બધી પણ એ સાંભળ્યાં છતાં મનમાં રાખી નહોતો શકતો, તરત ખંખેરી નાખતો એક ન ખંખેરી શક્યો મીનુને એને જ ખાતર એ વેદનાઓ સહે ગયો

મીનુના કાગળો તો આજે પણ આવે છે મહિને, બે મહિને આવતા એ ટૂંકા કાગળમાં આગળ આવેલું પેલું વાક્ય અચૂક હોય કે તારું શરીર સારું હશે! ક્યાં પેલા પાનાંઓનાં પાનાંઓ ભરેલા અંતરના ઊમળકાથી ભર્યાભર્યાં કાગળો અને ક્યાં આ દેખાવ કરવાના કાગળ! અગસ્ત્યને મીનુ રૂબરૂ મળી હોય એવું તો લાગતું જ નથી પચીક વરસ પહેલાં છેલ્લાં એ મળેલાં તે પછી બે ત્રણ વાર મળ્યા હશે પણ એ તો દૂરથી જ નમસ્કારની જેમ

અગસ્ત્ય, અગસ્ત્ય, અગસ્ત્ય! નથી એ મીનુને છોડી શકતો, કે નથી એ મીનુ જેવી બીજી કોઈ સ્ત્રીને પોતાના જીવનમાં આણી શકતો સ્ત્રી માટે અહર્નિશ ઝંખી રહેલો અગસ્ત્ય મીનુ સિવાય બીજી કોઈપણ સ્ત્રીને મીનુને સ્થાને બેસાડી શકતો યે નથી— મીનુએ એનું આખું જીવન એવું કબજે કરી લીધું છે!

ઘણાંએ અગસ્ત્યને સમજાવ્યો કે ભલાભાઈ, મીનુને જ તારી કશી પડી નથી પછી તું શા માટે તારો રસ્તો સરળ નથી કરી લેતો? એ પોતે પણ ક્યાં બીજા પુરુષ સાથે નથી રહેતી? તને છોડીને એ પુરુષનો સંગ છોડી ગઈ હોય તો તો ઠીક પણ એ તો એકને છોડીને બીજા સાથે, પણ આખરે તો પુરુષ સાથે જ રહેતી આવી છે ને? તો પછી હજુ પણ તું એના એકના જ માટે જીવી રહ્યો છે એમ ધારીને કેમ ઝૂર્યા કરે છે? તારા જીવનમાં બીજી કોઈ સ્ત્રી પ્રવેશવા ઇચ્છે તો પણ તારી મીનુ તરફની જે અણનમ ભક્તિ, એની પ્રત્યક્ષ પૂજા, એના વિયોગની તારા દિલદિમાગને આવરી લેતી ભરીભરી ધગશ જોઈને કઈ સ્ત્રી તારા જીવનમાં પ્રવેશી શકે? પ્રવેશે તો પણ એની છબી કઈ સ્ત્રીને ન આવે? યૌવનના વેડફાતા કેટલાય તરવરાટો આમ ને આમ ક્યાં સુધી વેડફાઈ જવા દઈશ?

પણ અગસ્ત્ય એકનો બે નથી થતો તે નથી જ થતો મીનુની આજની અગસ્ત્ય તરફની બેપરવાઈ જોતાં તો એ હવે અગસ્ત્યની ક્યારેય કશી પણ પરવા કરે એમ લાગતું નથી મીનુનો પતાકડા જેવો બેચાર લીટીનો કાગળ આવે ત્યાં તો અગસ્ત્ય તરત ને તરત જવાબ આપવા બેસી જાય છે! ટપાલ નીકળી ગઈ હોય તો પણ લખીને તરત એ કાગળને પોસ્ટ કરી દે છે!! અગસ્ત્યના ચાર પાંચ કાગળ જાય ત્યારે પ્રવૃત્તિઓમાં ખૂંચી ગયેલી (!) મીનુ આવો કૂતરાને ફેંકાતા વાસી રોટલાના ટુકડા જેવો એકાદ કાગળ લખી નાખે છે જાણે બાપડા અગસ્ત્ય ઉપર દયા ન ખાતી હોય! ગમે તેવી પ્રવૃત્તિમાં હોય તો પણ પોતાના સર્વસ્વને કાગળ લખવા જેટલી ફૂરસદ ન મળે? એમ તો એમના સબંધની શરૂઆતમાં દિવસે ઘરનાં માણસોની બીકની મારી રાતના બાર એક વાગ્યે એ જ મીનુ અગસ્ત્યને કેવા રંગ-રંગીન કાગળો લખતી! ત્યારે તો એ અગસ્ત્યના આત્મામાં ઝળહળતી મીનુના પવિત્ર આકૃતિની જ્યોતિના ભર્યા ભર્યાં વર્ણનોથી એ જ્યોતિને ક્યારેય ન બુઝવવા દેવાની વિનતી કરતી વખતે એ એની તો ગળગળી થઈ જતી! પોતાને ક્યારેય પણ ન વીસરી જવાની લળી લળીને વિનતિઓ કરતી પોતે સ્વતંત્ર થશે, ઉમરલાયક થશે ત્યારે અગસ્ત્યની સાથે જ રહેવા આવે ત્યારે





પોતાને ધુત્કારી ન દેવા માટે વારવાર વચનો લેતી! એ જ મીનુ એક અગસ્ત્ય માટે જ આટલી બધી બદનાઈ ગઈ?

જે અગસ્ત્ય માટે મીનુએ પોતાના જીવનની ઉષાઓને સંધ્યા બનાવી દીવેલી એવો યૌવનનો શરૂ શરૂનો કાળ જે અસભ્યતાઓમાં વીતા તો એવો જ આજે જીવનના અ મ્ય ત વરાટોભર્યો કાળ આમ સાવ દાબી દેવા જેવું ભયંકર દમન કરવાનું અગસ્ત્યને ભાગે ક્યાંથી આવી પડ્યું? મીનુ અગસ્ત્યના જીવનમાં જો ન જ પ્રવેશી હોત તો અગસ્ત્યનું તો જે થવાનું હોત તે થાત પણ જ્યારે પ્રવેશ કર્યા પછી અને જ્યાં કોઈ પણ પ્રવેશ નહોતું કરી શક્યું એવા એના મમસ્થાનમાં પ્રવેશ કર્યા પછી એને આવી રીતે ટળવળાવવાથી મીનુનું કયું પ્રયોજન સરતું હશે? મીનુનું એવું કશું અગસ્ત્યે બગાડ્યું હોય એનું વેર વાળતી હોય તો તો ઠીક પણ અગસ્ત્યે તો મીનુને પોતાના જીવથી પણ વધુ વહાલી ગણી છે એનું તો સ્વપ્ને પણ એ બૂરું ઇચ્છી શાનો શકે? મીનુની ભરી ભરી નફરતોનો બદલો પણ અગસ્ત્યે દિલમાં જરા પણ ડંખ રાખ્યા વગર પોતાના વલોવાતા અંતરમાંથી મીનુ માટે ઉદાર બની વાળી રાખ્યો છે મીનુ આ બધું ભૂલી જવા જેવી લાગણીની સાન બુદ્ધિ બની ગઈ હશે!

આટ આટલું સહન કર્યા છતાં મીનુને એ પળવાર પણ અળગી નથી કરતો એનું અંતરતમ અંતર મીનુ–મીનુ ઝંખ્યા જ કરતું હોય છે મીનુનું સ્થૂળ શરીર ભલે એનાથી વરસોથી દૂર જતું રહ્યું પણ એની એ વિમળ પ્રકૃતિ તો એના વિશુદ્ધ દિલમાં એવી કોરાઈ ગઈ છે! કેટલાક ઘેલા અને લાગણીવશ પ્રેમીઓની હરોળમાં મૂકવાનું મન થાય તો પણ અગસ્ત્યને એવી હરોળમાં સ્થાન ન મળે એવો મીનુ માટેનો એનો સ્વાર્થત્યાગ આત્માર્પણ અને પોતાની આખી કારકીર્દિને પણ ન્યોછાવર કરી દેનાર અગસ્ત્ય મીનુના જીવનમાંથી ભલે અત્યારે ખસેડાઈ ગયો હોય પણ એના જીવનમાંથી મીનુ તો એક તસુ પણ ખસી શકે એમ નથી

એકલા અગસ્ત્યની જ આ બધી વકીલાત સાંભળીને મીનુનો પક્ષ લેવાનું સહેજે મન થાય અગસ્ત્યે માટેનું આ બધું પુરાણું મીનુને કેમ કોરૂં કટ રાખી દે છે એ પ્રશ્ન પણ થાય પણ મીનુનો પક્ષ લેવા જેવું મીનુએ જ નથી રહેવા દીધું અને આ આખું પુરાણ કે એકપક્ષી પ્રેમ કે પ્રેમકહાણી જે કાંઈ છે એ મીનુ ન હોત તો બનત પણ ક્યાંથી? એટલે જ આખી કથામાં ત્રાહિતનો ભાગ ભજવીને પણ મીનુ જ સાચું પાત્ર છે મીનુ ન હોત તો અગસ્ત્યની આ બધી લીલા મીનુ કે અગસ્ત્ય જેટલી જ અંગત રીતે રજૂ પણ ક્યાંથી થઈ શકત?

વાર્તાકાર પોતે મીનુ પણ નથી કે અગસ્ત્ય પણ નથી કે બેમાંથી એકેયના સ્વજન હોવાનો દાવો કરી શકે એમ પણ નથી ત્યારે પછી આ અજબ પ્રેમ કહાણીનું પ્રયોજન કે પારાયણ શાને?

અગસ્ત્ય પોતાની દલીલ એ રીતે કરે કે મીનુ મારૂં કશું સાંભળતી નથી એટલે કોઈ વાર્તાકાર એના કાન સુધી આ ભાંગી તૂટી કહાણી—અરે કહાણી શાની આ તે કાંઈ કહાણી કહેવાય? એની હૈયાવરાળ જ ને?—પહોંચાડે એમ તો એના મનની ઇચ્છા આપણે જાણીએ પણ શી રીતે? પણ એની મીનુ તરફની એકનિષ્ઠા આખી કહાણીમાં વરતાયા વગર નથી રહેતી? એટલે જ એના જીવતરને ઉજાડી દેનારી ગમે તેવી મીનુ માટે આપણને તિરસ્કાર નથી થતો મીનુ પણ સ્ત્રી છે છેવટ માનવહૃદય ધરાવનાર સ્ત્રી છે અગસ્ત્યની અંતરની રાતદિન ઊઠતી નિરવ હાક એક દિવસ એ મીનુને જ સાંભળવી પડશે, ત્યાં સુધી ટકી રહેવાની તાકાત અગસ્ત્યમાં આવતી જાય છે એ જાણીને આપણને જરૂર હર્ષ થાય અગસ્ત્યની વાત જ તો એટલી હદ સુધી છે કે એનું જીવતર તો ભલે એળે જતું પણ ખૂબ લાંબું જીવવાની ઇચ્છાવાળા અગસ્ત્યનું મૃત્યુ ધન્ય બનાવનાર મીનુ સિવાય એને કોઈ જ નથી દેખાતું

થઈને અજબ પ્રેમ કહાણી?

ભલે આપણે કોઈ અગસ્ત્યના અવસાન સુધી જીવતાં ન રહીએ!

★

# વિષાક્ત અંગુલિ

ભૂપેન્દ્ર ઉપાધ્યાય

છોરૂ કછોરૂ થાય પણ માવતર કમાવતર ન થાય—એ તો ભારતીય સંસ્કૃતિનું મૂળ. એ જ પ્રશ્નને સાંગોપાંગ રજૂ કરતી આ ઐતિહાસિક વાર્તા નિતાંત સુંદર રીતે અહીં આલેખાયેલી છે

'પિતા હોય કે પરમેશ્વર! લઈ જાઓ એને કારાગૃહમાં, પહેરાવી દો બેડીઓ, બેસાડી દો ચકીએ મારાં સ્વપ્નોની સામે થનારને મારા માર્ગમાંથી દૂર કરો'

મગધરાજની અજાતશત્રુના પ્રચંડ ક્રોધભર્યાં આજ્ઞાવચનોના પડઘા રાજમહાલયના પથ્થરે પથ્થરને ધ્રૂજાવી રહ્યા એ પથ્થરોએ પણ જોયું, મહાલયના ઉદ્યાનની વૃક્ષલતા અને પુષ્પકુંજોએ પણ જોયું, અવાક્ બનેલા પરિજનો અને રાજકુટુંબને પણ જોવું પડ્યું કે એક વખત તેમના ઉપર સત્તા ચલાવનાર, તેમની વચ્ચે રહી ઉલ્લાસ ભોગવનાર તેમનો સમ્રાટ રાજા બિંબિસાર નતમસ્તકે, વ્યથાપૂર્ણ વદને અને બંધગ્રસ્ત હાથોએ કેદી બનીને તેમનાથી દૂર દૂર ચાલ્યો જાય છે વિદાય અને સહાનુભૂતિનો એક શબ્દ પણ કોઈ કહી શક્યું નહિ

અને કહી પણ ક્યાંથી શકે? ક્રોધના અંગાર વરસાવતા પિતાને વારી શકાય પરંતુ પુત્ર જ્યારે પિતા પ્રત્યેની આમન્યાનો ત્યાગ કરી આવાં ક્રોધ વચનો વરસાવે ત્યારે પરિસ્થિતિ અસામાન્ય બની ચૂકી હોય એ સૌ કોઈ સમજી શકે એમ છે રાજ કુટુંબોમાં આવા પિતાપુત્ર વચ્ચેના યુદ્ધની નવાઈ પણ કોને હોય? લાડકોડ અને પરમ વાત્સલ્યથી પિતા પુત્રને ઉછેરે છે, મોટો કરે છે, જ્ઞાનવિજ્ઞાન અને વ્યવહારની આંટીઘૂંટી સમજાવી નિપુણ કરે છે પ્રોત્સાહન પ્રેરી પુત્રને મહાકાર્ય કરવા પિતા પ્રવૃત્ત પણ કરે છે તો કોઈવાર પોતાને અયોગ્ય લાગતાં પુત્રનાં સ્વપ્નો અને મનોરથો આડે અવરોધ ઊભો કરવાનું કર્તવ્ય પણ કરવું પડે છે

પરંતુ પિતા બિંબિસારના આવા કર્તવ્યોમાં રાજા અજાતશત્રુને વૃદ્ધત્વમાંથી પ્રગટેલી મતિભ્રષ્ટતા જ દેખાતી વારંવાર પોતાના મનોરથો ઉપર પિતા ઠંડુ પાણી ફેરવ્યા કરે છે એમ એને લાગતું અને તેથી એ બળી ઊઠતા હોંશપૂર્વક પોતાનાં સ્વપ્નો અને યોજનાઓ એ પિતા સમક્ષ રજૂ કરવા જતો, પરંતુ પિતાએ રજૂ કરેલી વાસ્તવિકતાની કઠોરતા એની મહેચ્છાના પુષ્પને કરમાવી નાખતી યૌવનને વૃદ્ધત્વ સમજી શકતું નથી તો પછી યૌવને પણ વૃદ્ધત્વને સમજવાની શા માટે પરવા કરવી જોઈએ? એમ માની પિતાને ગમતું ન હતું તો પણ કાશ્મીરથી આવેલી વારાંગનાને અજાતશત્રુએ રાજ્યાશ્રય આપ્યો હતો પિતાને કાને એ વાત પહોંચી ગઈ ત્યારે પિતા ગંભીરતાપૂર્વક કહ્યા વિના રહી શક્યા નહિ કે 'ભાઈ અજાતશત્રુ, નારીત્વની પૂજા કરવાનું જ કાર્ય રાજવીને શોભે ને નારીત્વની પૂજા થાય માતા તરીકે એની વિડંબના કરવાનું આપણને નહિ શોભે'

પરંતુ પિતાની દૃષ્ટિમાં અને પોતાની દૃષ્ટિમાં ફેર હતો કાશ્મીરથી આવેલી એ રૂપરાણી જો માતાનું વાત્સલ્ય પ્રગટ કરવામાં જ પોતાની મર્યાદા સમાવી લે તો તો પછી એના સમગ્ર નારીત્વમાંથી પ્રગટતા સૌન્દર્ય અને માધુર્યને સ્થાન ક્યાં મળે? કેવા રમણીય હાવભાવો દ્વારા એના સર્વાંગ સંપૂર્ણ સૌન્દર્યની લીલા એ વિસ્તારી રહી છે! અને એ સૌન્દર્યને પણ શોભા આપે એવા નૃત્ય સંગીતથી નગરવાસીઓને એ કેટલા મુગ્ધ કરી રહી છે! કર્તવ્ય–અકર્તવ્યની જાળમાં જીવનને જકડી રાખવાને બદલે જીવનને જીવન બનાવી દેનારી આ નારીની પૂજા જીવનની પૂજા છે, માનવતાની પૂજા છે

પિતાની નામરજી હોવા છતાં આવા આવા વિચારોએ એણે એ વારાંગનાને રાજ્યાશ્રય આપ્યો હતો





રાજા બિંબિસારે વૃદ્ધત્વને કારણે પુત્ર અજાત શત્રુને રાજ્યધુરા સોંપી દીધી હતી છતાં સમગ્ર રાજ્ય તંત્ર ઉપર એમની દૃષ્ટિ રહેતી અને પ્રસંગોપાત સલાહસૂચન કર્યા વિના એમને જંપ વળતો નહિ. આરંભના દિવસોમાં રાજા અજાતશત્રુને પિતાની આ દોરવણી ગમતી, પરંતુ જેમ જેમ એને પોતાને સૂઝ પડવા માંડી, પોતાની સત્તાનો સ્વીકાર થવા માંડ્યો, પિતાના અને પોતાના વિચારો વચ્ચે વિરોધ અને ઘર્ષણ જન્મવા માંડ્યા તેમ તેમ પિતાનું વર્તન એને આડખીલીરૂપ લાગવા માંડ્યું. પિતા માટેનો પ્રેમ પણ આવા જ પ્રસંગોએ ઓસરવા માંડ્યો હતો. એમના ડહાપણ વિષે પણ એને ખાસ માન રહ્યું ન હતું. પોતાના કુટુંબીજનો સમક્ષ એ સ્પષ્ટ રીતે કહેતો પણ ખરો કે "આ વૃદ્ધોનાં શરીર જ માત્ર નિર્બળ નથી થઈ જતાં, પણ એમની બુદ્ધિ પણ નિર્બળ બની જાય છે. પણ આ વૃદ્ધો ભારે વિચિત્ર હોય છે. નિર્બળ બનેલા શરીરને સંભાળી સંભાળીને સાચવ્યા કરે છે જેથી રખેને વહેલાં રામશરણ થઈ જવાય નહિ. પરંતુ એમના શરીર કરતાં પણ વધારે અશક્ત બની ગએલી બુદ્ધિ પાસેથી તો કામ લેતાં એ અટકતા જ નથી. એને પણ આરામ આપવો જોઈએ ને!"

ઉપહાસમાં બોલાએલા આ શબ્દો સાંભળી એના મિત્રો એની પ્રશંસા કરતા. અજાતશત્રુની સત્તાનો સૌ કોઈએ સ્વીકાર કરી લીધો હતો અને એ સત્તામાં મદમસ્ત બની પોતાના મનને ગમે તે પ્રમાણે કરવામાં એને અનેકોની સહાય મળી રહેતી. રાજા બિંબિસાર પુત્રનું પોતાના તરફ બદલાતું જતું વર્તન જોઈ મનમાં દુઃખ અનુભવતા, પરંતુ એ શાણા અને સ્વસ્થ ગણાતા. પુત્રનું હિત સદાય મનમાં રાખી પુત્રની અવમાનતાને સહેનાઈથી ભૂલી જતા કે ઘણીખરી વાતોમાં એમણે હવે બોલવાનું છોડી દીધું હતું. પરંતુ જ્યારે એમણે સાંભળ્યું કે કાશ્મીરની વારાંગનાએ દેશપરદેશથી બોલાવેલી અને નર્તિકાઓ અને રૂપ સુંદરીઓથી રાજનગરની અનેક પ્રવૃત્તિ ધમધમી રહી છે ત્યારે રાજા ચૂપ રહી શક્યા નહિ. પોતાના પુત્ર અને પુત્રતુલ્ય પ્રજાના હિતને એમણે દીર્ઘદૃષ્ટિથી વિચારવા માંડ્યું. પેતાનું શું કર્તવ્ય હોઈ શકે તે વિષે એમના વૃદ્ધ અનુભવી મને અનેક પ્રકારનું મંથન કર્યું. એમની આગળ રોજરોજ અનેક પ્રકારની હકીકતો રજૂ થયા કરતી હતી.

કોઈ કહેતું કે સમગ્ર રાજ્યતંત્ર આ વારાંગનાઓની વ્યવસ્થામાં જ રોકાઈ ગયું છે. પંડિતો અને જ્યોતિષીઓ, યોદ્ધાઓ અને સેવકો, નર્તિકાઓ કે વારાંગનાઓના આવેશો આગળ જ ભમ્યા કરતા. નગરની સઘળી સમૃદ્ધિ અને શોભા આ પ્રાસાદોમાં આવીને ધપ્પ બની. દેવમંદિરના ઉદ્યાનોનાં પુષ્પો ભગવાનની મૂર્તિને ચરણે નામશેષ બનવાને બદલે સંગેમરમરની જીવંત મૂર્તિઓ જેવી વારાંગનાઓ અને નર્તકીઓને કંઠે માળા બનીને ખીલી ઊઠતાં. અને પરિમલ પ્રસરાવતા સંગીતના મધુર સ્વરો ઈશ્વર સ્તવનના બંદીખાનામાંથી મુક્ત બની કિન્નરીઓના કંઠમાં વસી પ્રેમઉલ્લાસનાં ગીતો બની પોતાની સાથે અનેક હૈયાઓને નૃત્યમય કરી મૂકતાં. મંદિરોને શીતળતા સમર્પવાને બદલે અગ્નિ આ વિશાળ પ્રાસાદોમાંથી પરિમલ અને સંગીતનો પ્રસાદ લઈ નગરમાં ફરી વળતો અને સૌને આ મહામીજલસનું આમંત્રણ પહોંચાડી આવતો.

કોઈ આવીને કહેતું કે આ આમંત્રણ માત્ર જુવાન પુરુષો પૂરતું જ મર્યાદિત રહ્યું નથી, પરંતુ કુટુંબની કન્યાઓ અને કુલવધૂઓ પણ આ આમંત્રણથી મુગ્ધ બની એ પ્રાસાદો તરફ ચાલી નીકળે છે. લાવણ્યવતી સૌંદર્યવાન રૂપગર્વિતાઓને જોઈને અને એમની વચ્ચે આનંદમસ્ત બનેલા પોતાના પ્રિયતમો કે પતિદેવને જોઈને બેવડો અસંતોષ ધારણ કરીને પાછી વળે છે. વૃદ્ધો ત્યાં જઈ કરમાઈ ગએલા યૌવનને પ્રફુલ્લિત કરવાના નિષ્ફળ પ્રયત્નોને અંતે માનસિક અધઃપતનને માર્ગે ચાલ્યા જઈ



જીવનભરની તપશ્ચર્યાનો વિનાશ નોતરી લે છે કિશોરો યુવાનોનું અનુકરણ કરતા નગરભરમા ધાંધલ મચાવી મૂકે છે.

યૌવનના આ મહોત્સવ દ્વારા ચાલી રહેલા વિલાસનો અમર્યાદિત વિસ્તાર પ્રજાને વિનાશને માર્ગે દોરી ગયા વિના નહિ રહે એવા વિચારમાં રાજા બિંબિસારે ભાવિનું એક અતિ દારૂણ ચિત્ર જોયુ અને એને કમકમા આવી ગયા, કર્તવ્યના ભાને એનુ વૃદ્ધત્વ શાણપણ મૂકીને ચાલી ગયું

એ ચાલી નીકળ્યો વારાંગનાઓને દ્વારે દ્વારે જઈ એમણે નગરભરમાં ફેલાવેલા પ્રકોપનો કરુણ ચિતાર રજૂ કર્યો તેમને આગ્રહપૂર્વક કાલાવાલા કર્યા કે તેઓ આ નગરનો ત્યાગ કરીને ચાલી નીકળે પોતાના ગંદા પગોથી એણે એ પ્રાસાદોને ભ્રષ્ટ કર્યા તુચ્છકારથી મદમસ્ત યૌવનાઓની એણે અવમાનના કરી શણગાર શોભાની સર્વ શૃંગારસામગ્રીને એણે પાદપ્રહારોથી ખંડિત કરી મૂકી પુણ્યપ્રકોપથી સળગી ઊઠેલા ભૂતકાળના આ રાજવીએ વિલાસનો પારાવાર વિનાશ સરજી દીધો હોત પરંતુ અનુચરો અને ગુપ્તચરોએ રાજા અજાતશત્રુને ઘડીભરમાં રાજાની પ્રવૃત્તિથી વાકેફ કરી દીધા રાજાની પ્રિય વારાંગના પોતાના થએલા માનભંગથી રાજાને અનેક વેણ સંભળાવી અજાતશત્રુના પ્રચંડ ક્રોધાગ્નિમાં ઘી હોમી રહી અજાતશત્રુનો પડતો બોલ ઝીલવા સજ્જ સૈનિકોએ રાજાજ્ઞા સાંભળી કે

'જાઓ, એને બંદીવાન બનાવીને મારી સમક્ષ હાજર કરો એ રાજદ્રોહી છે.'

એ જ એક આજ્ઞાની રાહ જોવાતી હતી પિતા અને રાજા બિંબિસારને પુત્રની સમક્ષ બંદીવાન બનાવીને હાજર કરવામાં આવ્યા અજાતશત્રુના ક્રોધવચનો ગરજી ઊઠ્યા પરંતુ બિંબિસારે ધીર અને શાંત અવાજે કહ્યુ

'બેટા, મારે કહેવાનુ કાંઈ નથી મારે જે કરવાનુ છે તે હું કરીશ '

૫

રાજા, હઠે ભરાએલો રાજા અજાતશત્રુ આ વચનોને સહન કરી શક્યો નહિ અને એના પ્રચંડ ક્રોધ વચનોથી એ ગરજી ઊઠ્યો

'પિતા હોય કે પરમેશ્વર! લઈ જાઓ એને કારાગૃહમા, પહેરાવી દો બેડીઓ, બેસાડી દો ચક્કીએ મારાં સ્વપ્નોની સામે થનારને મારા માર્ગમાંથી દૂર કરો '

× × ×

અજાતશત્રુએ પિતાને ફરમાવેલી આકરી સજાની વાત જાહેર થઈ ત્યારે સમગ્ર નગરમા શૂન્યતા વ્યાપી વળી અજાતશત્રુ, રાજકુટુંબ અને નગરજનો આ શુ થઈ રહ્યુ છે એનો મર્મ પામી શક્યા નહિ અજાતશત્રુના પિતા, વિશાળ કુટુંબના કુલપિતા અને સમગ્ર નગરના રાજ્યપિતા બિંબિસારને માટે પરિસ્થિતિએ સરજાવેલી આ દારૂણ કરુણતા સર્વના ચિત્તને વેધી રહી વાતાવરણમાં ફેલાઈ ગએલા ગ્લાનિના મોજાએ સંગીતના સૂરોને, વારાંગનાઓના નૂપુરઝંકારને, પુષ્પોના પરિમલને એ સંધ્યાકાળે નામશેષ કરી દીધા દીપમાળાએ પણ પોતાનો પ્રકાશ એ રાત્રે પાથર્યો નહિ

લતામંડપના એક આસન ઉપર મોડે સુધી શૂન્યમનસ્ક બનીને બેસી રહેલો રાજા અજાતશત્રુ, સર્વત્ર ફેલાઈ રહેલી નિર્જનતા અને ક્યાંક ક્યાંકથી સંભળાતા નિશ્વાસ સહન કરી શક્યો નહિ ત્યારે પોતાના શયનગૃહમા પ્રવેશ્યો ત્યાં એણે શુ જોયુ ?

એક પલંગ ઉપર પોતાનો પુત્ર પડ્યો છે આજુબાજુ બેઠેલી દાસીઓ એને પંખા વડે પવન નાખી રહી છે પુત્રની માતા પુત્રનું બધુ જ દુઃખ સહન કરતી નાનાવિધ પ્રકારે લાડકોડથી એની વેદના હળવી કરવા પ્રયત્ન કરે છે પુત્રના હાથની આંગળી દર્દથી પાકી ઊઠી છે અને વેદનાને સહન કરવાને અસમર્થ બાળક વિલાપ કર્યા કરે છે આ દૃશ્યના દર્શનમાત્રથી અજાતશત્રુનુ વાત્સલ્ય જાગી ઊઠ્યું. રાજા, પુત્ર, પ્રિયતમ કે સ્વપ્નદર્શી મટી માત્ર





પિતા બની રહ્યો નાનકડા પુત્રના સમસ્ત શરીર ઉપર એનો સ્નેહાર્દ્ર હાથ ફરી વળ્યો અનુચરો પાસેથી પંખો લઈ રાજાએ જાતે આગની વેદનાના શમન અર્થે પંખો નાખવા માંડ્યો પિતાની વાત્સલ્યભરી ફૂંકમાં આગની વેદના ઓછી થવા માંડી

પરિજનોને વિદાય કરી રાજા પોતે જ શય્યા ઉપર બેસી બેસી પુત્રની પરિચર્યા કરી રહ્યા રાણી પણ રાજાના આગ્રહને વશ થઈ ખંડમાંના પલંગ ઉપર નિદ્રાવશ થવાનો પ્રયત્ન કરતી આડેપડખે થઈ મધરાત થઈ તો પણ પુત્રની પથારી પાસેથી ઘડીભર પણ નહિ ખસવાનો નિર્ણય કરી અજાતશત્રુ પુત્રની પથારી પાસે જ બેસી રહ્યો

રાત વધતી જાય છે પુત્રની વેદના ઓછી થતી જાય છે દર્દથી પાકી ઊઠેલી પુત્રની આંગળીને આરામ આપવાના પિતા અનેક પ્રયત્નો કરે છે પુત્ર નિદ્રાવશ થઈ જાય તો એનું દુઃખ ઓછું થાય એ વિચારે રાજાએ અનેક કહાનીઓની વાતો કરી એને ઊંઘાડવાના પ્રયત્નો કરવા માંડ્યા પુત્ર જરા નિદ્રાવશ થવા માંડ્યો એટલે રાજાએ પલંગ ઉપર બેઠાં બેઠાં જ વાંકા વળી દર્દની વેદના સહન કરી રહેલી પુત્રની આંગળી પોતાના હૂંફાળા મોઢામાં હળવેથી મૂકી દીધી રાજાનો હેતુ પાર પડ્યો પુત્રનું દુઃખ હળવું થયું એ શાંત બની નિદ્રાને ખોળે પોઢી ગયો

પરંતુ આ વખતે આ વિશાળ મહાલયમાં એક એવી નારી પણ છે જે રાત્રિ દરમિયાન એક પળ માટે પણ આંખ મીંચી શકી નથી એ છે રાજા બિંબિસારની રાણી અને અજાતશત્રુની માતા વૈદેહી દેવી આજે એનો પ્રિયતમ જીવનસાથી અપમાનના સહન કરતો કરતો કારાગારમાં પડ્યો છે એને કાંઈ સૂઝતું નથી કેટલીય વખત પિતા–પુત્ર વચ્ચેના સંઘર્ષને ટાળવાનો એણે પ્રયત્ન કરી જોયો હતો પતિને કહેવાના એની રીતે હેતુ હતું કે એ તો હજુ નાદાન છે આ રાજ આકળા થશે નહિ પુત્રને પણ એણે વિનવવામાં બાકી રાખ્યું ન હતું પરંતુ આજે આણાધાર પતિદેવ અને પ્રાણપ્રિય પુત્ર વચ્ચેનો સંઘર્ષ પરાકાષ્ટાએ પહોંચ્યો હતો પોતાના જીવનના આ મહાન પરાજયને જોઈ રાણી વૈદેહીજી આકૂળવ્યાકૂળ બની ગયાં હતાં

એમનો નિદ્રા તો ક્યાંથી આવે! પ્રભાત થવાને હજુ તો વાર છે ચારે બાજુ પોતાના મનમાં વ્યાપી વળ્યો છે એવો અંધકાર નજરે પડે છે ધીરે પગલે પોતાના શયનગૃહમાંથી બહાર નીકળી રાણી એ અંધકાર તરફ જોઈ રહે છે ત્યાં એમની નજરે પુત્રનું શયનગૃહ પડે છે એમાં હજુ દીપક બળે છે અજાતશત્રુ પણ આજે ક્યાંથી સૂઈ શક્યો હોય! પિતા અને પુત્ર લોહીના સંબંધે જોડાએલા છે પશ્ચાત્તાપના અગ્નિમાં એ પણ બળી રહ્યો હશે એવા એવા વિચારોએ રાણી વૈદેહીદેવીએ આશાભર્યા પગલે પુત્રના શયનમંદિરમાં પ્રવેશ કર્યો

પિતાપુત્રના ઘર્ષણથી ઘવાએલી માતાએ ખંડમાં પિતાપુત્ર વચ્ચેનો અમાપ પ્રેમ જોઈ ગળગળી બની ગઈ આખી રાત જાગતા બેસી રહી વાંકા વળીવળીને પુત્રની આંગળીને પોતાના મુખમાં મૂકી હૂંફ આપી પુત્રની વેદના ઓછી કરવા સર્વસ્વ સમર્પી રહેલા રાજવી પિતાને તેણે જોયા

આ ચિત્તવેધક દૃશ્ય જોઈ રાણી વૈદેહીજી પુત્રની નજીક જઈ એક આસન ઉપર બેસી ગયાં એમની આંખમાંથી મુક્તપણે અશ્રુની ધારાઓ વહેવા માંડી એ કાંઈ જ બોલી શક્યાં નહિ જે એમને વ્યક્ત કરવું હતું તે આંસુઓ વિના બીજી તે કઈ રીતે વ્યક્ત થઈ શકવાનું હતું?

અજાતશત્રુ માતાની વ્યથાને અશ્રુધારા મૂર્ત થતી જોઈ ધીરજ રાખી શક્યો નહિ, પુત્રનું શારીરિક દુઃખ હળવું થયું છે અને એ શાન્તપણે નિદ્રા લઈ રહ્યો છે એ જોઈ હળવેથી એની આંગળી પોતાના મુખમાંથી કાઢી પોતાના ખોળામાં એ કોમળ હાથ મૂકીને અજાતશત્રુએ ટટાર થઈ માતાની સામે નજર કરી અને આર્જવભર્યા અવાજે કહ્યું:

"માતા, શાંત થાઓ, ધીરજ ધરો."

"બેટા, હું તે શાંત ક્યાંથી થઈ શકવાની હતી?" આક્રંદભર્યા ધીરા અવાજે માતાએ પોતાની વ્યથા શબ્દસ્થ કરવા માંડી "પણ બેટા અત્યારે તો હુ રડી રહી છુ વર્ષો પહેલાંના એક પ્રસગને યાદ કરીને"

"તે શુ છે મા?"

"બેટા આજે આખી રાત એ પ્રસગ મારી સમક્ષ વારવાર પ્રત્યક્ષ થયા કર્યો છે."

"મા મને એ પ્રસગ નહિ કહો?" પોતાની અને માતાની વ્યથા હળવી કરવા અજાતશત્રુ ધીરે ધીરે માતાની સાથે વાતોએ વળગ્યો

'ભાઈ, એ પ્રસગ તને રૂચશે કે નહિ તે હુ જાણતી નથી પણ બેટા એ પ્રસગ હું તને કહીશ વર્ષો પહેલાં આવી જ એક મધરાતે આ મહાલયના આ જ ઓરડામાં એક પિતાએ પોતાના પુત્રની વેદનાના શમન અર્થે આવુ જ આકરુ તપ કર્યું હતુ. પલગ ઉપર વેદનાથી તરફડતા પડેલા પુત્રની આગળી દર્દથી પાકી ઊઠી હતી. અસખ્ય પરિજનો અને સેવકો સહાય કરવા તૈયાર હતા પરતુ રાજાએ એ સૌને વિદાય કરી એકલા આખી રાત જાગીને, આ તારી જેમ જ પોતાના પુત્રની આગળીના દુખને મુખની ઉષ્મા આપી આપીને વેદનામુક્ત કરી હતી"

"કોણ હતા મા એ પિતા ને પુત્ર?"

"બીજા તે કોના પ્રસગો મારે સ્મરણમા રાખવાના હોય બેટા! એ આખી રાત તારા પિતાએ તુ બાળક હતો ત્યારે તારી આ જ પ્રકારની વેદનાનું, પોતે થઈને શમન કર્યું હતુ. બીજે દિવસે તારી આંગળીનુ દુખ હળવુ થતા તુ આનદપૂર્વક ક્રીડા કરવા લાગ્યો ત્યારે તારા પિતાએ પોતાના જીવનની કેવી તૃપ્તિ અનુભવી હતી!"

"મા મને એ પ્રસગ ફરી સભળાવો ને"

ઉષ કાળ થયો ત્યા સુધી આ અને આવા, પિતાના વાત્સલ્યભર્યા પ્રસગો માતા પાસેથી અજાતશત્રુએ અશ્રુપૂર્ણ આખોએ સાંભળ્યા એ પાવનકારી પ્રસગોના વારિમાં સ્નાન કરીને એના હૃદયનો બધો રાગ ધોવાઈ ગયો, પોતાની અપાર શરમને એ પ્રાત કાળના પ્રકાશમાં સહન કરી શક્યો નહિ.

"મા, હમણા જ પિતાજીના બધન આ તલવારથી કાપી કાઢી તેમને ચરણે મારુ સ્થળ પાછુ મેળવી લઈશ હું"

ને એણે મ્યાનમાંથી તલવાર કાઢી ખુલ્લી તલવારે ને પ્રચડ વેગે એ કારાગૃહ તરફ દોડવા લાગ્યો પિતાના સાગરશા હૈયામાં પોતાના પાપ તો નામશેષ બની ગયા હશે. ક્યારે જઈને પિતાના બધનો મુક્ત કરી એમની ક્ષમા મેળવી લઉ એવી અધીરાઈથી અજાતશત્રુ કારાગૃહ તરફ ત્વરિત વેગે ચાલી નીકળ્યો

કારાગૃહના વિશાળ પટાંગણમા એક આસન ઉપર, અવમાનનાના ભારથી ભાંગેલે હૈયે, નતમસ્તકે બેઠેલા વૃદ્ધ બિબિસારે એ કારમી રાત્રિ પછીના ઉષ કાળના પહેલા પ્રકાશમાં શુ જોયુ? કારાગૃહના દરવાજાની સામે પડેલા દૂર દૂરથી ચાલ્યા આવતા માર્ગ ઉપર આ કોણ દોડી રહ્યુ છે? પ્રાતઃકાળના આ ઝાંખા પ્રકાશમાં એના હાથમાં આ શુ ચળકે છે? પ્રકાશ જેમ જેમ વધે છે તેમ તેમ એમ સ્પષ્ટ ભાસે છે કે આ તો ખુલ્લી તલવારે ચાલ્યો આવે છે પોતાનો પુત્ર રાજા અજાતશત્રુ એ શા માટે આવે છે? હાથમાં ખુલ્લી તલવાર લઈને એ શા માટે ચાલ્યો આવે છે? ગઈ કાલે એના ક્રોધે માઝા મૂકી હતી મારા સ્વમાનને એણે પુત્ર થઈને હણી કાઢ્યુ હતુ શુ એથી એને સતોષ નહિ થયો હોય તે આજે એ જાતે થઈને મને હણવા તો નહિ ચાલી આવતો હોય ને? તલવારને જોરે એ મારા વિચારોને નામશેષ કરવા તો નથી આવી રહ્યો ને?

ને એમ હોય તો, તો એ હું કદી નહિ બનવા દઉં પિતૃહત્યાના પાપથી શું હું મારા પુત્રને કલકિત થવા દઉં? ના એ નહિ બને, કદી નહિ બને, કદી નહિ બને, કોઈ કાળે નહિ બને.





પિતૃઅવમાનનાના પાપનું પરિમાર્જન કરવા ઉત્સુક બનેલો અજાતશત્રુ પ્રચંડવેગે ને ખુલ્લી તલવારે આગળ ને આગળ જઈ રહ્યો છે પિતાને ચરણે પોતાનું સાચું સ્થાન મેળવી લેવાની એને હોંશ હતી કારાગૃહના સૈનિકો પણ રાજાની આમન્યા માટે સજ્જ થઈ ગયા એક ઘડી બે ઘડી અને

બિંબિસારે ખુલ્લી તલવારે પુત્રને નજીકને નજીક આવી રહેલો જોયો અને એણે પોતાની આંગળી વાળી વાળી પોતાના મુખમા મૂકી દીધી એ આંગળીને છેડે હીરાની વીંટી શોભતી હતી આ જ મુખમા એણે એક રાતે આ જ પુત્રની રોગના વિષની વ્યથાથી વેદનાભરી બનેલ અંગુલિ મૂકીને વિષને હળવું કર્યુ હતું આજે એ જ આંગળી તલવારને હસ્તાથી પકડી પિતૃહત્યાનું મહાપાતક કરવા સજ્જ થઈ છે! એવું તે કેમ થવા દેવાય? આ વિચારે રાજાનું હૃદય ઉદ્વિગ્ન થઈ ઊઠ્યું પુત્રના જીવનને કલંકિત કરતા એ વિષથી પુત્રને રક્ષવા, પિતા બિંબિસારે હીરાની અંગુઠીથી અલંકૃત પોતાની અંગુલિ મોઢામાં મૂકી અને પ્રાણના સમગ્ર સામર્થ્ય અને હૃદયના અશેષ બળથી પુત્રને બધાંય અમંગલથી રક્ષવા એમાં રહેલા હીરાને ચૂસ્યો

પિતાને બંધનમુક્ત કરવા અજાતશત્રુએ કારાગૃહમાં પ્રવેશ કર્યો ત્યારે પિતાના દેહને બંધનમુક્ત કરવાની જરૂર રહી ન હતી પરિતૃપ્ત ભાવે ને કૃતકૃત્યતાના સાર્થક્ય બિંબિસારે મહાપ્રસ્થાનને માર્ગે પ્રયાણ કરી દીધું હતું

બાલરવિના કિરણો વયોવૃદ્ધ રાજાના શરીરને અંતિમ આશ્લેષ કરી રહ્યા હતા



# શબનમ [૨]

અનુ૦ અશોક હર્ષ

નિંદા સામે સહર્ષ કાન ધરનારા અનેક હોય છે, જ્યારે સત્કથન પ્રત્યે નહિ બીજાઓનું દુર્દૈવ સાંભળવામાં એક જાતનો છૂપો અને મેલો આનંદ રહ્યો હોય છે સદાચરણ એ નૈસર્ગિક નહિ પણ અર્જિત ગુણ હોવાનો એ સચોટ પુરાવો છે

કોઈ પણ દુષ્કૃત્ય શિક્ષામુક્ત નથી હોતું શિક્ષાને આવી લાગતા કદાચ વિલંબ લાગે, પણ એ એના પથે પળી ચૂકેલી જ હોય છે.

*

આહ્લાદ અને આશારહિત દિવસોની કંટાળાજનક પરંપરા કરતાં વધુ થીજાવી નાખનારું બીજું કંઈજ નથી

જિંદગીનો ઊંડામાં ઊંડો બોધપાઠ અભિમાન હોય છે જિંદગીની કીમતીમાં કીમતી બક્ષિશ મહાન આનંદની સ્મૃતિ હોય છે

જિંદગી એટલે ન સુધારી શકાય તેવી ભૂલોની પરંપરા સફળતા તેમને ઢાંકી દે છે જ્યારે નિષ્ફળતા તેમને ઊઘાડી પાડે છે.

આપણે સ્વભાવે જ એટલા બધા આશાવાદી હોઈએ છીએ કે નિરાશાના ઊંડામાં ઊંડા કુર્દમમાં ડૂબેલા હોઈએ ત્યારે પણ આપણે કદાપિ આશા નથી છોડતા, અથવા ભાગ્યે જ છોડીએ છીએ આપણે વિધિના ચક્રનો એક આંટો ફરવાની ઉત્સુકતાપૂર્વક રાહ જોયા કરીએ છીએ, પણ બહુધા કેટલી નિરર્થક!

*

જગતના આછકલા ઉપાલંભોને હસી કાઢતા આંતરિક આનંદ અને મધુર સંતોષ આપણને સાચે સાચી ધાર્મિક વૃત્તિ વિના ક્યાંય પ્રાપ્ત નથી થતા

*

એક અનામી લેખકના વિચાર મૌક્તિકોનો આ બીજો હપ્તો છે. આટલી સમૃદ્ધ ચિન્તનકણિકાઓના લેખકે પોતાનું નામ જાહેર કરવાની પણ પરવા નથી રાખી એ એની કેવી ભવ્ય સ્વાર્થત્યાગવૃત્તિ ? આ બધી કણિકાઓ હપ્તે હપ્તે 'ઊર્મિ-નવરચના'માં આખા પુસ્તકને પૂરું કરશે વાચકોએ આપેલો આવકાર અમે હર્ષભેર વધાવીએ છીએ

આપણા આદર્શો માટી અને મર્ત્યતાના સંપર્કમાં આવતા તરત ઊડી જાય છે.

*

આત્મતૃપ્તિ એ અધોગતિનું અચૂક ચિહ્ન છે અજંપ અને અતૃપ્ત આત્મા જ વિચાર અને ક્રિયાના ક્ષેત્રમાં પુરોગામી તરીકે પ્રગતિના પંથે આગળ વધે છે

*

મહાનમાં મહાન વિજય આત્મવિજય છે

*

માનવજાતનો મોટો ભાગ વિના વિચાર્યે જ જીવન નિર્ગમન કરે છે એવાઓને માટે જિંદગી એ માત્ર ધરેડ છે, યંત્રવત્ પાર પાડવાનો રોજિંદો વ્યવસાય છે. વિચારકતા એ એમને માટે અત્યંત કષ્ટકારી ઑપરેશન જેવી છે તેઓ એથી દૂર જ ભાગે છે અને બાપદાદાથી ચાલ્યા આવતાં પરંપરા, માન્યતા અને સંપ્રદાયને આવેશપૂર્વક વળગી રહે છે નવો ચીલો પાડવો એ તો ગણ્યાગાંઠ્યા લોકોનો જ હક અને અધિકાર છે અને એવા લોકો જ પોતાના જાતભાઈઓના કલ્યાણ તથા માર્ગદર્શન માટેના જ્યોતિર્ધરો બની રહે છે એવાઓનું માન તથા ગૌરવ હો, કારણ કે તેઓ પોતાના રક્તસિંચન દ્વારા ધરતીને ફળદ્રુપ તેમ જ પોતાની યાતના દ્વારા તેને પવિત્ર બનાવતા હોય છે

*





વિશ્વશાંતિનુ જ્વલંત સ્વપ્ન આ જગતને માટે મૂર્ત ન થઈ શકે એટલું પ્રજ્વલંત છે, ત્યાં વ્યક્તિઓ તેમ જ રાષ્ટ્રો માટે એ જ સદાનો પ્રાણપ્રશ્ન બની રહ્યો છે કે એકબીજાને ટપી કેમ જવું હરીફાઈ અને પ્રતિસ્પર્ધા—વર્તમાન ધર્મના એ બે મહા નિયમો છે

*

બાળપણના નિર્દોષ દિવસોમાં મે એવું સાંભળેલું કે ન્યાયની દેવી અંધ છે અને વ્યક્તિઓની કશી પ્રતિષ્ઠા તેની મને નથી ન્યાયમંદિરમાં મે તેનો એ અંધાપો મટી ગએલો જોયો અરે એને લક્ષપાત્ર એવી તીવ્ર નજર ધરાવતી જોઈ—ખાસ કરીને મુહતાસબ (પોલીસ)ના મોભાની અને શાહની પ્રતિષ્ઠાની બાબતમાં ન્યાયદેવીના ઉચ્ચાસન સમીપ મે લક્ષ્મી દેવીને પણ તેની સઘળી જાદુગરી સાથે જોઈ ટૂંકામાં મે વાર્તાઓ અને આખ્યાયિકાઓમાં વર્ણવેલા ન્યાય કરતાં જુદા જ ન્યાયનો અમલ જોયો

*

જિંદગીમાં આપણે જે દંભ કરતા હોઈએ છીએ તે બીજાઓમાં ધિક્કારતા હોઈએ છીએ આવો સરસ છે માનવીનો દંભ—કાયમી નિષ્ઠુર નિર્લજ્જ!

*

હું જે ભલાઈનું મૂલ્ય આંકું છું એ છે હૃદયની ભલાઈ—નહિ કે હોઠો પર રમતી કૃત્રિમ ભલાઈ

*

જિંદગીની જંજાળથી અલિપ્ત ને અટૂલો હું સદસત્ વસ્તુઓને નિહાળતો વિષાદપૂર્ણ ખડો છું જિંદગીનો કશો અર્થ પામવા હું મથું છું પણ મારી એ શોધ તદ્દન નિષ્ફળ છે જિંદગી એક ક્રૂર આપત્તિ એક ભૂલભરી સંધિ જણાય છે હાસ્ય એ આંસુઓનું જ પુરોગામી આનંદ એ વિષાદના જ કાસદ સમાન લાગે છે દરેકોઈ ચીજ અનુચિત સ્થાને અથવા તો સ્થાને લાગે છે શ્રીમંતાઈ સાથે ભ્રાતૃભાવ સત્તા સાથે સહાનુભૂતિ અને સિદ્ધાંત સાથે તેના અમલનો સુયોગ ક્યાંય નથી દેખાતો અથવા ક્વચિત જ દેખાય છે મૂર્ખો રાજદરબારોને શોભાવી રહ્યા છે જ્યારે હીજડાઓ અંતઃપુરનો આનંદ માણી રહ્યા છે આપણું આ જીવન એક જબરૂ કરુણ પ્રહસન છે

*

પ્રાચીન–અર્વાચીન ઋષિઓને ચરણે બેસીને મે શિક્ષણ તથા જ્ઞાન મેળવ્યું અને વર્ષો પર્યંતના મારા એ પરિશ્રમપૂર્ણ અભ્યાસનું તથા વિદ્યાર્થીપણાનું મુદ્દામ પરિણામ આ હતું

Vanitas Vanitatum Mil Misi Vanitas

*

સામાજિક અસમાનતાઓ વધુમાં વધુ ભારે લાગે છે કારણકે જિંદગીમાં ડગલે ને પગલે તે આપણાપર આવી પડતી હોય છે રાજકીય લાચારી તરફ આંખ આડા કાન કરી શકાય કોઈવાર ન્યાય્ય પણ ઠરાવી શકાય પરંતુ સામાજિક અસમાનતાઓ કદાપિ નહિ

*

અબાધિત દમન જેવી કોઈ ચીજ અસ્તિત્વમાં નથી મોટામાં મોટો દમનકારી પણ અમુક હદથી આગળ જઈ શકતો નથી એથી આગળ વધતાં પ્રતિકાર બંડ અરાજકતા એને તાકી જ રહ્યા હોય છે

આપણે કેટલી સહેલાઈથી સંયોગોને વશ અને પ્રારબ્ધને આધીન બની જઈએ છીએ એ આશ્ચર્યકારક છે દાખલા તરીકે આપણાં આંસુ કેટલા જલદીથી સુકાઈ જાય છે અને વિયોગના ઘા રૂઝાઈ જાય છે? અસારતા અને વિસ્મૃતિ—સંસારનું શાણપણ ધરાવતા આ બે શબ્દો સુવર્ણાક્ષરે લખાવા જોઈએ

*




ઉત્સુક અને ઉજ્જવલ આશાઓભરી યૌવનની ઉષા પર જિંદગીની સંધ્યા એ કેવો સચોટ વ્યંગ છે

*

સંસારની ધમાલ વિનાની જિંદગી ગાળનારાઓમાં એમને શાંતિ મળો!—કેવી મૃદુભાષી સમજાવટ, નિર્વ્યાજ પ્રેમ, નિરાડંબર કરુણા અને શી આત્મભોગની વૃત્તિ મને દેખાયા છે! શ્રીમંતોની હવેલીઓ કેવો વિચિત્ર અને નોંધપાત્ર વિરોધાભાસ ખડો કરે છે! એકમાં આપણને ધર્મનું બળ પ્રતીત થાય છે, બીજામાં લક્ષ્મીનો મોહ અને એ મોહજન્ય પતિતતા પ્રતીત થાય છે

*

મારા સર્વસુખમય કલ્પિત રાજ્યમાં ન્યાયનો વહીવટ માત્ર એ જ લોકોને હસ્તક રહેશે જેમને કશું સ્થાપિત હિત સાધવાનું નહિ હોય, જેમનામાં વિધ્વંસતોષપણું નહિ હોય, જેઓ પોતાના અંતરાત્મા સિવાય બીજા કોઈને જવાબદાર નહિ હોય; જેને સત્ય સિવાય બીજા કશાને અર્ધ્ય આપવાનો નહિ હોય.

*

દર્દી દિલોની અય હકીમ, પ્રેમીઓનાં અખૂટ રહસ્યોની વિશ્વસ્ત અય રાત્રિ, જગતના થાકેલા પ્રવાસીઓને હૂંફાળી ગોદમાં લઈને તેમને વિશ્રામ આપનારી ઓ મધુર આશ્વાસિની, મારે માટે તું શું લાવતી આવી છે? મારા દર્દની કંઈ દવા, મારી ગમગીનીમાં કંઈ હમદર્દી, મારા અનંત ઔદાસ્યમાં કંઈ આશા? ના, તું મારે માટે તો સદાય વિષાદનો જ સંભાર લાવતી આવી છે અને એની સાથે ખારાં આંસુ મારે માટે તો તારી આ અને ફક્ત આ જ ઉદાર બક્ષિસ છે

*

વિપત્તિની વેદનામાં, આપત્તિ સામેના સંઘર્ષમાં, ભયની પળોમાં અથવા નિરાશાની ઘડીએ આપણે કેવી આર્જવતાભરી પ્રાર્થના, કેવી પવિત્ર પ્રતિજ્ઞાઓ, કેવા હુકમ નિર્ધારો, ટૂંકામાં કેવા શુભ ખયાલો કરતા હોઈએ છીએ! પરંતુ વાદળ વીખરાઈ ગયું અને પ્રકાશનું પુનર્દર્શન થવા પામ્યું કે આપણે એ જ જૂના માર્ગ અપનાવીએ છીએ—હકીકતમાં ન વીસરાએલા માર્ગો, પાપ અને મૂર્ખાઈના માર્ગો

*

જીવન જટિલ સમસ્યાઓથી પૂર્ણ છે. કેટલીક આપણે ઉકેલીએ છીએ, કેટલીક માત્ર અરધી જ ઉકેલી શકીએ છીએ, અને કેટલીક વણઉકેલ જ રહેલી કબરમાં આપણી સાથે લેતા જઈએ છીએ

*

મહાન આવેશ સર્વ કંઈ ગળી જાય છે, ખુદ એને પોતાને પણ

*

કેટલીકવાર આપણામાં અસ્તિત્વ પ્રત્યે અધીરતાની, અંતની ઉત્સુકતાની લાગણી જાગી ઊઠે છે તેવે વખતે, અલબત્ત, જિંદગી આપી શકે એવી કોઈ ચીજમાં આપણી આશાઓ કેન્દ્રીભૂત નથી રહેતી, આપણા વિચારો અચૂકપણે મૃત્યુ પર—જિંદગીના અણઉકલ્યા પ્રશ્નોના એકમાત્ર ઉકેલ પર કેન્દ્રિત રહે છે

*

ઈર્ષા એ માનવ આત્માના વિનાશ માટે સેતાને ઘડેલું ક્રૂરમાં ક્રૂર શસ્ત્ર છે

*

મને અજ્ઞાનીઓની ઈર્ષા આવે છે, એમનો આત્મવિશ્વાસ, એમની શ્રદ્ધા, એમની સરળતા અને ખુદ એમનું અજ્ઞાન મને ઈર્ષા પ્રેરી રહે છે મને ગરીબોની ઈર્ષા આવે છે, એમની મર્યાદિત જરૂરિયાતો, એમની સહન કરવાની શક્તિ, એમની હૃદયસ્પર્શી નિઃસ્પૃ





ધનિકો પાસે આબદાર બેડીઓ અને ગોનેરી ગમગીની સિવાય બીજુ શુ હોય છે? જ્ઞાનીઓ પાસે દૂર ને દૂર સર્યે જતા લક્ષ્ય પાછળની અનંત હોડ સિવાય બીજુ શુ હોય છે? માનવજાત કદી સંતુષ્ટ નહિ બને તમે એને ચાહે તે આપો યા એની પાસેથી ચાહે તે લો

*

આપણા અનુભવે આપણે સદા વધુ શાણા અને વધુ સમૃદ્ધ બનતા જઈએ છીએ કારણકે દરેકે દરેક અનુભવ જિંદગીની શાખામાં શીખાતો એક નવો પાઠ હોય છે કશાક અસત્યનો સ્ફોટ કરતો અથવા તો નિર્ણયબુદ્ધિની ક્ષીક ભૂલ સુધારતો

*

આપણે સતત ફેરફાર ઝંખતા રહીએ છીએ પછી એ અપાયકારક હોય તો પણ આવી છે માનવ સ્વભાવની વિકૃતિ!

*

સ્ત્રીનુ જીવન—સામાન્યત એ અંગ્રેજપુમાર રોગદષ્ટા દોષ શન અને નશ્યચેષ્ટાનુ બનેલુ હોય છે

*

મદ ઈર્ષા મોહ—જિંદગીના સુખને જ એ નથી કલુષિત કરતાં પરંતુ માનવીના આધ્યાત્મિક વિકાસને પણ અવરોધી દે છે

*

પૂર્વ પર પશ્ચિમની સરસાઈ ક્યાં રહેલી છે? બેશક એના નૈતિક હેતુના બળમાં એની અપ્રતિહત કર્તવ્યભાવનામાં રાષ્ટ્ર અને માનવજાતના દાવાના સ્વીકારમાં એના સર્વસ્પર્શી ખયાલોમાં પૂર્વનુ જીવન અત્યંત સ્વકેન્દ્રિત ખૂબ જ સાંકડા વર્તુલથી મર્યાદિત છે પૂર્વની સહાનુભૂતિ પોતાની જાત અને પોતાના કુટુંબમાં જ સમાઈ અને ખપી જાય છે પોતાની જાત અને પોતાના કુટુંબ ઉપરાંત કશી ફરજ બજાવવાની નથી રહેતી કશુ નથ્યુ સુકાવવાનુ નથી રહેતુ પૂર્વે ક્દાપિ નિર્હેતુક સહાનુભૂતિ કે વિશાળ પાયા પરની સહિષ્ણુતા જાણ્યાં નથી એણે કદી ઉત્તાત્મ રાષ્ટ્રભક્તો કે રાષ્ટ્રીય આદર્શ માટે દૈવી પ્રેરણાવાળા શહીદોને પોષ્યા નથી એણે કદી માનવ બાનીમે ટમો જગતના સમવાયનો ખ્યાલ કર્યો નથી કે (અત્યારની સ્થિતિ જોતાં) કરી શકે તેમ નથી એણે સદાસર્વદા માનવતાને ભિન્ન પાડતી સામાજિક દિવાલો ચણ્યે રાખેલ છે એની આધ્યાત્મિક વિશિષ્ટતા કે ધાર્મિક ઉપદેશનાં મર્મમાં પશ્ચિમ પાસેથી જીવવાની કળા સમાધાનનો આત્મા અને સૌથી શ્રેષ્ઠ બોધપાઠ તો પ્રતિકારનો જુસ્સો—માનવીના ગૌરવથી અસંગત એવી એકે એક લાગણી સામે અપનાવવા જોઈએ

*

સત્યનો જો ખરેખર જય થતો હોત તો ભલાઈને સંસાર સહન કરવાનુ અને બુરાઈને તાગડધિન્ના કરવાનુ કેમ મળે છે? ભલાઈની તો માત્ર ચકાસણી કસોટી થાય છે યાતનાથી એ વિશુદ્ધ થાય છે જેથી તે વધુ ઉજ્જવળતાથી ચમકી રહે અને પોતાનો અજર અમર અકલ્ક મહાન પ્રભાવ જાહેર કરી રહે પરંતુ બુરાઈથી દિવસનો પ્રકાશ સહન નથી થતો એનુ શાસન અલ્પજીવી હોય છે એની અંતવડી સદાય નજીક હોય છે એ માત્ર એક ક્ષણનો ચમકારો હોય છે અને પછી હોય છે કેવળ સંપૂર્ણ અંધકાર બીજી બાજુ ભલાઈ એ સૂર્યના પ્રકાશ જેવી હોય છે—પોતાની વત્સલ ઉલ્લાસપ્રેરક ઉષ્મા અને પ્રકાશ વડે આકાશને ઝગમગાવતી અને પૃથ્વીને દીપાવતી

*

આહ નિરર્થક શોકની કટુતા અને આશાહીન તૃષ્ણાની વિફળતા!

[ ક્રમશ ]

★

# માટીનો અંધાર

જીવરામ જોષી

## [૨૦] ત્રાટક

મારી સફરમાં અનેક માનવી આવી ગયા છે એકે એક કક્ષાના માણસોના જીવન મે નીતરતા જોયાં છે તે નીચોડ મે જમાવ્યો છે, વલોવ્યો છે અને તાવ્યો છે પણ હુ તો એનો એ છુ અનેક રૂપ બદલતાં મે જોયા છે પણ હુ નથી બદલ્યો ગગામાં ડૂબકી મારીને ય હુ કોરો રહ્યો છુ કીચડમાં ઘૂમીને ય હું ખરડાયો નથી એવા અનેક પ્રસગો અને સસર્ગમાં આવતા માનવીઓમા કેટલાક સ્મરણીય રહ્યાં છે એમાંનો એક પ્રસગ અને એ જૈન સાધુ અને સાધ્વી ભૂલ્યાં નથી ભુલાતા એકાએક ગમે ત્યારે સ્મરણમા આવી જાય છે. અને એક વિરાગ જન્માવી જાય છે વિરાગ એવો કે, ઘડી ભર વિચલિત બનુ છુ ફરી પાછો ચામુડાના મદિરમા બેઠેલો હોઉ બાણગગાને એ કિનારે, એ સ્મશાનમાં, એ ભયાવહ રાત્રિમાં, એકલો ને અડગ, કોઈ બળતી ચિત્તાને તાપણે તાપતો હોઉ. અમદાવાદના આ મીલના કાળમુખા ધૂમાડા વચ્ચે હુ એકલો છુ કોઈ બીજી ઉપાધિ મને વળગવા આવી નથી મને કોઈ મોહી શકયુ નથી. પણ માયાની લાળનો એક તાર મને જકડી બેઠો છે મોહ નથી પણ ધર્મ બનીને એણે કીચડમાં ફસાવી રાખ્યો છે એ છે મા જે દિવસે માનાં દર્શન મને થયા ત્યારે હું નાઠો મારુ સ્વર્ગ છોડીને ભાગ્યો મૃત્યુલોકમાં માનુ એ વ્યાપક દર્શન કરાવનાર એ જૈન સાધુ અને સાધ્વી યા શ્રી સ્વયં મુક્તિનામ ભવનેષુ લક્ષ્મી એ મા છે ઈશ્વર, ભગવાન, પ્રભુ એ બધાં માનાં નામ છે ઈશ, ભગ, ભુ એટલે શક્તિ એને વર, વાન, પ્ર, પ્રત્યયો લગાડીને મહાન બનાવ્યા છે એ શબ્દોનો અર્થ મહાન મા થાય છે મહાન શક્તિ એટલો જ અર્થ ભગવાનનો છે ભગવાનના નામના અને રૂપના બીજા ગપાટા કેવળ અજ્ઞાન અને ભ્રમ છે અલિગ તો એક મા જ છે એનુ છેવટનુ સ્થૂળ સ્વરૂપ એ જનની છે ખરેખર એની જોડ નહિ મળે બ્રહ્મ જડ છે, શક્તિ ગતિમાન છે. એ પુરુષ બ્રહ્મનુ છેલ્લુ ને સ્થૂળ સ્વરૂપ તે પુરુષ એ જડ છે સ્થિર છે, દૃઢ છે બ્રહ્મના ગુણો પુરુષમા છે, ગતિ શક્તિના ગુણો સ્ત્રીમાં प्रकृति स्तव च सर्वस्य गुण त्रय विभाविनी । એ માતાનુ સ્વરૂપ છે જનનીમા એ મહાગુણો સ્થાપિત છે પુરુષ અને પ્રકૃત્તિ આ રીતે ભિન્ન છે અને પુરુષ કરતા પ્રકૃત્તિની લીલાથી જ આ જગત સૌદર્યમય અને આનદમય છે એ છે જનની જ્યાં સૌદર્ય ત્યાં મા

ચામુડામાં આવ્યાને બીજે દિવસ થયો હું બાણગગામાં નહાવા ઊપડયો, વહેણ વચ્ચે મોટા એક પથ્થર પર જઈને બેઠો પગ પાણીમાં બોળ્યો કે જાણે લકવો લાગ્યો હિમગિરીનો બરફ પીગળી પીગળીને બાણગગામા વહે છે. ભર ઉનાળે પણ ઠડા હિમ જેવાં પાણી વહ્યા જાય છે. તેમાં પગ બોળ્યા પછી નહાવાનું સાહસ કરી શકાયું નહિ પાણીમા બોળેલો પગનો ફણો લાકડુ બની ગયો ચકિત બનીને બેઠો હતો કે સામે થોડે દૂર એક માનવીને નહાતા જોયા ભારે નવાઈ લાગી આવા ટાઢા બોળ પાણીમા એનાથી નહાતુ કેમ હશે ! એકી નજરે હુ તેને જોઈ રહ્યો નહાઈને એ જતા રહ્યા હુ પણ ઊતારે ગયો થોડી જ વાર થઈ હશે કે એ જ વ્યક્તિ આવીને ઊભી રહી. બમશકર અને એક બગાળી બ્રહ્મચારી વિવાદવિનોદ કરતા બેઠા હતા બ્રહ્મચારીએ આવનાર વ્યક્તિને આવકાર દીધો બેસવા આસન આપ્યુ આસન પર ન બેસતાં ભોંય પર જ તેઓ બેઠા





ગણુ છે? બમશંકરે પૂછ્યું

'સાધુજી છે' બ્રહ્મચારી બોલ્યા

હસીને બમશંકરે હાથ જોડીને નમસ્કાર કર્યા

આપનાં દર્શન કરવા આવ્યો છું આવનાર વ્યક્તિ બોલ્યા

એ જૈન સાધુ હતા હું તેમના મોં સામે જોઈ રહ્યો વાતો થતી રહી તેમના મોં પર કોઈ જાતનો ભાવ અમતો જોયો નહિ સ્થિર ગંભીર અને દૃઢ મુખાકૃતિ અચળ અંતરનું દર્શન કરાવતી હતી

બમશંકરે કહ્યું જૈન સંપ્રદાય ભાવનાશીલ છે સાધનાનો કોઈ સ્વરચિત પ્રકાર તેમાં યોજાયો નથી છતાં જૈનોમાં સાધનાક્રમ તો છે જ એ વિષે ગુપ્તતા જળવાય છે એનું કંઈ રહસ્ય ખરું કે?

સાધુજી બોલ્યા બાજરીનો રોટલો ખાવો એ ખોટું છે એમ કહ્યા પછી એજ માણસ ભૂખનો માર્યો બાજરીનો રોટલો ખાવા બેસે છે, ત્યારે સંતાઈને ખાય છે

બમશંકર બોલી ઊઠ્યા: શું ખાઓ છો એમ કોઈ પૂછે તો?

સાધુજી કહે: તો એ કહે છે કે એ રોટલો બાજરીનો નહોતો

બમશંકર કહે શાનો હતો? એમ પૂછીએ તો?

સાધુજી કહે તો એમ કહે છે કે એ ગુપ્ત પ્રકારનો રોટલો હતો અમે જૈનોએ પણ સાધના પ્રકારમાં એમ જ કર્યું છે વેદમત સામેના મત ભેદને વિરોધનું સ્વરૂપ આપી દીધું અને પ્રમાણિક મતભેદ ભૂલી જઈને વિરોધીની શત્રુવટ વહોરી લીધી. પરિણામે કુસંગ જ થયો બાકી તો શાક્ત સાધના એ જ જૈનોની સાધના છે પણ એમ કહે તો પોતે વૈદિક મતનું કંઈક સ્વીકાર્યું છે એમ કહેવાય એટલે પોતાના સાધના પ્રકારને ગુપ્ત કહ્યો ગુપ્ત બનાવ્યો

બમશંકર બોલ્યા સાધનાની શોધ શાક્ત શાસ્ત્રો એ જ કરી છે એમ હું કહું તો?

સાધુજી બોલ્યા અવશ્ય જગતમાં હજી સુધી કોઈ આચાર્યે કે કોઈ સંપ્રદાયે સાધનાનો નવીન ક્રમ શોધ્યો નથી વિશ્વની મહાન શક્તિનો અનુભવ કેવળ શાક્ત શાસ્ત્રોએ જ કરાવ્યો છે એમાંથી લઈ લઈને બીજાઓએ પોતાની શક્તિ કેળવી છે અને પોતાના નામે સંપ્રદાયો સ્થાપ્યા છે રામરામની માળા જપો કે ખુદા ખુદા કહો ઈસુ કહો કે અમે તે નામ મૂકો એનો કંઈ જ અર્થ નથી શબ્દ ગમે તે હોય એનું કંઈ પરિણામ નથી પણ માળા દ્વારા શબ્દ રટણની જે માનસિક અસર જન્મે છે એ જ પ્રભાવશાળી પરિણામ એક મહત્વ રાખે છે એ શોધ તો શાક્ત શાસ્ત્રો એ જ આપી છે એ સાધના પ્રકારને અપનાવીને રામને બદલે રહીમ મૂકીને કોઈએ પોતાનું મહત્વ વધાર્યું પણ એમાં એનું કંઈ જ નથી

આ રીતે બમશંકર અને સાધુજી વચ્ચે લાંબી વાત ચાલતી રહી મને કેટલુંક સમજાયું અને કેટલુંક ન સમજાયું. સાધુજીના ગયા પછી બ્રહ્મચારીજી એ લ્યા મોઢે મોટી મોટી વાતો કરે છે પણ મહા દુષ્ટ છે

મે પૂછ્યું આ સાધુ દુષ્ટ છે? કેવી રીતે!

બ્રહ્મચારી બોલ્યા એક રાણીને ભગાડીને લાવ્યો છે બીજે તો ક્યાં જાય! મૂકોને એની વાત

સાધુજીમાં મને રસ જાગ્યો મંદિરના પૂજારીને મે પૂછ્યું તેણે પણ અવનવી વાતો કહીને ઘણા બતાવી

બાણગંગાને કિનારે એક ખંડેર શો ઘાટ હતો. તેને એક દરવાજો હતો તેને માથે એક માળ હતો તે પડું પડું થતો હતો નીચે ભંડાર જેવી ઓરડી હતી આ સ્થાનમાં જૈન સાધુજી રહેતા હતા સાથે એક જૈન સાધ્વી પણ હતાં કોઈ ત્યાં જતું નહોતું કોઈ તેમના સંપર્કમાં પણ આવતું નહિ એક ઘૃણાની લાગણી જ બધાએ કેળવી લીધી હતી. સંપ્રદાયવા



કુળવાદ, જાતિવાદ, એ બધા એક જાતની ઘૃણા જગાડે છે, વિભિન્નતા ખડી કરે છે ગમે તેવા સારા માણસને પણ તે બીજા વિભાગનો હોવાથી તેને આપણે માનનીય નથી ગણતા. આ પ્રાણીમાત્રની પ્રકૃત્તિ છે એ પુરુષ પ્રકૃતિ અહ છે એમા જ સંસારની મીઠાશ છે જીવનનુ એ એક બળ બની ગયુ છે ઈર્ષા એ અહંનો મેલ છે અહ મધ્યમ પ્રમાણમા હોય ત્યાં સુધી તે સ્વાભિમાન અને ગૌરવ કહેવાય છે. ત્યારે ઉન્નત બનવાની પ્રેરણા જન્મે છે વટાવીને અહ જરા છલકે છે ત્યારે મધ્યમનુ પ્રમાણ બીજાથી આળગ વધી જવાની લાલસા જાગે છે તે સ્પર્ધા બની જાય છે અહ જ્યારે વધુ પ્રમાણમા છલકે છે ત્યારે તે ઈર્ષા અને દ્વેષ બની જાય છે ત્યારે વેર અને ઝેર ખડા થાય છે,

મે તપાસ કરી તો મોટે ભાગે એક જ વાત મળી કે જૈન થઈને ઉપાસના કરે એ અરુચિકર લાગતું હતું. જૈન જેવા વિરોધી સંપ્રદાયના એ સાધુ તપસ્વી કે સાધક છે, એ વાત સાંપ્રદાયિક અહં સ્વીકારવા તૈયાર નહોતુ. એમા પોતાનું કંઈક હલકુ કહેવાતું હશે!

સૂરજ આથમી ગયો હતો મે બાણગંગાને એ કિનારે પગલાં ઉપાડ્યાં જ્યાં સાધુજીનો વાસ હતો. જાઉં કે ન જાઉં એ પ્રશ્ન સમસમતો જ રહી ગયો અને પરાણે જાણે કે ચાલી જ નાખ્યુ દરવાજામા થઈને બે પાચ પગથિયાં નીચે ઊતર્યો પાછલી બાજુ કિનારાની ઊંચી ભેખડ પર સાંકડુ ચોગાન હતું તેની એક બાજુ પુરાણો ખંડ હતો. ત્યા પહોંચ્યો ત્યારે ગુગળ અને લોબાનયુક્ત મીઠી મહક ચાખી ખડના બારણા પાસે ગયો તો અંદર ઝાંખો પ્રકાશ પસર્યો દેખાયો અંદર પહોચી શકે એટલી દષ્ટિ ફેરવી જોઈ કાંઈ દેખાયું નહિ.

મે બૂમ પાડી મહારાજજી !

ઉત્તર મળ્યો આઓ

હુ ખંડમા પ્રવેશ્યો એકબાજુ સાધુજી અને સાધ્વીજીને સામસામે બેઠેલા જોયા તેમની વચ્ચે સ્થિર જ્યોતિ જલતી હતી પણ એ સાધુજી અને માતાજીનું સ્વરૂપ જોતાં હુ થીજી ગયો પાછો વળુ કે ઊભો રહુ એ નિર્ણય કરી શકાયો નહિ આવી ભાગણા જેવુ થયુ કંઈક લજાયો પણ ખરો આવે સમયે જ આવવુ જોઈએ એમ પણ લાગ્યુ પણ હવે તો આવી ગયો છુ હવે શુ? એકાએક, અણધારી અને વિચિત્ર પરિસ્થિતિ આવી પડે ત્યારે ગભરાટને બદલે મગજમાં શાંતિ સ્થપાતી એમાથી હુ તાત્કાલિક ઉપાય શોધી શકતો એ મારી કેળવાયલી પ્રકૃત્તિ જીવનમરણ જેવા અનેક પ્રસંગો અનુભવીને આ પ્રકૃત્તિ દઢ બની હતી હુ તો સ્થિર થઈને ઊભો જ રહી ગયો.

સાધુજી બોલ્યા કેમ?

મે કહ્યુ હુ જાઉ છુ આપને વિઘ્નરૂપ બન્યો

સાધુજી બોલ્યા તમને વિચિત્ર જ નહિ પણ અતિ કુત્સિત દશ્ય લાગતુ હશે!

મે કહ્યુ: નાજી.

સાધુજી બોલ્યા. લાગે તો છે જ, પણ એના પ્રત્યાઘાતને પચાવી લેવાની તમારી શક્તિ તમને નિર્વિકાર બનાવી રહી છે.

મે કહ્યુ એ તો સ્વાભાવિક છે

સાધુજી કહે એ સ્વાભાવિકતા જ સારાસારને પારખવાનુ બળ આપે છે, પ્રજ્ઞા ત્યારે જ જાગે છે વિકારથી આપણે વિચલિત ન થઈએ ત્યારે જ વાસ્તવિક સપાટી પર ખડા રહી શકીએ છીએ

મે કહ્યુ: મારુ અહીં આવવુ એ ક્ષમ્ય તો નથી જ, અરુચિકર ગણાય

સાધુજી બોલ્યા અમારા આવકારથી તમે આવ્યા છો.

સાધુજી અને સાધ્વીજી તદ્દન નગ્નાવસ્થામાં બેઠા હતાં સામ સામે મોં હતા તેમની વચ્ચે ચારેક ફૂટનું અંતર હશે. વચ્ચે ઘીની હળવી જ્યોત જલતી હતી. પછી મે જાણ્યુ કે, ત્રાટકનો એ એક પ્રકાર હતો આંખમા આંખ મેળવીને કીકીના વચલા ટપકામા દ્રષ્ટિ સાધીને ત્રાટક કરવાનુ હોય છે આ ત્રાટક અતિ ભયંકર ગણાય છે આવા ત્રાટક વિષે મે ઘ નુ





સંધાન મેળવવા પ્રયત્ન કરેલો કોઈ જ આવા ત્રાટકની માહિતી આપી શક્યુ નથી પણ ત્રાટકનો પ્રભાવ દ્રષ્ટિની અથાગ શક્તિ કેળવે છે જ્યાં જે ભાવથી દ્રષ્ટિ પડે ત્યાં તેજ પરિણામ જન્મે છે પરિણામ જન્મે છે બધા સ્વાદનો અનુભવ જીભના નાયુઓ કરે છે બધા ભાવનો અનુભવ આંખની દ્રષ્ટિ કરે છે એકેએક અનુભવમાં રસ છે અને એકે એક સ્વાદમાં ભાવ છે એ બન્ને એક જ સાથે અનુભવાય છે જ્યારે જીભ કોઈ સ્વાદ અનુભવતી હોય છે ત્યારે આંખ પણ એનો ભાવ ચખતી હોય છે એક ધરાયલા માણસને વાસી અને જરા ઊતરી ગયેલું અન્ન ખાવા આપો તો ઘૃણા જન્મે ભૂખ્યો એને સ્વાદથી ખાઈ શકે છે રસથી અને મીઠાશથી કાગડો વિષ્ટા ખાય છે માણસને ઘૃણા ઊપજે છે વિષ્ટામા સ્વાદ કે ઊતરી ગયેલા અન્નમા કુસ્વાદ એવુ કઈ નથી એ વસ્તુમાં કોઈ જાતનો વિકાર નથી વિકાર છે આપણી ભૂખમાં અને ભાવમા કાગડાને વિષ્ટા પર ભાવ છે તમને નથી આટલો જ વિકાર ભેદ વિષ્ટા તો વિષ્ટા જ છે એ સિદ્ધાંત પ્રાથમિક રૂપે શાક્ત સંપ્રદાયે પચાવ્યો છે જગતની કોઈ વસ્તુ અઘોરીને મન ઘૃણાસ્પદ નથી તમે જેને અતિ ઘૃણાસ્પદ ગણો છો એમાંથી એ મહાસ્વાદ મેળવે છે સાધનાના એક પ્રકાર તરીકે એનો ઉપયોગ થાય છે જ્યાં ભેદભાવ ત્યાં ઈશ્વરત્વ નથી આ વાતનુ જન્મ દર્શન અનુસંધાન કોઈએ કર્યું હોય તો તે શાક્ત અને અઘોરીપંથે એ ઈશ્વરત્વના વિજ્ઞાનને અથવા ઈશ્વરને સત્ય સ્વરૂપે સમજવુ હોય તો શાક્ત અને અઘોર પંથનુ જ અનુસરણ કરવુ પડશે એ સિવાય જગતના કોઈ ધાર્મિક સાહિત્યમાં એનુ નિરૂપણ નથી

મારે આ વિષયમાં ઊતરવુ નથી એ મારો પોતાનો અંગત વિષય છે મારી રીતે એને હુ ચગાસુ છુ વિચારુ છુ અને કિમ્મત આંકુ છુ સાધના અને આધ્યાત્મિકતા એ સદાય અંગત હોય છે એ કદી સાર્વજનિક ન બની શકે સાર્વજનિક બનાવવાનો પ્રયત્ન જ્યારથી થયો ત્યારથી ધાર્મિક પંથો ખડા થયા અને સત્યને નામે અસત્ય અને ધર્મને નામે અધર્મ ખડાં થયાં છે

વાત હતી ત્રાટકની એની પ્રાથમિકતા સમજાવવા આટલો મે ખુલાસો લાંબો કર્યો આપણી દ્રષ્ટિમાં ભાવ વહે છે એની ઊગ્રતા હજારો અણુબોમ્બ કરતાં પણ બળવતી છે એક દ્રષ્ટિ પડે કે પહાડો ફાટી જાય એની સાધના પણ એટલી જ કઠિન છે સાધના પ્રકાર સરળ છે પણ સાધકની પ્રકૃતિ પરિસ્થિતિ અનુકૂળતાઓ એ બધાં વિરુદ્ધ ખડાં હોય છે

ત્રાટકમા બે શક્તિ છે ઉત્પાદક અને વિધ્વંસક ઉત્પાદક શક્તિ કરતાં વિધ્વંસક શક્તિ ઝટ કેળવાય છે કાશીમાં વિશુદ્ધાનંદ સરસ્વતીનો અહલ્યાબાઈ ઘાટ પર મઠ છે તેઓ હમણાં જ થઈ ગયા કહેવાય. તેમનામા ઉત્પાદક શક્તિ હતી ફૂલનો કાંકરો કરી દેતા અને કાંકરાનુ ફૂલ બનાવી દેતા એનો અનુભવ કરનારા હજી પણ છે વિધ્વંસક શક્તિ તો સામાન્ય માણસો પણ અનુભવી શકે હિપ્નોટિઝમ વિષે ઘણા જાણે છે મારણના પ્રયોગની વાતો આપણો અબોધ ગામડિયો પણ કરશે.

સાધુજી અને સાધ્વીજીએ પરસ્પરની આંખની કીકી ઊપર ત્રાટકનો પ્રયોગ માંડ્યો હતો સ્ત્રી અને પુરુષની દ્રષ્ટિમાં ભેદ છે દ્રષ્ટિ વડે બીજાની દ્રષ્ટિ ઊપર પ્રભાવ પાડનારું જે ત્રાટક થાય છે તેમાં સામાની દ્રષ્ટિ બળવતી હોય તો એ ત્રાટક પાછુ ઠેલાય છે ઘણાં માણસોની આંખોમાં કુદરતી રીતે જ ત્રાટકીય બળ હોય છે તેવાની દ્રષ્ટિ ઉપર કોઈ ત્રાટક કરવા જાય તો એ પાછુ પડે છે જો એનો એ પ્રત્યાઘાત પચાવવાની શક્તિ પ્રયોગ કર્તામા ન હોય તો સ્વયં તેનો ભોગ થઈ પડે છે પરસ્પર આંખ ઉપર ત્રાટકનો પ્રયોગ ઘણો જ નાજુક ગણાય. સાધુજીએ મને તે વિષે જણાવ્યુ કે પોતે સફળતાથી આગળ વધી રહ્યા છે

મે પૂછ્યુ એનુ પરિણામ?

સાધુજી કહે અનિશ્ચિત છે

મે પૂછ્યુ તો પ્રયોજન?

સાધુજી કહે: બ્રહ્માનંદ

આમ ને આમ વાતોમા અંધારુ થઈ ગયુ ફરી પાછા આવવાની આજ્ઞા લઈ ને રજા લીધી. એ ગડમથન લઈને હુ ઉતારે ગયો

# સર્વોદય કે સામ્યવાદ ?

વસુબંધુ

## પ્રકરણ ૧૯ સું

### ગાંધીદર્શન

'Where there is no vision, people perish' 'જ્યા દર્શન નથી, ત્યા પ્રજા નાશ પામે છે'

માનવ પુરુષાર્થનુ અને ખાસ કરીને હિન્દના લોકજીવનનુ ભાગ્યે જ કોઈ એવુ ક્ષેત્ર હશે કે જેને વિષે, મહાત્માજી અને એમના અનુયાયીઓએ વિચાર ન કર્યો હોય કે યોજના ન ઘડી હોય એમા મહાત્માજીના અનુયાયીઓના ભાષ્યો અને સ્વતત્ર વિચારોને બાજુએ મૂકીએ તો પણ મહાત્માજીના પોતાના લખાણોની અદર જ એટલા બધા પરસ્પર વિરોધી વિચારો મળી આવે છે કે એમાથી કોઈપણ જાતની સુસગતતા શોધી કાઢવાનુ કામ ઘણુ જ મુશ્કેલ છે

જેમ હિદુ ધર્મને આધારે વિધવાવિવાહ શાસ્ત્રોક્ત છે અને નથી, તેમજ મૂર્તિપૂજા, વર્ણાશ્રમ, ઈશ્વરનુ અસ્તીત્વ, અસ્પૃશ્યતા, બહુપત્નીત્વ વગેરે અનેક બાબતો શાસ્ત્રોક્ત છે અને નથી એમ પરસ્પરવિરોધી છાવણીઓના પડિતો શાસ્ત્રોને આધારે નક્કી કરી શકે છે તેમ મહાત્માજીના જીવનના પ્રસગો અને લખાણોના ઉતારા મારફતે આપણે ગાધીજીના ઉપદેશોના અનેક મનસ્વી અર્થો કરી શકીએ છીએ. એને કારણે જ આજે પડિત જવાહરલાલ નેહરુ અને કુમારપ્પા બન્ને પ્રમાણિકપણે માની રહ્યા છે કે પોતે બાપુને ચીંધેલે માર્ગે જ ચાલ્યા જાય છે એટલુ જ નહિ પણ દર્શક, પ્રો દાતવાલા અને સી ડી એચ કોલ જેવા લેખકોએ મહાત્માજીના જૂન વાણી અને મનસ્વી આર્થિક ખ્યાલોમા આધુનિકતા આરોપવાનો તદ્દન નિષ્ફળ પ્રયત્ન કર્યો છે સૌ કોઈ કહે છે કે મહાત્માજીને રસ્તે ચાલો પણ ગાંધીવાદનો અમે જે અર્થ કરીએ તે સ્વીકાર્યા પછી જ આની પરિસ્થિતિમાં ગાંધીવાદ વિષે એક નવુ ભાષ્ય રચીને હુ અધાધુધીમા ઉમેરો કરવા માગતો નથી મહાત્માજી

> નિષ્પક્ષ અને તટસ્થ લખાણુને લીધે કોઈ વાચકને મોડુ મોડુ પણ આ લખાણ વાંચવા મળે છે અને એ આખી લેખમાળા વાંચવા આગળના હપ્તાઓ માટે 'ઊર્મિ-નવરચના'ના જૂના અકો માગે છે શરૂઆતથી જ અસ્ખલિતપણે વહ્યે જતી આ લેખમાળાનો વિશાળ વાચકવર્ગ જામી ગયો છે.

શુ કહેતા હતા, એમા મને જેટલો રસ છે તેના કરતાં મહાત્માજી એમ શાથી કહેતા હતા એમાં મને વધારે રસ છે

મહાત્માજીનુ જટીલ માનસ સમજવાની મોટામાં મોટી ચાવી એ છે કે એમનુ માનસ એ હિદુ માનસ હતુ, અને હિદુ માનસને સમજવાની ચાવી હિદુપ્રજાના ઈતિહાસમા પડેલી છે આપણી પ્રજાના ઈતિહાસની આ પૃષ્ઠભૂમિકાના અજ્ઞાનને કારણે સામ્યવાદીઓ મહાત્માજી ઉપર ગમે તેવા ગદા અને હાસ્યાસ્પદ આક્ષેપો કરતા હતા મહાત્માજીની બિરલા અને અન્ય ધનિકો સાથેની મૈત્રીને તેઓ એ રીતે વગોવતા હતા 'ગાધી ગરીબોનો દુશ્મન છે અને મૂડીવાદીઓનો બગલબચ્ચો છે' જે લોકો આ દેશની પ્રજાની પરપરાને સારી રીતે જાણે છે તેમને આ આક્ષેપ કાયમ હાસ્યાસ્પદ લાગવાનો છે

મહાત્માજી હિદુ પ્રજાના ઉત્તમોત્તમ પ્રાચીન સંસ્કારોના પ્રતિનિધિ હતા, એટલે એમના જીવનના કેટનાય સસ્કારો આપણને એમના પુરોગામી હિદુનેતાઓમાં જોવામાં મળે છે દા ત એમની મુસલમાનો પ્રત્યેની ઉદારતા જોઈએ તો એ આપણને ઠેઠ હિદુ મુસ્લીમ સબધોની શરૂઆતથી જ જોવાની મળે છે એ જ રીતે સમાજના બધા વર્ગો પ્રત્યેની એમની સમદષ્ટિ અને પ્રારબ્ધયોગે સુખી થએલા અને રહેલા વર્ગો પ્રત્યે દ્વેષબુદ્ધિનો અભાવ આ





ઋષિ દયાનંદ અને સ્વામી વિવેકાનંદના જીવનમાં સ્પષ્ટ રીતે જોવાનો મળે છે. મહાત્માજી પેઠે જ દયાનંદને ગરીબો પ્રત્યે ઘણી અનુકંપા હતી. છતાંય તેઓ રાજામહારાજાઓ ને ધનિકોના પણ મિત્ર હતા. એનો અર્થ એવો નહોતો કે દયાનંદ મૂડીવાળાઓના ગુલામ હતા. વખત આવે તેઓ પોતાના સુખી શિષ્યોની ફરેરમાં કઠોર ભાષામાં ઝાટકણી કાઢી શકતા હતા. જોધપુરના મહારાજાની એમણે વેશ્યાગમન માટે જે ઝાટકણી કાઢી નાખી હતી તેથી એમને પોતાનો જીવ ગુમાવવો પડ્યો. તે વખતે પણ એમણે પોતાના હત્યારાને મહાત્માજીની પેઠે જ ઉદાર દિલથી ક્ષમા આપી હતી. સ્વામી વિવેકાનંદ પણ જેટલી સરળતાથી રાજામહારાજાઓની મહેમાનગતી માણતા હતા તેટલી જ સરળતા અને આત્મીયતાથી ભિખારીઓ અને ગરીબો જોડે ફુટપાથ ઉપર પડયા રહી એમના દુઃખોમાં ભાગ લેતા. એ જ રીતે હમણાં 'સંસ્કૃતિ' માસિકમાં આવતાં શ્રી ઉપ્પીના બાલ્યાવસ્થાનાં સંસ્મરણો વાંચીએ તો એમાં એમના પિતાના જીવનમાં ગાંધીયુગના અનેક સંસ્કારો ગાંધીયુગ ૧૯નાં જ આરંભે પ્રતિબિંબિત થયેલા જોઈએ છીએ.

હવે હિંદુ માનસ એ કેવું માનસ છે?

હિંદુપ્રજાના છેલ્લા હજાર વર્ષના ઇતિહાસથી જે હિંદુમાનસ બંધાયું છે એને આપણે એક જ કહેવું હોય તો કહી શકીએ કે વિચારમાં પ્રગતિશીલ અને આચારમાં નત્યાધાતી.

૧ હિંદુપ્રજા એ યહુદીઓ અને પારસીઓની પેઠે બહુ જ બુદ્ધિશાળી પ્રજા છે. એટલે જગતની છેલ્લામાં છેલ્લી પ્રગતિશીલ વિચારણા સમજવાનું કામ હિંદુઓ માટે સહેજે અઘરૂં નથી. હિંદુમહાસભાથી કૉમ્યુનિસ્ટ પાર્ટી સુધીનો કોઈપણ રાજકીય પક્ષ જુઓ તો એમાં તમને તુરત જ મુસલમાનોને મુકાબલે ઝળકતી હિંદુ આગેવાની માલમ પડશે. એ જ રીતે જીવનના બીજા દરેક ક્ષેત્રમાં એની એ જ પરિસ્થિતિ છે.

૨ સાથેસાથે હિંદુપ્રજા એ એક ક્ષીણવીર્ય પ્રજા હોવાને કારણે આચારના ક્ષેત્રમાં એ કોઈ નવું પ્રસ્થાન કરી શકતી નથી.

આ સબળબુદ્ધિ અને નિર્બળવીર્યના સંયોગોનું પરિણામ એ આવ્યું છે કે હિંદુઓ પ્રથમ પોતાની ક્ષીણવીર્યતાનું પોતાની બુદ્ધિવડે અદર્શીકરણ કરતા હોય છે.

હિંદુ કહેશે કે 'વસુધૈવ કુટુંબકમ્' પણ એને અમલમાં મૂકવાનો વખત આવશે ત્યારે એ કહેશે કે 'અટકની પેલીપાર જવાય નહિ', 'ઢેડને અડાય નહિ', 'મુસલમાનનું પાણી પીવાય નહિ.' એ કહેશે કે 'બ્રહ્મસત્યં જગત્ મિથ્યા' પણ દુન્યવી સુખસગવડની લોભ લાલચમાં એ દુનિયાની કોઈપણ પ્રજાથી સહેજે ઊતરતો નથી. 'નૈનં છિંદન્તિ શસ્ત્રાણિ'નો નિત્યપાઠ કરનારો હિંદુ સાથેસાથે ખિલાડીથી બીતો હોય છે. પરિણામ એ આવ્યું છે કે શ્રી પાઠક કહે છે તેમ પ્રજા પોતે હીન થઈ જતાં ઊંચામાં ઊંચી ફિલસૂફીનો કંઈ જ અર્થ રહેતો નથી.

જે હિંદુ પ્રજાનું માનસ તે જ હિંદુ નેતાઓનું માનસ. નર્મદાશંકર (ઉત્તર જીવન), ગોવર્ધનરામ, નાનાલાલ, મુનશી અને ગાંધીજી એ ગુજરાતી સાહિત્યના પ્રથમ પંક્તિના પાંચ લેખકો અને વિચારકો. પહેલી નજરે એમ લાગે કે આ પાંચેયની વિચારણામાં કશું જ સામ્ય નથી. પણ જરા ઊંડા ઊતરીએ તો આપણને એ સ્પષ્ટ સમજાશે કે આ પાંચેયની વિચારસૃષ્ટિની પૃષ્ઠભૂમિકા એકની એક જ છે.

આ પૃષ્ઠભૂમિકા કઈ છે?

૧ અમારો ભૂતકાળ સુવર્ણયુગ હતો. અમારી સંસ્કૃતિ સર્વશ્રેષ્ઠ હતી અને છે.

૨ પશ્ચિમની સંસ્કૃતિનો જે કંઈ ચળકાટ છે તે ક્ષણિક છે. અને એની દશા ગ્રીસ અને રોમ




જેવી થવાની છે પશ્ચિમ એ પૉલીશ કરેલું પિત્તળ છે પૂર્વ એ મૅલ ચઢેલું સોનું છે

૩ આટઆટલી આસમાની સુલતાની વચ્ચે અમે જે સેંકડો વર્ષથી ટકી રહ્યા છીએ એ અમારી શ્રેષ્ઠતા પૂરવાર કરે છે જે વખતે પશ્ચિમની સંસ્કૃતિ પોતાના વિસવાદોને કારણે તૂટી પડશે, તે વખતે હિંદ અને એમાંય ખાસ કરીને હિંદુ પ્રજા જગતની આગેવાની લેશે.

૪ એ આગેવાની લેવા માટે આપણે માત્ર એટલું જ કરવાનું છે કે આપણી જૂની સંસ્કૃતિના નાના દોષો દૂર કરવા અને મોટા શુભતત્ત્વો સાચવી રાખવાં જીવનની જૂની વ્યવસ્થામાં કોઈપણ જાતનો ક્રાંતિકારી ફેરફાર કરવાની કે નવું સર્જન કરવાની સહેજે જરૂર નથી જગતમાં જે કંઈ સારામાં સારૂ છે તે બધું આપણી સંસ્કૃતિમાં હતું, છે, અને રહેવાનું છે જ.

આ મુદ્દાઓને ટેકો આપનારૂ લખાણ પશ્ચિમના જે જે વિચારકો પાસેથી મળી આવે, તેનો ઉપયોગ કરવામાં આ મહાપુરુષો સહેજે આભડછેટ રાખતા નથી

થોડાક દાખલાઓથી મારો મુદ્દો સ્પષ્ટ કરૂ.

શ્રી ગોવર્ધનરામનો 'સરસ્વતીચંદ્ર' જુઓ એ ગ્રંથ એક રીતે પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિનો સમન્વય કરવાનો એક પ્રયત્ન છે પણ એની પાછળની દૃષ્ટિ એ છે કે હિંદુ જીવનવ્યવસ્થામાં ઓછામાં ઓછા ફેરફારો કરી એમાં પશ્ચિમની સંસ્કૃતિના કાળબળે અત્યંત જરૂરી બનેલા તત્ત્વોનો ન છૂટકે સ્વીકાર કરવો એટલે એમાં અસ્પૃશ્યતાનિવારણ અને રજવાડાના લોપની કલ્પના સરખી નથી. હિંદુ સંયુક્ત કુટુંબના દોષોથી બીજા કોઈપણ કરતાં શ્રી, ગોવર્ધનરામ વિશેષ વાકેફ છે છતાંય એ સંની સંસ્થાનું 'ગુણસુંદરીની કુટુંબજાળ'માં આદર્શીકરણ કરવામાં આવ્યું છે સરસ્વતીચંદ્રના ચોથા ભાગમાં સંયુક્તકુટુંબના લાભાલાભોની ચર્ચા કરતા શ્રી ગોવર્ધનરામ ચંદ્રકાન્ત પાસે કહેવડાવે છે કે 'પશ્ચિમનું અર્થશાસ્ત્ર જે આજસુધી અભેદ્ય મનાતું એમાં સોશ્યાલિસ્ટ સંપ્રદાયે ફાટ પાડી છે'

આનો અર્થ શો? 'ભાઈઓ! પશ્ચિમના મોહમાં એની પાછળ આંધળા થઈને કુદી પડશો નહિ મુડીવાદના અને સમાજવાદના પંડિતો લડી રહ્યા છે ત્યાં તેલ જુઓ તેલની ધાર જુઓ એ બન્નેને નિગતે લડવા દો અને એનું પરિણામ બહાર પડે ત્યારે કંઈક નવો વિચાર કરજો ત્યાંસુધી તો આપણું આ સંયુક્ત કુટુંબનું અર્થશાસ્ત્ર ઘણું જ સારૂ છે એમાં કૌટુંબિક વિમાની પદ્ધતિથી માંડીને સમાજવાદ સુધીનો સૌ પદ્ધતિઓના લાભો સમાએલા છે' આજે બે પેઢી પછી આપણે જોઈએ છીએ કે સમાજવાદનું વિચારમાંથી આચારમાં પરિવર્તન થયું છે એની મદદ વડે રશિયા અને મુડીવાદની મદદ વડે અમેરિકા અને પશ્ચિમ યુરોપ પોતાનો આત્મવિકાસ સાધી રહ્યા છે જ્યારે હિંદુ અર્થશાસ્ત્રે આપણી કંગાલીયત તલભાર ઓછી કરી નથી!

જ્યારે બીજું વિશ્વયુદ્ધ ચાલતું હતું ત્યારે શ્રી મુનશીએ દિલ્હીના ગુજરાતી સમાજ આગળ ભાષણ આપતા કહ્યું હતું કે પશ્ચિમની પ્રજાઓ અંદરઅંદર લડીને કપાઈ મરવાની છે જ્યારે આપણો મહાત્માજીને રસ્તે અવશ્ય ઉદ્ધાર થવાનો છે. છેલ્લા સાત વર્ષનો અનુભવ એ બતાવે છે કે યુદ્ધના વિનાશની આગમાં વધુમાં વધુ હોમાએલી જર્મન પ્રજા જેવી પ્રજા પણ આજે ટટાર થઈ ગઈ છે જ્યારે શ્રી મુનશી જેવા સમર્થ પુરુષ સત્તાસ્થાને આવ્યા પછી પણ આપણી પ્રજાના ખાંડગોળ જેવા સાદા પ્રશ્નો ઉકેલવામાં સદંતર નિષ્ફળ ગયા છે

મહાત્માજી કહેતા કે 'એટમ બોમ્બનો મારો જવાબ રેંટીઓ એ છે' આજે આપણે જોઈએ છીએ કે રેંટીઓ કુદરતી મોતે મરી રહ્યો છે જ્યારે અણુશક્તિનો સર્જન કાર્યમાં શી રીતે ઉપયોગ થઈ શકે





એ નક્કી કરવા માટે અમેરિકાના વૈજ્ઞાનિકો રાત દિવસ તનતોડ પ્રયત્ન કરી રહ્યા છે

આટલી પૂર્વભૂમિકા સમજી લીધા પછી આપણે હવે ગાંધી દર્શન તરફ વળીએ

(૧) ગાંધીદર્શન એ કોઈ ગીતાના દર્શન જેવું દીર્ઘજીવી દર્શન નથી સમયની જરૂરીયાત પ્રમાણે ઘડાયલું અને વિકસેલું એ એક અલ્પજીવી દર્શન છે દા ત મહાત્માજીએ અસ્પૃશ્યતાનિવારણ વિષે ઘણું લખાણ કર્યું છે પણ આવતી પેઢીમાં આ દેશમાંથી જ્યારે અસ્પૃશ્યતા સંપૂર્ણ રીતે નાબુદ થઈ જશે ત્યારે એ લખાણ નકામું થઈ જવાનું એજ રીતે મહાત્માજીના નાતજાત વિરોધી અને હિંદુ–મુસ્લીમ એકતા વિષેના વિચારોનું કારણ કે મહાત્માજીનું મોટા ભાગનું લખાણ એ પ્રચારક લખાણ છે

(૨) મહાત્માજીના વિચારોની અંદર રહેલા વિરોધ અને વિસંવાદ ટાળવાની એક ચાવી આપણને મહાત્માજીએ પોતે આપી છે એમણે એમ જણાવ્યું છે કે જ્યાં જ્યાં મારા વિચારો વચ્ચે વિરોધ માલમ પડે ત્યાં ત્યાં મારા જૂના વિચારોને રદ ગણવા અને નવા વિચારોને માન્ય રાખવા દા ત મહાત્માજી પહેલાં એમ કહેતા કે હું હિંદુ–મુસ્લીમ એકતા માટે અધીરો છું કારણ કે હું સ્વરાજ માટે અધીરો છું પાછળથી એમણે એનાથી ઊંધી વાત રજૂ કરી. એમણે એમ કહ્યું કે સ્વરાજ આવ્યા સિવાય હિંદુ–મુસલમાન એકતાનો સવાલ ઉકેલાવાનો નથી એ જ રીતે પહેલાં મહાત્માજી જ્ઞાતિ સંસ્થામાં માનતા એટલા માટે એમણે લાહોરના જાતપાત તોડક મંડળના સભ્ય થવાની ના પાડી હતી પાછળથી તેઓ આ સંસ્થાના વિરોધી થઈ ગયા હતા અને એમણે જ્ઞાતિ રૂપી ક્ષય જેવા લેખો લખ્યા હતા આ રીતે એમનું વ્યક્તિત્વ વિકાસશીલ હોવાથી એમનું ઘણું જૂનું લખાણ એમના વિકાસની પગથી બતાવવા પૂરતું જ ઉપયોગી છે

(૩) કદાચ કોઈ એમ દલીલ કરે કે રાજકારણ અને સમાજકારણના મેઘધનુષ જેવા રંગોને બાજુએ મૂકો તો એ ગાંધીયુગ પાડનાર ધર્મરૂપી સુવર્ણ વણવતા ગાંધી સાહિત્યનું શું? એ સાહિત્યને પણ આપણે વિશ્વધર્મોના પ્રાચીન ચિરંજીવી સાહિત્ય સાથે સરખાવી ના શકીએ એમાં આચાર કે વિચારનું કોઈ નવું પ્રસ્થાન નથી એમાં માત્ર હિંદુધર્મના જૂના અને જાણીતા સિદ્ધાંતોને બ્રિટીશ રાજ્યશાસન જેવા કાળબળને કારણે ખ્રિસ્તી ઓપ આપવામાં આવ્યો છે દર્શનશાસ્ત્રમાં હિંદુ પ્રતિભાનું પૂર્ણવિરામ ભગવદ્‌ગીતા આગળ આવી ગયું છે બ્રિટીશ યુગમાં ટીળક અરવિંદ અને ગાંધી જેવા ભાષ્યકારોએ એ પ્રાચીન ગ્રંથનો પોતાના અર્વાચીન પ્રશ્નો ઉકેલવા માટે ઉપયોગ કર્યો છે

(૪) જે રીતે હિંદુ ધર્મચિંતન ભગવદ્‌ગીતા આગળ અને હિંદુ રાજકારણ દિલ્હી આગળ પૂર્ણવિરામ પામે છે તે જ રીતે માનવજીવનના દરેક ક્ષેત્રમાં હિંદુ દર્શન અને સર્જન વર્તમાનકાળના વાસ્તવિક પ્રશ્નો સામે પછડાઈને પોતાની અંતર્જાત અશક્તિને ગરણે વારંવાર પોતાનું વંધ્યત્વ સિદ્ધ કરે છે

આપણે જો ગાંધી દર્શન તરફ જોઈએ તો આપણા રાષ્ટ્રજીવનના જૂના પ્રશ્નો પરત્વે ગાંધીદૃષ્ટિ જેટલી પ્રગતિશીલ અને ઉદાર છે એટલી જ એ આપણા અર્વાચીન રાષ્ટ્રીય પ્રશ્નો પરત્વે પ્રત્યાઘાતી અને અનુદાર છે ગઈકાલની પ્રગતિનો હસતે મોઢે સ્વીકાર અને પ્રચાર કરનાર ગાંધીદર્શન આવતી પ્રગતિ સામે દૃષ્ટિપાત કરતાં જ ધુંવાપુંવા થઈ જાય છે ! એટલા માટે જ મહાત્માજી સમાજ ઉદ્ધારક છે પણ નિષ્ફળ ક્રાન્તિકાર છે

મહાત્માજીમાં હિંદુ પ્રજાની શક્તિઅશક્તિઓનું સ્પષ્ટ પ્રતિબિંબ પડતું હોવાથી એમનામાં આ દેશના બધા પ્રાચીન સંસ્કારો શિષ્ટ અને સુંદર રૂપમાં વ્યક્ત થાય છે પણ બધા અર્વાચીન સંસ્કારો અણઘડ રૂપમાં દેખા દે છે [ચાલુ]






કલકત્તાનો ચમત્કાર—[લે મનુબહેન ગાંધી, પ્ર નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ કિંમત એક રૂપિયો]

રાષ્ટ્રપિતા ગાંધીજીના અંતેવાસી તરીકે શ્રી મનુબહેન ગાંધી ૧૯૪૬મા જોડાયા ને એમના મૃત્યુપર્યંત એમની સાથે રહ્યા આ આખો સમય દેશ માટે ને ગાંધીજી માટે કટોકટીભર્યો હતો હિંદનો ઇતિહાસ આ બે વરસમાં જેટલી ઝડપે ચાલ્યો છે એટલો બ્રિટિશ શાસનકાળ દરમિયાન કદી નથી ચાલ્યો આથી જ આ બે વર્ષ દરમિયાનના ગાંધીજીના આંતરિક જીવનમા ડોકિયુ કરાવતાં પુસ્તકો પ્રત્યે વાચકોને ઠીકઠીક આકર્ષણ રહે છે વળી ગાંધીજીનુ આંતરિક જીવન એ જ એમનુ બાહ્ય જીવન હોવાથી દેશના પ્રશ્નો વિષેના એમના વિચારો એમના અંતેવાસીઓ સારી રીતે જાણે એ સાવ સ્વાભાવિક છે

'બાપુ મારી મા'ના જ લેખિકાના આ બીજા પુસ્તકને 'કલકત્તાનો ચમત્કાર' એવુ જાદુઈ નામ ન આપ્યુ હોત તો સારૂ હતુ દેશના ભાગલાને અંતે જે હુલ્લડો જન્મ્યાં એમને ઠારવા માટે ગાંધીજીએ કરેલા નીડર પ્રયત્નો ગાંધીજીના કટ્ટર વિરોધીને પણ માથુ નમાવવાની ફરજ પાડે એવા હતા બાપુના હૃદયનો વલોપાત લેખિકાએ ડાયરીમા કાળજીપૂર્વક નોંધ્યો છે પુસ્તકની શરૂઆતમા જ કાશ્મીર પ્રવાસનુ વર્ણન આલેખ્યુ છે કુદરતનુ વર્ણન કરવાનો પ્રયત્ન કલમ કસાયેલી ન હોવાને કારણે જરા મોળો લાગે છે, આમ છતા લેખિકાએ સાદી ભાષામાં સુંદર વાચન પૂરું પાડ્યુ છે એ નિર્વિવાદ વાત છે. નવજીવન જેવી આદર્શ ગણાતી પ્રકાશન સંસ્થાના પુસ્તકોમાં પણ મુદ્રણદોષ રહી જાય એ શોચનીય છે

નિત્ય મનન—[લે ગાંધીજી, પ્ર. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ કિંમત ૧ રૂપિયો]

'To the students' અને 'To the women' નામના ગાંધીજીના પુસ્તકોના સંપાદક શ્રી આનંદ હિંગોરાણી એમની પત્ની વિદ્યાના અવસાનનુ દુઃખ ભૂલવા માટે ગાંધીજી પાસે દોડી ગયા ત્યારે એમને માનસિક શાંતિ આપવા માટે ગાંધીજીએ રોજરોજ મનન કરવા જેવા સુવિચારો રોજના એક 'લેખે લગભગ બે વરસ સુધી લખ્યા હતા આ સુવિચારો મૂળ હિંદીમા 'बापूके आशीर्वाद' નામથી બાપૂના જ હસ્તાક્ષરોમાં પુસ્તકરૂપે પ્રસિદ્ધ થયેલા એનો આ ગુજરાતી અનુવાદ છે ફક્ત ઘરભંગ થયેલાઓને જ નહીં પણ દિશાશૂન્ય થયેલા અનેક માનવોને આ નાનકડુ પુસ્તક પ્રેરણારૂપ નીવડશે નવાઈ એટલી જ લાગે છે કે અનેક પ્રશ્નોમા અટવાયેલા રહેલા બાપુ એક ઘરભંગ માણસની લાગણીને પંપાળવા જેટલો સમય ક્યાંથી કાઢી શક્યા હશે?

કોન-ટિકિ—[લે થોર હાયરડાલ, અનુ૦ મહેન્દ્ર મેઘાણી પ્ર એલ કે મેઘાણી, ૧૪, અમરતલા સ્ટ્રીટ, કલકત્તા ૧ કિંમત દોઢ રૂપિયો]

વિચિત્ર લાગતા નામવાળી આ ૧૫૦ પાનાની સચિત્ર પ્રવાસ-પુસ્તિકા એક પણ ખીલી ઠોક્યા વિના તૈયાર કરેલા તરાપામા બેસીને પૅસિફિક જેવો ઘૂઘવતો સમુદ્ર ઓળંગનારા સાહસવીરોની સત્યકથા છે વીસમી સદીમાં પણ સાહસવીરો પાક્યા હતા એની પ્રતીતિ કરાવતુ આ પુસ્તક વિશ્વની સાહસ કથાઓમા ચિરંજીવ સ્થાન ભોગવશે એના મૂળ





લેખક થોર હાયરડાને માતૃભાષા નોર્વેજીયનમાં લખેલી કોનટિકિ નામની આ કથાનો અંગ્રેજી ઉપરાંત બીજી દસ ભાષાઓમાં અનુવાદ થઈ ચૂક્યો છે

આખીય પ્રવાસ કથા એકી બેઠકે વાંચવાની ફરજ પાડે એવી રસિક છે મધ્ય પેસિફિક મહાસાગરના દ્વીપ ઉપર વસતા આદિવાસીઓના વડવાઓ દોઢ હજાર વર્ષ પૂર્વે દક્ષિણ અમેરિકાને કાંઠેથી જ આવેલા હતાં એવી વીતી ગયેલી એક વાતને સાચી ઠરાવવા માટે પુસ્તકોમાં રચ્યાપચ્યા રહેતા એક અધ્યાપકે બીડ ઝડપ્યુ ને ૧૫ વરસ પૂર્વે વપરાતા હતા તેવા જાતે તયાર કરેલા એક વાંસના તરાપા ઉપર બેસીને ૧૦૧ દિવસે અનેક માનસિક ધમસાણો વચ્ચે ૪૩ માઈલનો વિશાળ સમુદ્રપટ વીંધી દુનિયા આખીને આશ્ચર્યમાં ગરકાવ કરી છતા આખીય કથામાં બડાશનો એક શબ્દ પણ જડતો નથી પોતે ને પાંચ સાથીઓએ અનુભવેલી લાગણીઓને લેખકે કૃત્રિમતા આણ્યા વિના નિરંકુશપણે વહેવા દીધી છે આથી જ સાહસને સલામ ભરીને એનાથી છેટે રહેતા અનેક સામાન્ય માનવીઓને આવડુ મોટુ નહીં તો થોડુક નાનુ પણ સાહસ ખેડવાની ઉત્કટ પ્રેરણા આ પુસ્તક પાઈ જાય છે

*

ડૉક્ટર જેકિલ અને મિસ્ટર હાઈડ —[ લે આર. એલ સ્ટિવનસન અનુ નીકાંત પ્ર રવાણી ઍન્ડ કંપની મુંબઈ–૨ મૂલ્ય ૧ રૂપિયો ]

અંગ્રેજી સાહિત્યના સુવિખ્યાત નવલકથાકાર આર એલ સ્ટિવનસનની ખૂબ જ લોકપ્રિય અંગ્રેજી નવલકથા ડૉ જેકિલ અને મિ હાઈડનુ આ ગુજરાતી સંક્ષિપ્ત છે નવલકથાનુ વસ્તુ વ્યક્તિના વ્યક્તિત્વમાં બે પાસાનુ સફળ રીતે પૃથક્કરણ કરનાર છે બ્હારથી ઉદાર ને સારી દેખાતી વ્યક્તિઓ કેવી નઠારી અને ખૂની માનસ ધરાવનારી હોય છે એનુ સફળ દૃષ્ટાંત ડૉ જેકિલ અને મિ હાઈડનુ કથાનક પૂરુ પાડે છે

અજાણ્યો દ્વીપ – [ લે આર એલ સ્ટિવનસન અનુ નીકાંત પ્ર રવાણી ઍન્ડ કંપની મુંબઈ–૨ કિંમત સવા રૂપિયો ]

આ પુસ્તક પણ આર એલ સ્ટિવનસનની અંગ્રેજી નવલકથા Treasure Island નુ ગુજરાતી સંક્ષિપ્ત છે ૭૪ પાનના આ નાનકડા પુસ્તકમા લેખકનો પ્રવાસશોખ પ્રદર્શિત થયા વગર રહેતો નથી સાગરનો પ્રવાસ ખેડવો છૂપા ખજાના મેળવવા ને દરિયાઈ ચાંચિયાઓ સાથે ઝપાઝપીમાં ઊતરવુ આ બધામા લેખકને ખૂબ રસ છે આથી જ આ પુસ્તકનો નાયક પણ એવો જ સાહસી અને શોખીન છે નિરૂપણ અને રસની જમાવટ વિશે મત છે જ નહિ

અંગના —[ સંપાદક અને પ્રકાશક શ્રી સૌદામિની વ્યાસ શાંતિકુંજ શાહીબાગ અમદાવાદ કિંમત ૩ રૂપિયા ]

ખૂબ જ આકર્ષક અને કલાત્મક ઢબે સુવાળા કાગળ ઉપર સ્ત્રીઓના જ લેખોનો ચયન આ વાર્ષિક સંપાદિત કરીને શ્રી સૌદામિની વ્યાસે આપણા પાંગળા સ્ત્રી-સાહિત્યમા નવી ભાત પાડી છે સ્ત્રીઓને ઉપયોગી નીવડે એવુ મૌલિક અને જુદા જુદા વિષયોને સ્પર્શતુ સાહિત્ય એમા પીરસવામા આવ્યુ છે સ્ત્રીજાતિએ બજાવવાની ફરજો સ્ત્રીનુ સમગ્ર જીવન બાળવિકાસ સ્ત્રીઓના વિશિષ્ટ શોખો વગેરે વિષે માર્ગદર્શન મળી રહે એવા સુંદર લેખોથી અંક ભરપૂર છે આ અંકની વિશિષ્ટતા એ છે કે આખુ સામયિક સ્ત્રીઓની સાહિત્ય કૃતિઓ તથા ચિત્રો વડે જ શણગારવામાં આવ્યુ છે અને છેક કાવ્યથી માંડીને નાટિકા સુધીના સાહિત્યના બધા જ પ્રકારોમા ખેડાણ થયુ છે સંપાદિકાએ સ્પષ્ટ કર્યુ છે કે શ્રી લેખિકાઓને જ અંકમાં સ્થાન આપીને એ પુરુષોની ઉપેક્ષા કે બહિષ્કાર કરવાનો ઈરાદો લેશમાત્ર સેવતી નથી પ્રયત્ન તો સાચે જ પ્રશંસનીય છે પણ જરા



વધુ તકેદારી રાખી હોત તો જોડણીની અસંખ્ય ભૂલોમાંથી અંકને ઉગારી શકાત

**પલટાતાં ગૃહજીવન ૧-૨** —[ લે. ગ૦ ત્ર્ય૦ માડખોલકર, અનુ૦ ગોપાળરાવ વિદ્વાંસ પ્ર આર આર શેઠની કંપની, મુંબઈ ૨ સાડાસાત રૂપિયા ]

ગુજરાતી ભાષામાં ખૂબ મોડામોડા જાણીતા થવાનું સુભાગ્ય પ્રાપ્ત કરનાર મહારાષ્ટ્રના પીઢ સાહિત્યકાર, પત્રકાર અને વિદર્ભ સાહિત્ય સંઘના કાયમી પ્રમુખ શ્રી માડખોલકર, બે ભાગમાં ગુજરાતીમાં પ્રગટ થયેલ નવલકથા 'પલટાતાં ગૃહજીવન'થી ગુજરાતી સાહિત્યમાં પ્રથમ પ્રવેશ કરે છે લેખને, વર્તને અને વિચારે સંપૂર્ણ ઠરેલપણું એમના પરોક્ષ કે અપરોક્ષ પરિચયમાં આવેલને તો સહેજે જણાય એવો નિરભિમાની અને અને નિરાડંબરી એમનો સ્વભાવ છે એ જ એમનાં મોટા ભાગના સર્જનમાં પણ સાંપડે છે

નાગપુરના મરાઠી દૈનિક પત્ર 'તરુણભારત'ના તંત્રી તરીકે અને બાર નવલકથાઓ, બે વાર્તા-સંગ્રહો સોળ નિબંધ-પ્રબંધ-ગ્રંથોના સફળ આલેખક તરીકે આજસુધી મહારાષ્ટ્ર જ એમને જાણતું હવે ગુજરાતી ભાષામાં પણ એમનાં પુસ્તકો ઊતરવા લાગ્યાં છે એટલે એમની કલમતાકાતનો પૂરો પરિચય ગુજરાતને પણ થશે. બીજા મરાઠી લેખકોને આવકારતું ગુજરાત શ્રી માડખોલકરના સાહિત્યને પણ આવકારશે જ

સમાજના વચલા થરનો જુવાન વિદ્યાધર 'એમ એ' નો ઉપાધિધારી હોવા છતાં પોતાના સ્વમાની સ્વભાવને કારણે કોલેજમાં ખુશામત કરીને અધ્યાપકપદ ન પામી શકતાં, એક શાળાના ટૂંકા પગારના સામાન્ય શિક્ષક તરીકેથી વાર્તાની શરૂઆત કરતો લેખકે દોર્યો છે અને એ શિક્ષક શાળાના સમય સિવાયના સમયે કોલસાની દુકાન માંડીને પોતાના કુટુંબની ખાધ પૂરી કરે છે। 'માધુકરી' માગીને ભણીગણીને તૈયાર થયેલા મહારાષ્ટ્રના કોઈ યુવકને માટે આ સહજ વાત ગુજરાતના અનેક પદવીધરો બેકારીમાં સબડીને પણ ન સ્વીકારી શકે, ન સમજી શકે કે ન એને હમદર્દીથી નિહાળી શકે આ ખોટી શરમ ગાંધીયુગમાં સહેજ ઓછી થઈ હતી, પણ આજે એ દંભ પાછો એટલો જ આપણા યુવાનવર્ગને કચડી રહ્યો છે. વિદ્યાધર જેવા આ વાર્તાના નાયક પાસેથી એ દંભ આપણને ક્યાંય જડતો નથી

અને એ ગરીબ પતિની સામાન્ય પત્ની મીરા પોતાના પતિને દરેક રીતે અનુકૂળ થવા મથે છે, છતાં પણ આર્થિક અસમાનતાએ ઉત્તેજી મૂકેલી વિદ્યાધરની ઉત્તેજનાને ઠારવાને બદલે મુક્તા નામની વિધવા સ્ત્રીનો વિદ્યાધરના જીવનમાં થયેલો પ્રવેશ વિદ્યાધર-મીરાંના જીવનનો મોટો અવરોધ બની બેસે છે સંપત્તિની છાળોમાં છકી ગયેલી સરના નામની મીરાની સહિયર એના સુખી દાંપત્યની ઈર્ષામાં બળીબળીને ખાખ થઈ જાય છે એટલું જ અને છતાં મુક્તા એક આદર્શ નારી તરીકે વાચકના દિલ-દીમાગને છેવટ સુધી જકડી પણ રાખે છે. હિંદુસમાજની વિધવાને આટલી નિર્ભીક, સંયમી અને અજોડ બુદ્ધિવાળી ચીતરવામાં લેખકે કેવળ કલ્પનાનો આશ્રય લીધો નથી એ સહેજે દેખાઈ આવે છે એટલે જ તો વાર્તાના નાયકની પત્ની મીરા કરતા પણ વધુ માન અને આદરને પાત્ર મુક્તા બને છે

સામાજિક તરીકે શરૂશરૂમાં લાગતી નવલકથા એવા સંજોગોમાં (૧૯૩૮-૪૧ માં) સર્જાઈ છે કે એને રાજકારણથી અળગું રહેવું પાલવે એમ નથી અને એ રાજકારણને સારું એવું પચાવે છે પણ ખરી વાર્તાનાયક વિદ્યાધર સમાજની આર્થિક અસમાનતાથી પૂરેપૂરો તંગ બની ગયો હોય છે. એની સામે યુદ્ધમાં આખડતા માનવીઓની યુદ્ધખોરી મનોદશા ભભૂકી ઊઠે છે શ્રીમંત મિત્રોની ચુંગાલમાં એને સ્વમાનને ભોગે ફસાવાનું આવડ્યું હોત એમાં





ના નહિ પણ દિનકર જેના સામાન્ય માનવીના જીવનમાંથી એનામા રાષ્ટ્રભાવના જાગી ઊઠે છે અને એ ભભૂકતો અગ્નિ એનું આખરી સ્વરૂપ લેવા જાય છે ત્યારે આ બે ભાગમાં વહેંચાયેલી લાંબી વાર્તાનો અંત આવી ચૂક્યો હોય છે બે બાળકોનો પિતા ધરરખુ ગૃહિણીનો પતિ અને એક વિધવાના દિલના કોમળ ભાવોને અંકુરિત કરનાર વિદ્યાધર માભોમના સાદને ઝીલવા કમર કસે છે આર્થિક અસમાનતા અને સામાજિક વિષમતાઓ દૂર કરવાના એકમાત્ર ઈલાજ જેવી સ્વાધીનતાને હૂંફવા એ ભડભડતી ક્રાંતિની પ્રચંડ જ્વાળાઓમાં વિલીન થઈ જાય છે

ખૂબ જ સામાન્ય વાત અને વાતાવરણ બ ને ભાગ પૂરા કરતા સુધી વાચકો એકધારાં જકડી રાખે એવાં બન્યાં છે અને છતાં ગુજરાત માટે અનુકરણીય એવું કેટલુંય મહારાષ્ટ્રીય જીવંત વાતા વરણ પણ લેખકે આબાદ સર્જ્યું છે પરપ્રાંત કે પરદેશના સાહિત્યના આ રીતના પરાવર્તનોની જરૂર તો એટલા જ માટે હોય કે એમનું કેટલુંય આપણે સ્વીકારવા જેવું હોય છે નહિ કે આપણા સર્જકો એથી સારું કે એવી કક્ષાનું સર્જન કરી શકતા નથી હોતા

શ્રી ખાંડેકરને ગુજરાતમાં જાણીતા કરનાર અને બ ને ભાષા પર સુંદર કાબૂ ધરાવનાર શ્રી ગોપાળ રાવ વિદ્વાંસ આ લેખકની આ પ્રથમ નવલકથાથી ગુજરાત સમક્ષ એક વધુ મરાઠી સાહિત્યના સિતારાને ચમકાવે છે એ માટે અને એમના ભાવવાહી ગુજરાતીકરણ માટે ધન્યવાદના અધિકારી બન્યા છે

**મોરના આંસુ** —[ લે સારંગ બારોટ પ્ર રવાણી ઍન્ડ કંપની મુંબઈ ૨ સા ત્રણ રૂપિયા ]

ચૌદ ટૂંકી વાર્તાઓનો લેખકનો આ બીજો સંગ્રહ છે લેખકની વાર્તા જમાવવાની હથોટી જેટલી ઘડાયેલી છે એટલી વાર્તાને પૂરો ન્યાય આપી શકી નથી એકેએક વાર્તામાં સીગારેટનાં ઠૂંઠાંને ચૂસતો (!) નાયક મળી શકશે એ કદાચ નિભાવી લેવાય પણ લગભગ દરેક વાર્તાનો નાયક નાયિકા સાથે એકાંત મેળવતા જ એને પોતાના બાહુમાં જકડી લેતો લેખકે ચીતર્યો છે એ ગુજરાતી વાર્તામાં આવવું જ જોઈએ એમ લેખક શા માટે આગ્રહ રાખે છે ? વાચકની જાતીયવૃત્તિને સતેજ કરવા ઉપરાંત બીજું પણ ઘણુંય એવું છે કે વાર્તાઓનાં પુસ્તકો ન ખપવાની બૂમ મારનાર લેખકનો આ વાર્તાસંગ્રહ એ જ કારણે ખૂબ સુપ્રસિદ્ધ થતો બચી જાય ! લેખકની આવી સુંદર કથનશૈલી અને વસ્તુને ગૂંથવાની આવી સરસ આવ ત વાર્તાઓની સુરુચિ સાચવતી થાય તો દીન વધતે ગુજરાત સમક્ષ જૂ થવાનો એમનો અવિવેક કોઈને નહિ ખૂંચે બલ્કે ગુજરાત એમની વાર્તાઓને આવકારશે

છપાઈ અને કાગળ પણ આંખને ખૂંચે એવાં છે એ માટે પ્રકાશકે લેખક કરતાં વધુ કાળજી રાખવી જરૂરી છે

**માણસાઈના સીમાડા** —[ લે સઆદત હસન મંટો અનુ૦ માંડવીઆ શાહીન પબ્લિકેશન્સ નાનક વાડા કરાંચી ૧ ત્રણ રૂપિયા]

ઊ વાર્તા સાહિત્યના ક્રાન્તિકારમાં ક્રાંતિ જ મા વનાર મંટોની વાર્તાઓ અને કલાક ડિકાઓનો પહેલ વહેલો સંગ્રહ ગુજરાતી ભાષામાં પાકિસ્તાનથી પ્રગટ થાય છે એ ખરેખર આવકાર માગી લે છે ગુજરાતી ભાષામાં બીજી ભાષાઓનું શ્રેષ્ઠ સાહિત્ય ઊતરે છે અત્યાર સુધી ઉર્દૂ સાહિત્ય તરફ અને તેમાંય આ માનવજીવનના મહાન શિલ્પી અને આજના યુગપ્ર ત ક વર્તાકાર તરફ કેમ ધ્યાન નથી દોરાયુ એ જ એક પ્રશ્ન છે

કટુ-સત્ય ( Bitter truth ) ખુલ્લંખુલ્લા કહેવા જેવી લેખકની નિડરતાને લઈને એમની બે વાર્તાઓમાંની એક ઠંડુ ગોશ્ત વાર્તાએ લેખકને સરકારી અદાલતનાં બારણાં દેખાડ્યાં ! એ વાર્તા પણ આ સંગ્રહમાં છે એ ખરેખર સંગ્રહને બહુમૂલ્ય બનાવે છે

જીવનની ઊજળી બાજુઓ રજૂ કરવાથી વાર્તાઓ બને છે એ કપોળ કલ્પનાને લેખકની કલમ




## મૃત્યુ પછીનાં તીર્થો

બુદ્ધના પટ્ટશિષ્યોના અવશેષો અંગે સમારંભ થયો ત્યારે ઘડીભર વિચાર થયો કે મૃત્યુ પછી યે માનવીનાં અવશેષોની અસર રહેતી હોય તો એ પદ્ધતિનો આપણે કેમ સ્વીકાર કરતા નથી? સંત ફ્રાન્સીસના દેહને વર્ષો પછી બહાર કાઢી કેટલાય લોકો એના તરફ ભક્તિથી જુવે છે લેનીનનો દેહ તો હજી જાણે કાલે જ મૂક્યો હોય એમ રાખેલો છે અને હજારો યાત્રાળુઓ વંદના કરે છે એ રીત ખરી હોય તો અપનાવવી ના જોઈએ?

પણ આપણે આ રીતે જોવા માગતા નથી, જલ્દી ખાખ થઈ જવાનું ઇચ્છીએ છીએ બીજી તરફ તદ્દન મામુલી કક્ષાના પણ સગાં સબંધીઓના મોટાં તૈલચિત્રો બનાવરાવી ઘરમાં હાંશથી ટીંગાવીએ છીએ અને વર્ષો પછી યે એ ઉતરાવતા નથી ઠેર ઠેર લોકોએ દેરીઓ ચણી શિલાલેખો મૂક્યા છે અમર નામની ખાતર દાન કર્યા છે એક તરફ નામનિશાન રાખ્યા વિના વિલીન થઈ જવાની વૃત્તિ છે, બીજી તરફ એ જ નામના ખીલા ઠેરઠેર ઠોકવાની આતુરતા છે

મૃત્યુની એક અગમ્ય દિવાલ પ્રભુએ બાંધી આપી છે એના ઉપર પ્રહાર કરવા આપણે શીદને વલખાં મારીએ! વિવિધ સંસ્કૃતિઓનો આદર કરવાનો વિવેક અને જુસ્સો ભલે રાખીએ, પણ એમ લાગે છે કે શરીરના અવશેષો કે મૃત્યુ પછી ઊભા થતા તીર્થો તરફ આપણે ના વળીએ એ જ ઇષ્ટ છે જે સંભારીએ તે એના સદ્‌વિચાર ને સદ્‌વર્તન અને તે કરતાયે એ પ્રગટ કરનાર ઈશ્વરી ગુઢ શક્તિ

## માનવી કયો ધર્મ પાળે છે?

પણ આ બૌદ્ધભિક્ષુઓના અવશેષ સમારંભ વખતે એક બીજો યે વિચાર આવે છે એ ધર્મ અહીંથી પ્રસરી દૂર પૂર્વ સુધી ને દક્ષિણમાં યે આઘેસુધી ફેલાયો હતો ત્યાંના વિદ્યાર્થીઓને વિદ્વાનો અહીં સંકટો વેઠીને આ ધર્મના શિક્ષણ સારુ આવ્યા હતા એ દેશોમાં આજે જુદી સ્થિતિ પ્રવર્તે છે ચીનમાં સામ્યવાદ ફરી વળ્યો છે, જાપાનના શાહીવાદને હજુ હમણાં જ થપ્પડ વાગી છે દક્ષિણના દેશોમાં ક્યાં યે સ્થિરતા આવી નથી બુદ્ધ ભિક્ષુઓના અવશેષો જેટલો ય બૌદ્ધધર્મ રહ્યો નહિ હોય કાળની કેવી ગહન ગતિ!

---

વાર્તા પડકાર કરે છે. મન્ટો આત્માની અને ફિલસૂફીની વાતોમાં વખત ગાળ્યા વગર જ માનવના હાલતા ચાલતા શરીરની વાત કરતી વખતે 'કુંવારી' જુવાનીવાળી મજૂરણના ઘાટીલા દેહલાલિત્ય પામે કોઈપણ શ્રીમંત યુવતીને 'ગંધ' નામની વાર્તામાં ફિક્કી પાડે છે 'ઠંડુ ગોશ્ત' પણ હવસખોરીને છતી પાડતી એક અદ્‌ભુત વાર્તા એ જ કારણે બની શકી છે

મન્ટોની ચોટદાર શૈલીને રજૂ કરવા જેટલી ખુમારી ગુજરાતી ભાષામાં નથી એમ પણ કહી શકાય મૂળ ઊર્દૂમાં એ ગોમે એવી કેટલીય શબ્દરચના ગુજરાતી ભાષામાં મૂકી શકાય એમ નથી

શ્રી માંડવીઆએ મન્ટોને ગુજરાતીમાં ઉતારીને માણસાઈના સીમાડા ખરેખર દેખાડી દીધા છે એ માટે અનુવાદકને પણ ધન્યવાદ ગુજરાતી વાચકો મન્ટોની તીખી તમતમતી કલમ કેટલી હદે જીરવી શકશે એ તો મન્ટોની કટાક્ષશૈલીને સમજે ત્યારે જ નક્કી કરી શકાય.

પુસ્તકમાં આપેલો મન્ટોનો પરિચય પણ ખાસ આવકાર્ય છે કાગળ અને પૂંઠાનું ચિત્ર પણ પ્રશંસા માગી લે છે.

★



પણ છે લોકો પાસે આ કાર્યક્રમ સ્વીકારાય તે કરતાં સરકાર તે વહેલો સ્વીકારે એમ એમની વૃત્તિ છે સરકારના કેટલાય પ્રધાનો એમના કાર્યક્રમ તરફ પક્ષપાત બતાવી ગૌરવ લઈ રહ્યા છે

આ શ્રમણો ભૂલાતા જાય છે એમના સંઘમાં નવી ભરતી થતી દેખાતી નથી એમણે ચૂંટણીઓમાં પક્ષ કરી પોતાના કાર્યને કેવું નુકશાન કર્યું છે તે તેઓ જાણતા નથી આ શ્રમણો ગાંધીજીની વાતોમાં રૂપાંતર નથી લાવી શકતા, સંસ્કરણ નથી કરી શકતા, બળ તો ક્યાંથી પૂરે? અને જેમ બુદ્ધનો માર્ગ અહીં ના ફાલીફૂલી શક્યો પણ બીજા દેશોમાં એનો આદર થયો, એમ ગાંધીનો ધર્મ અહીં નહિ તો બીજા દેશોમાં ફેલાશે એમ માનવાને કારણ મળે છે

એ ધર્મ છે પીડિતોની વહારે જવાનો, એમનાં બંધનો છોડવાનો, અન્યાય ને જુલ્મ સામે પડકાર ફેંકવાનો અને આ બધું થાય પ્રેમથી, અહિંસાથી, સેવાથી ને સત્યથી એ માર્ગે પણ સંઘશક્તિ છૂટી પડે છે—વિકસે છે છતાં એમાં વિવેક ને સંયમ રહે છે એ માર્ગ માનવતાને શોભા આપનારો છે જાતે વેઠીને બીજાનું ભલું કરવું કે આપણા હક મેળવવા એ સાધન તરફ દુનિઆ વળશે એમ લાગે છે આફ્રિકાની લડતમાં યુરોપ-અમેરિકાના ગોરાઓની સહાનુભૂતિ કે સાથ શું સૂચવે છે?

બહુ દૂરની નજરે જોઈએ માનવીનું ભાવિ કઈ તરફ વળે છે એ તરફ જગતના પ્રવાહો પણ વળશે આપણો શારીરિક વિકાસ પૂરો થઈ ચૂક્યો છે, આપણી બુદ્ધિશક્તિની ટોચ પાસે આવતી જાય છે, એ માર્ગે હાથવેંતનો વિજય જોઈને મહાસૈન્યો પાછાં પડ્યાં છે ત્યારે બીજી તરફ માનવીને જુદો આદેશ મળતો જાય છે 'તું કોઈને મારીશ નહિ તું મિથ્યાચરણ ના કરીશ સત્યનો વિજય છે તારી પાસે અપાર શક્તિ છે ને આવવાની છે, તે ઝીલવા યોગ્ય બનતો જા' આમ માનવીનો વિકાસ હવે માનસિક રીતે થવાનો છે, આધ્યાત્મિક રીતે થવાનો છે જંતુમાંથી માનવ ને માનવમાંથી દેવ એ માત્ર સ્વપ્નું નથી, વિનાસનો ક્રમ છે ભલે, એ માર્ગે જતાં ઝંઝાવાતો નડે, શ્રદ્ધા ચાલી જાય, બીજા ટૂંકા માર્ગે ભેતરી પડવાની માયા લાગે પણ ક્રમ તો આ કે બીજો?

ત્યારે બુદ્ધનો ધર્મ ના ટક્યો તેનું શું? ગાંધીનો ધર્મ ભૂલાતો જાય તો તેનું શું? ને ભારત કઈ તરફ જશે?

### શ્રમણો માર્ગ બદલશે?

સંત સંસ્કૃતિ એ આપણી હવા છે, પ્રાણ છે એ ભલે જોઈ ના શકીએ પણ એ વિના માનવી ટકી જ નહિ શકે શ્રમણો વિના આપણા વિકાસની સંસ્કૃતિ ફેલાશે નહિ એ પણ એટલું જ નિર્વિવાદ છે

ભારતમાં લાખો શ્રમણો છે, પણ એમની રીત આજની દુનિયામાં બંધબેસતી નથી વ્યક્તિની સાથે સંઘની જવાબદારી કેટલી સંકળાયેલી છે તે જોવાની એમને ફુરસદ નથી એટલે તેઓ આવા ઉદાસીન રહી શકે છે આ સાધુસંતોના કામકાજમાં કોઈ ક્રાંતિકારક પનરો લાવી શકે તો? આ દેશના કે જગતના પ્રવાહોનું સ્વામીત્વ શ્રમણો પાસે છે જો તેઓ જ સમતા સંતોષને વળગી રહેશે તો આપણી માનવીની વિજયકૂચને એટલો વિલંબ જ થવાનો નવા માનવીનો આગેવાન કોઈ સાચો શ્રમણ જ હોઈ શકશે

### સાહિત્ય પરિષદ

સારું છે કે સાહિત્ય પરિષદ ઉપર સરકારનું કેળવણીખાતું પ્રકાશનખાતું કે કોઈ પ્રધાન દોરવણી ને અંકુશ રાખવા આગળ આવતાં નથી વધારે સારું છે કે સાહિત્ય પરિષદવાળા તેમની પ્રવૃત્તિઓ સરકારને સોંપી દેતા નથી—જેમ કરવાની ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમવાળાઓને ટેવ પડતી જાય છે

સાહિત્યની પરિષદમાં, વિજ્ઞાન ને પત્રકારિત્વ એક કાળે ભલે ઘૂસી ગયાં હોય, છતાં હવે તેમને અલગ કરવાનો સમય આવ્યો છે કોઈ પ્રખર વિજ્ઞાની કે પત્રકારને માન આપવું હોય તો પરિષદ પાસે વિભાગીય પ્રમુખ બનાવ્યા સિવાય બીજો માર્ગ





આ જગતમા ઘણા ધર્મો આ ના ફેનાયા સકે લાયા રૂપાંતર પામ્યા બૌધધર્મમા એવુ શુ ઊનડુ હતું કે એ ના ટકયો ? ઇસ્લામ ને ખ્રીસ્ત ધમ માં એવુ શુ છે જે જોર કરે છે ?

ધમને રાજ્યનો આશ્રય મળે તો જ ટકે કે વધે એ સૂત્ર સાચુ હોય તો કેવી કરુણતા ! લોકોનો ધમ અ તરમાથી સ્ફુરે કે છે સત્તામાંથી ? શુ માન વીના પરમ વિશ્વાસની આ પારાશીશી ? શુ માનવીને ઝનુની વહેમી અસયમી નિષ્ઠુર રહેવાનું ગમે છે માટે જ એ સગવડિયા ધમનો અ ચળો પહેરી રાખે છે ?

## ચીન નવી દિક્ષા આપશે ?

છેલ્લાં કેટલાય વર્ષોમાં નહિ ગયા હોય એટના યાત્રીઓ ભારતમાંથી ચીનદેશ તરફ હમણાં જવા લા ગ્યા છે તેઓ પાછા આવી ચકિત થઈને આપણા આગળ ચીનની સિફારસ કરે છે ત્યાના લોકોનાં શરીર મજબુત ટેવો સુઘડ પહેરવેશ સાદો મહેનતુ સ્વભાવ ઉ લાસ ઘણો—એ બધાની કહ ણીઓથી સાહિત્યનાં પાનો છલકાવા માડયાં છે

કેમ જાણે ભારત હવે ચીન પાસેથી નવી દિક્ષા લેવા ન માગતું હોય એમ મુગ્ધભાવથી ચીનની છબી અહિં જૂ થવા લાગી છે

આપણે વિચારો તો ખ ા કે ચીન પાસેથી શુ શીખવુ છે ? એણે મેળવી યો જનાઓ એની ઝડપ એણે સ્થાપેલી પ્રજા ા માગોમાં સમાનતા એની સ ાઈ એની અ ગમહેનત એણે ભય ભગ સામે ગુજારેલી એ સીતમ ભરકઈ—શુ લાવુ છે અહીં ?

અને આમાથી જે કાંઈ લાવવુ હોય તે આપણે ત્યાં લાવનાર કયા છે ? આજે આગેવાની ગઈ છે ઝોળી વાળાઓ પાસે, એમને ઝડપ સમાનતા અગ મહેનત કશુ નથી જોઈતુ એમની પછીની હરોળમાં જે ઊભા છે એ એમનામાની ઠરેલો કચરો છે એમનાથી કશુ નીપજે એવુ નથી તે પછી રહ્યુ બહા રનુ ભારણુ ચીન જેવા મેરફારો ત્યાના લોકો આવી અહીં કરી આપે એમ તો આપણે ઇચ્છતા નથી ને !

## બુદ્ધ કે સ્ટેલીન ?

એમના ભારત સામે જ શા માટે આખા જગત આગળ એક સમસ્યા ખડી થઈ છે કયે માગે જવુ ? બુદ્ધના માર્ગે કે સ્ટેલીનના માર્ગે ?

બુદ્ધના માર્ગે માનવી વિશુદ્ધ બને સ યમમા ને નિયમમા આવે એ પોતાની જરૂરીઆતો ઓછી કરે ભોગવિલાસ કમી કરે પારકાની પીડા દૂર કરે જુલ્મોનો પ્રતિકાર કરે ક્રોધ ના કરે અહિંસક રહે પ્રભુની આરાધના કરે સ્ટેલીનના માર્ગે માનવી પોતાનો મટી રાજ્યનો થઈ જાય અ તરના નહિ પણ રાજ્યના ફતુનો સખ્તાઈથી પાળે ખૂબ ઉત્પાદન કરે પડો શ ા દેશો સામે યુદ્ધ ખેલે નવરાશની ઘડીમાંયે રા યના ફરમાન અનુસાર જીવે ધમને વિસારે ગરીબો ને મચડાયેલાઓનાં નામે એક તત્રના દાથા બની રહે

બુદ્ધના માર્ગના પ્રચારકો હતા ભિક્ષુઓ પાર વિનાનાં સકટો વેઠીને એમણે માનવતાનો સ દેશો ફેલાવ્યો હતો માનવીની ભીતરમાં રહેલા દુશ્મનો છતા કર્યા હતા એના અ તરમા કરુણા પ્રેમ, શુદ્ધિ ભાવનાના અ કુરો રોપ્યા હતા એનામાં દિ ય શક્તિ તરફ માન અને શ્રદ્ધા ઉપજાવ્યાં હતાં

સ્ટેલીનના માર્ગના પ્રચારકોએ ધમકી સિવાય બીજુ શુ બતાવ્યુ છે ? હા એમણે પીડિતોનાં બધનો કાપવાની વાત ચલાવી જબ્બર સઘશક્તિ છૂટી કરી છે પણ એ શક્તિનો ઉપયોગ તો એ જ બધનો મજબુત કરવામાં નથી કર્યો એમ શી રીતે કહી શકાય ?

## બુદ્ધ ને ગાધી

બુદ્ધની જેમ ગાધીજીનાં સઘમાંયે શ્રમણો હતા ને સસારી હતા એમણે નિયમો ઘડ્યા હતા પાળ્યા હતા પણ બીજાની પાસે એનો અમલ કરાવતી વેળા એમણે છૂટછાટ મૂકી હતી એમણે ઈચ્છેલુ તો સરદારે ગજ છોડ્યુ ને હવે તો કેટલુ નથી છૂટયુ એ દેખાય તોયે બસ

ગાધીજીના શ્રમણો થાણાં નાખી પડયા છે એમની પાસે રચનાત્મક ગણાતો એમનો પોતાનો કાયક્રમ



પણ છે લોકો પાસે આ કાર્યક્રમ સ્વીકારાય તે કરતાં સરકાર તે વહેલો સ્વીકારે એમ એમની વૃત્તિ છે સરકારના કેટલાય પ્રધાનો એમના કાર્યક્રમ તરફ પક્ષપાત બતાવી ગૌરવ લઈ રહ્યા છે

આ શ્રમણો ભૂલાતા જાય છે એમના સંઘમા નવી ભરતી થતી દેખાતી નથી એમણે ચૂંટણીઓમા પક્ષ કરી પોતાના કાર્યને કેવુ નુકશાન કર્યું છે તે તેઓ જાણતા નથી આ શ્રમણો ગાંધીજીની વાતોમા રૂપાંતર નથી લાવી શકતા, મસ્કરણ નથી કરી શકતા, બળ તો ક્યાંથી પૂરે? અને જેમ બુદ્ધનો માર્ગ અહી ના ફાલીફૂલી શક્યો પણ બીજા દેશોમા એનો આદર થયો, એમ ગાંધીનો ધર્મ અહીં નહિ તો બીજા દેશોમા કેનાશે એમ માનવાને કારણ મળે છે

એ ધર્મ છે પીડિતોની વહારે જવાનો, એમના બંધનો છોડવાનો, અન્યાય ને જુલ્મ સામે પડકાર ફેંકવાનો અને આ બધુ થાય પ્રેમથી, અહિંસાથી, સેવાથી ને સત્યથી એ માર્ગે પણ સંઘશક્તિ છૂટી પડે છે—વિકસે છે છતાં એમા વિવેક ને સંયમ રહે છે એ માર્ગ માનવતાને શોભા આપનારો છે જાતે વેઠીને બીજાનુ ભલુ કરવુ કે આપણા હક મેળવવા એ સાધન તરફ દુનિઆ વળશે એમ લાગે છે આફ્રિકાની લડતમા યુરોપ-અમેરિકાના ગોરાઓની સહાનુભૂતિ કે સાથ શુ સૂચવે છે?

બહુ દૂરની નજરે જોઈએ માનવીનુ ભાવિ કઈ તરફ વળે છે એ તરફ જગતના પ્રવાહો પણ વળશે આપણો શારીરિક વિકાસ પૂરો થઈ ચૂક્યો છે, આપણી યુદ્ધશક્તિની ટોચ પાસે આવતી જાય છે, એ માર્ગે હાથવેંતનો વિજય જોઈને મહાસૈન્યો પાછાં પડ્યા છે ત્યારે બીજી તરફ માનવીને જુદો આદેશ મળતો જાય છે 'તુ કોઈને મારીશ નહિ તું મિથ્યાચરણ ના કરીશ સત્યનો વિજય છે. તારી પાસે અપાર શક્તિ છે ને આવવાની છે, તે ઝીલવા યોગ્ય બનતો જા' આમ માનવીનો વિકાસ હવે માનસિક રીતે થવાનો છે, આધ્યાત્મિક રીતે થવાનો છે જંતુમાંથી માનવ ને માનવમાંથી દેવ એ માત્ર સ્વપ્નુ નથી, વિકસતો ક્રમ છે ભલે, એ માર્ગે જતા ઝઝાવાતો નડે, શ્રદ્ધા ચાલી જાય, બીજા ટૂંકા માર્ગે ઊતરી પડવાની માયા લાગે પણ ક્રમ તો આ કે બીજો?

ત્યારે બુદ્ધનો ધર્મ ના ટક્યો તેનું શુ? ગાંધીનો ધર્મ ભૂલાતો જાય તો તેનુ શુ? ને ભારત કઈ તરફ જશે?

### શ્રમણો માર્ગ બદલશે?

સંત સંસ્કૃતિ એ આપણી હવા છે, પ્રાણ છે એ ભલે જોઈ ના શકીએ પણ એ વિના માનવી ટકી જ નહિ શકે શ્રમણો વિના આપણા વિકાસની સંસ્કૃતિ ફેલાશે નહિ એ પણ એટલુ જ નિર્વિવાદ છે

ભારતમાં લાખો શ્રમણો છે, પણ એમની રીત આજની દુનિયામા બંધબેસતી નથી વ્યક્તિની સાથે સંઘની જવાબદારી કેટલી સંકળાયેલી છે તે જોવાની એમને ફુરસદ નથી એટલે તેઓ આવા ઉદાસીન રહી શકે છે આ સાધુસંતોના કામકાજમા કોઈ ક્રાંતિકારક પલટો લાવી શકે તો? આ દેશના કે જગતના પ્રવાહોનુ સ્વામીત્વ શ્રમણો પાસે છે જો તેઓ જ સમતા સંતોષને વળગી રહેશે તો આપણી માનવીની વિજયકૂચને એટલો વિલંબ જ થવાનો નવા માનવીનો આગેવાન કોઈ સાચો શ્રમણ જ હોઈ શકશે

### સાહિત્ય પરિષદ

સારુ છે કે સાહિત્ય પરિષદ ઉપર સરકારનુ કેળવણીખાતુ પ્રકાશનખાતુ કે કોઈ પ્રધાન દોરવણી ને અંકુશ રાખવા આગળ આવતા નથી વધારે સારુ છે કે સાહિત્ય પરિષદવાળા તેમની પ્રવૃત્તિઓ સરકારને સોંપી દેતા નથી—જેમ કરવાની ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમવાળાઓને ટેવ પડતી જાય છે

સાહિત્યની પરિષદમા, વિજ્ઞાન ને પત્રકારિત્વ એક કાળે ભલે ઘૂસી ગયાં હોય, છતા હવે તેમને અલગ કરવાનો સમય આવ્યો છે કોઈ પ્રખર વિજ્ઞાની કે પત્રકારને માન આપવુ હોય તો પરિષદ પાસે વિભાગીય પ્રમુખ બનાવ્યા સિવાય બીજો માર્ગ





રહેવો જોઈએ ગુજરાત પાસે એટલા બધા વિદ્વાનો છે પણ ક્યાં? પ્રમુખો તરીકે નવા માણસો પસંદ થાય એ સારું છે પણ ધોરણ નીચે ઉતારીને તેમ કરવું પડે તે વખતે જૂનાઓને ફરીથી યાદ કરવા જોઈએ વિવેચકો કરતાં મૌલિક લેખકોને આગળ ગણવા જોઈએ

સાહિત્ય સાથે બહુ ગાઢ સબંધ ધરાવતી પુસ્તકાલય પ્રવૃત્તિને અલગ રાખ્યા કરતાં અંદર ભેળવી લેવી જોઈએ અને તો જ સાથે સાથે પ્રકાશકો ને પ્રકાશન સંસ્થાઓના પ્રતિનિધિઓને પણ અંદર સમાવી શકાય ઉત્પન્ન અને વિતરણ એ બન્ને અંગો વડે વાચક પુસ્તક મેળવે છે પરિષદ એ બંને ક્ષેત્રમાં કામ કરનારાઓને કેમ એકઠા ન કરી શકે? સંભવ છે કે એક બીજાના સંસર્ગમાં આવી એકની નવી ભાવના અને બીજાનો વ્યવહાર બંને સમતોલમાં આવશે

આજે છે એથી વિશાળ બેસણી પર પરિષદ આવે વધારે લોકપ્રિય બને એમ આપણે ઇચ્છીશું

સાહિત્ય પરિષદમાં ગુજરાતના વિદ્વાનો ભેગા મળે છે તો એને વધારે પ્રસિદ્ધિ મળવી જોઈએ વિદ્વાનોને વિશાળ ક્ષેત્ર મળશે તો એમની દષ્ટિ પણ વિશાળ થવાની અને એમના વિવેચનો પણ મુદ્દાસર અને માહિતીપૂર્ણ બનવાનાં

ગુજરાતના મહાપુરુષો એકઠા મળે

આ પરિષદ ભેગી મળે તેમ આપણે ઇચ્છીએ કે ગુજરાતની એક બીજી પરિષદ પણ મળતી થાય— જેમાં આગેવાન ઉદ્યોગપતિઓ ને વેપારીઓ શિક્ષકો ને લેખકો વિચારકો ને પત્રકારો સમાજ-સેવકો ને રાજકીય આગેવાનો રાજકર્મચારીઓ ને ધર્મપ્રવર્તકો ઇજનેરો કવિઓ ને ચિત્રકારો આ બધા ભેગા મળે

જ્યાં સુધી ખાદીની અસહકારની કે ગાંધીજીની બીજી પ્રવૃત્તિઓની વાત હતી ત્યાં સુધી એમની છત્રછાયામાં ઘણા આવતા પણ એ એક સમર્થ નેતાનું આકર્ષણ હતું સરદાર આવા મુદ્દો ઘણીવાર વિચારતા પણ એમની આગળ ઘણું કામ પડેલું રહેતું અને ગુજરાત ભૂલાઈ જતું

ગુજરાતનો અલગ પ્રાંત થતો થતો રહી ગયો ને હવે કેટલાક સામે ચાલીને ના પાડવા નીકળે છે કેમ જાણે એ રીતે જ ભારત ભક્તિ બતાવી શકાય! વિશાળ દષ્ટિ રાખ્યા પછી એ ભારતીય પ્રવૃત્તિનું એક પણ કેન્દ્ર ગુજરાતમાં સ્થપાયું હોય તો નવાઈ આવું જ એની ખીલવણી અંગે છે

અલગ પ્રાન્તની ઝુંબેશ ના ઉપાડીએ તો ભલે પણ ગુજરાતને સ્પર્શતા વિવિધ સવાલો ઉપર અહીંના બાહોશ આગેવાનો ભેગા પણ ના મળી શકે? વધારે નહિ તો ગુજરાતી ભાષા કળા પહેરવેશ રિવાજો ખોરાક શિક્ષણ વગેરે ઉપર ધ્યાન આપે તો!

★

## જાહેર વિજ્ઞપ્તિ

વિલેપારલે સાહિત્ય સભા તરફથી શ્રી ગુલાબદાસ બ્રોકરે નીચે મુજબનું જાહેર નિવેદન પ્રકાશનાર્થે મોકલ્યું છે —

ગુજરાતના વિદ્વાન ઇતિહાસકાર સ્વ. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીનાં પ્રગટ-અપ્રગટ લખાણોનો એક ગ્રંથ પ્રકાશિત કરવાનો સ્વર્ગસ્થનો મનોરથ પૂર્ણ કરવા આશરે બે હજાર રૂપિયાનો ખર્ચ અંદાજવામાં આવ્યો છે પાંચસો રૂપિયાથી એક ગૃહસ્થે શરૂઆત પણ કરી દીધી છે બાકીની રકમનો યથાયોગ્ય ફાળો અને સ્વર્ગસ્થના જીવનપરિચયના વિભાગનાં પત્રો સ્મરણો વગેરે સામગ્રીદ્વારા પરિપુષ્ટ કરવા સ્વર્ગસ્થનાં મિત્રો સંબંધીઓ અને પરિચિતોને યોગ્ય સામગ્રી મોકલી આપવા વિનંતિ છે સ્વર્ગસ્થનો વિસ્તૃત જીવનપરિચય શ્રી રામનારાયણ વિ૦ પાઠક લખશે અને ગ્રંથનો આમુખ શ્રી કનૈયાલાલ મુનશી લખશે. ૨૬ ઘોડબંદર રોડ મુંબઈ ૨૪ એ સરનામે નિવેદકને બધું મોકલી આપવું

# મિયાં ફુસકી

લેખક જીવરામ જોષી



૫૬૨ ભાગ સંખ્યાબંધ ચિત્રો

છતાં મૂલ્ય ફક્ત સાડાઅગિયાર રૂપિયા

[ આખો સેટ મંગાવનારને ટપાલ ખર્ચ માફ ]

મિયાં ફુસકી

ગુજરાતના ઘરઘરમાં માનીતું થઈ પડેલું ગુજરાતી સાહિત્યનું અમર પાન

આ લેખકના બીજા પુસ્તકો

સુબોધમાળા [૧૦ પુ]
રંગીલા રાજા
રાજ કરે તે રાણી
ગજા ભાઉ
માટીનો ભડ
કેસ ફુડ
મણિયા વીર
એ ચતુર
હઠીલો કુંવર
વીર બેની
રસ કલોલ
ફેરૂ વિમાની
શૂરાનો બોલ
માથાનું દાન
લાખેણો હીરો
રંગ વિનોદ
ચતુર બિરબલ
મોજીલો નવાબ
ગપીદાસ
દોઢડાહ્યો
છકો ને મકો
પુરાણની વાતો ૧૨
ગૌરવ કથાઓ
વીર બકા
બેની બોલ
રા નવઘણ
ગીગો માઢ
ભોજની ચતુર સભા
અઘોર વન
ચતુર શિરોમણિ



આ અને બીજાં કોઈપણ ગુજરાતી પુસ્તકો માટે લખો

ભારતી સાહિત્ય સંઘ લિ ફર્નાંડીઝ બ્રીજ ગાંધીરોડ અમદાવાદ

ઊર્મિ' વર્ષ ૨૩ ઊર્મિ નવરચના સાહિત્ય, સમાજ અને
નવરચના' વર્ષ ૧૭ સંસ્કારનું માસિક
સળંગ અંક ૨૭૫ ફેબ્રુઆરી ૧૯૫૩ : અંક ૧૧

ક્રમ



'ઊર્મિ નવરચના'નું લવાજમ ભરવાના અન્ય સ્થળો –

એલ કે મેઘાણી ૧૪ અમરતલ્લા સ્ટ્રીટ : કલકત્તા ૧
એન એમ ત્રિપાઠી લિ પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ ૨
કાંતિલાલ મહેતા ૨૫ અહમદ પ્લૉટ વેસ્ટ વ્યુ રાજકોટ
આર આર શેઠની કંપની પ્રિન્સેસ સ્ટ્રીટ કેશવબાગ મુંબઈ ૨
પુસ્તકાલય સ સ મંડળ લિ રાવપુરા વડોદરા
રવાણી ઍન્ડ કંપની બાસુગેનુ રોડ મુંબઈ ૨
ગાંડીવ સાહિત્ય મંદિર હવાડિયો ચકલો સૂરત

આફ્રિકા માટે —

પૉપ્યુલર બૂક સપ્લાય પો બૉ ન ૭૬૯ કંપાલા (પૂ આ)
જયંતકુમાર કે પટેલ પો બૉ ન ૬૪ નૈરોબી (પૂ આ)

સૂચના

* લવાજમ વરસનું સાડાસાત રૂપિયા, વિદેશમાં દશ રૂપિયા (શિ ૧૫)
* છૂટક નકલ બાર આના વિદેશમાં એક રૂપિયો
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે
* વરસમાં એપ્રિલ જુલાઈ ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે
* વી પી થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે આપના ગ્રાહક નંબર અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મની ઑર્ડરથી લવાજમ મોકલી આપવું
* નમૂનાનો અંક મંગાવતી વખતે બાર આનાની ટિકીટો બીડવી જરૂરી છે મફત અંક કોઈને મોકલાતો નથી
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રાહક નં લખવો ખાસ જરૂરી છે
* સર્વ લખાણોના કૉપીરાઈટ સુરક્ષિત રાખેલા હોય છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકીટો ચોંટાડેલું અને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે એ સિવાયના અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે
* જાહેર ખબરના દર લવાજમ મોકલવાનું લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું –

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફર્નાન્ડીઝ પુલ નીચે ગાંધીમાર્ગ
અમદાવાદ ૧

પ્રકાશક ઈશ્વરલાલ મો દવે : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ : ગાંધીમાર્ગ અમદાવાદ ૧
મુદ્રક ગોવિંદલાલ મોહનલાલ જાની ક્રિશ્ના પ્રિંટરી રતનપોળ અમદાવાદ



# સુમેળ





સવાર અને સાંજ.
કોઈ પણ દિવસ એમનો ભેટો જ ન થાય.
એકમેકને મળવા બન્ને તલસે.
ઘણીવાર તો ઈર્ષાગ્નિથી બળી મરે.
આ જોઈને સૂર્ય રોજ હસતો.
મધ્યાહ્નના સૂર્યનું એ ખડખડાટ હાસ્ય એક દિવસ ક્ષિતિજની
બન્ને સામસામી દિશામાં પણ પડઘા પાડી ગયું.
સવારે નક્કી કર્યું કે સૂર્યની કાલે વાત છે.
સાંજે નક્કી કર્યું કે સૂર્યની આજે વાત છે.
ધગધગતો સૂર્યગોળો સાંજે પણ બળતો જ રહ્યો :
સાંજે રૂસણું લીધેલું !
રાતરાણી સાથે વીતાવેલી ઠંડીમાંથી ઉષ્મા મેળવવા એ સવાર
પાસે પહોંચ્યો. ત્યારે એ ઠૂંઠવાતો જ રહ્યો :
સવારે પણ રૂસણું લીધેલું !
ધૂંવાફૂંવા થતો એ તો સફરે ઉપડ્યો.
મધ્યાહ્નના ધોમ ધખ્યા.
અંદરની બળતરા અને બહારના અંગારા છેક ક્ષિતિજ સુધી ઊડ્યા.
રૂસણાં તોડેલી સાંજ ને સવારે એકીસાથે સૂર્યને ઈજન આપ્યું.
બળતરા વગરના અગારા ઠંડા પડ્યા.
સૂર્યે બન્ને હાથ લાંબા કર્યા—
એક સવારને સ્પર્શ્યો : બીજે સાંજને
સવાર ને સાંજનો એ સુમેળ હતો.

જ્ઞ

સાહિત્ય, સમાજ અને સંસ્કારનું માસિક

# ગોખમાં દીવો

ધૂમકેતુ

> ગોખનો દીવો તો ગોખલાને જ ઊજળો કરી શકે ગોખના દીવાના તેજથી આપણુ અંતર ઊજળુ ન જ બની શકે આત્મવિશ્વાસ અને પૂરી ખોજ વગર એ અધૂરુ જ છે એ સુવર્ણરેખા નામના કર્તીના પ્રગટ થયેલા નવા સગ્રહમાની આ નાનકડી દષ્ટાતકથામા કેવું સચોટ રીતે રજૂ થયુ છે!

એક વખત એક સત-સાધુ પાસે એક માણુસ આવ્યો તરુણ વયમાં એણે અનેક કાળાધોળાં કરેલાં પછી તેને કોઈએ માર્ગ બતાવ્યો અને સદ્ભાગ્યે એને એ રસ્તો ઠીક લાગ્યો પેલા સજ્જને કહેલુ કે ભાઈ! જાત સુધારણાનું પહેલુ પગથિયુ જાતવફાદારી છે તમારી જાતને તમે વફાદાર રહો એટલે જાતસુધારણા શરૂ થાય તમે કેવા છો?

'છુ તો સોની મહાજન પ્રભુ!

થયુ ત્યારે જાતને વફાદાર રહો જે કર્યું તે નિંદ્ય ગણો નવી વાત શરૂ કરો જાતસુધારણા એ રીતે થાય.

આ ભાઈને એ ઠીક લાગ્યુ ને એણે પોતાનો રસ્તો બદલ્યો

પણ વસ્તુને અરધી સમજેલા કાં તો માણુસ અજ્ઞાન હોય તો સારુ કાં જ્ઞાની હોય તો સારૂ પણ અર્ધદગ્ધ તો મારી દે આ ભાઈ એમ સમજેલા કે જાતવફાદારી કેળવવી એટલે પોતાની જાતને વફાદાર રહેવુ પાપથી ભાગવુ ને નિંદ્ય કામને છોડી દેવા

આટલી સમજણુ લીધી હોત તો તો વાંધો ન હતો પણ એ તો બે પગલાં આગળ ગયો એને એમ થઈ આવ્યુ કે જાતને ધિક્કારવાથી પણ પુણ્ય થાય છે એટલે હાલતાં ને ચાલતા પોતાની જાતને ધિક્કારવા મડયા અરે રે! મે પાપીએ આવા કામ કર્યાં અરે રે! મે ભગવાનને આમ દગો દીધો અરે, મે જનમારો આમ ખોયો!

પણ આટલુ કહેવા છતા એ એક વાત નહિ સમજેલા કે પોતાનો વ્યવહાર શુદ્ધ રાખવો એ જ ખરો ધર્મ છે

મનની ભૂલભૂલામણી મોટા મોટા ઋષિમુનિઓને પણ સમજાતી નથી, તો પછી આ બીચારા વેપારી મહજન એ કયાંથી સમજે?

પોતાની એ નિંદા કરે લોકલજ્જાએ ભજનમડળીમા દોડે પણ જે ખરુ કામ હતુ—વ્યવહારશુદ્ધિ કરવાનુ એ તો થાય નહિ!

અને છતાં મન મનાવે કે મે હવે સદાચાર શરૂ કર્યો છે હવે ભગવાને મારા સામુ જોયુ છે ને પોતાની જાતને સૌનાં દેખતાં એવી ધિક્કારે કે સૌ માનવા લાગ્યા કે આને જ્ઞાનની ગોળી વાગી ગઈ છે!

હવે એક વખત એવુ બન્યુ કે એક ખરેખરા નિસ્પૃહી સતપુરુષ ત્યાં આવ્યા એ બરાબર સમજે કે માણસનુ મેલુ મન ન ફરે ત્યાં સુધી એનો બહારનો દેખાવ ધર્મને બદલે અધર્મ પેદા કરનારો નીવડે અને મેલુ મન ફરવાની પહેલી નિશાની એ કે એવા માણસ પોતાના સામાન્ય વ્યવહારમાં જેમ પોતાનું દૃષ્ટિબિંદુ જુએ તેમ સામાનું દૃષ્ટિબિંદુ પણ જોવા મડે અને એમ જોવા છતાં સામાની નબળાઈ માટે થોડી ઉદારતાની માત્રા પણ રાખે!

આ ભગત એકાંતમાં પેલા સાધુને મળ્યા હાથ જોડીને કહે હે ભગવાન! મારા જેવો કોઈ પાપી નથી મે ભગવાનને છેતર્યા છે મે જનમારો વ્યર્થ ગુમાવ્યો છે! મને રસ્તો બતાવો

સતપુરુષ તો માણસના મનના નણકાર હતા




સમજી ગયા કે આ એવો રોગ છે, જેમાં માણસ એવા ભ્રમમાં પડે છે કે જાતસુધારણા માટે, જાતને ધિક્કારવી એ બસ છે તેમણે શાંતિથી કહ્યુ 'તો ભાઈ, તમે કેવા છો ?'

'છું તો સોની મહાજન, મહારાજ !'

'ત્યારે તમે ઘાટ ઘડતાં તરત શીખી ગયા હતા ?'

'અરે ! હોય કાંઈ ભગવાન ? એમા તો નેવનાં પાણી મોભે ચડે, ત્યારે કારીગરી હાથ આવે !'

'તમને સોના ઉપર ઘાટ ઘડતાં આટલો બધો વખત લાગ્યો, તો મન જેવુ મન, જે દેખાતુ પણ નથી, એનો ઘાટ ઘડવાનુ તરત હાથ ચડી જાશે એમ ?'

'એમ તો નહિ પ્રભુ ! પણ ભગવાનને હમેશાં પ્રાર્થના કરુ છુ, કે હે ભગવાન ! મારા જેવો કોઈ પાપી નથી !'

'ભગવાન તમારી પ્રાર્થના એમ નહિ સાભળે ભાઈ ! જો સરકાર—દરબારમાં અરજી કરો છો તો રૂપિયા બે રૂપિયાની ટિકિટ ચોડવી પડે છે ત્યારે આ તો સરકારનો પણ સરકાર છે એની અરજીને ટિકિટ કેમ ન ચોડવી પડે ?'

'હુ તેને માટે તૈયાર છું !'

'તો એક વાત હુ તમને કહું તે ધ્યાન દઈને સાંભળો હુ તો સાધું છુ, એટલે ઠેરઠેર રખડુ છુ એમ રખડતાં રખડતાં એક વખત હું એક જગ્યાએ જઈ ચડ્યો સાંજ પડી ગઈ હતી, ને કોઈ ગામ દેખાતુ ન હતુ. એટલે ત્યા રાત રહી ગયો. એક દુકાન ત્યાં હતી તેના ઓટલા ઉપર પડ્યો રહ્યો

દુકાનદાર ભલો લાગ્યો મને પાથરણુ આપ્યુ પાણી આપ્યુ પછી પોતાના કામે વળગ્યો એણે ઘીનો દીવો કર્યો થોડીવાર એ ત્યા બેઠો અને પછી એ સૂઈ ગયો

મને મનમાં થયુ કે આ માણસ ભક્તિવાળો છે ઘીનો દીવો કરે છે, થોડીવાર ભગવાનનાં નામ લે છે, ને પોતાની નાનકડી દુકાનમાંથી રોટલો કાઢે છે.

સવાર થયું દુકાનદારે કહ્યુ, 'હવે ચા પીને જજો !'

'સાધુજન રમતા ભલા.' એમ માનીને મે ઊપડવાની તૈયારી કરી હતી, પણ તેનો ભાવ દેખીને ત્યા રોકાઈ ગયો

સવારે પણ એણે દીવો કર્યો ભગવાનનુ નામ લીધુ. બે હાથ જોડ્યા અને પછી કામે વળગ્યો એટલામાં એક ઘરાક આવ્યુ ઘીનો ભાવ પૂછ્યો. ઘી જોખાવ્યુ ઘી લઈ ગયો

એ ગયો ત્યા બીજો જણ આવ્યો 'ઘી છે ?'

'હા છે, પણ તમને દીધા જેવુ નથી !'

'કેમ ?'

'જરાક ભેગસેગ જેવુ છે !

પેલો માણસ ચાલ્યો ગયો મને દુકાનદાર માટે માન થયુ સાચાબોલો ખરો ! ત્યા દુકાનદાર જ બોલ્યો 'લાસડિયો છે ! એવાને આપો તો પૈસા જાય ! આમાં પણ બહુ ધ્યાન રાખવુ પડે છે !'

એટલામાં ત્રીજો કોઈ પણ ઘી લેવા જ આવતો હતો એટલે એણે જાણ્યુ કે આજ ગામમાં કાંઈક લાગે છે. અંદર જઈને થોડીવાર પછી પાછો આવ્યો એણે બે–ચાર જાતના ઘી ભેગાં કરી તપેલુ તૈયાર કરી દીધુ.

ત્રીજો ઘરાક આવ્યો એને પૂછ્યુ : 'આજ ગામમા કાંઈ છે ?'

'તમને ખબર નથી ?' પેલાએ કહ્યુ : 'ગામમા સૌને નૈવેદ્ય કરવાની માતાજીની આજ્ઞા આવી છે !'

'એમ છે ?'

'આજ તમારે તડાકો ! ઘી રાખ્યુ છે ના ?'





ઘી તો આ કુરિયા જેવું તૈયાર રહ્યું ભાવ ખરચવાવાળો જોઈએ!

આમ ને આમ એ વ્યવહાર ચાલ્યો પછી હું ત્યાંથી રજા લઈને ચાલ્યો ત્યારે વેપારીએ કહ્યું બાપજી! ભાગ ભગવાનને બેસા બેગા જરાક જોતા જાવ ને!

મે કહ્યું વેપારી મહાજન! આજ દિન સુધી માણસો ભગવાનની પ્રાર્થના કરતા હવે ભગવાન માણસોની પ્રાર્થના કરે છે!

અરે એવું ઊંધુ હોય બાપજી!

ઊંધુ કેમ ન હોય? કાલે મને એમ થયુ હતું કે આટલી નાનકડી જગ્યામાં સત્યનારાયણ વસ્યા છે આજે થયુ કે અહીં પણ સત્યનારાયણ નથી!

'એમ કેમ બોલ્યા?

જો ભાઈ! આ દીવો કરવો, ભગવાનને સભારવા બે હાથ જોડવા આ બધુ આપણે શું કરવા કરીએ છીએ?

વેપારીએ કહ્યું આખો મલક કરે છે ને બાપજી!

મે કહ્યું ત્યારે આ આપણી મોટામાં મોટી સમજણની ખામી છે જો ભગવાનને આપણા કામમાં સડોવવા હોય તો આપણો પાયો સાચો જોઈએ અને નહિતર ભગવાન આપણને પ્રાથના કરે છે કે મારુ નામ સંડોવવાનું છોડી દો

ત્યારે તમને પણ મારે સોની મહાજન! એ જ કહેવાનુ છે તમે એક પણ પ્રાર્થના કરો પણ જો એક ગતિ કામ ન કરો તો એ આખો મણકો ફોક જાય તમે સોની છો તમારા ઉપર સેકંડો કુટુંબો કાળે દુકાળે દાગીનાની સચ્ચાઈ ઉપર આધાર રાખીને બેઠાં હોય છે વિધવાઓને તમારાં ઘરેણાં બેંક જેવા લાગે છે મુશ્કેલીઓને એમાંથી આશ્વાસન મળે છે તમે તમારી જાતને ધિક્કારવાનું છોડી દો ભગવાનને તમે દગો દીધો છે એ વાત જવા દો હવે દગો કરવો નથી એટલી જ વાત આવવા દો એટલે તમને જાત સુધારણાનું પહેલું પગથિયું મળી ગયુ બોલો આ તમારાથી બનશે? તો તમારી આ બધી વાતો તમને મદદ કરશે અને નહિતર આ વાતો જ તેમને છેતરશે હવે નિર્ણય કરો નિર્ણય કરતાં વખત લ્યો નિર્ણય બહુ જ થોડી વાતનો કરો પણ તમામ વાતોનો સાર આ છે: 'કેવળ જાતને ધિક્કારવાથી જાત સુધરતી નથી જાતસુધારણા માટે જાતવફાદારીની પણ જરૂર છે!

અને જાતવફાદારી એટલે જે કામ તમે કરી રહ્યા હો તેમાં જ સત્યની શરૂઆત કરો સત્ય બીજે શોધવા કરતાં ત્યાં પહેલું શોધો

તો જ તમારુ મન તમને રસ્તો બતાવી શકે

કારણ કે આપણને અસત્ય એટલો માર મારતું નથી જેટલો માર અર્ધસત્ય મારે છે

*

## પ્રીતિ

વિરૂપને પણ સુંદર સર્જે
અર્પણ વિના બધું ય વરજે
અર્પે તે પણ નિજની ગરજે
નિજની જાત લીધી શી કરજે!
જ્યાં વર્તે આ નવલી નીતિ
જનમ જનમની એ તો, પ્રીતિ!!

રમણ કોઠારી




## સરસેનાપતિ ગુજરાતને સંભારે

દેશનો સરસેનાપતિ ગુજરાતી છે એ હકીકતથી આપણે ગૌરવ લેવું જોઈએ, રાજેન્દ્રસિંહજીને આપણે અભિનંદન આપીએ

આમ તો ગુજરાત ઢીલું છે, એની નામના પણ એવી છે એમાં ગાંધીજીએ ને સરદારે તાકાત આણી પણ એ જુદા પ્રકારની હતી, લશ્કરી અર્થમાં એ બળ ના ગણાય કૌવતવાળાં ને કસાયેલા શરીરો ગુજરાતમાં ઓછા થયાં છે એ કબુલ કરવું જોઈએ છેલ્લા પચાસ વર્ષથી આપણે વામણા, ઢીલા, છોકરવાદી, ને અલ્પ આયુષ્યવાળા થતા જઈએ છીએ આજથી પ્રયત્ન કરીએ તોયે બીજા પચીશ વર્ષો પછી એ સ્થિતિમાં ફેરફાર લાવી શકીશુ

નવા સરસેનાપતિ ભલે પ્રાંતીય મહેરબાની ના કરે, પણ ગુજરાતીઓને ઘડવામાં થોડુ ધ્યાન આપે એવુ તો જરૂર ઇચ્છીએ ગુજરાતીઓની થોડી પલટણો ફરતી થાય નવી પલટણોનાં થોડાં થાણા ગુજરાતમાં આવે, અહીના વિદ્યાર્થીઓના સંપર્કમાં ફોજના માણસો આવે ને ફોજનુ સંગીત શીખવાય, અહીની નાગરિકોની હરિફાઈઓ ગોઠવાય તો ગુજરાતના યે રંગઢંગ બદલાય

આમ તો ગુજરાતી ગવર્નરો છે, એલચીઓ છે, પ્રધાનો છે, પણ સરસેનાપતિ જે કરી શકશે તે બીજા કોઈ નહિ કરી શકે એમનામા ગુજરાતની અસ્મિતા હશે તે વધુ ખીલવવા ગુજરાતે પાંચ-સાત સત્કાર સમારંભો યોજવા જોઈએ ને ગુજરાતમા ફોજી હવા ફેલાવવા એમને વિનંતિ કરવી જોઈએ

ગુજરાતનું મહાગુજરાત ભલે દૂર રહ્યુ, એનુ પોતાપણું ટકે-વધે એટલુ તો કરવુ કે નહિ!

## નૌકામાર્ગો સજીવન થશે ત્યારે

સંભળાય છે કે ભરૂચ ને બીજા ગુજરાતનાં બંદરોની ખીલવણી થવાની છે સુરત, ભરૂચ, ભાવનગર જેવા સ્થળોને સારા બંદર બનાવતા વાર લાગવી ના જોઈએ અને બીજા નાનાં બંદરો પણ સાથે સાથે તૈયાર થવા જોઈએ નદીકિનારાનાં ગામોમા જે મગવડ આપી શકાય તે આપી નવા માર્ગોની હેરફેર લોકપ્રિય બનાવવાના યત્ન ચાલુ થવા જોઈએ

આ પ્રવૃત્તિને કેવળ આર્થિક દૃષ્ટિએ ના જોતાં એમાંથી પ્રજાને બીજા લાભ થાય છે તે ધ્યાનમા લેવુ જોઈએ પાણી ને પહાડ એ બન્નેની દોસ્તી ગુજરાતે લગભગ ગુમાવી છે. એથી જીવનમા સાહસ ને કાવ્ય ઓછાં થયા છે, ઊર્મિઓમા જોમ નથી ને શ્રદ્ધાનું બળ નથી

આ માર્ગો ખૂલ્યા પછી આપણે આશા રાખીએ કે એમા અવનવા ઘાટની હોડીઓ તરતી થશે, એની રચના કરનારા ઈજનેરો થશે, એને ચલાવનારા નાવિકો આવશે, એમને ઉદ્યમી ખેડૂતોનો સંપર્ક મળશે

આ માર્ગોએ જે ઘાટ બંધાય, ડક્કા નંખાય, ગોદામો ઊભાં થાય એ કળાત્મક બને એની તકેદારી રખાવી જોઈએ મૉટર ખટારાના અડ્ડા જેમ ગંદકીવાળા, બદસુરત ને કામચલાઉ ઢબના હોય છે એમ અહીં પણ ના થાય તો સારું

યાદ રાખીએ કે ગુજરાતની એક લાંબી સરહદને સાંકળવાનો સમૃદ્ધ ને સોહામણી બનાવવાનો આ પ્રશ્ન છે

## ચેચાણવેરાનુ આંદોલન

આ આંદોલન પાછળ વેરો રદ કરાવવાનો મુદ્દો ભલે ચર્ચાસ્પદ હોય ને ભલે આ વેરો ટકી ગયો હોય છતાં એ આંદોલન નિષ્ફળ ગયુ છે એમ તો





નહિ જ કહેવાય સરકાર આમાંથી લોક લાગણીનું માપ જોઈ શકે ને પ્રજા સાથે પોતાનો સંપર્ક કેટલો ઉપરછ્લો છે તે જોઈ શકે બધામાં મતના ગણિતનો આધાર લેવો એ ભાગ્યે જ વાજબી મણાય

### ગુજરાતી ભાષા ઘણું જીવો

ગુજરાતની સીમાઓ વિષે સાહિત્ય પરિષદે ઉલ્લેખ કર્યો અને ડાંગના વિસ્તારને ગુજરાતથી જુદો નહિ પાડવાની ઈચ્છા જાહેર કરી તેથી એમના ઉપર નારાજ થવાની કશી જરૂર નથી

જ્યારે શિક્ષિણ દ્વારા ભાષા ઉપર અંકુશ મૂકે ત્યારે ઘણે દૂર સુધી એની અસર પહોંચે છે વિચારો રીતભાત પહેરવેશ રિવાજો એ બધા ઉપર ભાષાની લાગવગ છે અને સાહિત્યકારો આ વિષે ના બોલે તો શું મજૂરસંઘ બોલવાનો હતો?

હિંદુસ્તાનની મુખ્ય બોલીઓમાંની એક ગુજરાતી છે એની લિપિ નાગરિક કરતાં ય સરળ છે એની વાણીમાં મિઠાશ અને ભાવુકતા છે લોકો પાસેથી એ ભાષા છીનવી ના લેવાય એનું ગૌરવ ને વિસ્તાર વધે એવું કયો લેખક ના ઇચ્છે?

### હિંદીનું મર્યાદિત સ્થાન

શિક્ષણના માધ્યમ વિષે પરિષદમાં જે કંઈ ઉલ્લેખ થયો તે પુરતો નથી હજુ વધુ સ્પષ્ટતા થવી જરૂરી હતી માધ્યમિક શિક્ષણ સુધી ગુજરાતી દ્વારા અને તે પછીનું શિક્ષણ અંગ્રેજી દ્વારા અપાય તો સરળ બને આ કામ માટે હિંદીની યોજના કરવામાં આવશે તો એ ભૂલ જ નહિ જુલમ મણાશે.

હિંદીને સમૃદ્ધ કરવી હોય, ચલણી બનાવવી હોય તો એને અમુક હદ સુધી સામાન્ય ભાષા તરીકે દેશના જુદા જુદા પ્રાંતોમાં દાખલ કરી શકાય ગવર્નમેન્ટની જાહેરાતો એ ભાષામાં પ્રગટ કરી શકાય ટપાલના સરનામાં રસ્તા ઉપરની સૂચનાઓ સ્ટેશનો મકાનો કે દુકાનો ઉપરનાં પાટીઆં એવું કેટલુંક હિંદીકરણ માગી લે છે ને તે દિશામાં થોડી ઉતાવળ પણ થઈ શકે એમ છે

વેપારીને સ્ટર્લિંગની ભાષા અંગ્રેજી છે કચેરીઓનો વહેવાર એનાથી સોહસાઈવાળો બને છે એ સગળ વહીવટી ભાષા બની છે અધિકારીઓને જે કંઈ સૂચનાઓ મોકલવાની હોય તે અંગ્રેજીમાં હોવાથી ગુંચવાડો આવતો નથી એ ભાષા વિજ્ઞાનની છે આંતરરાષ્ટ્રીય સંબંધોમાં સરળતા લાવનાર છે વિદ્યાર્થીઓને એનો બોજો પડે એવું નથી કારણ કે એનું ચલણ બહોળા વિસ્તારમાં છે

આમ વિદ્યાર્થીએ ચાર ભાષા ફરજીઆત શીખવી રહી ગુજરાતી (પ્રાંગિક ભાષા) અંગ્રેજી (વહીવટ ને વહેવારની ભાષા) હિંદી (આંતર પ્રાંતીય) ને સંસ્કૃત કે ફારસી (સંસ્કાર ભાષા) આમાં હિંદીનો પરિચય અને સંસ્કૃતનો ઈચ્છા મુજબ અભ્યાસ થાય તો બોજો પણ નહિ લાગે.

### પ્રાંતોની પુનર્રચના વહેલી થાય

આંધ્રનો અલગ પ્રાંત થવાનો એટલે કર્ણાટક નેય આશા રહે અને પછી તો મહારાષ્ટ્રને ગુજરાત સાથે સંલગ્ન રાખવાનું કોણ કબુલ કરશે? ને મહારાષ્ટ્ર પહેલ કરે આખરે તો બંનેને છૂટા પડવાનું જ છે

ગુજરાતે અલગ થવાની માગણી ના કરવી એ સંવાદમાં પેચ મણાય છે પ્રાંતોને ભાષાના ધોરણે રચવામાં જે જોખમ છે તેવાં બીજાં ઘણાં જોખમો આપણે ઉઠાવી રહ્યા છીએ એ સવાલ ટાળવામાં જોખમ છે એમ શા માટે નથી વિચારતા?

જેમ પાકિસ્તાન મોડું કબુલ કરવામાં ભૂલ થઈ તેમ ભાષાભાષી પ્રાંતો વિષે બહુ કચવાટ થયા પછી કબુલ રાખવામાં એનું ઝેર કાતિલ બની જશે. ગુજરાતની ભારત પ્રત્યેની એકતાની માગણીનો વખત જતાં ઊંધો અર્થ નીકળશે—બીજાના માર્ગમાં વિઘ્ન રૂપ થનાર વેરિયા કે બીરૂ તરીકે એ ઓળખાશે ને પાડોસીઓની મૈત્રી એ ગુમાવશે.



પંચવર્ષીય યોજનાનો અમલ થાય તે પહેલાં જ દેશના પ્રાંતોની પુનર્વ્યવસ્થા થવી જોઈએ, જેથી નવા ઘડતરમા ઓછો બોજો ને વધુ ઉત્સાહ લાવી શકાય

## બોલી ને વેશ

પરદેશમાં જઈને હિંદીઓએ કેવી બોલી બોલવી ને કેવો પહેરવેશ રાખવો તે વિષે ટીકાઓ થઈ છે એમાં વજુદ છે

કેટલાક બીજા દેશોના આગેવાનો અંગ્રેજી જાણતા છતાં પોતાની ભાષામા બોલે છે અને એનાં ભાષાંતર કરાવી માન સમજે છે આપણેય હિંદીમાં બોલવું એવો આગ્રહ રાખવો? ના, જે ભાષાનો મહાવરો હોય એ ભાષા બોલવી એ ઉચિત છે, બીજાને સગવડ આપી શકાય ત્યારે પોતાની અલગ ભાષાનો આગ્રહ રાખવો એમાં સુજનતા નથી, દુરાગ્રહ છે.

આવુ જ પહેરવેશ વિષે વિમાનત્તર આગળ હિંદી રાજવેશમાં જવુ ને બીજે છેડે વિદેશી લેબાશમાં ઉતરવું એ લોકોને ભારે કૌતુક ઉપજે છે અહીં જે કોઈ પરદેશી આવે છે તે ભારતીય પોષાક પહેરતા નથી, એ પહેરે એવુ આપણે માગતા યે નથી પરદેશમાં આપણે ત્યાંના થઈને રહીએ તેથી સરળતા મળે કૌતુક ઓછુ થાય એમ માનવામાં ભૂલ છે ફેરફાર કરવો જ હોય તો આબોહવા મુજબ થવો જોઈએ

વધારેપડતી અતડાશ કે વધારેપડતું ઝૂકવાતુ બન્ને અયોગ્ય છે

ગુજરાતી મરાઠી કે પંજાબી સ્ત્રીઓ વિદેશમાં અસલ પહેરવેશ રાખે છે ભલે એમને કામકાજ ઓછાં હોય તેમ છતાં એમને કોઈ બાધ નડતો નથી એથી ઊલટું, આપણે આપણો પહેરવેશ નિભાવી રાખી જે સરળ વર્તાવ મેળવી શકીએ તે બદલી નાખવાથી નહિ મેળવી શકીએ જો લાભ હોય તો યે એમાં છેતરપીંડીનો ભાવ આવે એટલે ત્યાજ્ય ગણવો જોઈએ

## નવો લેબાશ શું સૂચવે છે?

અહીં આપણે કયા પોષાક તરફ ઢળતા જઈએ છીએ એ તપાસવુ રમુજી થઈ પડશે

ખાદીની સાદાઈમા કોટ ગયો, પણ તે પછી તો ટોપીયે ગઈ આજે પાઘડી, સાફો ને ટોપી કેટલા ઓછાં વપરાય છે? કોણ કહેશે કે એમા લાભ છે? પાયજામા પહેરણ અને ચંપલ ચાલુ થયાં પણ એમાં ન તો સગવડ મળી કે ન તો માન મળ્યું એટલે એ વેશની જગ્યાએ હવે પાટલુન ખમીસ કે બુશકોટ ને બુટ આવવા લાગ્યા છે, ધોતીઉ-ચંપલ વિદાય લઈ રહ્યા છે અધિકારીઓ, કારકુનો, વિદ્યાર્થીઓ, કારખાનેદારો વગેરે કેટલાયે આ પોષાક અપનાવ્યો છે, તેઓ અતડા દેખાતા નથી. એમનો પ્રભાવ વધે છે

ખાદીવાળાઓએ કેટલાક પ્રવાહો ખાળ્યા હતા બદલ્યા હતા, નવા ચીલા પાડ્યા પણ હતા પરંતુ, આજે એમની ઉદાસીનતા વરતાય છે નવા પ્રવાહો ઓળખવાની ખાળવાની કે વાળવાની તેમની શક્તિ કે વૃત્તિ રહી નથી એનો આ નાનો નમુનો છે

## નવી આગેવાની રોકશે નહિ

ગોધરા મુકામે વ્યાયામ સમેલન મળ્યું ને સમારંભના પ્રમુખપદે મુખ્ય પ્રધાનને બોલાવવામા આવ્યા ત્યારે થયુ કે જાહેર પ્રવૃત્તિઓને રાજકાજમા ભેળવવાની વૃત્તિ કેમ જોર કરતી હશે? એથી ફંડફાળામાં સરળતા મળે છે, અધિકારીઓ વધુ મદદ રૂપ બને છે, પ્રવૃત્તિ તરફ લોકોનુ ધ્યાન ખેંચાય છે કે પછી વ્યક્તિનુ આકર્ષણ મુખ્ય કારણ હોય છે?

ગુજરાતમાં ઘણી શિક્ષણ સંસ્થાઓ છે, આરોગ્ય નિષ્ણાતો છે, બીજા એવા પણ હશે જેમણે વિદ્યાર્થીઓને રમતો રમાડવામાં, પ્રવાસે લઈ જવામાં,





શિસ્ત શીખવવામાં ઘણો સમય આપ્યો હોય. આ પ્રવૃત્તિમાં રસ ન હોય તો તેઓને પણ અંદર ભેળવવા જોઈએ. યુવાનોને પ્રેરે એવા કોઈ લેખક-કવિનેય આમંત્રવા જોઈએ.

એવું થાય કે આપણા જાહેર જીવન ઉપર અમુક પક્ષ કે વ્યક્તિ કે રાજસત્તા છાઈ જાય, તો વર્ષો સુધી નવી આગેવાની પ્રજામાં દેખાશે નહિ. પ્રવૃત્તિઓ સંકોચાઈ જશે. ચુંટણીઓથી દૂર રહેનારા પણ પ્રજાને તાકાત આપી શકે એવા સત્વશીલ પુરુષોની ખોજ કરી એમને બહાર લાવવા જોઈએ.

## નેહરુના ટોળાં

જ્યાં જાય ત્યાં નેહરુનું જબ્બર આકર્ષણ હોય છે. હજારો માણસો એમની વાણી સાંભળવા, એમનાં દર્શન કરવા એકઠા થાય છે. એમને જતાં જોઈ લોકો આનંદ અનુભવે છે. પણ શહેરોમાં કેટલાય ભણેલા માણસો આ જોઈ દુઃખ કરે છે. એમને મન એ ટોળાંઓ નેહરુનું કશું કામ કરતાં નથી, કરવાનાં નથી. જે ઉત્સાહ પ્રગટ કરે છે એનું ખાસ મૂલ્ય નથી. બરબાદી છે. અને નેહરુનેય ટોળાંનો અણગમો લાગતો નથી. હજારો અને લાખોની મેદનીથી એ ટેવાઈ ગયા છે. ટોળાંઓને એ પ્રેમ કરે છે, ઝાટકે છે, ડારે છે, મંત્રમુગ્ધ કરી નાખે છે. ટોળાંઓને જોઈને એ હસે છે, મુક્તિ અનુભવે છે, મહત્તા મેળવે છે. ટોળાંઓ એમને જોઈને બધું ભૂલી જાય છે. નેહરુ પોતાનો થાક એમ ઉતારે છે.

આ ટોળાં એમનું માનતા નથી એમ પણ કેમ કહેવાય? કેટલીય કાપાકાપી ને તંગીઓ નેહરુને ખાતર બરદાસ કરી લીધી છે એ શું હકીકત નથી? અધિકારીઓની ઢીલ, કોંગ્રેસીઓનો એશ, વેપારીઓનો લોભ એ બધું નભી ગયું હોય તો નેહરુની આડશે. નહિ તો આ ટોળાંઓ ક્યારનાં ફરી વળ્યાં હોત!

એ એક જ વ્યક્તિ છે જે આ દેશમાં ટોળાંઓ જમાવી શકે, તેમને રીઝવે ને એ જ ઘડીએ સખ્ત ઠપકારે પણ. ટોળાં પણ એને પરખી ગયાં છે—એનો નિઃસ્વાર્થ, એની સરળતા, એની દેશદાઝ. નેહરુને આ ટોળાંમાં ભારતનો પ્રાણ દેખાય છે—અહીંની સંસ્કૃતિનો ને નીતિનો, અહીંની તાકાતનું એમાં માપ નીકળે છે. ધ્યેયની રેખાઓ દોરાય છે, ધર્મની દૃષ્ટિ જડે છે.

નેહરુનાં ટોળાંઓ અકારણ નથી. એમાં ગેબી સંકેત છે.

### મરણ પાછળનાં ભોજનોને સરકારી ઉત્તેજન

જમણો ઉપર પચીસનો કાયદો હતો. તેમાં હમણાં ફેરફાર કરી સરકારે ભૂલ જ કરી છે.

લગ્ન પ્રસંગે નાની મેજબાનીમાં વધુ આનંદ મળે અને લોકોની ટેવો સુધરે એમ હોવા છતાં એ અંકુશ હળવો કર્યો અને જમનારની સંખ્યામાં પચાસ સુધી છૂટ આપી. પણ આવી છૂટ મરણ પ્રસંગેય આપીને એક ખરાબ રિવાજને આડકતરું ઉત્તેજન આપ્યું છે.

અંકુશોદ્વારા પ્રજા કેળવાય એ સ્થિતિ સારી નથી. અંકુશો ચોપડી ઉપર રહેવાનો એનો ઢીલો—પોચો અમલ કરવો એ પણ સારું નથી. અને અંકુશો ખસેડી લેતાં જે કુરિવાજને દૂર કરવા સમાજ સેવકોએ વર્ષો સુધી પ્રયત્ન કર્યા હતા તેનો પક્ષ કરવો એ તો ભૂલ જ ગણાય.

સરકારી છૂટછાટો સામાજિક અનિષ્ટોના સમર્થનમાં ના થવી જોઈએ.

### ગાયનું માન ભલે વધે

ગોવધ અટકાવવાના આંદોલન પાછળ ભલે કોઈ રાજકીય પક્ષની ચાલ હોય, છતાં હિંદુઓની એટલે કે પ્રજાના મોટા ભાગની એ તરફ સહાનુભૂતિ છે એ નિર્વિવાદ છે. આ દેશમાં ભલે ગોવધનો પ્રતિબંધ ના લાવે પણ ગાય તરફના પ્રજાના આદ

# ઉદારચિત્ત બાપુ

ગણેશ વા૦ માવળંકર

> એક વરસમાં જ જે પુસ્તક બીજી આવૃત્તિમાં પ્રવેશે છે એ પ્રખ્યાત પુસ્તક **માનવતાનાં ઝરણાંની** પ્રગટ થનારી નવી આવૃત્તિમા નવી ઉમેરેલી આ વાર્તાના નાયક બાપુની ઉદારતા એના જીવનની સાવ છેલ્લી પાયરીએથી પણ કેવી ઝળકી ઊઠે છે !

'કેમ બાપુ ? કેમ છે ? તારે કંઈ ખાસ કહેવાનુ હોય એમ લાગે છે શુ છે કહે જોઈએ '

'દાદાસાહેબ, શુ કહુ ? ગયા ૭–૮ મહિનાથી પગમાં સતત દડાબેડી છે તેથી હુ હેરાન હેરાન થયો છુ ગમે તેમ કરી આ દડાબેડી નીકળી જાય તેમ કરો '

તેનો તે દુઃખી અને હતાશ બનેલો ચહેરો જોઈ અને તેની કાકલુદીભરી, વિનતિ સાભળી મને સ્વાભાવિક રીતે જ દયા આવી અને એ બાબત તપાસ કરવાનું મન સાથે નક્કી કરી હુ બોલ્યો 'અરે, આટલા દિવસ સુધી તારી દડાબેડી ચાલુ રાખે એટના બધા નિષ્ઠુર જેલરસાહેબ નથી મને ખબર છે કે તેમનુ હૃદય કોમળ છે પણ તે તેમને કદી તે માટે વિનતી કરી હતી ખરી ?'

બાપુ—'હા, એક વાર નહિ, અનેક વાર '

હુ—'પછી ?'

બાપુ—'તેઓ સાભળતા જ નથી. હુ અરજ કરુ એટલે તેઓ હસે છે અને આખ આડા કાન કરી આગળ જતા રહે છે '

હુ—'આ તો વિચિત્ર કહેવાય તે આમ શાથી કરતા હશે ? કંઈક કારણ હોવુ જોઈએ તારી જ કંઈક ભૂલ હોવી જોઈએ તુ જ કંઈક આડુઅવળું કરતો હોઈશ નહિ તો તેઓ તારી દડાબેડી આમ સતત ચાલુ ન રાખે '

બાપુ—'સાચે જ, મારો એમાં કશો વાંક નથી '

હુ—'ઠીક ત્યારે. હું તેમને પૂછી જોઈશ; અને જે કંઈ શક્ય હશે તે કરવાનો પ્રયત્ન કરીશ' આમ કહી હુ આગળ ચાલ્યો

દરરોજ સવારમાં સ્નાન, થોડો સ્વાધ્યાય અને એક કલાક સમૂહકાંતણનું કાર્ય આટોપીને હું જેલના સામાન્ય કેદીઓની પૂછપરછ કરવા માટે જેલના દવાખાનામાં તેમ જ તેમની જુદી જુદી કોટડીઓના નિયમિત ચક્કર લગાવતો કેદીઓની મુશ્કેલીઓ, જરૂરીઆતો વગેરેની પૂછપરછ કરી તેમને દાદ મેળવી આપવી, એ જેલમાં મારો મુખ્ય વ્યવસાય જ થઈ પડ્યો હતો. આવા એક રોજિંદા ચક્કર દરમ્યાન જેલની સામાન્ય વસતીથી દૂર એવી સ્વતંત્ર કોટડીઓ તરફના કેદીઓને મળતો, તેમની પૂછપરછ કરતો જતો હતો ત્યારે બધ કોટડીના સળિયા પાસે પગમાં બેડી સાથે ઊભેલા બાપુને જોયો. તેણે બને હાથે જાળીના સળિયા પકડેલા હતા અને કંઈક કહેવાને ઉત્સુક એવી મુખમુદ્રા અને આવિર્ભાવથી તે મારા તરફ જોતો હતો તે વખતે મારે ને તેને ઉપર મુજબ વાતચીત થઈ

વૈરીને મારપીટ કરવાના ગુના બદલ બાપુને બે વર્ષની સજા થઈ હતી અને જેલમાં અવારનવાર તે બેફામ તોડાઈ કરી કેદીઓને મારપીટ કરતો તેથી તેને સામાન્ય કેદીઓથી જુદો અને દૂર આવેલી કોટડીઓ પૈકી એક કોટડીમાં એકલો રાખવામાં આવ્યો

---

રનો કોઈ રીતે સ્વીકાર થાય તો એમા કશુ અઘટિત નથી

સરકાર આદર્શ ગૌશાળાઓનો પ્રબધ કરે, ઓલાદ સુધારે ને બળદો તૈયાર કરે કતલખાનાના સચાલકો ઉપર દબાણ લાવે અને ધીરે ધીરે ગાય ને બળદની કતલ ઓછી કરાવી દે, જાહેરમા ગાયોના નામે લેવામા આવતાં દાન ઉપર વાજબી કાપ મૂકે, તો પ્રજાયે રીઝશે ને ગાયો પણ ઠરશે

મુબઈના આરે કેન્દ્રથી સારી શરૂઆત થાય એમ આપણે ઇચ્છીએ

*





હતો સામાન્ય રીતે આ કોટડીની જાળીનું બારણું હમેશાં બંધ રાખીને તેને બહારથી તાળું મારવામાં આવતું જે કેદીઓ શિસ્તથી રહેતા ન હોય જેમનામાં એકબીજા સાથે મારામારી કરવાની વૃત્તિ જણાય —જેમનામાં થોડુંઘણું ગાંડપણ જણાય—તે કેદીઓને બીજા કેદીઓની સલામતી ખાતર અલગ નાખવામાં આવે છે તે પ્રમાણે બાપુને પણ અલગ રાખવામાં આવ્યો હતો

બાપુ પ્રેમાળ અંતઃકરણનો અત્યંત ભાવનાપ્રધાન અને તેથી જ ક્રોધી સ્વભાવનો હતો તેમાં વળી ઓછી પટતા વધારામાં પોતાની ઇચ્છામાં આવે તે પ્રમાણે અને તે વખતે સ્ત્રી અનુકૂળ ન હોય કે નજીક ન હોય તો તેનું મગજ ખસી જતું અને તે ગાંડા જેવો થઈ જતો અને ગાળાગાળી તથા મારપીટ કરતો પણ મગજ ઠેકાણે આવતાં તેને પસ્તાવો પણ થતો પોતાની સ્ત્રી વિષેની તેની આસક્તિ કેવળ વિષયાસક્તિ નહોતી તેના ઉપર તેને ખૂબ પ્રેમ પણ હતો પરન્તુ પ્રેમનું કે રીસનું ગાંડપણ એ બેમાં પરિણામની દૃષ્ટિએ શો ફરક? ગાંડપણ એટલે ગાંડપણ! આવી જ એક ગાંડપણની લહેરમાં ભેરીને તેણે વધુ તો માર માર્યો જેલનું શારીરિક દુઃખ તેને કઠતું નહોતું પણ સ્ત્રી યાદ આવ્યા કરતી તેથી તેમ જ તેને વિષેની તેની આસક્તિ અને તેના વિરહને કારણે તે બે ગાંડો ને બાવરો બની જતો અને જાત પર કાબૂ રાખવાની શક્તિ ગુમાવી બેસતો

તે દિવસે બાપુને મળ્યા પછી જેલરની સાથે મારી હમેશ મુજબની મુલાકાત થઈ ત્યારે મેં તેમને બાપુની બેડી વિષે પૂછ્યું જોસેફ નામના એ જેલર ખરેખર ઘણા દયાળુ હતા મેં તેમને પૂછ્યું

જોસેફ પેલા બિચારા બાપુને છ છ મહિનાથી દંડાબેડી આપી છે એ કેટલી ક્રૂરતા કહેવાય? એમ શા માટે કરો છો? તમે આમ ન કરો તેની મને તો ખાતરી છે એટલે તેને આમ જુદો રાખવાનું અને દંડાબેડી આપવાનું કંઈ ખાસ કારણ છે? ત્યારે શ્રી જોસેફે કહ્યું કે, તે માણસ સરળ ભોળો પણ ખૂબ જ ક્રોધી સ્વભાવનો છે તેના આવા ... કારણે તેનું મન કાબૂમાં ન રહેતાં તેણે સ્ત્રીને માર માર્યો અને સજા પામીને અહીં આવ્યો પણ ગમ્મતની વાત એ કે સ્ત્રી ઉપર તેને પ્રેમ છે અને વચ્ચે વચ્ચે તેના વિચારો આવતાં તેનું મગજ ચસકે છે! અને મન કાબૂમાં ન રહેતાં તે મારામારી કરવા લાગે છે તેને ઠેકાણે લાવવાનો મેં સહાનુભૂતિપૂર્વક પુષ્કળ પ્રયત્ન કર્યો પણ મારો પ્રયત્ન સફળ થયો નથી! એટલે તેને બીજાથી દૂર રાખી દંડાબેડીનો અખતરો શરૂ કર્યો તેથી તે થોડો નરમ બન્યો પણ બેડી કાઢતાં જ બે ચાર દિવસમાં ફરીથી તેનામાં ગાંડપણની લહેર આવી! ફરી મેં તેને દંડાબેડી પહેરાવી એટલે થોડા દિવસ તે શાંત રહ્યો હતો દંડાબેડી દૂર થતાં જ તે મારામારી શરૂ કરી દે છે આ પ્રમાણે ત્રણ ચારવાર બનતાં ફરીથી દંડાબેડી દૂર કરવાનો મેં હવે છોડી દીધો

હું— ના ના તમે આ પ્રમાણે તદ્દન નિરાશ બનો તે ના ચાલે તેના પર દયા તો રાખવી જ જોઈએ ફરી એક વાર તેની દંડાબેડી દૂર કરવાનો પ્રયત્ન કરી જોવામાં તમને ખાસ કંઈ વાંધો જણાય છે?

જેલર— મને કશો જ વાંધો નથી તમારી એવી ઇચ્છા હોય તો હું કાલે જ તે કાઢી નાખું પણ તેથી કંઈ વળવાનું નથી ફરીથી પહેરાવવી જ પડશે એટલે આનો વિચાર કરીને મને કહો હું તો તમે કહેશો તે પ્રમાણે કરવા તૈયાર છું

આ સાંભળીને હું સ્વાભાવિકરીતે જ મૂંઝવણમાં પડ્યો હવે મેં રાખવાની જવાબદારી હું લઉં પછી બાપુ કંઈક આડું અવળું કરી બેસે તો તેના એ કાળની અને ફરીથી તેને બેડી પહેરાવવાની એમ બેવડી જવાબદારી મારા ઉપર આવી પડે એ વિચારથી किं कर्माकर्मेति એવી રીતે હું મોહિત થયો મેં ખૂબ વિચાર કર્યો અને છેવટે રાત્રે મારી કોટડીમાં પથારીમાં પડ્યા પડ્યા મને એક ઉપાય સૂઝ્યો તે પ્રમાણે કરવાનું નક્કી કરતાં મનને શાંતિ થઈ થોડો આનંદ પણ થયો કે બાપુ કાલે દંડાબેડીમાંથી મુક્ત થવાનો તેની દુઃખી મુદ્રા પર આનંદની ઊર્મિઓ આવતી મારી નજરે દેખાવા લાગી

બીજે દિવસે સવારે હું બાપુને મળવા ગયો



અને પૂછ્યુ, "બાપુ, ખરેખર તુ આ દંડાબેડીથી કંટાળ્યો છે? તે કાઢવી જ જોઈએ એમ તને લાગે છે ને?"

બાપુ—"એટલે? મને તેમ નથી લાગતુ એવી તમારા મનમા શંકા પણ કેવી રીતે આવી શકે છે? ખરેખર, હુ સાવ હેરાન થઈ ગયો છુ! ગમે તેમ કરો, ગમે તે કરો, પણ મને આ બેડીમાંથી છોડાવો"

હું—"જરૂર છોડાવુ, પણ એક શરતે તને જો તે કબૂલ હોય તો કહે એટલે હમણાં જ હુ જેલર સાહેબને બોલાવી લાવીશ અને આ જ ક્ષણે તુ બેડીના સકંજામાથી છૂટીશ" બાપુના હૈયામાં આનંદનો ઉભરો આવ્યો ને બોલ્યો, "કહો, કહો, તમારી શી શરત છે તે કહો મને કબૂલ છે જે કહેશો તે કબૂલ છે પણ આ બેડી હવે નહિ જોઈએ. હવે તે અસહ્ય થઈ છે"

હું—"સાંભળ ત્યારે કાલે મે તારી ઇચ્છા જેલરસાહેબને કાને નાખી તેમને વિનતિ કરી કે બાપુની બેડી થોડા દિવસ માટે પણ દૂર કરો તેમણે કહ્યું કે અગાઉ ચાર પાચવાર તારી બેડી કાઢી તને તક આપી હતી, પણ તારુ ભેજુ ઠેકાણે રહેતુ નથી અને તુ વારવાર દાંડાઈ કરે છે, મારપીટ કરે છે એટલે હવે તેઓ તારી બેડી કાઢવા રાજી નથી. તારે માટે તેમને જામીન જોઈએ છે પણ એવો જામીન કોણ થાય? જેલરસાહેબે કહ્યુ કે તું સાચા દિલથી ગમે તેટલા વચન આપે તો ય તારુ ભેજુ અવારનવાર ચસકે છે અને તને ભાન રહેતું નથી ગાંડપણના આવેગમાં તુ ફાવે તેમ વર્તે છે

જેલરસાહેબે મને પૂછ્યુ "બોલો, તમે તેના જામીન થાઓ છો?" એટલે મે જેલરસાહેબને કહ્યુ કે, "તેનો જામીન થવા હુ તૈયાર છુ પણ બાપુ ફરીથી તોફાન નહિ કરે એવી ખાતરી હુ કેવી રીતે આપી શકુ? હુ જુદા જ પ્રકારનો જામીન આપુ છુ" જેલરે પૂછ્યુ, "કેવા પ્રકારની જામીનગીરી આપો છો?"

ત્યારે મેં કહ્યુ કે "બાપુ જો તોફાન કરે તો બાપુને બદલે જેલરસાહેબે મને બેડી પહેરાવવી અને શાંત થાય ત્યારે મારા પગમાંથી તે દૂર કરવી."

આ સાંભળતા જ બાપુ એકદમ ગભીર અને ભયભીત બન્યો, ક્ષણભર તો તે સ્તબ્ધ બન્યો હુ તેના ચેહરા પરના ભાવ જોતો હતો તેના પાપનુ પ્રયશ્ચિત મારે ભોગવવુ પડશે! આ ખ્યાલથી જ તે પીગળી ગયો અને બે હાથ જોડી મને કહેવા લાગ્યો,

"ના, ના, દાદાસાહેબ તમે એવી જામીનગીરી આપશો નહિ મારુ ભેજુ તથા મન ચારેક ઠેકાણે નથી રહેતુ! અને હુ શુ કરુ છુ તે મને જ સમજાતુ નથી! ક્રોધના આવેગમાં કઈક બની બેસે છે મારી ભૂલનુ પરિણામ તમારે ભોગવવુ પડશે એ કલ્પના જ મને ભયંકર લાગે છે, તમે આવી જામીનગીરી આપવાની ભાંજગડમાં પડતા નહિ જેલર બેડી કાઢવા આવશે તો પણ હુ તેને તે કાઢવા દઈશ નહિ'

ભોળપણ અને પ્રેમાળપણાનું આ અદ્ભૂત દશ્ય જોઈ કોણ ગળગળો ન બને? મે તેને કહ્યુ કે, 'મે તો નિશ્ચય કર્યો છે કે હુ જામીન બનીશ મારો નિશ્ચય તારા કહેવાથી નહિ ફરે, પણ તારા પગની બેડી મારા પગમાં ન પડે તેનો ઉપાય તારા જ હાથમા છે મારે માટે તુ જેટલો પ્રેમ બતાવે છે તે જ પ્રેમ તારુ મન કાબૂમાં રાખવામાં તને મદદ કરશે એટલે આ શરત તુ હમેશા ધ્યાનમાં રાખવાનો પ્રયત્ન કરીશ તો બસ!'

એ પછી તુરત જ શ્રી જોસેફને બોલાવી તેમની પાસે જ બાપુની બેડી દૂર કરાવી બાપુને મુક્ત થયાનો આનદ તો થયો જ, પણ મને પણ એક પ્રકારની ધન્યતા લાગી, સમાધાન થયુ બાપુ એક સામાન્ય, અશિક્ષિત ગણાતો માણસ હતો, પણ પોતાનુ દુ:ખ દૂર કરવા માટે પણ બીજાને દુ:ખ ન થાય એવી તેને કાળજી હતી! આવાને અશિક્ષિત કેમ કહી શકાય?

આ પછી હુ જેલમા હતો ત્યાં સુધી બાપુએ કદી પણ ફરી ગડબડ કરી નહિ અને તેના પગની બેડીઓ જેલરની ઑફિસમાં જ રહી! તેનો અને બેડીનો યોગ ફરીથી થયો નહિ અને હું છૂટ્યો તે પછી થોડા જ વખતમાં તે પણ જેલમાથી મુક્ત થયો.

*

# બચત અને આયોજન

એમ વી દેસાઈ

> રાષ્ટ્રીય આયોજન માટેની આપણી પંચવર્ષીય યોજના સફળ બનાવવા માટે નાણાંની જરૂર તો પડવાની જ આ નાણાં ઊભાં કરવામાં સામાન્ય મધ્યમ વર્ગ કેવી રીતે ફાળો આપી શકે એ ટૂંકામાં પણ સ્પષ્ટરીતે સમજાવતો અમદાવાદની કૉમર્સ કૉલેજના પ્રો શ્રીપાલનો આ લેખ વાચકોને ખૂબ માર્ગદર્શક નીવડશે

આપણું આર્થિક તંત્ર શ્રમવિભાગ ઉપર રચાયેલું છે જુદીજુદી વ્યક્તિઓ જુદા જુદા વ્યવસાયોમાં પરોવાયેલી હોય છે આથી આપણા બધાને આપણી ઘણીખરી જરૂરિયાતો માટે બીજા ઉપર આધાર રાખવો પડે છે છતાં આપણને જે જે વસ્તુઓની જરૂર પડે છે તે જ્યારે જ્યારે આપણને જોઈએ ત્યારે મળી રહે છે તેથી આ વ્યવસ્થા કેટલી કાર્યક્ષમ છે તેનો ખ્યાલ આપણને રહેતો નથી યુદ્ધ દરમિયાન ઘણી વખત આપણા રોજના વપરાશની ચીજોની અછત થઈ એક વખત એવો હતો કે દીવાસળી પણ મળવી મુશ્કેલ હતી જ્યારે આમ આ વ્યવસ્થા થોડેઘણે અંશે તૂટે છે ત્યારે આ વ્યવસ્થા આપણા રોજબરોજના જીવનમાં કેવો ફાળો આપે છે તેનો ખ્યાલ આવે છે આવી આર્થિક વ્યવસ્થા આજે જગતના કેટલાક દેશોમાં છે

પરંતુ છેલ્લાં વીસપચ્ચીસ વર્ષમાં ઘણાખરા દેશોમાં વિચારવંત લોકોને સમજાયું કે જો આપણી આર્થિક વ્યવસ્થા પદ્ધતિસર ને નિયમિત રીતે નિયોજાય તો દેશની પ્રગતિ ઝડપી ને ધારેલે માર્ગે થાય આ વિચારમાંથી રાષ્ટ્રીય આયોજનનો ખ્યાલ ઉત્પન્ન થયો આપણા દેશ જેવા આર્થિક રીતે પછાત દેશમાં આપણા આગેવાનોને લાગ્યું કે ઝડપી આર્થિક પ્રગતિ માટે આયોજન જરૂરી છે જ્યાં સુધી આપણો દેશ સ્વતંત્ર નહોતો ત્યાંસુધી આયોજનના નકશા તયાર કરીએ તો પણ તેનો કોઈ બહુ અર્થ નહોતો ૧૯૪૭ પછી જ્યારે આપણે પૂરા સ્વતંત્ર થયા ત્યારે આયોજન માટે ભૂમિકા તૈયાર થઈ કારણકે પરદેશી સરકારને દેશના આર્થિક ઉત્થાન માટે જરૂરી આયોજનમાં સ્વાભાવિકરીતે બહુ રસ ન હોય

આર્થિક રીતે પછાત દેશમાં આયોજનનો મુખ્ય ઉદ્દેશ લોકોની જરૂરિયાતની ચીજોનું ઉત્પાદન વધારવું ને આ રીતે પ્રજાનું જીવનધોરણ ઊંચું લઈ જવું એ હોય છે કારણકે જેટલે અંશે ઉત્પાદન વધે તેટલે અંશે વસ્તુઓનો પુરવઠો વધે ને લોકોને વધારે જથ્થામાં વસ્તુઓ મળે આપણા દેશમાં આ રીતે લોકોની મૂળભૂત જરૂરિયાતો જેવી કે ધાન્ય કાપડ વગેરેના ઉત્પાદનને વધારવાની ઘણી જરૂર છે ઉત્પાદન વધારવા માટે ઉત્પાદક સાધનો જેને કૅપીટલ ગુડ્ઝ કહે છે તેની જરૂર છે જો આપણે ધાન્યનું ઉત્પાદન વધારવું હોય તો ખેડૂતને પાણી-ખાતર બરોબર મળે તે માટે બંદોબસ્ત કરવો રહ્યો દેશના જે ભાગમાં ચોમાસું ઘણીવાર નિષ્ફળ જતું હોય અથવા જ્યાં વરસાદ બહુ ઓછો હોય ત્યાં ખેડૂતને પાક ઉત્પન્ન કરવા માટે પાણી બીજીરીતે મળી રહે એવી વ્યવસ્થા કરવી પડે આ નહેરો બાંધીને કે કૂવા ખોદીને થઈ શકે આ બધું કરવા માટે મૂડી જોઈએ

મૂડી મેળવવાના બે માર્ગ છે પરદેશોમાંથી મૂડી આપણને ભેટ તરીકે મોટા જથ્થામાં ન મળે ને મળે તો કોઈપણ સ્વમાની પ્રજા એવીરીતે ભેટ લઈને પોતાની પ્રગતિ સાધવાનું હરગીઝ પસંદ ન કરે

બીજો રસ્તો પરદેશોમાંથી મૂડી ઉછીની લેવાનો છે એમાં પણ પહેલી મુશ્કેલી એ ઊભી થાય કે આપણને જોઈતા જથ્થામાં મૂડી ન મળે ને મળે તો પણ પરદેશી લેણદારોની આપણા રાજ્યતંત્ર ને આર્થિકતંત્રમાં દરમિયાનગીરી આવે પરદેશીઓ જો આ દેશમાં મૂડી રોકે તો એ મૂડીનો ઉપયોગ બરોબર થાય છે કે નહિ ને ધારેલી મૂડી ઉપર નિયમિત વ્યાજ મળશે કે નહિ ને વખતસર મૂડી પાછી મળશે કે નહિ એની ફીકર સ્વાભાવિકરીતે




પરદેશી લેણદારને રહે જ તેથી એ આપણા રાજ્યતંત્ર ને આર્થિકતંત્ર ઉપર દેખરેખ રાખે એવો કેટલાકને ભય રહેવા સંભવ છે દેખરેખમાંથી ડખલગીરી ક્યારે ઊભી થાય એ કહી શકાય નહિ આ ઉપરથી એમ ફલિત નથી થતું કે પરદેશી મૂડી કોઈપણ સંજોગોમાં ન લેવી વ્યાજબી શરતોએ એ મળે તો જરૂર લેવી પરંતુ આપણી બધી યોજનાઓ માટે જરૂરી બધી મૂડી પરદેશોમાંથી મેળવવી અશક્ય છે ને જેટલી બને તેટલી આપણી જ મૂડી જો આપણે વાપરીએ તો આર્થિક રીતે તદ્દન પરાવલંબી થવાનું જોખમ આપણે ન ખેડીએ આનો અર્થ એ જ કે આપણી ઉત્કર્ષ માટેની યોજનાઓમાં જેટલી બને તેટલી દેશી મૂડી રોકાય તે દેશના તાત્કાલિક ને લાંબાગાળાના હિતમાં છે.

દેશમાં મૂડી કેમ એકઠી થાય તેનો વિચાર કરવા માટે આપણે વ્યક્તિનો દાખલો લઈએ ઘણી વ્યક્તિઓ પોતાની આવકમાંથી દર મહિને અમુક રકમ બચાવે છે આનું રહસ્ય શું છે! ધારોકે એક વ્યક્તિ દર મહિને ૧૦૦ રૂપિયાની બચત કરી પોસ્ટ ઑફિસ સેવિંગ્સ બૅંકમાં મૂકે છે એનો અર્થ એ થયો કે એ સો રૂપિયામાંથી એ જે ભોગ્ય વસ્તુઓ ખરીદી શકત તે તે ખરીદતો નથી એટલે અંશે એ પોતાની જાત ઉપર એક જાતનો સંયમ મૂકે છે શા માટે? આવી રીતે પૈસા બચાવવાનું પ્રયોજન શું? આવી રીતે પૈસા બચાવી થોડેક વરસે સારી જેવી રકમ ભેગી થાય એમાંથી એ નાનું સરખું ઘર ખરીદી કે બાંધી શકે ઘર બાંધવા માટે મૂડી જોઈએ તે બચતમાંથી આવી એટલે મૂડીનું બંધારણ બચત ઉપર છે ને બચતનો અર્થ તાત્કાલિક ઉપભોગ ઉપર કાપ કે અંકુશ મૂકવો એ છે

આ જ રીતે રાષ્ટ્રીય આયોજનનું રાષ્ટ્રીય આયોજનનો ઉદ્દેશ અમુક મુદ્દતની અંદર દેશનું જુદીજુદી જાતનું ઉત્પાદન વધારવું એ છે એ વધારવા માટે મોટા પાયા ઉપર મૂડી જોઈએ, ને મોટા પ્રમાણમાં મૂડી દેશમાંથી જ ભેગી કરવી રહી તેથી જ રાષ્ટ્રીય આયોજનમાં તાત્કાલિક ત્યાગ ને સંયમ જોઈએ. આપણાં ઉત્પાદનના જે સાધનો છે તે બધાં જ ભોગ્ય વસ્તુઓ ઉત્પન્ન કરવામાં ન વાપરતાં, એમાંનો ઘણો ભાગ ઉત્પાદક સાધનો ઉત્પન્ન કરવામાં વાપરવાં જોઈએ. થોડેક અંશે તાત્કાલિક પેટે પાટા બાંધવા જેથી નજદીકના ભવિષ્યમાં દેશના નાગરિકોને જરૂરિયાતો આજના કરતાં વધુ જથામાં મળે

આપણે જોયું કે રાષ્ટ્રીય આયોજન માટે લોકો ઉપર તાત્કાલિક ત્યાગ પડવો જોઈએ સરકાર આયોજન માટે પૈસા—નવું નાણું, એટલે નોટો—છાપી ઊભા કરી શકે એટલે ફુગાવાથી પણ આયોજન માટે મૂડી ઊભી કરી શકાય ને પ્રજા ઉપર જરૂરી ત્યાગ લાદી શકાય પણ ફુગાવાની આ પદ્ધતિ થોડેક જ અંશે વાપરી શકાય ને એમાંથી આયોજન માટે જોઈતી બધી મૂડી મળી ન શકે કારણકે ફુગાવો અમુક હદની બહાર જાય તો એ સમાજમાં અવ્યવસ્થા ફેલાવે ફુગાવાથી આયોજનમાં કેવી રીતે મદદ થાય તે જોઈએ સરકાર નવાં નાણાં બનાવી આયોજન માટે ઉત્પાદક દ્રવ્યો, મજૂરી વગેરે ખરીદે નવું નાણું ચલણમાં આવે એટલે વસ્તુઓના ભાવ વધે ને પૈસાની ખરીદશક્તિ ઘટે એટલે આપણી આવક, જે પૈસાના રૂપમાં હોય છે તેની ખરીદશક્તિ ઘટે આથી સમાજમાં ઘણી વ્યક્તિઓને વાપરવાની ચીજો ઓછી મળે. છેલ્લાં થોડા વર્ષમાં મોંઘવારીને લીધે ઘણાને પોતાની જરૂરિયાતો ઉપર કાપ મૂકવો પડ્યો છે જરૂરિયાતની ચીજો ઓછી વપરાય તેથી તેનું ઉત્પાદન ઓછું થાય આ રીતે ઉત્પાદક સાધનો છૂટાં થાય ને આયોજનના કામમાં વપરાય તેથી આયોજન માટે મૂડી ઊભી કરવા માટે ફુગાવો ઉપયોગમાં લઈ શકાય, પણ મર્યાદિત પ્રમાણમાં જ

કોઈ કહેશે કે આયોજન માટે જોઈતું નાણું ધનિકો પાસેથી કરવેરા મારફતે કેમ ન લેવાય? આ રીતે ગરીબ ને મધ્યમ વર્ગના લોકો ઉપર બોજો ઓછો પડે પણ આમાં મુશ્કેલીઓ છે. ધનિક લોકો ને ઉદ્યોગપતિઓ ઉપર કરવેરાનો બોજો અમુક હદથી બહાર જાય તો એમની ઉત્પાદન કરવાની ઇચ્છા ને શક્તિ ઉપર કાપ પડે, ને તેથી આયોજનનો મૂળ ઉદ્દેશ—ઉત્પાદન આખરે વધારવાનો—બર ન આવે. બીજું, જો આયોજન ધનિક ઉપર જ બોજો નાખી કરવામાં આવે તો રાષ્ટ્રીય આયોજન સમસ્ત પ્રજા માટે છે એ વસ્તુ પ્રજાના ધ્યાનમાં ન આવે.



વળી આપણા દેશમા ધનિકોની સખ્યા એટલી ઓછી છે કે એમના બધના ઉપર પણ જો ભારે કરવેરાનો બોજો ન નખાય તો પણ આયોજન માટે પૂરતી મૂડી ન રહે

જો રાષ્ટ્રીય આયોજન સમગ્ર પ્રજા માટે કરે તો તેમાં સમસ્ત પ્રજાનો ઉત્સાહભર્યો ને જ્ઞાનપૂર્વકનો સહકાર જરૂરી છે નિયોજન પચના પહેલા ખરડામાં આ મુદ્દો બહુ વિશદરીતે ચર્ચવામાં આવ્યો છે વળી આપણુ રાજ્ય લોકશાહી ઉપર રચાયેલુ છે લોકશાહીમા તો દેશની દરેક વ્યક્તિ ધનિક કે ગરીબ શહેરમાં રહેનાર કે ગામડામાં રહેનાર મજૂરી કરનાર કે ધધો કરનાર બધાના ઉપર દેશના ઉત્થાનનો બોજો યથાશક્તિ નખાવવો જ જોઈએ એ ન થાય તો આયોજન કરતા આપણી લોકશાહી જોખમાઈ જાય

એ ખરુ કે આપણી પ્રજા બહુ જ ગરીબ છે ને સાધારણ વ્યક્તિઓની આવક બહુ ઓછી હોય છે પરતુ રાષ્ટ્રીય આયોજન એટલે જ તાત્કાલિક ત્યાગ ભવિષ્યમા વધુ મળે માટે ને સમસ્ત પ્રજાનો સહકાર આયોજનનો પાયો છે પ્રજાના દરેકે દરેક વર્ગને લાગવુ જોઈએ કે આયોજન એ આપણું ઊજળા ભાવિ માટે પ્રસ્થાન છે

આગળ કહેલા મુદ્દાઓ ધ્યાનમાં લઈ નાની બચતની યોજનાને તપાસીએ આ યોજના એટલે નાની આવકવાળી વ્યક્તિઓને બચત કરવા માટે આમત્રણ આપવુ એ ખરુ કે નાની આવકવાળા પાસે સાધારણરીતે બચત કરવાની શક્તિ મર્યાદિત હોય પણ એ મર્યાદિત શક્તિ રાષ્ટ્રના હિત માટે વપરાવવી એ નાની બચતની યોજનાનુ મધ્યબિન્દુ છે રાષ્ટ્રના આર્થિક ઉત્પાદનના ક્રમમા ભાગ લેવો એ નાની આવકવાળા સમૂહની પણ ફરજ છે લોકશાહીમાં બધો બોજો એક વર્ગ ઉપર ને મોટાભાગનો લાભ બીજા વર્ગ માટે એવી સ્થિતિ લાંબો વખત ન ટકી શકે એથી જ આપણી પચવર્ષીય યોજનામાં નાની બચતમાંથી સારી એવી રકમ આયોજન માટે મળશે એમ માનવામા આવ્યુ છે તેથી નાની આવકવાળા માટે બચત કરવાનાં સાધનો બીજી રીતે જરૂરી તો છે પણ રાષ્ટ્રીય આયોજનની સફળતા માટે એ વિશેષ જરૂરી છે

નાની બચત માટે પોસ્ટ ઑફિસ સેવિંગ્સ બેંક કૅશ સર્ટિફિકેટ અને નેશનલ સેવિંગ્સ સર્ટિફિકેટ વગેરે સરકાર સ્થાપિત સસ્થાઓ છે આમાં અલ્પ રકમો બચત તરીકે રાખી શકાય છે જે ટૂકી આવકવાળી વ્યક્તિઓ આ સસ્થાઓનો લાભ લે છે તે પોતાના અગત હિત સાથે રાષ્ટ્રનુ હિત સાધે છે આ જ રીતે નાની બચત માટે સહકારી મડળીઓ પણ ઉપયોગી છે

આપણા દેશમાં સોનુ ચાંદી ખરીદી સઘરવાની પ્રથા છે નાની આવકવાળા સોનુ નહિ તો ચાંદી ખરીદે છે આ પ્રથા રાષ્ટ્રીય આયોજનમાં અતરાયરૂપ છે તેથી નાની આવકવાળા જેટલે અશે સોનાચાંદીનો મોહ છોડી નાની બચત માટે સરકારે સ્થાપેલી સદ્ધર સસ્થાઓમા પૈસા જમે કરાવશે તેટલે અશે તેઓ રાષ્ટ્રના આયોજનમાં સહાયરૂપ થશે. ને પોતાના હિત સાથે દેશનુ પણ હિત સાધશે કારણ કે અલ્પ રકમની નિયમિત બચત કરનાર ઉપભોગ્ય વસ્તુઓની માગ ઓછી કરી આયોજન માટે જોઈતાં ઉત્પાદક સાધનો પૂરાં પાડવા માટે માર્ગ ખુલ્લો કરી આપે છે

પરદેશી મૂડી મેળવવી સહેલી નથી તેથી જેટલે અંશે દેશમાંથી મૂડી મેળવવી મુશ્કેલ થાય તેટલે અંશે આયોજનની આખી વ્યવસ્થામાં ફેરફાર કરવી પડે કે આયોજનના અમુક ભાગો ઉપર કાપ મૂકવો પડે આ થાય તો દેશનુ આર્થિક પુનરુત્થાન મોળું થાય ને આપણી સ્વતત્રતાનો પાયો હાલે ને એ જોખમાય તેથી સક્રાન્તિકાળમાં દેશમાં મૂડી ઊભી કરવાની આવશ્યકતા કેટલી બધી છે એ સહેજે ધ્યાનમાં આવશે. ને મૂડી ઊભી કરવામાં ધનિક ને મધ્યમ વર્ગની સાથે નાની આવકવાળા વર્ગનો ફાળો પણ અગત્યનો ભાગ ભજવશે.

નાની બચત કરવાનાં સાધનોનો અભાવ નથી. અભાવ છે ઇચ્છાશક્તિનો ને નાની આવકવાળો વર્ગ રાષ્ટ્રીય આયોજનમા કેટલો બધો અગત્યનો ભાગ ભજવી શકે તેની જાગૃતિનો ×

---

અમદાવાદ આકાશવાણીના સૌજન્યથી

★

# વર-બદલો!

સિદ્ધાર્થ

> કાંઈક વિચિત્ર લાગતું આ વાર્તાનું મથાળું વાચકને કુતૂહલ ખાતર પણ વાર્તા વાંચવા ખેંચી જાય! પણ આખી વાર્તા વાંચ્યા પછી એ કુતૂહલ તો પાછું બેવડું થઈ જાય એવી આ વાર્તા-નાયિકા આજના ગુજરાતી સમાજમાં ચૉરે ને ચૌટે નથી મળતી? નામનું પણ કામ ન કરતી ગુજરાતી યુવતી પુરવી ન બને તો કરે પણ શું?

શાંતિનિકેતનમાં ત્રણ વરસ ગાળીને વિશ્વનાથ મુંબઈમાં આવ્યા પછી ત્રીજે જ મહિને પુરવી સાથે પરણી ગયો. ત્યારે વિશ્વનાથના અમાપ વ્યક્તિત્વને જરા ઝાંખપ લાગી ગઈ. એમ તો પુરવી પણ કોઈ સાવ સામાન્ય યુવતી નહોતી. સંસ્કારી સમાજમાં પોતાનો મોભો જળવાય એટલું એ ભણેલી હતી મુંબઈમાં જ ઊછરીને મોટી થઈ હતી એટલે રાસ-ગરબાથી આગળ વધીને નૃત્ય-નાટકો અને અનેક મેળાવડાઓમાં પણ આગળપડતો ભાગ લેતી. બધાં તો કહેતાં કે વિશ્વનાથ શાંતિનિકેતન ગયો તે પહેલાં જ પુરવીનો થઈ ચૂકેલો હતો પણ વિશ્વનાથનું મિત્રમંડળ આ બધી વાત નહોતું જાણી શક્યું કે પુરવીનું સખીવૃંદ એ વાતને બહુ પ્રચારમાં લાવી શક્યું નહોતું

જે હોય તે, પણ પુરવીએ ઓચિન્તાનું જ વિશ્વનાથ સાથે લગ્ન કર્યું ત્યારે પુરવીનો એક ખાસ મિત્ર હાજર નહોતો એ મિત્ર સાથે પુરવીનું સહિયારું નામ ઘણા વખતથી બોલાતું બન્ને ગમે ત્યાં સાથે જ દેખાતા એક દિવસ પણ એવો ન જતો કે પુરવી શ્રીકાંતને ન મળી હોય કે એની સાથે એકાન્તમાં કલાકો ન ગાળ્યા હોય પણ શ્રીકાંતને ઓચિંતું જ કૉલેજ છોડીને પોતાના પિતાની દૂર દૂરની સીંગાપુરની પેઢી સંભાળવા માટે જવું રહેવું પડ્યું. શ્રીકાન્ત ગયો ત્યારે એ જ પુરવીએ હૈયાફાટ રૂદન કરી કરીને રાતીચોળ આંખો કરેલી સ્ટીમર ઊપડવાનું ભુંગળું વાગ્યું ત્યારે તૂતક ઉપર ઊભો ઊભો શ્રીકાન્ત હાથમાંનો રૂમાલ ફરકાવતો હતો ત્યારે પુરવીને મુર્છા આવી ગઈ હતી!

શ્રીકાન્તને સીંગાપુર ગયાને હજુ માંડ છ માસ થયા હતા. ત્રણ વરસ સુધી શાંતિનિકેતન ભણીને વિશ્વનાથ મુંબઈ આવ્યો ત્યારે પુરવીને ખબર આપવાનું ભૂલ્યો નહોતો બન્નેને ઓળખાણ તો પહેલાંની હતી વિશ્વનાથની ચિત્રકળા ઉપર પુરવી આફ્રીન હતી ઘણીવાર એ ચિત્રો શીખવાને બહાને વિશ્વનાથને ઘેર પણ આવ-જા કરતી એટલે વિશ્વનાથના આખા કુટુંબમાં પણ એ ઓળખીતી થઈ ગયેલી કલકત્તા મેલમાંથી વિશ્વનાથ ઊતર્યો ત્યારે બોરીબંદર સ્ટેશનના પ્લૅટફૉર્મ ઉપર એના સ્વાગત માટે આવેલાં સગાં-સંબંધીઓ અને મિત્રોનો બહોળો સમુદાય હતો છતાં પુરવીએ જ પહેલો હાર વિશ્વનાથના ગળામાં પહેરાવ્યો ત્યારે બધાં જરા છોભીલાં પડી ગયેલાં. ખુદ વિશ્વનાથે તો રોમાંચ પણ અનુભવેલો અને એ વાતાવરણને સહેજ હળવું કરવા વિશ્વનાથ આગળ ધપે એ પહેલાં જ પુરવીના એક જ વાક્યે એને બોલતો બંધ કરી દીધો

'વિશુ, પુરવીને છેક જ ભૂલી ગયેલો ને?'

'એવું તે હોય પુરવી!' કહેતાં જ એ આખા જનસમુદાય વચ્ચે વિશ્વનાથે પુરવીને ઉમળકાપૂર્વક એક હાથે પકડીને એવી તો દાબી દીધી!

પુરવી એ રોમાંચનો આહ્‌લાદ પૂરો અનુભવે એ પહેલાં જ વિશ્વનાથના ઉમળકાનો પ્રતિઉત્તર કોઈ બીજે ઠેકાણે વાળવાનો મનમાં નિશ્ચય કરીને એ ઝડપથી વિશ્વનાથથી અળગી થઈ ગઈ અને બીજા બધા લોકો વચ્ચે એને મૂકીને પોતે એક બાજુ સરકી ગઈ પણ એ સખીવૃંદમાં એના ગાલ ઉપર પડેલા શરમના શેરડા છતા થયા વગર ન રહ્યા

વિશ્વનાથ સ્થિર થવા માટે હજુ સ્થળ નક્કી કરી શક્યો નહોતો એ માટે યોગ્ય જગ્યા પણ એને





વળી આપણા દેશમા ધનિકોની સખ્યા એટલી ઓછી છે કે એમના બધના ઉપર પણ જો ભારે કરવેરાનો બોજો નખાય તો પણ આયોજન માટે પૂરતી મૂડી ન રહે

જો રાષ્ટ્રીય આયોજન સમગ્ત પ્રજા માટે કરે તો તેમાં સમસ્ત પ્રજાનો ઉત્સાહભર્યો ને જ્ઞાનપૂર્વ ક્નો સહકાર જરૂરી છે નિયોજન પચના પહેલા ખરડામાં આ મુદ્દો બહુ વિશદરીતે ચચવામાં આ ો છે વળી આપણુ રાજ્ય લોકશાહી ઉપર રચાયેલુ છે લોકશાહીમા તો દેશની દરેક વ્યક્તિ ધનિક કે ગરીબ શહેરમાં રહેનાર કે ગામડામાં રહેનાર મજૂરી કરનાર કે ધધો કરનાર બધાના ઉપર દેશના ઉત્થાનનો બોજો યથાશક્તિ નખાવવો જ જોઈએ એ ન થાય તો આયોજન કરતા આપણી લોકશાહી જોખમાઈ જાય

એ ખરુ કે આપણી પ્રજા બહુ જ ગરીબ છે ને સાધારણ વ્યક્તિઓની આવક બહુ ઓછી હોય છે પરતુ રાષ્ટ્રીય આયોજન એટલે જ તાત્કાલિક ત્યાગ ભવિષ્યમા વધુ મઝે માટે ને સમસ્ત પ્રજાનો સહકાર આયોજનનો પાયો છે પ્રજાના દરેકે દરેક વગને લાગવુ જોઈએ કે આયોજન એ આપણું ઊજળા ભાવિ માટે પ્રસ્થાન છે

આગળ કહેલા મુદ્દાઓ ધ્યાનમાં લઈ નાની બચતની યોજનાને તપાસીએ આ યોજના એટલે નાની આવકવાળી વ્યક્તિઓને બચત કરવા માટે આમત્રણ આપવુ એ ખરુ કે નાની આવકવાળા પાસે સાધારણરીતે બચત કરવાની શક્તિ મર્યાદિત હોય પણ એ મર્યાદિત શક્તિ રાષ્ટ્રના હિત માટે વપરાવવી એ નાની બચતની યોજનાનુ મધ્યબિન્દુ છે રાષ્ટ્રના આર્થિક ઉત્પાદનના કામમા ભાગ લેવો એ નાની આવકવાળા સમૂહની પણ ફરજ છે લોકશાહીમાં બધો બોજો એક વગ ઉપર ને મોટાભાગનો લાભ બીજા વર્ગ માટે એવી સ્થિતિ લાંબો વખત ન ટકી શકે એથી જ આપણી પચવર્ષીય યોજનામા નાની બચતમાંથી સારી એવી રકમ આયોજન માટે મળશે એમ માનવામાં આ યુ છે તેથી નાની આવકવાળા માટે બચત કરવાના સાધનો બીજી રીતે જરૂરી તો છે પણ રાષ્ટ્રીય આયોજનની સફળતા માટે એ વિશેષ જરૂરી છે

નાની બચત માટે પોસ્ટ ઑફિસ સેવિંગ્સ બે ક કે ટ્રેઝરી? ... નેશનલ સેવિંગ્સ સર્ટિફિકેટ વગેરે સરકાર સ્થાપિત સસ્થાઓ છે આમાં અલ્પ રકમો બચત તરીકે રાખી શકાય છે જે ટૂકી આવકવાળી વ્યક્તિઓ આ સસ્થાઓનો લાભ લે છે તે પોતાના અગત હિત સાથે રાષ્ટ્રનુ હિત સાધે છે આ જ રીતે નાની બચત માટે સહકારી મડળીઓ પણ ઉપયોગી છે

આપણા દેશમાં સોનુ ચાદી ખરીદી સઘરવાની પ્રથા છે નાની આવકવાળા સોનુ નહિ તો ચાદી ખરીદે છે આ પ્રથા રાષ્ટ્રીય આયોજનમાં અતરાયરૂપ છે તેથી નાની આવકવાળા જેટલે અશે સોનાચાદીનો મોહ છોડી નાની બચત માટે સરકારે સ્થાપેલી સદ્ધર સસ્થાઓમા પૈસા જમે કરાવશે તેટલે અશે તેઓ રાષ્ટ્રના આયોજનમાં સહાયકર્તા થશે ને પોતાના હિત સાથે દેશનુ પણ હિત સધશે કારણ કે અલ્પ રકમની નિયમિત બચત કરનાર ઉપભોગ્ય વસ્તુઓની માંગ ઓછી કરી આયોજન માટે જોઈતાં ઉત્પાદક સાધનો પૂરાં પાડવા માટે માગ ખુલ્લો કરી આપે છે

પરદેશી મૂડી મેળવવી સહેલી નથી તેથી જેટલે અશે દેશમાંથી મૂડી મેળવવી મુશ્કેલ થાય તેટલે અશે આયોજનની આખી વ્યવસ્થામાં ઢીલ કરવી પડે કે આયોજનના અમુક ભાગો ઉપર કાપ મૂકવો પડે આ થાય તો દેશનુ આર્થિક પુનરુત્થાન મોડુ થાય ને આપણી સ્વતત્રતાનો પાયો હાલે ને એ જોખમાય તેથી સક્રાન્તિકાળમાં દેશમાં મૂડી ઊભી કરવાની આવશ્યકતા કેટલી બધી છે એ સહેજે ધ્યાનમાં આવશે ને મૂડી ઊભી કરવામાં ધનિક ને મધ્યમ વગની સાથે નાની આવકવાળા વર્ગનો ફાળો પણ અગત્યનો ભાગ ભજવશે.

નાની બચત કરવાનાં સાધનોનો અભાવ નથી અભાવ છે ઇચ્છાશક્તિનો ને નાની આવકવાળો વગ રાષ્ટ્રીય આયોજનમાં કેટલે બધો અગત્યનો ભાગ ભજવી શકે તેની જાણનો ×

અમદાવાદ આકાશવાણીના સૌજન્યથી

# વ ર-બ દ લો !

સિદ્ધાર્થ

કાંઈક વિચિત્ર લાગતુ આ વાર્તાનું મથાળું વાચકને કુતૂહલ ખાતર પણ વાર્તા વાચવા ખેંચી જાય! પણ આખી વાર્તા વાંચ્યા પછી એ કુતૂહલ તો પાછુ એવડુ થઈ જાય એવી આ વાર્તા-નાયિકા આજના ગુજરાતી સમાજમા ચૉરે ને ચૌટે નથી મળતી? નામનું પણ કામ ન કરતી ગુજરાતી યુવતી પુરવી ન બને તો કરે પણ શું?

શાંતિનિકેતનમાં ત્રણ વરસ ગાળીને વિશ્વનાથ મુબઈમાં આવ્યા પછી ત્રીજે જ મહિને પુરવી સાથે પરણી ગયો ત્યારે વિશ્વનાથના અમાપ વ્યક્તિત્વને જરા ઝાંખપ લાગી ગઈ એમ તો પુરવી પણ કોઈ સાવ સામાન્ય યુવતી નહોતી સસ્કારી સમાજમા પોતાનો મોભો જળવાય એટલુ એ ભણેલી હતી મુબઈમા જ ઊછરીને મોટી થઈ હતી એટલે રાસ-ગરબાથી આગળ વધીને નૃત્ય-નાટકો અને અનેક મેળાવડાઓમાં પણ આગળપડતો ભાગ લેતી બધાં તો કહેતાં કે વિશ્વનાથ શાંતિનિકેતન ગયો તે પહેલાં જ પુરવીનો થઈ ચૂકેલો હતો પણ વિશ્વનાથનું મિત્રમડળ આ બધી વાત નહોતું જાણી શકયુ કે પુરવીનુ સખીવૃદ એ વાતને બહુ પ્રચારમા લાવી શકયુ નહોતું

જે હોય તે, પણ પુરવીએ ઓચિન્તાનુ જ વિશ્વનાથ સાથે લગ્ન કર્યું ત્યારે પુરવીનો એક ખાસ મિત્ર હાજર નહોતો. એ મિત્ર સાથે પુરવીનુ સહિયારુ નામ ઘણા વખતથી બોલાતું બન્ને ગમે ત્યાં સાથે જ દેખાતા એક દિવસ પણ એવો ન જતો કે પુરવી શ્રીકાંતને ન મળી હોય કે એની થે એકાન્તમાં કલાકો ન ગાળ્યા હોય પણ તને ઓચિંતુ જ કોલેજ છોડીને પોતાના દૂર દૂરની સીગાપુરની પેઢી સભાળવા જવુ રહેવુ પડ્યુ શ્રીકાન્ત ગયો ત્યારે પુરવીએ હૈયાફાટ રૂદન કરી કરીને રાત આખો કરેલી સ્ટીમર ઊપડવાનુ ભુગ ગ્યુ ત્યારે તૂતક ઉપર ઊભો ઊભો શ્રીકાન્ત વમાનો રૂમાલ ફરકાવતો હતો ત્યારે પુરવી મુર્છા આવી ગઈ હતી!

શ્રીકાન્તને સીગાપુર ગયાને હજુ માંડ ૭ માસ થયા હતા. ત્રણ વરસ સુધી શાતિનિકેતન ભણીને વિશ્વનાથ મુબઈ આવ્યો ત્યારે પુરવીને ખબર આપવાનુ ભૂલ્યો નહોતો બન્નેને ઓળખાણુ તો પહેલાંની હતી. વિશ્વનાથની ચિત્રકળા ઉપર પુરવી આફ્રીન હતી. ઘણીવાર એ ચિત્રો શીખવાને બહાને વિશ્વનાથને ઘેર પણ આવ-જા કરતી એટલે વિશ્વનાથના આખા કુટુબમાં પણ એ ઓળખીતી થઈ ગયેલી કલકત્તા મેનમાંથી વિશ્વનાથ ઊતર્યો ત્યારે બોરીબદર સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર એના સ્વાગત માટે આવેલાં સગાંસબધીઓ અને મિત્રોનો ખડોળો સમુદાય હતો છતા પુરવીએ જ પહેલો હાર વિશ્વનાથના ગળામા પહેરાવ્યો ત્યારે બધાં જરા છોભીલાં પડી ગયેલા ખુદ વિશ્વનાથે તો રોમાચ પણ અનુભવેલો અને એ વાતાવરણને સહેજ હળવુ કરવા વિશ્વનાથ આગળ ધપે એ પહેલા જ પુરવીના એક જ વાકયે એને બોલતો બધ કરી દીધો

'વિશુ, પુરવીને છેક જ ભૂલી ગયેલો ને?'

'એવુ તે હોય પુરવી!' કહેતાં જ એ આખા જનસમુદાય વચ્ચે વિશ્વનાથે પુરવીને ઉમળકાપૂર્વક એક હાથે પકડીને એવી તો દાબી દીધી!

પુરવી એ રોમાચનો આહ્લાદ પૂરો અનુભવે એ પહેલાં જ વિશ્વનાથના ઉમળકાનો પ્રતિઉત્તર કોઈ બીજે ઠેકાણે વાળવાનો મનમાં નિશ્ચય કરીને એ ઝડપથી વિશ્વનાથથી અળગી થઈ ગઈ અને બીજા બધા લોકો વચ્ચે એને મૂકીને પોતે એક બાજુ સરકી ગઈ પણ એ સખીવૃદમાં એના મોઢા ઉપર પડેલા શરમના શેરડા છતા થયા વગર ન રહ્યા

વિશ્વનાથ સ્થિર થવા માટે હજુ સ્થળ નક્કી કરી શક્યો નહોતો એ માટે યોગ્ય જગ્યા પણ એને





રહ્યો હતો. એના વિશાળ દિલમાં ક્યાંય વિષનું બિંદુ પણ નહોતું પેસી શક્યું. અને છતાં પુરવીનું દિલ ઊંડે ઊંડે ઉદ્વેગ પામી રહ્યું હતું. એ સમજતી કે ભાવિ બાળક સાથે વિશ્વનાથને કશી લેવાદેવા ન હોઈ શકે છતાં બાળકનો પિતા એ જ ગણાશે. વિશ્વનાથ સાથેની આ દગલબાજી એના અંતરને અંદરથી કોરી ખાતી. શ્રીમન્ત આગળ કરેલી એની આ વાતને શ્રીકાન્તે હસી કાઢી. એ વાત સાચી. પણ પુરવી એ વાતને શ્રીકાન્ત જેટલી સહજતાથી ટાળી શકે એમ નહોતું. અને છતાં શ્રીકાન્ત તરફનું એનું આકર્ષણ વિશ્વનાથ કરતાં ક્યાંય વધી જાય એવું હોવાથી એ વિશ્વનાથ વિશે આવતો એ વિચાર તરત ખંખેરી નાખીને પાછી શ્રીકાંતમાં જ ખૂંચી ગઈ.

પુરવીનું બીજું બાળક છોકરો છે એ વાત સાંભળતાં જ વિશ્વનાથના હરખનો પાર ન રહ્યો. વિશ્વનાથની કળાનો વારસદાર મળ્યો જાણી એને આનંદ પણ થયો. એમ તો વર્ષાને પણ એણે ચિત્રકાર બનાવવાની હોંશ હતી. પણ વર્ષા આખરે છોકરી ખરી ને? પરણીને એ પણ કોઈ જુદા રસના પુરુષ સાથે જોડાય ત્યારે ચિત્રકળા કેટલીક ટકર ઝીલે? એટલે જ વર્ષાના નાના ભાઈના આગમનથી વિશ્વનાથ આ રીતે પણ ખુશ થયો જાણી પુરવીના દિલને જરા ટાઢક વળી. શ્રીકાન્ત સામે જોઈને એ નાનકડા પુલિનનો ચહેરો સરખાવ્યા કરતી. એક વખત વિશ્વનાથ જરા આઘો-પાછો થયો ત્યારે એ શ્રીકાન્તને કહ્યા વગર પણ ન રહી શકી.

ખરેખર તારી નાની આવૃત્તિ છે!

ધીમે. કોઈ સાંભળશે તો? શ્રીમન્તે તરત જ પુરવીને ચૂપ કરી દીધી.

પણ એ ચૂપકીદી વધુવાર ન રહી શકી. પુલિન મહિના-માસનો થયો. ત્યાં જ એ વિશ્વનાથ કરતાં શ્રીકાન્ત તરફ વધુ હળતો ગયો. વિશ્વનાથ એને વહાલો તેડવા જાય તો પણ રોકકળ કરી મૂકતો અને શ્રીકાન્ત આવીને વિશ્વનાથને ઠપકો દેતાં એના હાથમાંથી જાણે ખૂંચવીને જ પુલિનને તેડી લેતો ત્યારે પુલિન પણ ટપ દઈને છાનો રહી જતો!

બસ ત્યારથી વિશ્વનાથના દિલમાં ઊંડે ઊંડે શંકિ ડંખવા લાગ્યું. વર્ષા તરફનું એનું મમત્વ પણ ઘટવા લાગ્યું. દિવસ આખો વર્ષા પણ શ્રીકાન્તના જ સહવાસમાં રહેતી એટલે વિશ્વનાથ સાથે કોઈક પારકા માણસ જેમ વર્તતી. વિશ્વનાથના દિલમાં પેલા એ રૂપે પછી તો વિરાટ સ્વરૂપ પકડ્યું. એ સ્વરૂપ પુલિનમાંથી વર્ષામાં અને વર્ષામાંથી પુરવી સુધી પહોંચી ગયું. એ પુરવીની એકેએક વાતને એકેએક વિગતને શંકાથી જોવા લાગ્યો. અને જ્યાં સુધી એ રીતે એણે જોયું નહોતું ત્યાં સુધી જે સારું દેખાયેલું તે પણ એની બદલાયેલી નજરમાં સત્ય સ્વરૂપે ઝબકવા લાગ્યું. વિશ્વનાથે ગમ ખાધી પણ એ કેટલીક જીરવાય?

શ્રીકાન્ત અને પુરવીના સંબંધે માઝા મૂકી દીધી હતી. વિશ્વનાથની હાજરી પણ એમને હવે ખૂંચતી નહિ. વિશ્વનાથ ચિત્રશાળાના ભોગે ઉતાવળનું એક પણ ડગલું ભરી શકયો નહોતો એ વાત સાચી.

આમ ને આમ વર્ષા અને પુલિન મોટાં થવા લાગ્યાં. સાતેક વરસની વર્ષા પાસે પૂરાં પાંચ વરસ વટાવી ચૂકેલો પુલિન લગભગ સમોવડિયો લાગતો. એ બે ભાઈ-બેનમાં ભાગ પડાવનાર ત્રીજા બાળકનું આગમન નહોતું થયું એટલે બન્ને ખૂબ હેત-પ્રીતથી રમતાં ઝઘડતાં. હવે તો પુરવી પણ પાછી રસિક બની ગઈ હતી. શ્રીકાન્ત તો મૂળથી જ રસિક હતો. વિશ્વનાથનો બધો સમય ચિત્રશાળામાં જ પસાર થતો. એના સ્વભાવમાં જે તરવરાટ હતો. એની જગ્યાએ છેલ્લા કેટલાય વખતથી ગંભીરતા આવી. આંખોમાં ઊંડી ઊંડી વેદના અને ઘેન ઘેરાયેલાં રહેતાં. ખુમારી ભરી ચાલની જગ્યાએ એ સાવ નખાઈ ગયો હતો.

# ધ્યાન (Attention)

હર્ષિદા પંડિત

શિક્ષક વિદ્યાર્થીને કહેશે: ભણવામાં ધ્યાન કેમ નથી? સાસુ વહુને કહેશે કામમાં કેમ ચિત્ત પરોવતી નથી?— પણ આ 'ચિત્ત-ધ્યાન' વિષે ભાગ્યે જ કોઈને ઊંડો વિચાર કરવાનુ મન થતું હોય! આવી તો કેટલીય રોજીંદી વસ્તુઓને માનસશાસ્ત્ર ખૂબ મહત્વની ગણે છે,—'ધ્યાન' પણ એમાની એક છે.

મનુષ્ય એ જાગૃત નીઅવસ્થામા કાંઈ ને કાંઈ વિચારતો હોય છે એ જેટલુ સ્વાભાવિક સત્ય છે, એટલુ જ સર્વસામાન્ય સત્ય એ પણ છે કે એનું મન કોઈ ને કોઈ વસ્તુ પર ધ્યાન આપતું હોય છે છાત્રાલયમા રહેતો એક વિદ્યાર્થી પોતાની ખુરશી પર બેસીને અધ્યયનમા મશગુલ લાગતો હોય એ જ વખતે એનુ મન ઘેરથી આવેલા વિવાહ અંગે ઝટ નિર્ણય માગતા પિતાના પત્રમાં પણ ગૂંચવાયેલુ હોય, પણ પરીક્ષા પાસે આવતી હોવાથી એ પરાણે પુસ્તકમા મન પરોવવાનો પ્રયત્ન કરતો હોય પરીક્ષામા પાસ થવાનો એનો હેતુ જેટલો પ્રબળ હોય એટલુ જ અભ્યાસમાં એ ધ્યાન આપી શકવાનો મનુષ્યની બધી ક્રિયામાં કાંઈ ને કાંઈ હેતુ તો રહેલો જ હોય છે. આથી જ્યા હેતુ હોય ત્યા એ ક્રિયામા ધ્યાન રહેવાનુ જ આથી ધ્યાન એ આપણા ચેતન અથવા મનની રચનાત્મક ક્રિયા કહી શકાય. આપણુ મન ચંચળ હોય છે, આથી એની સપાટી ઉપર તરેહ તરેહનાં મોજા ઊઠ્યાં કરતાં હોય છે, વિચારો વારવાર સાયકલનાં પૈડાંની ગતિ પ્રમાણે ફરતા જ રહે છે.

ધ્યાન વ્યક્તિના અંગત તેમ જ સામાજીક જીવન સાથે બહુ જ ગાઢરીતે સંકળાયેલુ છે આપણા અંગત જીવનમાં જો રોજિંદી ક્રિયાઓમાં ધ્યાન ન આપીએ તો જીવન અનિયમિત બની જાય આથી સામાજીક જીવન સફળ રીતે જીવવા માટે દરેક કાર્ય ધ્યાનપૂર્વક કરવાની ટેવ પાડવી જોઈએ એમાં આપણી માનસિક શક્તિ તો ખર્ચાશે જ પણ એના વગર ચાલે પણ કેવી રીતે? કારણ કે મનમાં ઊઠતાં વમળોને એક ઠેકાણે કેન્દ્રિત કરીને એક જ વસ્તુ પર મનને એકાગ્ર બનાવવાની ક્રિયા એટલે ધ્યાનની

---

પાંચ વરસમા તો એ પચીસ વરસ જેટલી ઉમર વટાવી ચૂક્યો હતો!

એક દિવસ અચાનક ચિત્રશાળાનાં વિદ્યાર્થીઓએ વહેલી પરોઢમા બૂમરાણ મચાવી મૂક્યુ અને પુરવીની સાથોસાથ શ્રીકાન્તની ગુલાબી નિદ્રા પણ ઊડી ગઈ ચિત્રશાળામાં વિશ્વનાથનો પત્તો નહોતો!—એના ખંડમાથી એક ચિઠ્ઠી મળી હતી એ લઈને વિદ્યાર્થીઓ પુરવીના બારણા ઠોકતા ઊભા હતાં એમાકળી પુરવીએ બારણુ ખોલીને ચિઠ્ઠી વાચી ન વાંચી ત્યાં એની પાછળ આવી ઊભેલા શ્રીકાન્તે એ ઝૂટવી લીધી એમા લખ્યુ હતુ

'હું જાઉ છુ, મારી શોધ કરશો નહિ -વિશ્વનાથ'

આટલા ટૂંકા લખાણથી કોઈ જાતની કલ્પના કરી શકાય એમ નહોતું છતા વિદ્યાર્થીઓ દરિયાકિનારે દોડી ગયાં ત્યા દૂર દૂર કોઈ સફેદ વસ્ત્ર સાગરખોળે રમતુ દેખાયુ અને બધાંએ અનુમાન કરી લીધુ કે વિશ્વનાથે જળસમાધિ લીધી હશે

આ વાતને ત્રીજે વરસે પુરવીએ શ્રીકાન્ત સાથે પુનર્લગ્ન કર્યાની વાત છાપામાં વાંચવા મળી વર્ષો અને પુલિનનો કબજો વિશ્વનાથના કુટુંબીઓ લઈ શક્યાં નહોતા. એ બન્ને બાળકો લઈને પુરવી શ્રીકાન્ત સાથે રીતસરની પરણીને રહેવા લાગી ગઈ હતી

વિશ્વનાથ જીવે છે કે નહિ એની ખાત્રી ક્યાયથી ન મળી.

*





ક્રિયા આમ ધ્યાનનુ ધ્યેય અનેક વિચારોમાંથી મનને છોડાવી એક વસ્તુ પર ચોંટાડવાનુ છે ટૂકમા કહેવુ હોય તો એમ કહી શકાય કે એકાગ્રતા ધ્યાન વગર ન કેળવી શકાય

ધ્યાનની ક્રિયામાં આપણા શરીરમાં પણ અમુક પરિવર્તન થાય છે કોઈ વિદ્યાર્થી આનુ વર્ગમાં વિષય પ્રત્યે એકાગ્ર છે કે નહિ તેની ખબર શિક્ષકને તરત પડી જાય છે એના મોં પરના ભાવ એની માનસિક સ્થિતિ છૂપાવી શકતા નથી ધ્યાનની સ્થિતિમાં માણસનાં અંગો ટટાર રહે છે એની આંખોમાંથી એક પ્રકારની આતુરતા ટપકતી હોય છે ગર ન અક્કડ રહે છે ને આંખો શિક્ષક પ્રત્યે ચોંટી માલુમ પડે છે બેધ્યાન વિદ્યાર્થીની શારીરિક ક્રિયાઓ ને મુદ્રાઓ આનાથી વિરૂદ્ધની હોય છે શિક્ષક શુ બોલે છે શુ સમજાવે છે તેની તેને પડી નથી હોતી માથુ બેંચ પર ઢાળેલુ હોય છે આંખો ક્યાંક બીજે ભમતી હોય છે ને આતુરતા તો જરાયે જણાતી નથી એટલે ધ્યાનને શારીરિક ક્રિયાઓ સાથે પણ સબધ છે લડાઈમાં જોડાયેના સૈનિકોને સાવધાન (Attention) શબ્દદ્વારા જ કામ માટે તૈયાર કરવામા આવે છે ટટાર ઊભા રહેવાથી અથવા બેસવાથી આપણી કરોડરજ્જુ ધ્યાનમાં એકાગ્રતા જ કેળવે છે સૂતા માણસો કે ખૂધા બેઠેના વિદ્યાર્થીઓ કોઈ પણ વિષય પરત્વે ધ્યાનમગ્ન બની શકતા નથી એ હકીકત છે

આપણે જોયુ કે ધ્યાનની ક્રિયામાં હેતુની ખાસ જરૂર પડે છે એવી જ રીતે જો રસ ન હોય તો ધ્યાનની ક્રિયા અધૂરી રહે છે અમુક વિષયમા આપણને રસ હોય તો શિક્ષક એ વિષય ગમે તેવી કઢગી રીતે શીખવે તો પણ આપણને એ સારો જ આવડે છે જેમ આપણને અમુક વિષયમાં ઊડો રસ હોય તેમ એકાગ્રતાનુ ઊડાણ પણ વધુ રહેવાનુ બાળકના રસનો મુખ્ય આધાર પ્રેરણા ભાવના ટેવ અને એના વિચાર પર હોય છે કેટલાક બાળકોને પહેલેથી જ ગણિતમા વધુ રસ પડતો હોય છે તો કેટલાકને કવિતામાં એવુ કહેવાય છે કે મૂળ પ્રેરણાઓનો વિકાસ આપણા રસોને કેળવવાથી જ થાય છે જેમ જેમ બાળક કાંઈક વિચારતુ થાય છે તેમ તેમ તે આગળ પાછળની ઘટનાઓનો વિચાર કરે છે અને તેમ તેમ તેના સ્વાર્થોનો પણ વિકાસ થતો રહે છે પહેલાં જે બાળક આપણને શારીરિક સ્વાર્થોને સિદ્ધ કરવામાં ધ્યાન આપતુ જણાતુ હતુ તે જ મોટુ થતાં સમાજના કલ્યાણની બાબતોમાં પોતાના મનને રોકતુ જોવામાં આવે છે એનુ એક કારણ બાળકનુ વાતાવરણ પણ છે—જે બાળકના સ્વત્વનો વિકાસ કરીને તેનામાં આધ્યાત્મિક વૃત્તિનો સંચાર કરે છે શિક્ષકનુ કામ એટલું જ છે કે વિદ્યાર્થીના આત્મવિકાસ પ્રત્યે એ શક્ય એટલું ધ્યાન આપે અને એના રસોને સર્વાંગી અને સુવિકસિત બનાવે

રસોના વિકાસ માટે માનસશાસ્ત્રના બે મહાન સિદ્ધાંતકારોમાં સજ્જડ મતભેદ છે હરબર્ટનુ માનવુ એમ છે કે માણસને જે વિષય આવડતો હોય છે તેમાં જ તેને રસ પડે છે જ્યારે ડ્યુઈ એમ સૂચવે છે કે નવાં નવાં કામ કરવાથી બાળકની રુચિ વિકસે છે હરબર્ટના મત પ્રમાણે જેને રાજનીતિના પ્રપંચો આવડતા હોય તેવી વ્યક્તિઓ એમાં રસ લેતી હોય છે ને જેને રમત ગમત આવડતી હોય તેવી વ્યક્તિઓ રમતમાં રસ લે છે આથી શિક્ષણનો હેતુ એ છે કે તે બાળકને અનેક વિષયોમાં વિચારતુ ને રસ લેતુ બનાવે

આમ હરબર્ટ વિચારને રસનુ કારણ માને છે જ્યારે ડ્યુઈ એવુ વર્ણવે છે કે માણસ જે કામ કરે છે એ પ્રમાણે એના વિચાર ઘડાય છે માણસ પહેલા કામ કરે છે પછી એ સબધી વિચારે છે હરબર્ટ અને ડ્યુઈના સિદ્ધાંતોમા મુખ્ય મતભેદ અહીં પડે છે કે જ્યાં હરબર્ટ વિચારને ક્રિયાની માતા કહે છે ત્યાં ડ્યુઈ ક્રિયાને વિચારની જનની માને છે આ બન્નેમાંથી કોણ સાચુ ને કોણ ખોટુ એના ઝઘડામાં આપણે નહીં પડીએ પણ એક વાત તદ્દન સાચી છે કે માણસની ઇચ્છાઓ ઉપર એની રુચિનો આધાર છે આથી બાળકમાં રસનો વિકાસ કરવો



હોય તો નવી નવી ક્રિયાઓની ખાસ જરૂર પડવાની. જેમ નવુ વાતાવરણ તેમ નવી નવી ઇચ્છાઓ અને એ ઇચ્છાઓની સિદ્ધિ અર્થે બાળક જે નવી ક્રિયા કરશે એમાંથી એના રસોનો સ્વાભાવિક વિકાસ થવાનો એ નિર્વિવાદ છે

ડયુઇનુ માનવુ એમ છે કે જે વિષયમાં બાળકને રસ ન હોય તે વિષય એના મનમા ઠસાવવાનો પ્રયત્ન ન કરવો આ દૃષ્ટિએ વિચારીએ ત્યારે આધુનિક શિક્ષણ અમનોવૈજ્ઞાનિક લાગે જ શિક્ષણની અગત્ય આપણા જીવનમા જેટલી છે એનો વિચાર કરીને આપણા કેળવણીકારો વિષયોની પસંદગીનુ ક્ષેત્ર વિશાળ રાખે તો શિક્ષણના ઘણા પ્રશ્નો ઉકલી જાય પણ આજનુ શિક્ષણ એક નિશ્ચિત પદ્ધતિ પ્રમાણે ચાલતું આવેલુ રૂઢિચુસ્ત શિક્ષણ છે એમા વિદ્યાર્થીની આતરિક મનોવૃત્તિ કે રસ વિષે બહુ ઓછા શિક્ષણશાસ્ત્રીઓ ધ્યાન આપતા હોય છે

આમ એક વસ્તુ નિશ્ચિત છે કે રસ વગર ધ્યાન અધૂરુ રહેવાનુ ને ધ્યાન વગર રસ પડવાનો પણ નહી રસ ને ધ્યાન એ બને પરસ્પર સંકળાયેલી ક્રિયાઓ છે

હવે આપણે ધ્યાનના કારણોની ચર્ચા કરીએ. ધ્યાનના બે પ્રકાર છે—બાહ્ય અને આતરિક. આપણા સમાજમા કેટલીક વસ્તુઓ એવી આકર્ષક હોય છે કે એ આપણુ ધ્યાન ખેચે છે. સ્ટેશન પર ગાડીની રાહ જોઈ રહેલા મુસાફરોનુ ધ્યાન ત્યાંની ગરબડમાં નથી હોતુ પણ એન્જીનની સીટીમા વધુ રોકાયેલુ હોય છે. ધીમેથી બોલનાર વ્યક્તિ કરતાં મોટેથી બોલનાર આપણુ ધ્યાન વધુ ખેચે છે શાતિથી વર્ગ ચાલતો હોય ત્યારે મોડી આવનાર વ્યક્તિ આપણું ધ્યાન ઝટ ખેચે છે સફેદ કપડા પહેરેલી વ્યક્તિ કરતાં રગીન કપડા—ખાસ કરીને લાલ કપડાં—પહેરેલી વ્યક્તિ આપણું ધ્યાન તરત ખેચશે આનુ કારણ બાહ્ય ઉત્તેજનની પ્રબળતા છે

બાહ્યધ્યાનનુ બીજુ અગ પરિવર્તન છે એક વસ્તુ રોજ એક જગ્યાએ પડી રહેતી હોય તો આપણુ ધ્યાન ખેંચાતું નથી પણ એની સ્થિતિમા કાંઈ ફેરફાર થાય તો તરત જ આપણી નજર ત્યાં જાય છે ઘડિયાળ ટક ટક કરતી હોય તો આપણા વાચનમા ખલેલ નથી પહોંચાડતી પણ એનો અવાજ બધ થઈ જાય તો તરત આપણું ધ્યાન ખેચાય છે આપણે રહેતા હોઈએ એની આજુબાજુ ખૂબ ઘોંઘાટ થતો હોય, પણ ઘોંઘાટનું પ્રમાણ જરાક ઓછુ થાય તો ય તરત આપણુ ધ્યાન ખેચાય છે

ધ્યાન આકર્ષિત કરનારૂં ત્રીજું મહત્વનું અગ વિષયની નવીનતા છે નવુ નવું જાણવાની આતુરતા બધાને હોય છે. જે વિષય વિષે આપણે જાણતા હોઈએ એના ઉપર ધ્યાન ચોંટતું નથી, જો આપણે એવા વિષય ઉપર ધ્યાન ચોંટાડવાનો પ્રયત્ન કરીએ છીએ તો મગજ થાકી જાય છે આથી જો આપણુ ધ્યાન પરિચિત વિષય પૂરતુ મર્યાદિત બની જાય તો ધ્યાનની આવશ્યકતા જ ન રહે આથી નવા નવા વિષયોમાં રસ કેળવીએ તો ધ્યાનની ક્રિયા વધુ સુગમ બને

ધ્યાન ખેચનારૂં ચોથુ તત્ત્વ વિરોધીપણુ છે કોઈ ચિત્રમાં ઝાખા રગોનું પ્રમાણ વધુ હોય તો આપણું ધ્યાન નથી ખેચાતું પણ કાળી પશ્ચાદ્ભૂમિ (Back Ground) ઉપર સફેદ અને સફેદ પશ્ચાદ્-ભૂમિ ઉપર લાલ રગનો ઉઠાવ આપણુ ધ્યાન ખેંચ્યા વગર નહીં જ રહે જે દેશના બધા માણસો ઠીંગણા હોય ત્યાં એકાદ ઊંચો માણસ જાય તો લોકોનુ ધ્યાન ખેચે જ ને? ગુલીવરે આ જ કારણે કુતૂહલ ઉપજાવેલુ ને? ગાંધીજીની પણ એ જ વિશેષતા કહેવાય કે ગૃહસ્થાશ્રમી અને રાજનૈતિક વ્યક્તિ હોવા છતાં એમણે લંગોટી ધારણ કરી અને એથી જનતાનુ ધ્યાન એમના તરફ વધુ દોરાયુ, આમ છતા ઘણા માણસો તો લોકોનુ ધ્યાન પોતાના તરફ દોરવા માટે જ વિચિત્ર પ્રકારનાં કપડાં પહેરે છે, પણ જેમનામા સારા ગુણો છે એવી વ્યક્તિઓ આવા ચાળા નથી કરતી, કારણકે સદ્ગુણો તરફ દરેકનુ ધ્યાન આપમેળે જ જાય છે

બાહ્ય ધ્યાનનુ પાંચમુ અગ ગતિ છે સ્થિર કે જડ વસ્તુ કરતા ગતિશીલ વસ્તુ આપણું ધ્યાન જલ્દી ખેચે છે સિનેમામાં આપણને ગતિહીન ચિત્રો જોવાની મઝા નથી પડતી એક જ જગ્યાએ પડેલી જડ વસ્તુ આપણુ ધ્યાન નથી ખેચતી એક કૂતરાની સામે એક હાડકું મૂકવામાં આવ્યુ પણ એનુ ધ્યાન એના તરફ દોરાયુ નહીં, પછી એ હાડકાને





દોરી બાંધીને ધીમે ધીમે હલાવવા માંડ્યુ તો તરત જ કૂતરાનુ ધ્યાન દોરાયુ સા | રમકડાં બાળકોનુ ધ્યાન નથી ખેચતાં પરતુ ચાવી આપીએ એટને નાચે એવી ઢીંગની એને બતવો તો એનુ ધ્યાન તરત દોરાશે

હવે ધ્યાનની ક્રિયાનાં આંતરિક કારણો તપાસીએ ધ્યાનનુ એકમાત્ર આંતરિક કારણ રસ છે કેટલાક રસ આપણને જ મતવિત જ મળેના હોય છે બીજા કેટલાક આપણે કેળવતા હોઈએ છીએ જ મજાત રસોનુ મૂળ આપણી પ્રેરણા અને વશ પરપરામાં મળેલા સસ્કાર હોય છે જ્યારે કેળવેના રમોનો આધાર વિચાર ટેવ ભાવના, ઇચ્છા અને ચારિત્ર્ય ઉપર છે આપણી પ્રેરણા ઉત્તેજીત બને એટલે આપણુ ધ્યાન એના તરફ દોરાય જ જેમ કે ભૂખ એ એક કુદરતી પ્રેરણા છે ભૂખ લાગે એટલે આપણુ ધ્યાન—પછી આપણે ગમે તેવા કામમા ગૂથાયેલા હોઈએ—એ તરફ દોરાયા વગર ન જ રહે જ્યારે આપણે કોઈ નવી વસ્તુ જોઈએ છીએ ત્યારે પણ આપણું ધ્યાન એના તરફ ખેચાય છે એનુ કારણ પણ ઉત્સુકતાની પ્રેરણા ગણાવી શકાય ગાઢ નિદ્રામાં તલ્લીન માતાનુ ધ્યાન બૅડવાજાના અવાજ તરફ જરાય નથી જતું પરતુ બાળક જરાક સળવળે તો તે તરત જ જાગી જાય છે આનુ કારણ વાત્સલ્યની પ્રેરણા છે આથી બાહ્ય ઉત્તેજન ગમે તેટલુ પ્રબળ હોય પણ એથી આંતરિક પ્રેરણા ઉત્તેજીત ન બનતી હોય તો એ તરફ આપણુ ધ્યાન દોરાતું નથી

વશપરપરાગત માનસિક સસ્કારો પણ જન્મજાત (innate) રસને પોષવા માટે જવાબદાર ગણાય છે વ્યાપારીનો છોકરો વેપારી અને ક્ષત્રિયનો છોકરો લડાયક વૃત્તિવાળો હોય છે પણ બધા જ પરપરાગત માનસિક સસ્કારો જ મજાત નથી હોતા અનેક પરપરાગત સસ્કારો વાતાવરણની અસરથી કેળવાય છે જે વસ્તુનુ આપણને જ્ઞાન નથી હોતુ એમાં રસ પણ નથી પડતો આથી તે તરફ આપણુ ધ્યાન નહી જ દોરાવાનુ

ધ્યાનના બે બીજા ઉપપ્રકાર છે ઐચ્છિક અને અનૈચ્છિક ઐચ્છિક ધ્યાનના બે વિભાગ છે—પ્રયત્નપૂર્વકનુ ધ્યાન અને બિન પ્રયત્નપૂર્વકનુ અનૈચ્છિક ધ્યાન પણ બે વિભાગમા વહેચાય છે સ્વાભાવિક અને ફરજીયાત ધ્યાન

ઐચ્છિક ધ્યાનમા ઇચ્છા શક્તિનુ કામ પડે છે ઇચ્છાશક્તિ (will-power) મજબૂત હોય તો જ ગમે તેવા ઘોંઘાટભર્યા વાતાવરણમાં પણ અભ્યાસ પ્રત્યે એકાગ્ર બની શકાય સ્વાભાવિક ધ્યાનમાં આપણી પ્રેરણાઓ ભાગ ભજવે છે ભૂખ્યાને અન્ન પ્રાપ્તિમાં માતાને બાળકમા ને લડનારને વિરોધીને મહાત કરવાની યોજનામાં સ્વાભાવિક રસ હોય છે રમત પ્રત્યે બાળકનુ ધ્યાન પણ આવુ સ્વાભાવિક હોય છે જ્યારે ફરજીયાત ધ્યાનમાં બાહ્ય ઉત્તજના એટલી પ્રબળ જણાય છે કે એના પ્રત્યે ધ્યાન આપ્યા વગર ચાલતુ નથી નિરાતે વાંચતા હોઈએ ત્યારે કોઈ આવે એ ગમતુ નથી પણ કોઈ જોરથી બારણું ખખડાવે તો પરાણે ધ્યાન ત્યા રોકાય છે

ધ્યાન આપવાની પણ ટેવ પાડવી પડે છે કોઈ વિષયમાં આપણને જરાય રસ ન હોય છતા સજોગ અનુસાર આપણે એ જાણવાનો હોવાથી એમાં રસ પાડ્યા વગર છૂટકો થતો નથી આવે વખતે ધ્યાન આપવાની ટેવ પ્રયત્નપૂર્વક કેળવવી પડે છે કેટલાક માણસોમાં એવી દૈવી શક્તિ હોય છે કે એક જ વખતે તેઓ એકથી વધારે વસ્તુ અને ક્રિયા તરફ ધ્યાન આપી શકે છે હૈદરઅલી અને રાજચદ્રનાં દૃષ્ટાંત આ સિદ્ધાંતને સાચો પૂરવાર કરવા માટે પૂરતાં છે કહેવાય છે કે આ બને મહાપુરુષો એકી સાથે ૧ વસ્તુઓ તરફ ધ્યાન આપી શકતા

આમ ધ્યાન એ દૈવી શક્તિ છે પણ માનવીએ આ જીવનમાં જ એને પ્રાપ્ત કરવાની છે પુરુષાર્થ કરનારના ચરણોમાં આઠ સિદ્ધિઓ આળોટે છે તો આનુ શુ ગજુ ?

★

## આંખડી

આંખડી અમૃત સીંચે
હો, એની આખડી અમૃત સીંચે.
કારમી જીવનવૃત્તિ સર્વે
અશ્રુ થઈ દડતી,
એકલતા એની છે આજે
અસીમ અંધારે—આંખડી૦

પૂજાતા વિશ્વે : સૂર્યની સાખે
તારકવૃંદે જડતી;
આભને આરે એકલ એની
સ્મૃતિને સથવારે—આંખડી૦

પરવશતા સર્વે છે ઘેરી
દેહપુંઠે પડતી,
આત્મભૂલે એનું દિલ દ્રવે
પાપણુને પલકારે—આંખડી૦

પૂજા તૂટી એની સામગ્રી ખૂટી
અંતરમાં એ રડતી,
અંતર ઉભરાઈ છલકાતું વિશ્વે
આંખને આધારે—આખડી૦

એકલની ઊર્મિઓ આજે
એકાકી અડવડતી,
આત્માની ઓથે પ્રગટેલુ
આંસુ ખેરવતી—આંખડી૦

જયન્ત પરમાર

## ભગવાં

દિલમાં ભગવો રંગ નહી તો
ભગવાં તે શાં કામનાં હોજી ?

રંગી કથા ભગવા રંગે,
એ કંથાને ધારી અંગે,
ભગવા તારા જોઈ રહ્યા છો
લોકો ગામે ગામનાં હોજી,
ભગવા તે શાં કામનાં હોજી ?

ચરણે ચાખડીઓની જોડી,
રામનામની ચાદર ઓઢી,
રુદિયે તારે રાજ થયા નહીં
તો યે રૂડાં રામનાં હોજી,
ભગવાં તે શાં કામના હોજી ?

કાળ તણા કંકણુના રણુકારા,
દિલને દ્વારે દઈ રહી દારા,
કાય કષાય કીધી ને રંગ્યા
ગેરૂ એ તો નામનાં હોજી,
ભગવાં તે શાં કામનાં હોજી ?

કીધો તેં કાયાને અંબર,
વીતરાગીનો મેઘાડંબર,
દર્શન તો ય થયા નહીં એમાં
ધનનાં કે ઘનશ્યામનાં હોજી,
ભગવાં તે શાં કામના હોજી ?

નટવરલાલ પટેલ

★

## કેવી રીતે ?

તું સાથે મુજ છે પછી જીવનરસસ્વાદો ખરા માણવાને
કેવી રીતે નકારું, ટેહુંવા તુજ નિમંત્રિત એ સુઆમંત્રણોને ?

પ્રવાત

# જલભરી વાદળી

છોટુભાઈ પટેલ

'મને તરછોડવાનુ પાપ હવે તું નહિ કરી શકે રમેશ! હું તો હવે જ મોજ મની તારી જ થઈ ચૂકી છુ

નહિ નહિ રમા તુ મને ભૂલી જા ભુલી ગયા વિના તારો છૂટકો પણ નથી થવાનો માબાપનાં હૈયાં પર છૂરી ચલાવીને રસ્તે જતાં ભેગી ગયેલા અજાણ્યા પ્રવાસીના પ્રેમની કેડી પર ચાની નીકળવુ એ તો મહા દુષ્કર કામ છે તારા કોમળ હયાથી એ નહિ થઈ શકે અને મારે જ ફરીથી કહુ છુ કે તું મને ભૂલી જા રમા!

કો નહિ બને એ કોમળ તો પતગિયુ ક્યાં નથી હોતુ! છતાં દીપકના પ્રેમ ખાતર પ્રાણાપણ કરવામાં એની કોમળતા કઈ આડે આવતી નથી

તો શુ પતગિયાને જલી જ જવુ છે?

તો શુ એમાં હજી શકા છે?

'રમા!

રમેશ!

અને પછી એ હૈયાંનુ મિલન

શહેરમાં ચાલતી નાટ્યમદિર નામની અવેત નિક કળાકારોની સસ્થાના એક નાટકનુ રિહર્સલ લગાતાર એક મહિના સુધી ચાલ્યુ તેમાં આ સવાદે તો ભારે કરી. રમા અને રમેશનાં પાત્રો ભજવનાર કુસુમ અને નિરજન વાતવાતમાં એ સવાદનો ઉપયોગ કરીને એક બીજા જોડે મજાકમાં ઊતરી પડતાં નાટકમાં સૌ સાથીઓ એમને ખાનગી વાતચીતમાય રમા-રમેશના નામથી જ સબોધવા લાગ્યાં એટલું જ નહિ તેઓ પોતે પણ એકબીજાને એ જ નામોથી બોલાવતા થઈ ગયાં

કોઈ વાર નિરજન સિનેમા જોવા જવાનો હોય અથવા તો મિત્રોમાં ચા પાણી કરતો હોય કે પછી સાંજે ક્યાક ફરવા જવાનો હોય તો કુસુમ કહેતી તું મને નહિ તરછોડી શકે રમેશ!

> પુરુષની બનાવટનો અને જોહુકમીનો ભોગ બનતી સ્ત્રીઓનો જમાનો હજુ પણ એવો ને એવો પ્રવર્તી રહ્યો છે એમા ઊંધુ ઘાલીને સ્ત્રી ફસાઈ રહી છે પણ ખરી! આ વાર્તાની નાયિકા પોતે શિક્ષિત હોવા છતા એક જુઠ્ઠા પુરુષ ઉપર વારી જાય છે એ વધુ પડતું ન લાગે એટલુ સરસ રીતે આ વાર્તામા વર્ણાયેલુ છે

અને ત્યાં તો નિરજન રાવકુ મોં કરી બોલી ઊઠતો: તો પતગિયાને શુ જળી જ જવુ છે?

તો શુ એમાં હજી શકા છે? કુસુમ તરત સામેથી પડઘો પાડતી

અને ત્યાં તો—

રમા!

રમેશ!

અને પછી ખડખડાટ હાસ્યથી ચારે દિશાઓ ગાજી ઊઠતી

આ જ રીતે કુસુમ કોઈ વસ્તુ નિરજનને ન આપતી હોય તો નિરજન બોલી ઊઠતો બસ કે? પતગિયુ પ્રાણાપણ કરવાનુ ભૂલી ગયુ કે શુ? કળિયુગ આ અમથો કેવાય છે!

તો કોઈવાર કુસુમ પપ્પાની ઇચ્છા વિરુદ્ધ કોઈ કામ કરતા ખચકાતી ત્યારે નિરજન બોલી ઊઠતો 'મને ખાત્રી જ હતી અમથો હું કહું છુ કે રમા! પિતાના હૈયા પર છૂરી ચલાવવી એ તારા કોમળ હૈયાનુ કામ નહિ

આમ ગમ્મત ચાલે ત્યારે સૌ સાથીઓ સુદ્ધાં ખડખડાટ હસી પડતાં

પણ એ મજાક મશ્કરીએ ધીરે ધીરે કુસુમના હૈયા પર કામણ કરવા માંડ્યુ અસ્તે આસ્તે એ પરવશ થતું ચાલ્યુ અને પછી તો નાટકનો સવાદ



એ 'નાટક' નહિ પણ સાચેસાચ અંતરમાંથી જ વાત ચાલતી હોય એવો અનુભવ એને થવા લાગ્યો અને એટલે જ મહિના પછી જ્યારે નાટક જાહેરમાં ભજવાયું ત્યારે એણે જે અભિનય અને ભાવથી પોતાનુ પાત્ર રજૂ કર્યું તે જોઈને પ્રેક્ષકો તો આફ્રિન પોકારી ગયા. તાલીઓના ગડગડાટથી સૌ કોઈએ એને વધાવી લીધી

પણ નાટક પૂરુ થતા રાત્રે ઘેર ગઈ ત્યારે એના હૈયામા સવાલ ઊઠયો 'નાટકમાં તો લોકોએ તાલીઓ વરસાવી, પણ ખરેખર જીવનમાં હુ નિરંજનના પ્રેમની દિવાની છુ એમ એ લોકો જાણે તો મને તાલીઓથી વધાવે ખરા?'

'કદી નહિ' મનમાથી જવાબ આવ્યો ત્યા તો હૈયુ હસી ઊઠયુ: 'હહહ! કેવો મૂર્ખ છે આ સમાજ! આદર્શનું નાટક એને ગમે, પણ જીવનમાં એનુ અવતરણ એનાથી ન વેઠાય! ભલે અમે જુદી નાતના હોઈએ! ઐક્યમા વળી નાતના વાડા કેવા?

પણ ત્યાં તો પાછું મન વચ્ચે પડયુ 'એવુ બધુ બોલે છે, પણ તારા પપ્પાએ તો પોતાના મરનાર મિત્રના પુત્ર દિનેશને પોતાનો જમાઈ બનાવવાનુ વિચારી રાખ્યુ છે, એનુ શુ?'

વળી પાછુ હૈયુ મુઝાઈ ગયુ તે આખી રાત પછી દિનેશ અને નિરંજનની સરખામણીની ગડમથલ ચાલ્યા જ કરી

દિનેશ ભણવામાં હોશિયાર હતો, દેખાવે સામાન્ય હતો, અને સ્વભાવે વેદિયા જેવો હતો એ ભલો અને એની ચોપડીઓ ભલી ભણવા સિવાયની ઈતર પ્રવૃત્તિમા એને કશો રસ જ નહિ ન કોઈની સાથે હળે મળે ન બોલે ચાલે! એને મિત્રોય ન મળે કુસુમ મિત્રોમા તો એને 'બોચિયો' જ કહેતી 'નિશાળમાથી નીસરી જવુ પાંસરુ ઘેર'—એના જેવુ એનુ કામ હતુ કુસુમને એનો એ એકલમૂડિયો સ્વભાવ ગમતો જ નહોતો કુદરતીરીતે એના તરફ એને કશુ આકર્ષણ જ નહોતુ થતુ એવી જ રીતે દિનેશને પણ પોતા માટે કઈ પ્રેમ જેવુ હોય એવો અનુભવ કુસુમને કદી થયો નહોતો.

બીજી તરફ નિરંજન 'નાટયમંદિર'માં જોડાવા આવ્યો તે દિવસથી જ કોણ જાણે કેમ, પણ કુસુમના હૈયામા એના માટે આકર્ષણ જન્મેલુ એ એક અંગ્રેજી હાઈસ્કૂલમા શિક્ષક તરીકે જોડાયો હતો, પણ એ તો પેટને ખાતર. બાકી એના શોખનો વિષય તો જુદો જ હતો અભિનય અને ખાસ કરીને નૃત્યકલામાં તો એ એક્કો હતો કમરમાંથી સહેજ લચકાતી એની ચાલ કુસુમને મન તો એની નૃત્યકલાના નૈપુણ્યની સાબિતીરૂપ હતી જાણે એના અંગેઅંગમાં નૃત્યકલા વણાઈ ગઈ હતી અને એનો બટકબોલો સ્વભાવ તો કુસુમને ખૂબ જ ગમતો સહેજ પણ મૂગા બેસી રહેવાનુ એને ગમે જ નહિ ગ્રામોફોનની રેકર્ડની જેમ બસ બોલ્યા જ કરે અને ગમતી પણ પૂરો આમનાં તેમનાં ગતકડાં કર્યાં જ કરે આ બધી કુસુમને ગમતી વાત તો હતી જ, એ ઉપરાંત નિરંજન પોતાને ચાહતો એવુ એની વાણી અને વર્તન ઉપરથી કુસુમને લાગતુ હતુ

આમ બે જણમા નિરંજન જ પોતાને યોગ્ય પાત્ર છે એમ પોકારી પોકારીને જાણે કુસુમનું હૈયુ કહી રહ્યુ હતુ એટલે છેવટે એણે કોઈપણ હિસાબે નિરંજનને જ પોતાનો જીવનસાથી બનાવવાનો નિર્ણય કરી નાખ્યો

પણ જ્યા નિરંજન આગળ હૈયુ ખોલવાનો વિચાર કર્યો ત્યા નવી જ મુશ્કેલી માથામા ટીચાઈ. વાત વાતમાં ખબર પડી કે નિરંજન પરણેલો છે પણ એ પરણેલો હોવા છતા એકલો રહેતો હોવાથી કુસુમે ખૂબ આગ્રહ કરીને એના લગ્નજીવનની કડવી છતાં પોતાને માટે મીઠી એવી વાત જાણી લીધી

નિરંજનની પત્ની હતી રૂપાળી, થોડુ ભણેલી પણ હતી પરંતુ બદચાલની હતી નિરંજને એકવાર એ બાબત અંગે એને કડક ધમકી આપી એટલે એણે વેર રાખીને નિરંજનને ખોરાકમાં ઝેર આપ-





વાનો નિષ્ફળ પ્રયત્ન કર્યો ત્યારથી નિરંજને એને કાયમને માટે તજી દીધી હવે તેને તેડતો જ નથી તેડવાનો પણ નથી

હકીકત આ હોવાથી એક પત્ની હયાત હોવા છતાં નિરંજનને સાથી બનાવવામાં સુમનને કંઈ વાંધા રૂપ જણાયું નહિ પણ પપ્પાનો સવાલ એને મુંઝવી રહ્યો હતો તેઓ તો દિનેશને જ જોઈ રહ્યા હતા

છતાં જો કે કુસુમ એકની એક દીકરી હતી એમાં વળી બે વર્ષ પહેલાં જ એની માતા ગુજરી ગઈ હતી એટલે પપ્પા પોતાનું ચાલે ત્યાં સુધી એનું દિલ તો ન જ દુભવે તેવું આજ સુધીનું એમનું એના તરફનું વર્તન હતું આથી કદાચ નિરંજન જેવા પાત્ર માટે પોતે આગ્રહ કરે તો એમાં તેઓ વાંધો ન લે તેઓ આગળ પડતા વિચારો ધરાવતા હોઈ એ પરનાતનો છે એનો ય વાંધો કદાચ ન લે પરંતુ એ પરિણિત છે એ વાત એમને ગળે ઊતરે કે કેમ એ એક સવાલ હતો આથી કુસુમ મુંઝાઈ રહી હતી કે એમની પાસે નિરંજનની વાત મૂકવી કે નહિ કદાચ તેઓને એ વાત પસંદ ન આવે તો ઊલટી મુશ્કેલી ઊભી થાય તેઓ વાત જાણી જાય એટલે સાવચેત થઈ જાય અને દિનેશ માટે આગ્રહ અને ઉતાવળ કરે તથા પોતાના ઉપર ચાંપતી નજર પણ રાખે.

આ સંજોગોમાં કુસુમે નવી જ યોજના વિચારી એક જાણીતા દૈનિકપત્રના સંસારના રંગ વિભાગમાં પપ્પા ખૂબ જ રસ લેતા હતા સંસારજીવનની વિકટ કેડીઓમાં અટવાઈ પડેલાં અનેક પાત્રો એ પાના પર પોતાની સમસ્યાઓ રજૂ કરતાં એમાં પપ્પા સલાહરૂપે સૌને યથામતિ જવાબ આપતા એટલે કુસુમે બનાવટી નામથી પોતાની કથની એ પાના પર છપાવી વાચકોની સલાહ માગી પપ્પાએ એનો જવાબ આપ્યો :

આ બહેન પોતાના પ્રિય પાત્ર સાથે લગ્ન કરવામાં એની નાત ન જુએ અને પિતાનો પોતાને નહિ ગમતા એવા બીજા પાત્ર સાથે પોતાને જોડવાનો વિચાર માન્ય ન રાખે ત્યાં સુધી તો તેમાં કશું ખોટું નથી પરંતુ અહીં વાત માત્ર એટલેથી જ અટકતી નથી પણ આ બહેન જે યુવાન સાથે પરણવા માગે છે એ પોતે પરિણિત છે એ વાત જાણ્યા પછી કોઈ પણ સમજુ માણસ એકદમ એની સાથે લગ્ન કરવાની સલાહ આપી શકે નહિ પ્રથમ તો આ બહેને યુવાનની પ્રથમ પત્નીની હકીકત એની પોતાની પાસેથી જ મેળવી લેવી જોઈએ અને પછી જ યોગ્ય નિર્ણય લેવો જોઈએ

માની લઈએ કે પત્ની બદચાલની છે અને એણે પતિને ઝેર ખવડાવવાનો પ્રયાસ પણ કર્યો હો, તે છતાં એટલી હદે એ ગઈ એમાં પતિની કંઈ જવાબદારી છે કે કેમ એ વાત મેળવવા કોશિશ કરવી જોઈએ પછીથી જ યુવાન સાથે લગ્ન કરવાની વાત વિચારવી એ આ બહેનના હિતની વાત છે

પપ્પાની આ સલાહને કુસુમે મનમાં હસી જ કાઢી નિરંજનના વચનોમાં અવિશ્વાસ રાખી એની પત્નીના મુખે એની વાત મેળવવાની કોશિશ કરવાની સલાહ એને ગળે જ ન ઊતરી પણ હવે જો પોતે પપ્પાને વાત કરે તો તો તે તપાસની ચીમળાશમાં ઊતર્યા વિના રહે જ નહિ એટલું તો નક્કી જ થઈ થઈ ગયું અને એ તપાસ કરે એટલે પતિને ઝેર આપવાની હદ સુધી જનાર કમજાત પત્ની નિરંજનને માથે જૂઠા આરોપોનો ટોપલો ઓઢાડવામાં કંઈ બાકી જ ન મૂકે એ પણ સમજાઈ ગયું એટલે પરિણામમાં તો પાછા પપ્પા દિનેશના આગ્રહમાં જ પડે અને એમ ખેલ ખલાસ થઈ જાય જીવનનું નાટક કરુણાંત બની જાય

આ ખ્યાલથી કુસુમ અમુઝાવા લાગી હવે તો પપ્પા ન જાણે એ રીતે ભાગી છૂટી દમણ જઈ લગ્ન કરી નાખવા સિવાય બીજો કોઈ ઉપાય એને ન દેખાયો




એટલે આખરે એણે નિરંજન આગળ લાગ જોઈને હૈયાની આ બધી જ વાતો જાહેર કરી

પણ નિરજન તો કુસુમની વાત સાંભળી ચોકી જ ઊઠ્યો મજાક મશ્કરીનો સબધ આટલુ બધુ ગભીર સ્વરૂપ પકડશે એનો તો એને ખ્યાલ જ નહોતો. કુસુમ પોતાનાથી આગળ પડતી જ્ઞાતિની હોય, એના પપ્પા દિનેશને એનો હાથ આપવાનું વિચારી રહ્યા હોય એવા સજોગોમા કુસુમ પોતાને પરણવાની કલ્પના કરે, એટલુ જ નહિ પણ કોઈપણ ભોગે પરણવા તૈયાર થઈ જાય એવો તો એને વિચાર સરખોય નહિ આવેલો અને એટલે જ એ દૃષ્ટિથી કુસુમ સાથે ઠઠ્ઠા મશ્કરી કરતો પણ એના આવા ગંભીર પરિણામની જો એને ખબર હોત તો તો એણે કદાચ કુસુમ સાથે આટલો બધો સબધ કેળવ્યો જ ન હોત એને તો કુસુમ એક મિત્ર તરીકે આવકાર્ય હતી, પત્ની તરીકે નહિ બીજુ લગ્ન કરવાની તો એની તૈયારી જ નહોતી. એટલે એણે હૈયાની એ બધી વાત કુસુમને કહેતાં ગભીરતાથી ઉમેર્યું 'મને માફ કર કુસુમ! લગ્નની તો તું વાત જ જવા દે!'

નિરજનનુ આ જાતનુ વલણ જોઈને કુસુમ તો હતાશ થઈ રહી હતી એણે ગળગળા સાદે કહ્યુ 'આટલા બધા પરિચય પછી તારા આ જવાબથી મારુ હૈયુ ચિરાઈ રહ્યુ છે, નિરુ! શુ આપણી મૈત્રી ...'

'પણ એ મૈત્રી તો હુ ધુમાડા સાથે સમજતો હતો કુસુમ!—જે કદી બાચકામાં તો આવે જ નહિ, છતાં મૈત્રીનો સુક્ષ્મ આનદ તો આપ્યા જ કરે.' નિરજને અધવચ્ચેથી સ્પષ્ટતા કરી

કુસુમ: 'નહિ, નહિ નિરુ, જેને તું ધુમાડો સમજે છે એ ખરુ જોતાં ધુમાડો નથી, પણ જળભરી વાદળી છે તારા પર વૃષ્ટિ કરવા તો એ ચારે તરફથી ગોરંભાઈ રહી છે'

નિરજન 'હું ઇચ્છુ છુ કે એ વાદળી ક્યાંક બીજે જઈને વરસી જાય'

'એ વાત તો હવે વાદળીના કાબૂમા જ નથી રહી નિરુ! જો એ તો આ તૂટી પડી!'—કહેતા કુસુમ નિરજનની છાતી પર આવેશમાં માથુ નાખતી ઢળી પડી. જો લગ્નની વાત ન થયેલી હોત તો તો નિરજન અત્યારે એને બરડે હાથ ફેરવતાં બોલ્યો હોત: 'રમા!'

પણ અત્યારે એવુ નાટક નહોતુ ભજવાતુ વાત નક્કર સ્વરૂપ ધારણ કરી રહી હતી એટલે તરત એણે કુસુમથી અળગા થતા કહ્યુ: 'કુસુમ, હવે આટલેથી જ આપણે પાછા વળીએ! એમા જ આપણુ કલ્યાણ છે હુ નૃત્યકલાને વરી ચૂક્યો છુ, તને એ કાટારૂપ થઈ પડશે એના કરતાં... '

'એ બધુ બોધપુરાણ મારે નથી સાભળવુ' અધવચ્ચેથી જ કુસુમે કહેવા માંડ્યુ 'ઊલટુ મનેય નૃત્યકલાનો શોખ છે આપણુ બેઉ એક પથના પ્રવાસી છીએ આપણે જોડાઈએ એમાં જ આપણુ કલ્યાણ છે'

કુસુમનો આ હઠાગ્રહ નિરજનને અકળાવતો હતો એ એના ચહેરા ઉપરથી જણાઈ આવતુ હતુ. છતાં બીજે પક્ષે પોતે શાથી લગ્ન કરવા નથી ઇચ્છતો, એ હૈયાની વાત કુસુમ આગળ સ્પષ્ટતાથી મૂકી શકતો નહોતો માત્ર આમની તેમની ગોળ ગોળ વાતો કરતો હતો

પણ કુસુમ એની કોઈ વાતને ગાંઠે એમ નહોતી. પોતાને નૃત્યકલા સિવાય, દુન્યવી વાસનાઓમા કઈ જ રસ નથી તેથી પોતે લગ્નજીવનનુ કંઈ જ સુખ નહિ આપી શકે એવી વાત નિરંજને કરી તોય, એણે તો કલાકારમા આવા લાગણીવેડા તો હોય જ, પણ લગ્ન પછી એને આસમાન પરથી ધરતી પર લાવતા વાર શી?—એ ખ્યાલથી લગ્નનો આગ્રહ ચાલુ જ રાખ્યો એટલુ જ નહિ પણ લગ્ન પછીનો કાર્યક્રમ પણ એણે રજૂ કરી દીધો





કુસુમને ખાત્રી હતી કે એકવાર લગ્ન થઈ ગયા પછી પપ્પા કદાચ રોષે ભરાશે પણ તે રોષ લાંબુ નહિ ટકે તરત જ તેઓ નવદંપતિને આવકારશે. અને પછી તો નિરંજનને નૃત્યકળાના વિકાસાર્થે પરદેશ જવા તેઓ પૈસા પણ આપશે પોતે પણ એની સાથે પરદેશ જશે

નિરંજનની ઇચ્છા પરદેશ જવાની તો હતી જ પણ પૈસાના અભાવે પોતે જઈ શકે એમ નથી એવો અફસોસ એ મિત્રવૃંદમા ઘણીવાર જાહેર કરતો પણ ખરો એટલે જ્યારે કુસુમે પરદેશ જવાની વાત મૂકી ત્યારે એ સહેજ નરમ પડયો

અને મન જ્યાં સહેજ ઢીલું પડયુ ત્યાં તો લગ્નનુ સમર્થન કરતા બીજા કેટલાક ખ્યાલો એના પર તૂટી પડ્યા સાસુ લોકોમાં કહેતી હતી કોણ ભૂતિયો ભાઈ એને બીજી આપવાનો છે? હવે તો એની મા જોડે પરણે ત્યારે ખરો! — અને મા કહેતી હતી ગમે ત્યારે પણ ઠીક ને બીજી વાર પરણાવુ અને એ વેવણ રાંડનું મ્હોડુ ટાઢુ તો જ મારો જીવ ગતે જશે

આ વિચાર આવતાં / નિરંજનને થયુ કે કુસુમ જોડે લગ્ન થાય તો મા ગમે એવી કન્યા સાથેય જ્યારે ત્યારે પરણાવવા આગ્રહ કરશે એમાંથી બચાશે અને સાસુના મેણાનોય જવાબ મળી રહેશે

પણ પાછો ત્યાં કુસુમનો ખ્યાલ આવતાં એને દુઃખ થયુ એ તો ભારે સાહસ જ કરી રહી હતી જાણે પોતે એને ફસાવી રહ્યો હતો

પણ વળી પીગળેનુ મન ત્યાં તો કૂદી પડયુ: માછલાંને હાથે કરીને જાળમાં સપડાવુ હોય તો કોને સપડાય!

અને એ ખ્યાલ આવતાં પોતાનો પક્ષ મજબૂત કરી લેવા એણે ફરીથી કુસુમને ટકોર કરી કુસુમ, તું પાછી વળ! લગ્ન થઈ ગયા પછી પાછા વળવાનું મુશ્કેલ થઈ જશે ત્યારે તારે પેટ ભરીને પસ્તાવુ પડશે

અને પસ્તાવુ પડે! કુસુમને ખાત્રી હતી કે દિનેશ સાથેના લગ્ન જેટલુ આ લગ્નમાં તો પસ્તાવા જેવુ નહિ જ થાય

એટલે કે પતંગિયાને આખરે જળી જ મરવુ છે કેમ? નિરંજને ભીનાશથી કહ્યુ ત્યાં તો કુસુમ મલકી ઊઠી બોલી તો શુ હજુ એમાં શંકા છે?

કુસુમ!

'નિરૂ!'

—અને આખરે કુસુમને કૉલેજમાં અને નિરંજનને નિશાળમાં રજા હોય એવી અઠવાડિયા પછી શરૂ થતી ઉનાળાની વૅકેશનમાં અનુકૂળ સમય ભાગી છૂટવા માટે નક્કી થયો

લગ્નજીવનની મા ક કલ્પનાઓમાં અઠવાડિયુ ક્યાં પસાર થયુ તેની કુસુમને તો ખબર પણ ન પડી અને છેવટે વૅકેશન શરૂ થઈ એટલે મુંબઈમાં વસતા પોતાના સૉલીસીટર કાકાને પત્ર લખી એમને ત્યાં રજાઓ ગાળવા જવાની પપ્પાની મંજૂરી પણ એણે મેળવી લીધી

પછી તો જવાના દિવસે બપોરે બેગ-બિસ્તાની સજાવટની ધમાલ શરૂ થઈ ગઈ લગ્ન વખતે પહેરવાની સાડી પછી ત્યાંથી મધુરજની માણવા બારોબાર માથેરાનમાં જઈને પહેરવાની સાડી—એમ એક પછી એક ચોક્કસ ગણતરી સાથે કપડાંની તૈયારીઓ કરવા માંડી

એવામાં પપ્પા કઇંક અગત્યના કામે બહાર જવા નીકળ્યા પણ આંગણામાંથી જ એક યુવતી સાથે ઘરમાં પાછા ફર્યા એના તરફ નિર્દેશ કરતા એમણે કહ્યુ

કુસુમ સંસારના રંગના સંપાદકને આપણે જે દુખિયારી બહેનની કેળવણી માટે મદદ આપવાનું લખેલુ ને તે જ આ બહેન છે સંપાદકની ચિઠ્ઠી લઈને આવ્યાં છે અને પછી સાથેની યુવતીને



સબોધી બોલ્યા: 'તમે હમણાં બેસો બેન! હું જરા અગત્યનુ કામ પતાવીને આવુ છુ પછી આપણે નિરાંતે વાત કરીએ '

પપ્પા ગયા એટલે કુસુમે એ યુવતીને બેસાડીને દુ ખની વાત જાણવા પૂછપરછ કરવા માંડી

યુવતીનુ નામ હતુ શાન્તા સાસરીમાં વિધવા સાસુ અને લગડા જેઠનો એને ખૂબ ત્રાસ હતો વાત એમ હતી કે એના પતિનુ ખોળિયું પુરુષનુ હતુ એટલુ જ, બાકી એનામાં પુરુષત્વ જ નહોતુ પણ લોકો એ વાત જાણી જાય એ એને શરમરૂપ લાગતુ હતું બીજી બાજુ સાસુને પોતાનો મોટો દીકરો લગડો હોઈ એને કોઈ કન્યા આપે એમ નહિ હોવાથી બે દીકરે વશ જાય એ જોયુ જતુ નહોતુ એટલે પતિ અને સાસુ બને જણ પોતપોતાની રીતે ઇચ્છતાં હતાં કે શાંતા લગડાને વશ થઈ જાય

પણ શાતા મચક આપતી નહોતી એથી એક વાર એને ઝેર આપવાનો પ્રયત્ન થયો, પણ એને ખબર પડી જતાં એ બચી ગઈ. અને તે જ દિવસથી એણે પિયર છોડ્યું ત્યાર પછીય સાસરિયાંએ એના પર અનેક ખોટા આરોપો મૂકી પોતાનાથી થાય તેટલુ કર્યું હવે એ સાસરીમાં જવા ઇચ્છતી જ નહોતી, અને પિયેરમા ભારરૂપ થવાનુ પણ એને પસદ નહોતુ એટલે પોતાના પગ પર ઊભાં રહી શકાય એટલા માટે એણે અધૂરો મૂકેલો અભ્યાસ ચાલુ કર્યો હતો આ વર્ષે એ મેટ્રિકની પરીક્ષામાં બેઠી હતી હવે કૉલેજ કેળવણી માટે જે ખર્ચો થાય તે પૂરો પાડવા જેટલી પિયેરની સ્થિતિ નહોતી એ મુશ્કેલીમા 'સસારના રગ'ના સપાદકે એને મદદ મેળવવાની ખાત્રી આપી હતી

આ બધી હકીકત સાંભળી કુસુમે પૂછ્યુ: 'તમારા પતિ આજે શુ કરે છે?'

શાતા 'અહીં તમારા અમદાવાદમા જ માસ્તરી કરે છે '

કુસુમ 'શુ નામ એમનું?'

શાંતા. 'નિરજન '

'હે નિરજન! નૃત્યકાર નિરજન તો નહિ? એ શુ માણસમા જ નથી?' કુસુમની વેદનાનો પાર નહોતો

"માણસમા નથી ત્યારે તો નાતમાથી કોઈ બીજી કન્યા નથી આપતુ. દેખતે ડોળે દીકરીને કોણ કૂવામા નાખે? એટલે જો કે ભાઈ સાહેબે હવે અહીં ની કોઈ બીજી ઊંચી નાતની છોકરીને ફસાવવા માડી છે એવી વાત ગામમાં. '

અને 'આવી છે' એ શબ્દોથી વાક્ય પૂરુ થાય તે પહેલા કુસુમ ભોંય પર ફસડાઈ પડી



## સાભાર પ્રાપ્તિ-સ્વીકાર

**ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન ૧૮ મું અધિવેશન:** બધ સક્ષેપો: વિભાગીય પ્રમુખોનાં ભાષણો ત્રણ રૂપિયા **સૂરત શહેર સુધરાઈ શતાબ્દી ગ્રંથ:** પાનાં ૧૧૨ ૩ રૂપિયા **ગુજરાતી નાટ્ય શતાબ્દી મહોત્સવ સ્મારક ગ્રંથ:** પાનાં ૧૨૩ મૂલ્યનો ઉલ્લેખ નથી ગુજરાતી નાટ્ય શતાબ્દી મહોત્સવ સમિતિ, મુબઈ ૭ **નવી કવિતા:** સ મનસુખલાલ ઝવેરી. રમણ વકીલ પાનાં ૧૨૮ અઢી રૂપિયા વૉરા ઍન્ડ કપની, મુબઈ ૨. **સક્ષિપ્ત ભદ્રંભદ્ર:** બિપિન ઝવેરી પાનાં ૧૪૮. દોઢ રૂપિયો વૉરા ઍન્ડ કપની, મુબઈ ૨ **વંદે માતરમ્ અને સાષ્ટાંગ નમસ્કાર:** પ્ર કે. અત્રે અનુ બિપિન ઝવેરી: કુજલતા ઝવેરી. પાનાં ૨૯૦ ત્રણ રૂપિયા **મઝધાર:** હેલન કેલર અનુ વિઠ્ઠલદાસ મ કોઠારી પાનાં ૩૧૦ અઢી રૂપિયા નવજીવન પ્રકાશન મદિર, અમદાવાદ ૯ **ગીતગુંજરી:** પૂજાનાલ પાનાં ૩૭ ચાર આના. ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણદ **શ્રી ગણેશોપાસના** સ. હિમ્મતરામ જાની પાનાં ૩૦૧ સાત રૂપિયા અનસૂયા સ્મારક ગ્રથમાળા, ૪૮૫/૫, રેવડી બજાર, અમદાવાદ **ધે પેરેન્નીઅલ ફાઉન્ટ** (અગ્રેજી). કવિ નાનાલાલ અનુ. બાલચદ્ર પરીખ પાનાં ૮૨ સાડાત્રણ રૂપિયા હિન્દ કિતાબ્સ લિ, મુબઈ.

# સર્વોદય કે સામ્યવાદ?

## પ્રકરણ ૧૯ મુ (ચાલુ)

### ગાંધીદર્શન

સત્ય અહિંસા સદાચાર સર્વધર્મસમભાવ હિંદુ-મુસ્લીમ એકતા અસ્પૃશ્યતાનિવારણ ખીસ્વા તત્ત્વ રેંટિયો ગ્રામોદ્યોગ ગૌરક્ષા, સત્યાગ્રહ અસહકાર અને દારૂનિષેધમાં આપણને ગાંધીમાર્ગમાં રહેલી શક્તિનું જેમ ભાન થાય છે, તેમ સાથેસાથે મૂડીવાદ સમાજવાદ આંતરરાષ્ટ્રીય રાજકારણ એલોપેથી નિસર્ગોપચાર સંતતિનિયમન સેનીટેશન વિજ્ઞાન યંત્રો ઔદ્યોગીકરણ અને વર્તમાન રાજ્યશાસનને લગતા અનેક જટિલ પ્રશ્નોમાં ગાંધીમાર્ગની જબર જસ્ત અશક્તિ પણ ઉઘાડી આંખે જોઈ શકાય એવી છે

મહાત્માજી ભારતવર્ષની પ્રાચીન પરંપરાના ભવ્ય વારસદાર છે પણ સ્વતંત્ર ભારતને સાચી દિશા દર્શાવવા માટે તો એ એક શંકાસ્પદ ભોમીઆ સમાન છે

(૫) આગળ આપણે જોઈ ગયા તેમ મહાત્માજીના પૂર્વગામી હિંદુ વિચારકોના જીવનદર્શનની પેઠે ગાંધી દર્શન પણ જૂની જડ જીવન વ્યવસ્થા ટકાવી રાખવા માગે છે એ વ્યવસ્થા ટકાવવામાં જે ઉપયોગી નિવડતા હોય તો તે નિચારકોના વિચારો ઉપયોગી નિવડતા હોય તો તે તેનો નિસંકોચ સ્વીકાર અને પ્રચાર કરે છે દા.ત ગાંધીદર્શન સામાન્ય રીતે એક વિજ્ઞાનદ્વેષી દર્શન છે પણ કરકસર સાથ સમાન્ય માણસની ગોઠવી વિટામીન જો કોઈ લેખ આવે તો હોય તો તેની નોંધ હરિજન બંધુમાં અવશ્ય લેવાવાની એ જ રીતે સંચાના લોટને બદલે હાથ ઘંટીના લોટમાં વિશેષ પ્રમાણમાં પોષક તત્ત્વો સચવાય છે એ હકીકતનો વારંવાર પ્રચાર કરવામાં આવે છે એની પાછળ દ્રષ્ટિ છે માત્ર પેલી જૂની પુરાણી ઘંટી સાચવી રાખવાની જો પોષક તત્ત્વોનો પ્રશ્ન એમને વિશેષ મહત્વનો હોય તો તેઓ યુરોપ-અમેરિકામાં ચાલેલી સ્વાસ્થ્યાન્ન પ્રવૃત્તિને ( Health food movement ) પૂરેપૂરો ટેકો આપત અને વિવિધ પ્રકારના સ્વાસ્થ્યાન્નોના સર્જન

વસુબંધુ

> સાત લાખ ગામડાઓનો ઉદ્ધાર કરવા ગાંધીજીએ કમર કસી એ વાત સાચી. પણ ગામડાઓના ઉદ્ધાર પાછળની દૃષ્ટિ કેટલી અધૂરી અને છીછરી હતી એ આજે પણ નરી આંખે દેખાય છે આ લેખમાળાનું આ પ્રકરણ એમાં ઊંડો પ્રકાશ ફેંકે છે

માટે આપણા દેશમાં પણ મોટામોટા કારખાના નાખવાની આપણા ઉદ્યોગપતિઓને સલાહ આપત પણ ખરીરીતે હાથઘંટી અને ઘાણીના તેલની સતત ગમ શા કરતા ગાંધીમાર્ગી વિચારકો કોઈ દિવસ ભૂલે ચૂકે 'પ્રોટેક્ટ મીલ'નું નામ સરખું લેતા નથી એટલે ગાંધીદર્શનમાં જ્યારે આર્થિક ક્રાંતિની વાત થાય ત્યારે આપણે એમ સમજી લેવું કે એ તો આપણી જૂની પુરાણી જીવનવ્યવસ્થામાં મરવડાયક મગનચૂર્ણ શમય હોસ કે કોમ્પોસ્ટના ખાડા જેવા નજીવા ફેરફારો કરવાની વાતચીત થઈ રહી છે એવું ને એવું બીજી ઘરમૂળથી થનારી ક્રાંતિઓ વિષે સમજી લેવાનું

(૬) ગાંધીદર્શન ભૂતકાળ અને વર્તમાનકાળના અનેક દર્શનોની પેઠે જીવન અને જગતના પ્રશ્નોનો તટસ્થ રીતે અભ્યાસ કરીને ખુલાસાઓ કરનારૂં કે નિર્ણયો બાંધનારૂં દર્શન નથી માર્ક્સની દૃષ્ટિ સાચી છે કે ખોટી છે એ પ્રશ્ન અલગ છે પણ એણે ઇતિહાસ વિષે જે નિર્ણયો બાંધ્યા છે તે ઊંડા અભ્યાસ પછી બાંધ્યા છે ઉલટપક્ષે ગાંધીદર્શન એ મહાત્માજી પોતે એક કર્મવીર—Man of action—હોવાને કારણે અહં કેન્દ્રી દર્શન છે અને સ્વાનુભવ સિવાય બીજા બધા અનુભવોને એ ધુત્કારે છે એક દાખલો આપું મહાત્માજીને હરિજન બંધુના એક વાચકે પૂછાવ્યું કે તમે તમારૂં શરીર તપાસવા માટે વૈદ્ય કરતાં દાક્તરને વધુ મહત્વ શા માટે આપો છો? વાચકને જોઈતો હતો એલોપેથી અને આયુર્વેદના સામાના ભની પદ્ધતિસર તુલનાવાળો બુદ્ધિજન્ય જવાબ. જ્યારે



મહાત્માજીએ એને એ મતલબનો ઊર્મિલ જવાબ આપ્યો કે 'સુશીલા નય્યર તો મારી દીકરી જેવી છે!'

બાગ એક મિત્ર કહે છે કે 'ગાંધી વિચારણા જેવી કોઈ વસ્તુ જ નથી જે કોઈ છે તે ગાંધી વ્યૂહરચના છે' આ અભિપ્રાયમાં ઘણુ સત્ય છે. એમાં હુ એક સુધારો સૂચવું ગાંધીવાદમાં દર્શનને સર્જન નથી અનુસરતુ પણ સર્જનને દર્શન અનુસરે છે. હિટલરના 'માન કામ્ફ'ની પેઠે 'હિંદ-સ્વરાજ' એ એક વ્યૂહરચના છે એમા એક પરાજીત પ્રજાના પયગબરે પરસસ્કારના લેપદ્વારા પરચક્રને છેદવાનો માર્ગ પોતાની પ્રજા આગળ રજૂ કર્યો છે

(૭) મહાત્માજી પ્રત્યેના નિસીમ પૂજ્યભાવને કારણે મોટાભાગના લોકો એક સીધીસાદી વાત ભૂલી જાય છે કે મહાત્માજીએ જીવનના અસખ્ય પ્રશ્નોમા માથુ માર્યું હોવા છતાં એવો એક પણ વિષય નહોતો કે જેનો મહાત્માજીએ સાંગોપાગ તલસ્પર્શી અભ્યાસ કર્યો હોય, અને છતાય એમની મહાન સિદ્ધિઓથી મુગ્ધ બનેલા અનેક લોકોએ એમના ઉપર-છલ્લા ઊર્મિલ અભિપ્રાયો ઉપર લાંબાચોડાં ભાષ્યો લખ્યાં છે!

ગાંધીદર્શન એટલે ભૂતકાળનુ આદર્શીકરણ, વર્તમાનનુ મથન, અને ભવિષ્યની દિશાશુન્યતા!

ગાંધીદર્શનની આ પૂર્વભૂમિકા સમજી લીધા પછી આપણે જીવનના દરેક ક્ષેત્રમાં મહાત્માજીએ શુ રચાથી ફાળો આપ્યો છે તે જરા વિગતવાર તપાસી લઈએ સર્જન એ ઇતિહાસનો સનાતન માનદડ છે મહાત્માજીના જીવન અને કાર્યનુ ઐતિહાસિક દૃષ્ટિએ મૂલ્યાંકન કરવાનો સૌથી સાચો માર્ગ એમના સર્જન-વિસર્જનની નિષ્પક્ષપાત સમીક્ષા એ જ છે.

મહાત્માજીએ પોતાની પ્રતિભા ધર્મ, રાજકારણ અને સમાજસેવા એ ત્રણ ક્ષેત્રોમાં જ વિશેષ કરીને બતાવી છે એટલે આપણે સૌથી પહેલા ધર્મ લઈએ

ધર્મ—આગળ આપણે જોઈ ગયા તેમ ગાંધી ધર્મ જેવા હિંદુધર્મના એક અર્વાચીન સંપ્રદાયને આપણે પ્રાચીન વિશ્વધર્મો સાથે સરખાવી શકીએ નહિ. એક પ્રજા બીજી પ્રજાથી પરાજીત બને અને એને પરચક્ર હેઠળ જીવવાનુ આવે ત્યારે એ પ્રજામાં ત્રણ પ્રકારના પ્રત્યાઘાતો ઉદ્ભવે છે પરાજીત પ્રજાનો એક વર્ગ નવી સસ્કૃતિમા ભળી જાય છે બીજો વર્ગ બન્ને સસ્કૃતિઓનો સમન્વય કરવાનો પ્રયત્ન કરે છે, જ્યારે ત્રીજો વર્ગ પોતાની સસ્કૃતિને વિશેષ સકોચે છે હિંદના મુસ્લીમ શાસન હેઠળ આપણે આ ત્રણે પ્રકારના પ્રત્યાઘાતો જોયા સમાજનો એક વર્ગ મુસ્લીમ બની ગયો, બીજા વર્ગે નાનક, કબીર અને દાદુના સપ્રદાયોમાં પ્રવેશ કર્યો, જ્યારે ત્રીજા વર્ગે પોતાના સમાજજીવનને વધુ કડક, કઠોર અને સકુચિત બનાવ્યુ બ્રિટીશ શાસન હેઠળ આના આ ઈતિહાસનું પુનરાવર્તન થયું. પોતાની સસ્કૃતિથી અસતુષ્ટ અનેક લોકો ખ્રિસ્તી બની ગયા સુધારકોએ હિદુ અને ખ્રિસ્તી ધર્મનો સમન્વય કર્યો જ્યારે સનાતનીઓ ઠેરના ઠેર રહ્યા જેમ ઈસ્લામ યુગમાં વૈષ્ણવ સપ્રદાય એ વિજયી મુસ્લીમ સસ્કૃતિને પરાજીત હિદુ સસ્કૃતિએ કરેલી ધર્મવદના હતી તે જ રીતે બ્રિટીશ યુગમા ગાંધીધર્મ એ વિજયી ખ્રિસ્તી સસ્કૃતિને પરાજીત હિદુ સસ્કૃતિએ આપેલી એક જાતની ધાર્મિક ખડણી હતી દેશ સ્વતત્ર થતાં હવે એ ખંડણી આપવાની જરૂર ના રહેવાથી ગાંધીધર્મમા દિનપ્રતિદિન હિદુ અને પ્રાતિક તત્ત્વોનુ જોર વધતુ ચાલ્યું છે, અને ખ્રિસ્તી તત્વોનું જોર ઘટતુ ચાલ્યુ છે

રાજકારણ—આપણે આગળ જોઈ ગયા તેમ મહાત્માજીનું રાજકારણ એ શિવાજીના રાજકારણની પેઠે હિદની દૃષ્ટિએ જોઈએ તો સરક્ષક અને અભાવાત્મક રાજકારણ હતું એમા રાષ્ટ્રવિધાયકની સર્જક કલ્પનાશક્તિનો અભાવ હતો જ્યારે જગતની દૃષ્ટિએ જોઈએ તો એ રાજકારણ એક વિનાશક રાજકારણ હતુ

આ રાજકારણમા મહાત્માજીએ જે મોટામા મોટી શક્તિ બતાવી તે અનેક પરસ્પર વિરોધી બળોને એકઠા કરીને, એકઠા રાખીને સ્વરાજના ધ્યેય ત





લઈ જવાની પણ એ સ્વરાજ્યનું મોટામાં મોટુ પ્રેરકબળ અંગ્રેજો સામેનો દ્વેષ હોવાથી અને એ સ્વરાજ્ય કેવું હોવું જોઈએ એની કોઈને કશી સ્પષ્ટ કલ્પના ન હોવાથી આજે એ સ્વરાજ્ય લેનારી દેડકાની પાંચશેરી છિન્નભિન્ન થઈ રહી છે

**સમાજસુધારણા**—સમાજસુધારણામાં મહાત્માજીએ પોતાની અગાઉના સુધારકોનું અસ્પૃશ્યતાનિવારણથી સ્ત્રીસ્વાતંત્ર્ય સુધીનું કામ ઝડપભેર આગળ ધપાવ્યું પણ મજૂર-માલિક સંબંધોથી માંડીને કુટુંબનિયોજન સુધીના આજના અને આવતી કાલના સામાજીક પ્રશ્નોનો સામનો કરવાનો પ્રસંગ આવીને જ્યાં ઊભો રહ્યો ત્યાં તદ્દન નિષ્ફળ નિવડેલા મહાત્માજીએ ટ્રસ્ટીશીપથી બ્રહ્મચર્ય સુધીના અનેક તરંગી વિચારો વહેતા મૂક્યા

**ગ્રામોદ્ધાર**—ગ્રામોદ્ધાર સંબંધી ગાંધીવાદનું દૃષ્ટિબિંદુ હું જે રીતે સમજ્યો છું તે રીતે નીચે રજૂ કરું છું

**આપણો રોગ**—(૧) સાચું હિંદ શહેરોમાં નથી વસતું પણ ગામડાંમાં વસે છે

(૨) એ ગામડાંની દુર્દશાનો કોઈ પાર નથી એના માટે અંગ્રેજો જ જવાબદાર છે એમણે આપણા ગૃહોદ્યોગોનો પદ્ધતિસર નાશ કર્યો અને આપણું ભારેમાં ભારે આર્થિક શોષણ કર્યું આ પાપમાં કુહાડીના હાથા શહેરવાળા બન્યા શહેરીઓ અંગ્રેજોના દલાલ છે શહેરો આપણા સમાજના ગૂમડાં છે

(૩) દિવસેદિવસે ગામડાં ભાંગી રહ્યાં છે ગામડાના ધન બુદ્ધિ અને મજૂરી શહેરમાં તણાઈ જાય છે બદલામાં શહેરીઓ ગામડાના લોકોને સાચી સમૃદ્ધિ આપવાને બદલે ખર્ચાળ વસ્તુઓ ખોટી ફેશનો અને બુરી આદતો આપી રહ્યા છે ગામડું ફરિયો બન્યું છે એનું સત્વ શહેરોમાં જાય છે શહેરોનો કચરો ગામડાંમાં ઠલવાય છે

**એનો ઈલાજ**—(૧) ગામડાંનો ઉદ્ધાર એટલે દેશનો ઉદ્ધાર મોઢું શહેર તરફ છે, એને બદલે ગામડાં તરફ ફેરવો

(૨) ગામડું સ્વાવલંબી બનાવો

(૩) રેંટિયો પીંજણ તકલી ઘંટી ઘાણી, કપાસ ને કોડીયાનો પુનરુદ્ધાર કરો એમાં ઝાઝી મૂડીની જરૂર નહિ બજારની ખેંચાખેંચ નહિ તેજીમંદીના ભયસ્થાન નહિ એનો નાશ ના થાય એની મારફતે શોષણ ના થાય.

(૪) આમ થતાં જ સૌ લોકો સરખી રીતે સુખી થઈ જશે અહિંસક સમાજ સ્થપાશે ભારતવર્ષ જગતગુરૂપદ લઈ શકશે

એનું વાસ્તવિક પરિણામ આવી સુંદર ફિલસુફી આવી રૂપાળી યોજના અને આવા અકસીર ઈલાજનો મહાત્માજીની આગેવાની હેઠળ ૩૦ વર્ષ સુધી કોંગ્રેસના ઉત્તમોત્તમ નેતાઓ અને રચનાત્મક કાર્યકરોએ અમલ કર્યો. ત્યારપછીના પાંચ વર્ષ સુધી આપણી પ્રજાકીય સરકારોએ યથામતીયથાશક્તિ લાખ્ખો રૂપિયા ખર્ચીને આ ફિલસુફી અમલમાં મૂકવાનો પ્રયત્ન કર્યો પરિણામ શું આવ્યું?

એ સબંધી હું કાંઈ કહું એના કરતાં અનેકગણી સારી રીતે કહી શકનાર ગૂજરાતના એક ઓછા પ્રસિદ્ધ વિચારક ભાઈ નાનુભાઈ દવેને સાંભળીએ તો?

સાત લાખ

ગામડું એ હિંદુસ્તાનનું હાર્દ છે જેને હિંદુસ્તાનની નાડ પારખવી હોય તે ગામડામાં જાય

ગ્રામ સેવકો જોઈએ છે તેઓ ગામડેગામડે જઈને વસે અને થાણું નાખીને દટાઈ જાય

'ગુજરાત વિદ્યાપીઠ એ જંગમ વિદ્યાપીઠ થઈ સમજો. એના વિદ્યાર્થીઓ ગામડે ગામડે બહુ સારૂ ગામડાનું મહત્વ, ગામડાંના ગુણગાન ગ્રામઉદ્યોગોનો પુનરુદ્ધાર આદર્શ ગામડું બનાવવાના વિશ્વ

યત્નો, આવું ઘણુંઘણું બહુ જોરશોરથી થયા કરતું અને હવે? આટઆટલી ઝુંબેશ પછીથી ગામડામાં વસવાની લોકોની પ્રીતિ કેમ ઓછી છે? ગામડાનું જીવન કેમ અળખામણું છે?

એનાં કારણ ખોળવાં પડે એમ નથી, બધાંને સમજાય તેવાં ખુલ્લાં છે રસ્તા નથી×× નહિ દીવા, નહિ પુસ્તકાલય, નહિ દવાખાનાં નહિ નિશાળ, નહિ દુનિયાના પ્રવાહોની ગતાગમ એકવાર આ દુનિયામા પ્રવેશ કર્યો એટલે જાણે ભૂલાઈ જવાના આપણે પણ તારીખ અને ટાઈમ બન્ને ઊંચે મૂકવાના

સલામતી નથી,×× આશા ને મહત્વાકાંક્ષા નથી×× મોજ મજાહ નથી, ×××

સમાજ સેવકો પડ્યા છે, બીચારા હાથમાં પાવડા લઈને મેલું ઉપાડે છે. છોકરાંને એકઠા કરી કંઈક વાતો કરે છે. ચરખા કાંતે છે. પ્રાર્થના કરે છે. કોકના ઝગડા ઉકેલે છે. કોકના ખરચ કમી કરાવે છે એ જાણે છે કે ગામનો ઉદ્ધાર કરૂ છુ ગામ જાણે છે કે 'એક ગાંધીનો માણસ નભાવીએ છીએ એને લીધે મોટા અમલદારો જરા ઢીલા પડે છે પ્રધાન સુધી વાત પહોંચી શકે છે એનું કહેલું ગળે નથી ઉતરતું પરાણે ઘુંટડા ગળીએ છીએ '

૩૫ વર્ષના પુરુષાર્થ પછી ગામડાની દશા એવી ને એવી શા માટે છે? એની એ જ સુસ્તી, એના એ જ ઝઘડા, એ જ બિનસલામતી એ જ નિરાશા ..... . જાણે ગામડાંને ક્ષય લાગ્યો છે એ બચવાના નથી મરણ ટાણે સ્વર્ગની ઝંખના થાય એવી દરેક ગામડાંને નજીકના શહેરની અદેખાઈ, ત્યાં વસવાની તાલાવેલી રહ્યા કરે છે ×××× ગામડું તો ત્યાંનું ત્યાં જ છે—ગરીબ નહિ, પણ અળખામણું, પછાત, દરિદ્ર ઉપેક્ષા યોગ્ય '*

આ પરિસ્થિતિ ઉકેલવામા ગાંધીવાદ શા માટે નિષ્ફળ ગયો? પ્રશ્ન બહુ વિકટ હતો એટલા માટે? ના, ખોટી વાત! પાત્રીસ વરસમાં પાંત્રીસ ગામડાંનોય ઉદ્ધાર થયો? અરે, પાંત્રીસની વાત કયાં છે? ખુદ મહાત્માજીએ જ નહોતું કહ્યું કે હું મારા આદર્શ મુજબનું એક પણ ગામડું રચી શકયો નથી!

કદાચ કોઈ એમ કહે કે મહાત્માજીના આદર્શો બહુ ઊંચા હતા, એટલે એ પોતાના આદર્શ મુજબનું ગામડું રચી ના શકયા તો બહુ ઊંચા આદર્શની વાત ઘડીભર બાજુએ મૂકીએ અને એમ વિચારીએ કે સ્વતંત્ર હિંદને શોભે એવા કેટલાં ગામડા ગાંધીજીએ, ગ્રામસેવકોએ કે કૉંગ્રેસ સરકારે તૈયાર કર્યાં?

ન થયા તો શા માટે ના થયાં? એનો જવાબ સીધો ને સાદો છે મહાત્માજીએ પોતાની આખી ગ્રામોદ્ધારની ઈમારત રેતીના પાયા ઉપર રચી હતી! એટલે એની પાછળ સમય, શક્તિ અને પૈસાની મોટા પાયા ઉપર બરબાદી કર્યા બાદ આખરે પરિણામ શુન્યમાં આવીને ઊભુ રહ્યુ છે! બાપુએ કહ્યું કે ગામડામાં દટાઈ જાવ બીચારા ગ્રામસેવકો ગામડામા જઈને દટાઈ ગયા. એવા તો દટાઈ ગયા કે જાણે શેકીને વાવ્યા હોય! કોઈ કયાંય ઊગ્યો જ નહિ! ગ્રામોદ્યોગોનો પુનરુદ્ધાર કરવા મથતા ગાંધીઆશ્રમો લાખે ગાળે સુધરેલા સદાવ્રતોમાં ફેરવાઈ ગયા!

મહાત્માજીની ગ્રામોદ્ધારની યોજનાના મૂળભૂત સિદ્ધાંતો જ કેવા ભ્રામક હતા એ આપણે જરા જોઈએ

સૌથી પહેલાં એમણે ગામડાં અને શહેરના હિંદુસ્તાન અને પાકીસ્તાન જેવા કૃત્રિમ ભાગલા પાડ્યા, અને પછી જાહેર કર્યું કે ગામડાનો ઉદ્ધાર એટલે દેશનો ઉદ્ધાર આ સિદ્ધાંત જ ખોટો સિદ્ધાંત હતો. દેશના ઉદ્ધારમાં ગામડાંનો ઉદ્ધાર છે ગામડાંના ઉદ્ધારમા દેશનો ઉદ્ધાર નથી

ગામડું એટલે પ્રજાની પ્રકૃતિ ગામડું એટલે ભૂતકાળ, ગામડું એટલે સ્થિરતા અને સંરક્ષકતા શહેર એટલે પ્રજાની સંસ્કૃતિ અને વિકૃતિ, વર્તમાન અને ભવિષ્ય વેગ અને પ્રગતિ નીરોગી સમાજમાં બન્ને એકબીજાનાં પુરક હોય માત્ર નહિ

*ખેડૂત વર્ષ ૩ અંક ૨૨





શહેરોની ઉપેક્ષા કરીને ગામડાંનો વિચાર કરવો એટલે એકડાની ઉપેક્ષા કરીને મીંડાનો વિચાર કરવો મહાત્માજીથી સતપાલ સુધીના સૌ કોઈ કહે છે કે મોઢું ગામડાં તરફ ફેરવો એ થવું શક્ય જ નથી અને જે દિવસે એ શક્ય બનશે તે દિવસે આપણે હબસીઓની હરોળમાં જઈને ઊભા રહીશું

શહેરો ગામડાંનું શોષણ કરે છે, એમ કહેવું એ એક અર્ધસત્ય છે પ્રજાના ઉન્નતિકાળમાં શહેરો ગામડાંનું શોષણ કરે છે જ્યારે પ્રજાના અધોગતિના કાળમાં ગામડાં શહેરોનું શોષણ કરતાં હોય છે આજે હિંદમાં ગામડાંનું કસ્બા શોષણ કરે છે કસ્બાનું શહેરો શોષણ કરે છે શહેરોને ઈંગ્લેંડ ચુસે છે અને ઈંગ્લેંડને અમેરિકા લૂંટે છે અને આ પ્રક્રિયા કાંઈ આજની નથી ઇજિપ્તના પીરામીડોથી માંડીને રશિયાની પંચવર્ષી યોજના સુધીની સઘળી મહાન સિદ્ધિઓ પાછળ શોષણનો સળગદોર ચાલ્યો જ આવ્યો છે શોષણ નહિ તો સંસ્કૃતિ નહિ શોષણરહિત સમાજ એટલે સમાજવાદ નહિ સામ્યવાદ નહિ રામરાજ્ય નહિ પણ આફ્રિકા અને ઑસ્ટ્રેલિયાના નગ્ન હબસીઓનો સંસ્કૃતિશૂન્ય સમાજ

શોષણ સિવાય સંસ્કૃતિ રચી શકાય નહિ પણ એ સંસ્કૃતિને જો સાચવવી હોય તો પ્રજાની સર્જક લઘુમતી જે અનુસરક બહુમતીનું શોષણ કરે છે તેનું તેણે પોષણ પણ કરવું જોઈએ આ પોષણ કંઈ શોષણના પ્રમાણમાં હોઈ શકે જ નહિ જો હોય તો પ્રજાની ફાજલ અર્થશક્તિ ભવિષ્યના સર્જન માટે વાપરી શકાય નહિ જેમ માતાપિતાના વાત્સલ્યનો સંસારમાં સારાં બાળકો પણ પૂરેપૂરો બદલો કદી પાછો વાળી શકતાં જ નથી તેમ સમાજમાં સારી સંસ્કૃતિ પણ જેમનું શોષણ કરે છે તેમનું તેજ માત્રામાં પોષણ કરી શકતી નથી માત્ર જ્યારે સંસ્કૃતિના સૂત્રધારો પ્રજાની વધારાની અર્થશક્તિનો ઉપયોગ વિકાસને બદલે વિલાસ અવ્યવસ્થા કે અવ્યવહારુ તરંગી યોજનાઓ પાછળ કરે છે ત્યારે શોષિત શોષકને શોષી લઈ સૌને સર્વનાશ ભણી દોરે છે અને માટે ગ્રામોદ્ધારનાં ભાષણોની જરૂર નથી અંગ્રેજોએ હિંદનું શોષણ કર્યું હતું પણ સાથેસાથે એમણે એનું ઓછુંવત્તું પોષણ પણ કર્યું હતું અને એ પોષણને પ્રતાપે જ ગાંધી અરવિંદ અને ટાગોર જેવા મહાત્માઓનું સર્જન શક્ય બન્યું હતું શહેરો ગામડાંનું શોષણ કરે છે પણ સાથેસાથે એ એનું જે પોષણ કરે છે તે જો નજરે ના પડતું હોય તો એમાં દોષ શહેરોનો નથી પણ એક મૃતપ્રાય સંસ્કૃતિનો છે

હિંદ સ્વતંત્ર હોત તો પણ ગામડાંને ભોગે શહેરોનો વિકાસ થાત એમાં જેને કંઈપણ શંકા આવતી હોય તેણે રશિયાથી અમેરિકા સુધીના સ્વતંત્ર દેશો તરફ દૃષ્ટિપાત કરવો આજે રશિયામાં અબજો રૂબલને ખર્ચે મોસ્કોની પૂતર બના થાય છે ગામડાંની નહિ અમેરિકામાંય એની એ સ્થિતિ છે અલમસ્ત અમેરિકાનાં ગામડાં રળિયામણાં છે પણ એનું કારણ આખો દેશ આબાદ છે એ જ છે બાકી તો ત્યાંય ગામડાં કરતાં શહેરો પાછળ વધુ નાણાં જ ખર્ચાય છે

ગાંધીવાદી ફિલસૂફી મુજબ શહેરોમાં કેળવણી દવાખાનાં મકાનો રસ્તા વગેરે પાછળ ઓછો ખર્ચ કરવામાં ના આવ્યો હોત અને સૌને સરખા પૈસા વહેંચી આપ્યા હોત તો હિંદમાં જે થોડીઘણી પ્રગતિ થઈ છે તેય ના થાત દેશ છે એથીય અનેક ગણો વધુ પછાત રહ્યો હોત

વર્તમાનકાળની વાત જવા દઈને ભૂતકાળમાં નજર નાખો તોય હિંદે જોયેલા ચાર મોટા અને અનેક નાના સુવર્ણયુગો દરમ્યાન પ્રજાના ઉત્તમોત્તમ પુરુષોનું મોઢું ગામડાં ભણી હતું જ નહિ દેશની આબાદીનો આધાર ગામડાંની સેવા ઉપર નહોતો પણ મજબૂત રાજતંત્ર વિસ્તરતું અર્થતંત્ર અને પરદેશી વેપારના અનુકૂળ જમાપાસા ઉપર હતો તે વખતેય આજની પેઠે સંસ્કૃતિનું શિખર શહેર



હતું વિદ્યા, કલા, સરકાર, સત્તા, સુખ અને સમૃદ્ધિ શહેરોમાં કેન્દ્રિત થયાં હતાં લોકો કહેતા કે नगरे वसन्ति देवताः । પરદેશોની પેઠે હિંદમાંય ઘણા મહાપુરુષો ગામડામાં જન્મ્યા હતા, પણ બહુ ઓછા ગામડામા મર્યા હતા ખુદ મહાત્માજીની કારકીર્દિનો જ અંત દિલ્હીમાં નહોતો આવ્યો?

હિંદનાં ગામડાં, ગરીબો અને ખેડૂતો માટે જેટલી લાગણી મહાત્માજીના હૃદયમાં હતી, તેટલી ભાગ્યે જ બીજા કોઈના હૃદયમા હતી અને હશે, એમ સ્વીકારવામાં આપણને સહેજે વાંધો હોઈ ના શકે પણ મહાન સર્જનો કેવળ લાગણીથી નથી થતાં, એને માટે બુદ્ધિ પણ જોઈએ છે ગાંધીવાદની કે બીજી કોઈપણ યોજનામાં કેઈ બૌદ્ધિક પાયો જ નહોતો

ગામડાંનો ઉદ્ધાર કરો પણ એમનો ઉદ્ધાર કરીને એમને લઈ ક્યાં જવાં છે? અમેરિકાના રસ્તે? ના રશિયાના રસ્તે? ના ભૂતકાળના સુવર્ણયુગો—મૌર્યયુગ, ગુપ્તયુગ, મોગલયુગનું પુનરાવર્તન કરવું છે? એ આપણો રસ્તો છે? ના, ના, ના એને માટે કાકા કાલેલકર સાફ કહે છે કે આપણે ભૂતકાળમાં બીજાને લૂટવાનુ જે પાપ કરેલુ, એને પરિણામે જ આજે આપણને અંગ્રેજો લૂટે છે। એટલે व्यापारे वसन्ति लक्ष्मी। એ પ્રાચીન સુત્રમાં ગાંધીવાદીઓ માનતા નથી શ્રી મશરૂવાળા ભારપૂર્વક કહે છે કે, રેંટીયાના જીર્ણોદ્ધારની ગાંધીવાદી ચળવળ એ પ્રત્યાઘાતી ચળવળ જ નથી જે રીતે પૂર્વજો અને અનુજોના મોઢા સરખા હોય છે, પણ તેઓ એક હોતા નથી એ રીતે ભૂતકાળનો રેંટીયો અને ગાંધીજીનો રેંટીયો એક નથી મહાત્માજીનો રેંટીયો એ નવા યુગનો સંદેશવાહક છે ×

આર્થિકરીતે મહાત્માજીના આચારવિચારો પ્રગતિશીલ હતા કે નહિ, એનો વિચાર આપણે આગળ કરીશું સમગ્રરીતે જોતા ગાંધીવાદ એ એક Romantic Revivalism—રોમાંચક પૂર્વોદયનો પ્રયત્ન હતો એ પૂર્વોદય જો હિંદના સુવર્ણયુગોનો ના હોય તો ગાંધીજી કયા યુગનો અંશતઃ કે આખો પૂર્વોદય કરવા માગતા હતા?

જેમ કટ્ટર હિંદુ મહાસભાવાદીઓ અને આર્યસમાજીઓને મન હિંદુસ્તાનની અધોગતિ આ દેશમાં મુસલમાનો પેઠા ત્યારથી થઈ છે, એટલે તેઓ એ ઇતિહાસને ભુંસી નાખવા માટે અમદાવાદને કર્ણાવતીને નામે ઓળખવા જેવા બાલીશ પ્રયત્નો કરે છે, એ જ રીતે મહાત્માજી અને એમના અનુયાયીઓને મન આ દેશની ખરી અધોગતિ અહીં અંગ્રેજો પેઠા ત્યારથી થઈ છે જે અઢારમી સદી આપણા દેશનો અંધકાર યુગ હતો, તે જ અઢારમી સદી કોઈ અજબ રીતે ગાંધીદર્શનમા સુવર્ણયુગ બની જાય છે એટલા માટે જ મહાત્માજી જીવનના અંત સુધી એક જ મંત્રનુ રટણ કર્યા કરતા હતા: "અંગ્રેજો હિંદમા આવ્યા એ પહેલાં હિંદ એના હજારો ઝૂંપડાંઓમા કાંતતુ હતુ"

એ રીતે ભૂતકાળ વિષેના રોમાંચક ખ્યાલોમાંથી અને ગામડામા ગરીબો અને ખેડૂતો પ્રત્યેની અપાર અનુકંપામાંથી આપણા મધ્યમવર્ગે આ ગ્રામોદ્ધારની ચળવળ ચાલુ કરી આ ઊર્મિલ ચળવળના સ્વરૂપ, ધ્યેય અને કાર્યપદ્ધતિ વિષે કોઈને કશો જ સ્પષ્ટ ખ્યાલ નહોતો સૌ મહાત્માજીને અનુસરતા અને મહાત્માજી કહેતા કે "મારે માટે એક જ ડગલું બસ થાય"

ગામડાનો ઉદ્ધાર કરવો બરાબર, પણ વિકેન્દ્રીકરણ અને શોષણરહિત અહિંસક સમાજની સ્થાપના માટે આદર્શ વસ્તી કેટલી હોવી જોઈએ? આજે તો પાંચ ઝૂંપડાંનુ જુથ પણ ગામડુ કહેવાય છે, અને દસ હજારની વસ્તીના ગામે ગામડાં કહેવાય છે એમા સાચું અને સારૂ ગામડુ કયુ? ખબર નથી.

ગામડાની અંદરના રસ્તા અને એક ગામથી બીજા ગામને જોડનારા રસ્તા કેવા હોવા જોઈએ?

× સાહિત્ય અને પ્રગતિ

# બે જંતુશોધકો

ચંદ્રભાઈ ભટ્ટ

> માણસ જાતને જંતુઓની દુનિયાનું આખું રહસ્ય આપનાર બે આદ્ય સંશોધકો આ શોધ કરવા એની પાછળ કેવા ઘેલા થયેલા —એવા બે વિજ્ઞાનવીરોનો આછો પરિચય કર્તાના પ્રગટ થનાર પુસ્તક જીવન-જ્યોતિર્ધરોમાંથી અહીં આપેલ છે

લ્યુવેનહોક હોલેંડમાં ૧૬૩૨ની સાલમાં એક ચંપલીઓ બનાવનારને ત્યાં જન્મ્યો હતો એણે નવો ધંધો સ્વીકાર્યો હતો લેંસ ઘસવાનો એ ધંધામાંથી એને સૂક્ષ્મદર્શકમાંથી દેખવાનો શોખ જન્મ્યો એ શોખથી એ દરેક વસ્તુનાં બનાઈ જતાં સ્વરૂપ દેખતો એને જે દેખાતું તેને એ લખી લેતો એણે જે દેખ્યું હતું તે બસો કાગળો ભરીને લખ્યું

એકવાર એણે સૂક્ષ્મ-દર્શકમાંથી પાણીનું ટીપું દેખ્યું એણે કરેલા દર્શનથી એ નાચી ઊઠ્યો અને પોતાની દીકરી મેરિયાને એણે બૂમ પાડી દોડતી આવ નવી દુનિયા દેખાડું

એણે મેરિયાને નવી દુનિયા દેખાડી એ દુનિયા પાણીના એક ટીપામાં હતી એ દુનિયામાં અનેક જંતુઓ એકબીજા પાછળ દોડતાં હતાં એક જ ટીપાની અંદરની એ દુનિયા હતી મેરિયાએ પણ આ નવી દુનિયા દેખી

લ્યુવેનહોક વિચારમાં ગરકાવ થઈ ગયો આ બધાં અહીં ક્યાંથી કેવી રીતે આવ્યાં હશે? દુનિયા તો ભગવાને સરજી હતી ! તો આ બધાં જંતુઓનાં મા-બાપ કોણ હશે ! એણે આ બધી તપાસ કરવાનો નિશ્ચય કર્યો એણે તપાસ કરી કે એક પાણીમાં બે મીલિયન અને સાત લાખ જંતુઓ હતાં એટલી વસ્તી તો આખા હોલેંડ દેશભરનાં માનવોની હતી નહીં

એણે તપાસ બંધ જ કરી નહીં એણે એકવાર દાંત વચ્ચેનો ધોળો પદાર્થ બહાર કાઢ્યો અને તેમાં નવી નજરથી દેખ્યું એમાં પણ આખી દુનિયા દેખાઈ જુદા જુદા આકારવાળાં જંતુશરીરો નાચતાં કૂદતાં અને છલંગ દેતાં દેખાયાં કેટલાંક વળી શરીરમાંના દમામથી ચાલતાં દેખાયાં રાજાઓ અને રાજસૈન્યના વરઘોડામાં હોય તેવાં સરકસનો ખેલ

---

ધૂળના ડામરના કે સીમેંટના? જો ડામર કે સીમેંટના હોય તો એને અંગે જે કેંદ્રીકરણ અને હિંસા વધે એનું શું? એ રસ્તાઓનું ખર્ચ ક્યાંથી કાઢવું? ખબર નથી

જાણકારો કહે છે કે ગામડાંનાં ૯ / મકાનો માનવ વસવાટ માટે તદ્દન નાલાયક હોય છે તો પછી આ મકાનો પીંખી નાખીને આખું ગામ નવેસરથી રચવું કે ચાલુ પરિસ્થિતિમાં સુધારો કરવાનો કોઈ સંરક્ષક માર્ગ છે? જો નવેસરથી ગામ વસાવવું હોય તો તેનો નકશો કેવો હોય? મકાનો રસ્તા જાહેર સ્થાનો અને વાહનવ્યવહારના પરસ્પર સંબંધો કેવા હોય? ખબર નથી

ગામડાં માટે યોગ્ય મકાનોના નકશા મહાત્માજીએ પેટ્રીક ગીડીસ પાસે માગ્યા હતા પછી એનું શું થયું તે ખબર નથી હરિજનબંધુ માં ગામડાંના ઘરો વિષે અવારનવાર લેખો આવતા પણ એ વાત અવ્યવસ્થિત વિચારોમાંથી વ્યવસ્થિત આચાર સુધી કદી પહોંચી જ નથી

ગામડાંના દુઃખો માટે ગામડાં પોતે સહેજે જવાબદાર નથી? જો હોય તો ગામડીયાઓ પાસે એમની જમાનાજૂની હઠીલાઈ છોડાવી એમને પશ્ચિમની મોહમાયામાં ન લપટાનાર સાધુસંતો શી રીતે બનાવવા? વેપારી પાકો પડતા મૂકીને જરૂરી પાકો શી રીતે પકવતા કરવા? બીજા વધુ વળતરવાળા ધંધાઓનો લાભ જતો કરાવીને એમની પાસે રેંટીયો શી રીતે કંતાવવો? ખબર નથી [ચાલુ]

★

કરતાં હોય તેવા આ બધા દોડધામ કરતાં હતાં પાછી એવી નવી દુનિયા લાખોની વસ્તીવાળી હતી અને તે વસ્તી એનાં બે દાત વચ્ચેનાં મેલમાં જ જીવતી હતી ! એનું માથું ફરવા લાગ્યુ "આ હા હા " એણે બૂમ પાડી દીધી

એણે ૧૬૮૩ના સપ્ટેબરમા આ બધી દુનિયાઓના દેખાવ વિષે લડનની રોયલ સોસાયટીને એક પરિપત્ર લખ્યો

એ નેવુ વરસનો થયો ત્યાં સુધી એણે દેખ્યા કર્યું અને લખ્યા કર્યું. પછી ૧૭૨૩માં એ મરણ પામ્યો

પણ ૧૭૨૯માં એક નવો દેખનારો ઇટાલીના ઉત્તર વિભાગમા એક વકીલને ઘેર જન્મ્યો લ્યૂવેનહોકના દેશથી એક હજાર માઇલ પર આ વકીલના દીકરાએ પેલા ડચે દાખવેલી નવી નજરથી દુનિયા દેખવા માંડી વકીલના આ દીકરાનુ નામ સ્પાલાંનઝાની હતુ

ઉત્તર ઇટાલીના વકીલનો આવા લાંબા નામવાળો દીકરો નિશાળમાં ગોખવાને બદલે વગડામાં જઈને માખીઓ પકડતો હતો, જીવડાં એકઠા કરતો હતો અને તેમની કોઈની પાંખ ખેચી કાઢીને બીજા પર ચોટાડતો હતો તો કોઈનો પગ તોડી નાખીને પાછો જોડી દેવાનો પ્રયત્ન કરતો હતો એને રમકડામા રસ પડતો નહોતો અને જીવતાં રમકડાં પાછળ એ રખડતો હતો

એકવાર એના બાપા સાથે એ ઉત્તર ઇટાલીના જગલને રસ્તે જતો હતો રસ્તામા ખડકમાંથી પડતા પાણીના ધોધને દેખતો એ પૂછતો હતો કે આ પાણી ક્યાંથી આવતુ હશે બાપા ! બાપા એને કહેતા હતા કે પરીઓના આંસુઓ એકઠાં થઈ ને .

"બોધા છો તમે પણ, સાવ બુધ્ધુ છો !" એ આવડા મોટા બાપાને પણ હસી કાઢતો હતો,

પછી બાપાએ એને બોલોનની વિદ્યાપીઠમાં ભણવા મૂકયો વિદ્યાપીઠમા એકવાર ચર્ચા ચાલી જતુઓના જીવનની ચર્ચા તેમનાં મા-બાપના સવાલ આગળ થભીને ઊભી એ ચર્ચામા એ જ, એક મોટા પ્રશ્નવિરામ જેવો ઊભો હતો અને કહેતો હતો, 'કાદવ કે છાણમાટી, ઉદર કે બીજા જીવડાનુ મા બાપ કહેવાય નહીં આપણે સૌ એવુ માનનારા બુધ્ધુઓ છીએ !' પછી કોઈએ કહ્યુ કે એમને મા-બાપ જ નથી, એ બધા સ્વયભૂ છે એણે એ વાત સામે પણ પ્રખર વિરોધ નોંધાવ્યો આ નવજુવાનને દેખતી બોલોન વિદ્યાપીઠની આધ્યાપિકા લોરા, બાસી ખુશ થઈ, એણે એને કાયદો છોડીને વિજ્ઞાનની આરાધના કરવાનુ કહ્યુ એણે પાદરીઓ અને રજવાડાંએ ઘડેલા કાયદા ગોખવાને બદલે કુદરતના રહસ્યો શોધીને વિજ્ઞાનના સક્રિય કાનુનો સમજવા તરફ દોટ દીધી

એણે કુદરતી વિજ્ઞાન અને ચિંતનશાસ્ત્રનો અભ્યાસ કર્યો યુરોપનો એ મહાવિદ્વાન યુરોપભરમાં મશહૂર બન્યો આખા યુરોપની વિદ્યાપીઠોએ એને પોતાને ત્યા આધ્યાપક બનવા વિનતિઓ કરી કોઈમ્બ્રાથી તે સેન્ટ-પીટર્સબર્ગ સુધીની વિદ્યાપીઠોના અધ્યાપકપદાનો એણે ઇન્કાર કર્યો છેવટે મેરિયા થેરેસાએ એનુ મન જીત્યુ એ પેવિયાની વિદ્યાપીઠમાં નેચરલ હીસ્ટરીના વિભાગનો મુખી બન્યો

એણે પ્રયોગો શરૂ કર્યા સત્યશોધન માટે ઝખતો એનો વેગ એના પોતાના શરીર પર પણ અનેક અખતરાઓ કરવા લાગ્યો એણે પાચનક્રિયાને સમજવા પોતાની જ હોજરી પર પ્રયોગો શરૂ કર્યા અનેક પ્રયોગો પછી એણે અઢારમા સૈકાના જ્ઞાનમા વધારો કરીને પુરવાર કર્યું કે જઠરમાં તૈયાર થતા એક રસને લીધે ખોરાક પચે છે

પ્રયોગો વધતા જ ગયા નાનાં મોટા જીવડાનાં અગોને છેદીને એણે ફરી ચોટાડવાના પ્રયોગો શરૂ કર્યા જતુઓનાં મા-બાપ પારખવા એણે



જીવડાંની જનનક્રિયાનો અભ્યાસ શરૂ કર્યો હવે એની આંખ અટક્યા વિના સૂક્ષ્મ શકમાંથી દેખતી હતી કાગળોના થોક નવાં દર્શનની નોંધોથી ભરાતા હતા લાખો કરોડો જન્તુઓને એકમાંથી અનેક બનતાં અને ઊભરાતાં એ દેખતો હતો જીવનની આ નવી દુનિયાઓને દેખતો એ જન્તુદુનિયા સાથે રમતો હતો કોઈ વાર લાખો જન્તુઓની આ વસ્તી પર ધુમાડાનો ગોટો ફૂંકતો એ ત્યાં થતી હિલચાલને દેખી રહેતો હતો ધુમાડાથી દોડધામ કરતી આ દુનિયાને ધુમાડાનો સ્પર્શ પસંદ નથી એમ એ નોંધ કરતો હતો કોઈવાર લાખોની વસ્તીવાળી આ દુનિયાને વીજળીના સ્પર્શથી મરણ પામી જતી એ જોઈ રહેતો હતો

કેવાં સૂક્ષ્મ આ જન્તુઓ હતાં! એમાંના એકને જુદું કરીને તેની જીવનક્રિયા દેખવા એ મથતો હતો પણ એક ઈંચના પચીસહજારમાં ભાગ જેટલા શરીરવાળાને જુદું કરીને દેખવું કેવી રીતે? એણે એક ઉપાય શોધી કાઢ્યો લાખોની વસ્તીવાળા એક બિયાના તેનના ટીપાને એણે એક કાચની પટ્ટી પર મૂક્યું પછી તેની સાથે જ એણે એક પણ જન્તુ વિનાના પાણીના ટીપાને મૂક્યું પછી એણે એક બારીક સોયની અણીવડે આ બે ટીપાને જોડતી નહેર બાંધી એણે આ નહેર પર પોતાની સૂક્ષ્મદર્શક નજર સ્થાપી એની નજરતળે એક માઈક્રોબ પાણી તરફ ચાલતું દેખાયું તરત જ એણે ઊંટના બારીક વાળના બ્રશવડે નહેરને કાપી નાખી

ઓહ ગોડ પકડી પાડ્યું છે મેં! એણે આનંદથી બૂમ પાડી આખી દુનિયામાં પહેલીવાર કોઈએ પાણીના ટીપામાંથી એક માઈક્રોબ પકડ્યું નહોતું એણે સૂક્ષ્મ શક પર તાક માંડી પેલા પકડેલા અણુજીવનની જીવનક્રિયા પર વેધક નજર અનિમીષ બનાવી

એણે અજબ જેવો દેખાવ દીઠો પેલું માઈક્રોબ પાતળું ને પાતળું બનવા માંડ્યું પાતળા બનેલા એના માઈક્રોબના બન્ને છેડા જીવનની જનનવેદના અનુભવતા દેખાયા અને એની નજર નીચે એકમાંથી બે માઈક્રોબ બની ગયાં એને સત્ય સમજાઈ ગયું આ માઈક્રોબો એકમાંથી અનેક બનતાં હોય છે એ કેવી રીતે બને છે તે એણે નજરોનજર નિહાળ્યું

❁

વિજ્ઞાનનો એવો નવો દીવો ૧૮મા શતકમાં ઊગી નીકળ્યો સ્પાલાનઝાની પર ફ્રેડરીકનો પત્ર આવ્યો કે આપ બરલીનની વિદ્યાપીઠમાં પધારો મેરીઆ થેરેસાએ એનું બહુમાન કર્યું

પણ ત્યારે પોતાના જીવનની બહુ દોડધામ કરીને થાક્યોપાક્યો એ મોતને નજર સામે નિહાળતો હતો મારું મુત્રાશય બગડ્યું છે હું હવે મરણ પામવાનો છું મારું છેલ્લું ફરમાન છે કે મારા મરણ પછી મારા શરીરમાંથી મુત્રાશય કાપીને તેને વૈજ્ઞાનિકોની નૂતન નજર નીચે તપાસવા અને તપાસીને આપણા વૈદકીય વિજ્ઞાનને આગળ વિકસાવવા મોકલી આપજો

★

## ઝરણું

હેમન્તના સ્વચ્છ પ્રફુલ્લ વ્યોમમાં
પ્રભાતને સ્તોત્ર સહુષ અર્પી
પાંખો પ્રસારી ઉડતા નિહાળિયા
વિહંગના વૃન્દ, કૃશાગ્ર બકી
નિહાળી મેં દૂર અનંતતાની
અટારીએ ઝૂલતી શ્વેતવર્ણી

સુસૌમ્ય રાણી વિધુને, ઉકેલી
આનંદની દિવ્ય લિપિ વળી જહીં

હૈયે હતાં બાલકને મુખે લખી,
રહ્યો હતો જે ચિરકાલ ઝંખી
આજે ઝર્યું એ, સખિ, ગીત કંઠમાં

હસિત બૂચ

# શબનમ [ ૩ ]

અનુ૰ અશોક હર્ષ

માનવીનાં અભિમાન અને ઉદ્ધતા મારાથી કદીય સમજી નથી શકાતાં, કેમકે માનવી એ મૂઠીભર માટી યા રાખ સિવાય બીજું શું ! એની શક્તિઓ નિયતિના ઉપહાસ સિવાય બીજી શી છે? એની મહત્તા એ ભ્રમ અને હાંસી સિવાય બીજુ શુ છે? આપણે દયા અને ક્ષમા અપનાવીએ, કારણ કે જગત રોગ અને કડવાશથી ભરેલું છે

*

આત્મઘાતક પ્રણાલીઓના પંજામા રહીને પણ પૂર્વે ગંભીર પ્રમાણમાં કશી આલોચના શક્તિ નથી વિકસાવી. એનું સાહિત્ય આ હકીકતનુ નોંધપાત્ર ઉદાહરણ છે એમા તમને કલ્પનાવૈભવ મળશે, શબ્દ-ચિત્રણની રોનક મળશે, વાણીનો ધોધમાર પ્રવાહ મળશે, વાક્પટુતા, પ્રસંદ અને વિચારની સૂક્ષ્મતા મળશે, પરંતુ ક્યાંઈ કોઈ રીતે અનુભવનુ પરિપક્વ ફળ—જીવન અને તેની હજારો શાખાઓની સમીક્ષા નહિ મળે, માત્ર પશ્ચિમનો જ ભોગવટો અને ગર્વ ગણી શકાય તેવા સમીક્ષાત્મક સાહિત્ય સુધી પહોંચતુ કશુ જ નહિ મળે મનુષ્યનુ સંપૂર્ણ ચિત્રણ અથવા કુદરતનું વફાદાર આલેખન ક્યાંય નહિ મળે પૂર્વના સાહિત્યમાં માનવી માત્ર પ્રેમદ્વારે અથવા દેવદ્વારે જ દેખાય છે. એથી આગળ બધે ધુમ્મસ અને અંધકાર પશ્ચિમનું પૂર્વ પર મોટામાં મોટુ ઋણ કોઈ રહ્યુ હોય તો તે એણે પૂર્વના માનસમાં જાગ્રત કરેલી આલોચકવૃત્તિ છે એની સાથોસાથ, અલબત્ત, અસંતોષ અને દોડા-દોડી પણ આવ્યાં છે પરંતુ ભવિષ્યને માટે એણે બેહદ શક્યતાઓ અને અમર્યાદ આશાઓ આણી છે અન્વેષણ અને આલોચનાના અય ઉદીયમાન પ્રાણ હું તને અભિનંદુ છું, અભિવંદુ છું! તું જ માનવતાને પ્રગતિ, સ્વાતંત્ર્ય અને જ્ઞાનના તેના માર્ગે આગળ ને આગળ ધપાવતો રહ્યો છે યુરોપની સંસ્કૃતિ એ ખુદ તારા જ ફળ અને ફૂલ સિવાય બીજુ શુ છે? પૂર્વની કુંઠિતતા એ તારા પ્રત્યેની ઉપેક્ષા અને અતડાઈ સિવાય બીજુ શુ છે?

*

સ્મિત વેરતાં પુષ્પો અને નર્તન કરતા પર્ણોથી ઘેરાઈને હું ઉદ્યાનમાં બેઠો હતો કાનને કર્કશતાનો અનુભવ કરાવતો કશો રવ ત્યાં નહોતો, ગંભીર સાંજની શાંતિને ક્ષુબ્ધ બનાવતો કશો પદસંચાર ત્યાં નહોતો એકાંતમાં શૂન્યમનસ્કપણે હું ઊંચે ઊડતાં પક્ષીઓ તથા ક્ષિતિજ પર વિશ્રાંતિ લઈ રહેલાં વાદળોને જોતો જ્યાં સુધી અંધારું થવા આવ્યું અને એ અંધારું ગતની તારીકીમાં ફેરવાઈ ગયુ ત્યા સુધી સાયંસમીરની મૃદુ આહ્લાદક લહરીઓનો આનંદ લેતો રહ્યો જગતની જંજાળથી દૂર એવા સ્થાને હોવુ જ્યાં નિર્દોષતાનો વાસ હોય છે અને દૂષિતતા શાપિત બને છે અધમ આકાંક્ષાઓ અને સત્તાના મોહના જ્વરથી પીડિત મનુષ્યોના વાસથી દૂર પ્રકૃતિની ગોદમાં હોવુ—આહ, શી સ્વર્ગીય શાંતિ, શો દર્શનાહ્લાદ, શી આધ્યાત્મિક અનુભૂતિ અને શો દિવ્ય આનંદ !

*

સ્વર્ગથી મને ત્રાસ છૂટે છે, ખરેખર, સાચેસાચો ત્રાસ અને જાતિહીન હૂરીઓ કદ્રૂપ ગાહિદો, હાડપિંજર સમા ઓલિયાઓ તથા ઘુરકતા દરવેશોથી વસેલા સ્થાન વિષે અન્યથા હોઈ પણ શુ શકે? સુબ્હાનલ્લાહ ! વિશ્રાંતિસ્થાન અથવા શાશ્વત શાંતિના આવાસને બદલે એ તો દિવાનાઓના એકાદ આલય અથવા સંગ્રહસ્થાન જેવુ જ અધિકાંશે હોઈ શકે સ્વર્ગના નિર્માતાઓમા શોચનીય હદે કલ્પનાની, અનુભવની, માનવજાતિના જ્ઞાનની ઊણપ હોવી જોઈએ માનવીના રુચિભેદની તથા જીવનના ક્રમોત્તરે બદલાતા જતા આદર્શોની એમણે દેખીતી જ ઉપેક્ષા કરેલી છે. એમણે પોતાના જ ધોરણને સાર્વજનીન સર્વકાલીન બનાવી દીધેલ છે આહ, પયગંબરી અલ્પદૃષ્ટિ, આપણા પ્રયોગદશાના નિર્માતાઓની મૂર્ખાઈ!

*

બકર ઈદ! શી લોહીની ઉજાણી! કુરબાનીના વિધિનો શો હર્ષ! ખચિત, ખચિત્ત, મહાન અલ્લાહ





—પ્રેમ અને કરુણાનિધાન અલ્લાહ—ગત યુગોની જેમ અત્યારે પણ રક્તની આ છોળોની કે પેલા કરાંજતા વધ પશુઓથી વ્યક્ત ન થઈ શકે એવી યાતનાની દરકાર નહિ જ કરતો હોય. પ્રાયશ્ચિત્ત! આપણાં પાપોના પ્રાયશ્ચિત્ત માટે હવે કુરબાનીની કશી જ જરૂર નથી કારણકે કાળચક્રના ફેરા સાથે મનુષ્યો અને અલ્લાહ પણ ફેરવાઈ ગએલ છે ક્રમમાં ક્રમ સંવેદનશીલ પ્રાણીઓનાં કષ્ટ અને યાતના જેમાં સંકળાએલાં હોય એવા પ્રાયશ્ચિત્તની ખચીત કશી જ કીમત ન હોઈ શકે સાચું પ્રાયશ્ચિત કેવળ એ જ હોઈ શકે જે પોતાના હૃદયમાંથી ઊગી નીકળે—જીવન પ્રત્યેનો દૃષ્ટિકોણ જે બદલાવી નાખે ભવિષ્યનો ધર્મ પ્રાયશ્ચિત્તની કંગી ને ક્રુર રીતોને બાતલ કરી દેશે એવા સમય પ્રત્યે તે ત્રાજનક ઘૃણાથી જોશે જ્યારે કુરબાની એ હમેશાં પોતાની જાત સિવાય બીજા કોઈકની બીજા કશાકની હતી! હૃદય અને મનના ખરા પશ્ચાત્તાપ દ્વારા જ પ્રાયશ્ચિત્તની ભાવના એ પ્રેરશે કારણકે ખરેખરો પશ્ચાત્તાપ હૃદયપતનની શુદ્ધિ કરીને પશ્ચાત્તાપ કરનારને માનવ જાત જેના પ્રત્યે કષ્ટપૂર્વક છતાં નિશ્ચકપણે આગળ વધી રહેલ છે એ સર્વોપરિ ધ્યેય—માનવીની આધ્યાત્મિક પૂર્ણતા—તરફ વધુ ને વધુ નજીક નથી દોરી જતો!

*

'અય શેખ મને તું એવી ફિલસૂફી શિખાવ જે ભયને નિર્મૂળ કરે અને જીવનનાં અનિષ્ટો મટાડી દે' એણે જણાવ્યું આપણને માલેક અથવા ગુલામ જિંદગીના પ્રભુ અથવા કિંકર બનાવનાર આપણી મનોવૃત્તિ જ છે કામ લોભ સત્તામોહ—આપણને એ પતિત તેમ જ હીનગૌરવ બનાવે છે એમને વશ કર પરાભૂત કર અને તને આક્રોશ પ્રેરતો કશો ભય નહિ રહે તારી આંતરિક શાંતિને ક્ષુબ્ધ બનાવતો અંતરાત્માનો કશો ઉચ્છાટ નહિ રહે આગામી અંધારાં સાથે કશું ઝઘડવાનું નહિ રહે સ્તબ્ધ બનાવી દેતાં કશાં દુઃસ્વપ્ન નહિ રહે 'પ્રકાશને અનુસર અને સત્યને અનુચર —પ્રમાણિક જીવન અને સદ્વિચારણાની સારી યે ફિલસૂફી આ શબ્દોમાં તત્ત્વત સારરૂપે જોરદાર રીતે સમાએલી છે

*

સુખની આપણી શોધ કેટલી છાયાભાસી અને ભ્રમમૂલક હોય છે! માત્ર શોધતા રહેવાથી આપણે કદી જ મેળવી શકતા નથી—પછી તે શોધ ગમે તેટલા પરિશ્રમપૂર્વકની હોય આપણા નિમંત્રણ વિના જ એ આવી લાગે છે અને આપણી ઇચ્છા વિરુદ્ધ એ ચાલ્યું જાય છે પોતાના પ્રકાશથી એ ઝૂંપડાને દીપાવે છે અને મહાલયને ઝગાઝગા કરી દે છે પરંતુ ઓહ એ અનિર્વચનીય પ્રકાશ કેટલો ઉદ્વેગજનક રીતે અલ્પજીવી અને ચંચળ હોય છે!

*

જેમ જેમ હું વૃદ્ધ થતો જાઉં છું તેમ તેમ જિંદગીની આ બે કેંદ્રીય હકીકતોની મને પ્રતીતિ થતી જાય છે આપણા યત્નોની વિફળતા અને અલ્લાહની વાત્સલ્ય તથા પ્રેમભરી સંભાળ

*

વર્ષો પહેલાં આજે લાગે છે એટલો પાપનો ભાર જ્યારે મને નહોતો લાગતો ત્યારે મેં પવિત્રતા અને વિદ્વત્તા ઉભયમાં પંકાતા એક મહાન શેખની મુલાકાત લીધેલી બેવડા ઉદ્દેશે હું ગએલો એક તો એની દુવા પામવા તથા બીજો જીવનના કંટકમય રાહમાં એનું માર્ગદર્શન મેળવવા અને એણે મને આપેલી શિખામણ આ હતી જીવનના દુઃખશોકને અક્ષુબ્ધ શાંતિપૂર્વક સ્વીકારી લેવા સંપત્તિથી ફુલાઈ ન જવું કે વિપત્તિથી હતાશ ન થવું

*

પ્રેમ—આપણી સર્વોચ્ચ વૃત્તિઓની એ સૌરભ છે જિંદગીમાં એક વાર અને માત્ર એક જ વાર પમાતું એ દિવ્ય દર્શન છે

*



અસ્તિત્વને ચિત્રવિચિત્ર બનાવતાં અનિષ્ટો સામે મોટામાં મોટો આગમ અને સાચામાં સચુ આશ્વાસન પુસ્તકોની સોબત સિવાય મને ક્યાય નથી જણાયાં. મારી ગમગીનીને એ પોઢાડી દે છે, મારી વિષાદમય પરિસ્થિતિથી મને અલિપ્ત રાખે છે અને મને પોતાને મારાથી મુક્ત રાખે છે કોઈ મહાન ગ્રથાગારના ઓળા નીચે જ દટાવાનુ મને ગમે

*

સ્ત્રીઓ પુરુષો કરતા વધુ હઠીલી હોય છે કારણ કે એમનું વલણ વિવેકબુદ્ધિ તરફ ઓછુ અને મૂર્ખાઈ તરફ વધુ હોય છે

*

કોઈ પણ મનુષ્યનું પહેલા મૂલ્યાંકન કરી લો અને પછી તદનુસાર તેની જોડે વર્તો.

*

જિદગી શુ આપણને આપણી દૃષ્ટિની અલ્પતા અને આપણા ડહાપણની નિરર્થકતા નથી શીખવતી ?

*

મારી જિદગીની નાજુક કિશ્તી સાથે કિસમત કેવા ખેલ આદરી રહી છે—સારી મોસમમા પૂરઝડપે ધસડી જાય છે અને ખરાબ મોસમમાં તદ્દન થોભાવી દે છે ! આનદના દિવસો તે ટૂકાવી દે છે વિષાદની ઘડીઓ તે લબાવી દે છે

*

પ્રેમ વિનાનું જીવન એ પ્રકાશ વિનાના દિવસ જેવુ છે

*

જો કે હુ ઘણીયે વાર સુખનો દેખાવ કરૂ છુ, પરતુ ખરેખરો સુખી તો મારા અસ્તિત્વનો ખયાલ સદતર ભૂલી જાઉ છુ, એટલે કે પુસ્તકોમાં, વિચારમાં કે સ્વપ્નમાં લીન થાઉ છુ તે સિવાય બીજે ક્યારેય નથી હોતો

*

અમુક એકરારો એવા હોય છે જે કદી પ્રકટ કરી નથી શકાતા ડહાપણે પોતાનુ સીલ તે પર મારી દીધુ હોય છે અને આપણે માત્ર આપણા જોખમે જ તે તોડી શકીએ છીએ

*

સ્વતત્રતાને ટેવાએલી પ્રજાને પૂર્વવાસીમાં તેના દેશ તથા દેશનાં હિતો પ્રત્યેના જ્વલત પ્રેમના નર્યાં અભાવ સિવાય પૂર્વમા બીજુ કશુ નોંધપાત્ર નહિ જણાય, જે પશ્ચિમની જ અનોખી મહત્તા છે સર્વસામાન્ય ઉદ્દેશનો ખયાલ પૂર્વમાં તેની પ્રાથમિક કક્ષાથી કદાપિ આગળ વધ્યો છે કે કેમ તેની મને શકા રહે છે ધર્મને બાદ કરતા, કદાચ, કદાપિ નહિ દેશ પ્રત્યેનો પ્રેમ—વિશુદ્ધ અને સરળ, સ્વાતત્ર્ય ખાતર સ્વાતત્ર્યનો પ્રેમ, વિશાળ સમગ્રના હિતમાં અગત હિતોનુ સ્વેચ્છાપૂર્વકનુ સમર્પણ—એમા એવડી ધૂસરીથી અવશ્ય મુક્તિ રહેલી છે જેમથી પૂર્વ કદી સપૂર્ણપણે મુક્ત નથી થએલ ધર્માધ્યક્ષોના સિતમ અને સમ્રાટોના અત્યાચારથી, પશ્ચિમના સ્વીકૃત રાજકીય સિદ્ધાતો પૂર્વમા રાજદ્રોહ સિવાય બીજુ કશુ જ નથી ગણાયા, પશ્ચિમની શોધક, પરિપૃચ્છક વૃત્તિ પૂર્વમા દુષ્ટતાપૂર્ણ અપવિત્રતા સિવાય બીજુ કશુ જ નથી ગણાએલી સમ્રાટો આપણા દેહનો દાવો કરે છે, દેવો આપણા આત્માનો

*

આપણે સૌ સામર્થ્ય અને ધૈર્યની એવી માત્રા ધરાવીએ છીએ જેનુ આપણને ભાગ્યે જ ભાન હોય છે, કિસમતનો ઓચિંતો પલટો સહન કરતા અથવા તો લાબી રીબામણીભરી માદગીનો સામનો કરતાં તે બહાર આવે છે એવા અનુભવો સદા આપણી બહેતરી માટે હોય છે એવા એકેકમાંથી આપણે ઉન્નત, શુદ્ધ, પવિત્ર થઈ બહાર નીકળીએ છીએ આપણી સહાનુભૂતિ વધુ વિશાળ થાય છે, અન્ય લોકોનાં દુખમાં સમદુખી બનવાની આપણી વૃત્તિ સતેજ બને છે, આપણી પોતાની લઘુતાનુ ભાન થવા પામે છે અને આપણા નાનકડા સામાજિક વર્તુલની કસોટી થાય છે

*

*

# બંધ

વિ સ ખાંડેકર
અનુ ગોપાળરાવ વિદ્વાંસ

> કર્તવ્યવિમુખ બની જતા કેટલાય માનવીઓ પ્રેમ–પ્રેમ કરતા ખુવાર થઈ જાય છે, વેવલા થઈ જાય છે પણ પ્રેમ કરતા વધુ મીઠાશભર્યું દુનિયામા ઘણું છે એમાનુ એક તે જનસેવા આ રૂપક કથામા એ કેવુ મચોટ રીતે આલેખાયુ છે!

ઉતાવળી ઉતાવળી એ પર્વત પાસેથી ચાલી નીકળી! ખળખળ કરતાં ધરતી ઉપર ઉતરી એણે દોટ દીધી! જાણે કોઈ કુશળ નર્તિકા અભિસારિકા બની ચાલી ન હોય!

એની નજર સામે એક જ દૃશ્ય–એક જ સ્વપ્ન તર્યા કરતું હતું

નીલ–શ્યામળ મોજાંઓ ઉછાળી હાસ્ય વેરતો સાગરરાજ!

મનમાં મનમાં તે વિચારતી હતી—

ઉષાને સ્વપ્નમાં પોતાના પ્રિયકરનાં દર્શન થયાં ને એની મૂર્તિ દેખાઈ પરંતુ એને શોધી કાઢવા સારું નીકળી પડવાની હિંમત તે દાખવી ન શકી જ્યારે હું તો મારા રમણને શોધવા દોડી નીકળી છું

એના શરીરનું બુદ્બુદ એના સ્વપ્નમાં દેખાયલા સાગરરાજની સ્મૃતિથી પુલકિત બન્યું હતું

વળાંક આવતાં તે બહુ ધીરેથી વાંક લઈ લેતી એને એમ થતું કે એ વળાંકની પાછળ જ સાગર સંતાઈ રહ્યો હશે. પોતે દોડતી જશે ત્યારે તે એકદમ પોતાને બાહુપાશમાં જકડી લેશે ને એમ થશે તો પોતે પોતાના પ્રિયતમને પ્રેમભરી આંખે તૃપ્ત બની નિહાળી પણ નહિ શકે

અને એમ યોજન પછી યોજન ચાલ્યા ગયા પરંતુ સાગરરાજના હાસ્યનો ધ્વનિ તેને દૂર દૂરથી પણ સંભળાયો નહિ જંગલો અને મેદાનો ઝાડીઓ અને અરણ્યો વટાવી તે આગળ ને આગળ દોડે જતી હતી

કોઈ તરસ્યો મુસાફર એના જળનું પાન કરી તૃપ્તિ પામતાં પામતાં બોલતો જગતમાં વહી જતી આ નદીનું જીવતર છેક એળે ગયું છે! પેલી બાજુ પાણી વિના ઊભા મોલ સૂકાય છે અન્ન વિના લોકો ભૂખે ટળવળે છે ત્યારે અહીં આવું વિપુલ જળ વિનાકારણે વેડફાઈ કોઈ અજાણી જગાએ વહી જાય છે

નદી અસ્ફુટ સ્વરે ગણગણે છે છેક ગામડિયો ગમાર લાગે છે! તદ્દન અરસિક! પ્રેમની માધુરીની લિજ્જતનું એને બિચારાને ભાન નથી! હું ક્યાં જાઉં છું એ તું ક્યાં જાણે છે? જાણે છે તું? તો સાગરરાજને મળવા જાઉં છું!

અને આખરે સરિતા સાગરને જઈને ભેગી પડી બન્નેનું જીવન એકરસ–એકરૂપ બની ગયું પ્રથમ તો પોતાનામાં આ ખારાશ ક્યાંથી આવી તે નદી સમજી ન શકી પણ કોઈએ તેને કહ્યું બે જીવો એકરૂપ થાય ત્યારે આવું જ બને!

પણ સાગરરાજના દૃઢ આલિંગનમાં નદી પોતાનામાં પ્રવેશેલી ખારાશને ભૂલી જવા માંડી

પણ પર્વતથી માંડીને સાગર સુધીના પોતાના રોજના પ્રવાસ દરમિયાન તેને અવારનવાર થઈ આવતું મારી જિંદગીનો આટલો જ ઉપયોગ હશે? યોજન પછી યોજન દોડાદોડી કર્યા છતાં આખરે મેં શું મેળવ્યું? એક દીર્ઘ ચુંબન એક દૃઢ આલિંગન! એ ચુંબનમાં લાંબી મુસાફરીનો થાક ઉતારી દેવાની શક્તિ જરૂર છે અને એ આલિંગનમાં આખી દુનિયાને ભુલાવી દેવાની અજબ જાદુ અવશ્ય ભરી છે પણ—

અને એ વિચારમાળા ત્યાં જ તૂટી જતી. અવાસીના પેલા શબ્દો તેના કાનમાં જાણે ગુંજી ઊઠતા જગતમાં વહી જતી આ નદીનું જીવતર છેક એળે ગયું છે! પેલી બાજુ પાણી વિના ઊભા મોલ સુકાય છે અન્ન વિના લોકો ભૂખે ટળવળે છે—




નદી વિચારે છે 'ત્યારે મારા જીવન-પ્રવાહની દિશા કાંઈ ખોટી તો નથી લેવાઈ?'

પરંતુ—

પરંતુ મનમાં ઊછળતા આવા બંડખોર વિચારોને ત્યાં જ દબાવી દેવા—કાને ન સંભળાય એમ કરવા નદીએ પોતે જ ગાન આદર્યું

'પ્રીતિ એજ જીવનની સફળતા છે એક ચુંબનમાં જે સુખ સમાયું છે, તે સાઠ સાઠ હજાર વરસની તપશ્ચર્યા કરવાથી પણ મળે તેવું નથી!'

× × ×

ઘણેરાં વર્ષો વહી ગયા. નદી સતત વહ્યા જ કરતી હતી અને રોજરોજ સાગરને જઈને ભેટતી હતી, અને એ મિલનમાં પોતાનું જીવ્યું સાર્થક થયું માનતી હતી

પણ એક દહાડો અનેક માણસોએ આવીને એની એ પ્રેમ-સમાધિમાં ભંગાણ પાડ્યું. નદીએ જોયું કે પોતાના માર્ગની આડે એક જબરો બંધ બાંધી દઈને પોતાને રોકી રાખવાનો એ લોકોનો વિચાર છે

ક્રોધાવેશમાં આવી મસ્ત બની નદીએ ખૂબ ધમપછાડા કર્યા પરંતુ આખરે માનવીની શક્તિ આગળ નદીને નમતું આપવું પડ્યું બંધ બંધાઈ ગયો પોતાના પ્રેમમાર્ગમાં આમ રુકાવટ ઊભી કરનાર એ બંધને એણે મનમાં લાખો શાપ દીધા

× × ×

મહિનાઓ પછી મહિનાઓ પસાર થયા

બંધ જોવા આવનાર પ્રવાસીઓ પાણીના એ અફાટ વિસ્તાર ભણી તાકી રહી અંદર અંદર વાતો કરતા હતા: 'આ પાણીથી આસપાસની અનેક એકર વેરાન જમીન આજે સોનાનો કટકો બની ગઈ છે!'

પોતાના પાણીનું હરેક ટીપું અનેક માનવીઓને જિવાડી રહ્યું છે એની જાણ થતાં જ નદીના મનમાં એ બંધ પ્રત્યે આદરભાવ પેદા થયો.

સાગરરાજને મન શંકા થઈ નદી અગાઉ જેટલી ઉત્સુક બની હવે ભેટવા નથી આવતી, અગાઉની પેઠે પ્રેમાવેશમાં આવી પોતાના બાહુપાશમાં હવે તે કૂદી નથી પડતી તેણે નદીને પૂછ્યું 'મારા પ્રત્યેનું તારું વહાલ કાંઈ ઓછું થઈ ગયું છે શું?'

'સાચો પ્રેમ કદી ઓછો થતો નથી, એમાં ઊણપ આવતી જ નથી.'

'ત્યારે આમ કેમ કરે છે?' ગુસ્સામાં આવી સાગરે સવાલ કર્યો નદીએ હસતા હસતાં જવાબ વાળ્યો 'દુનિયામાં પ્રેમ કરતા પણ વધુ મીઠાશભર્યું, વધુ ઉચ્ચ, બીજું કશુંક પણ હોય છે!'

'એવું શું હોઈ શકે?'

'સેવા-જનસેવા!'

✲

# પ્રિયાને!

શા કાજ તારી અવિચ્છિન્ન ધારા
કૃપાતણી નિત્ય વહ્યા કરે ના?
ગંગોત્રી! તારે તીર ભક્ત શો ઊભો
તારાં જ પુણ્યોદક પામવાનો.
વર્ષો યુગો ને જન્માન્તરો યે
વહી જતાં છો તુજ વાટ જોતાં,
જ્યાં ઘૂઘવે કાલ-મહોદધિ સદા
મોડું ય વ્હેલું નક્કી માનવું ત્યાં.
"અનેક જન્મે વરતી જ સિદ્ધિ"
કીધું શ્રી કૃષ્ણે નિજ પાર્થ-મિત્રને,
શ્રદ્ધા ધરી તો'ન વિતાવું કાં હું
તારી કૃપાકાજ અનેક જન્મો?

વિજયશંકર ત્રિભુવન કામદાર

# બંધ

વિ સ ખાંડેકર
અનુ૰ ગોપાળરાવ વિદ્વાંસ

કર્તવ્યવિમુખ બની જતા કેટલાય માનવીઓ પ્રેમ-પ્રેમ કરતા ખુવાર થઈ જાય છે, વેવલા થઈ જાય છે પણ પ્રેમ કરતા વધુ મીઠાશભર્યુ દુનિયામા ઘણુ છે એમાનુ એક તે જનસેવા આ રૂપક કથામા એ કેવુ મચોટ રીતે આલેખાયુ છે!

ઉતાવળી ઉતાવળી એ પર્વત પાસેથી ચાલી નીકળી! ખળખળ કરતી ધરતી ઉપર ઊતરી એણે દોટ દીધી! જાણે કોઈ કુશળ નર્તિકા અભિસારિકા બની ચાલી ન હોય!

એની નજર સામે એક જ દૃશ્ય-એક જ સ્વપ્ન તર્યા કરતુ હતુ

નીલ-શ્યામળ મોજાંઓ ઉછાળી હાસ્ય વેરતો સાગરરાજ!

મનમાં મનમાં તે વિચારતી હતી—

ઉષાને સ્વપ્નમાં પોતાના પ્રિયકરનાં દર્શન થયાં ને એની મૂર્તિ દેખાઈ પરતુ એને શોધી કાઢવા સારુ નીકળી પડવાની હિંમત તે દાખવી ન શકી જ્યારે હુ તો મારા રમણને શોધવા દોડી નીકળી છુ

એના શરીરનુ બુદ્દેબુદ એના સ્વપ્નમાં દેખાયેલા સાગર રાજની સ્મૃતિથી પુલકિત બન્યુ હતુ

વળાંક આવતાં તે બહુ ધીરેથી વાંક લઈ લેતી એને એમ થતુ કે એ વળાંકની પાછળ જ સાગર સતાઈ રહ્યો હશે. પોતે દોડતી જશે ત્યારે તે એકદમ પોતાને બાહુપાશમાં જકડી લેશે ને એમ થશે તો પોતે પોતાના પ્રિયતમને પ્રેમભરી આંખે તૃપ્ત બની નિહાળી પણુ નહિ શકે

અને એમ યોજન પછી યોજન ચાલ્યા ગયા પરતુ સાગરરાજના હાસ્યનો ધ્વનિ તેને દૂર દૂરથી પણ સભળાયો નહિ જગલો અને મેદાનો ઝાડીઓ અને અરણ્યો વટાવી તે આગળ ને આગળ ગડે જતી હતી

કોઈ રસ્તોભૂલ્યો મુસાફર એના જળનુ પાન કરી તૃપ્તિ પામતાં પામતાં બોલતો જગતમાં વહી જતી આ નદીનું જીવતર છેક એળે ગયુ છે! પેલી બાજુ પાણી વિના ઊભા મોલ સુકાય છે અન વિના લોકો ભૂખે ટળવળે છે ત્યારે અહીં આવુ વિપુલ જળ વિનાકારણે વેડફાઈ કોઈ અજાણી જગાએ વહી જાય છે

નદી અસ્ફુટ સ્વરે ગણુગણે છે છેક ગામડો ગમાર લાગે છે! તદ્દન અરસિક! પ્રેમની માધુરીની લિજ્જતનુ એને બિચારાને ભાન નથી! હુ ક્યાં જાઉં છુ એ તુ ક્યાં જાણે છે? જાણે છે હું તો સાગર રાજને મળવા જાઉં છુ!

અને આખરે સરિતા સાગરને જઈ ને ભેગી પડી બનેનુ જીવન એકરસ-એકરૂપ બની ગયુ પ્રથમ તો પોતાનામાં આ ખારાશ ક્યાંથી આવી તે નદી સમજી ન શકી પણ ગાઈએ તેને કહ્યુ બે જીવો એકરૂપ થાય ત્યારે આવુ જ બને!

પણ સાગરરાજના દૃઢ આલિંગનમાં નદી પોતાનામાં નવેસરની ખારાશને ભૂલી જવા માંડી

પણ પર્વતથી માંડીને સાગર સુધીના પોતાના રોજના પ્રવાસ દરમિયાન તેને અવારનવાર થઈ આવતુ મારી જિંદગીનો આટલો જ ઉપયોગ હશે? યોજન પછી યોજન દોડાદોડી કર્યા છતાં આખરે મે શુ મેળવ્યુ? એક દીર્ઘ ચુબન એક દૃઢ આલિંગન! એ ચુબનમાં લાંબી મુસાફરીનો થાક ઉતારી દેવાની શક્તિ જરૂર છે અને એ આલિંગનમાં આખી દુનિયાને ભુલાવી દેવની અજબ જાદુ અવશ્ય ભરી છે પણ—

અને એ વિચારમાળા ત્યાં જ તૂટી જતી. પ્રવાસીના પેલા શબ્દો તેના કાનમાં જાણે ગુજી ઊઠતા જગતમાં વહી જતી આ નદીનુ જીવતર છેક એળે ગયુ છે! પેલી બાજુ પાણી વિના ઊભા મોલ સુકાય છે અન વિના લોકો ભૂખે ટળવળે છે—




નદી વિચારે છે 'ત્યારે મારા જીવન-પ્રવાહની દિશા કાંઈ ખોટી તો નથી લેવાઈ?'

પરંતુ—

પરંતુ મનમાં ઊછળતા આવા બંડખોર વિચારોને ત્યાં જ દબાવી દેવા—કાને ન સંભળાય એમ કરવા નદીએ પોતે જ ગાન આદર્યું

'પ્રીતિ એજ જીવનની સફળતા છે એક ચુંબનમાં જે સુખ સમાયું છે, તે સાઠ સાઠ હજાર વરસની તપશ્ચર્યા કરવાથી પણ મળે તેવું નથી!'

× × ×

સેંકડો વર્ષો વહી ગયા. નદી સતત વહ્યા જ કરતી હતી અને રોજરોજ સાગરને જઈને ભેટતી હતી, અને એ મિલનમાં પોતાનું જીવ્યું સાર્થક થયું માનતી હતી

પણ એક દહાડો અનેક માણસોએ આવીને એની એ પ્રેમ-સમાધિમાં ભંગાણ પાડ્યું નદીએ જોયું કે પોતાના માર્ગની આડે એક જબરો બંધ બાંધી દઈને પોતાને રોકી રાખવાનો એ લોકોનો વિચાર છે

ક્રોધાવેશમાં આવી મસ્ત બની નદીએ ખૂબ ધમપછાડા કર્યા પરંતુ આખરે માનવીની શક્તિ આગળ નદીને નમતું આપવું પડ્યું બંધ બંધાઈ ગયો

પોતાના પ્રેમમાર્ગમાં આમ રુકાવટ ઊભી કરનાર એ બંધને એણે મનમાં લાખો શાપ દીધા

× × ×

મહિનાઓ પછી મહિનાઓ પસાર થયા

બંધ જોવા આવનાર પ્રવાસીઓ પાણીના એ અફાટ વિસ્તાર ભણી તાકી રહી અંદર અંદર વાતો કરતા હતા: 'આ પાણીથી આસપાસની અનેક એકર વેરાન જમીન આજે સોનાનો ટુકડો બની ગઈ છે!'

પોતાના પાણીનું દરેક ટીપું અનેક માનવીઓને જિવાડી રહ્યું છે એની જાણ થતાં જ નદીના મનમાં એ બંધ પ્રત્યે આદરભાવ પેદા થયો

સાગરરાજને મન શંકા થઈ નદી અગાઉ જેટલી ઉત્સુક બની હવે ભેટવા નથી આવતી, અગાઉની પેઠે પ્રેમાવેશમાં આવી પોતાના બાહુપાશમાં હવે તે કૂદી નથી પડતી તેણે નદીને પૂછ્યું 'મારા પ્રત્યેનું તારું વહાલ કાંઈ ઓછું થઈ ગયું છે શું?'

'સાચો પ્રેમ કદી ઓછો થતો નથી, એમાં ઊણપ આવતી જ નથી'

'ત્યારે આમ કેમ કરે છે?' ગુસ્સામાં આવી સાગરે સવાલ કર્યો નદીએ હસતાં હસતાં જવાબ વાળ્યો 'દુનિયામાં પ્રેમ કરતાં પણ વધુ મીઠાશભર્યું, વધુ ઉચ્ચ, બીજું કશુંક પણ હોય છે!'

'એવું શું હોઈ શકે?'

'સેવા-જનસેવા!'

*

# પ્રિયાને!

શા કાજ તારી અવિચ્છિન્ન ધારા
કૃપાતણી નિત્ય વહ્યા કરે ના?
ગંગોત્રી! તારે તીર ભક્ત શો ઊભો
તારાં જ પુણ્યોદક પામવાનો.
વર્ષો યુગો ને જન્માન્તરો યે
વહી જતાં છો તુજ વાટ જોતા,

જ્યાં ઘૂઘવે કાલ-મહોદધિ સદા
મોડું ય વ્હેલું નક્કી માનવું ત્યાં
"અનેક જન્મે વરતી જ સિદ્ધિ"
કીધું શ્રી કૃષ્ણે નિજ પાર્થ-મિત્રને,
શ્રદ્ધા ધરી તો ન વિતાવું કાં હું
તારી કૃપાકાજ અનેક જન્મો?

વિજયશંકર ત્રિભુવન કામદાર

# રેડીઓ-નાટક-રૂપક મીમાંસા

ચન્દ્રવદન મહેતા

રેડિયો-નાટકો અને રેડિયો-રૂપકોની પણ એક આગવી કલા છે એ કલાની ખૂબી-ખામી દેખાડતો ગુજરાતના વિખ્યાત નાટકકારે લખેલો આ લેખ કર્તાના પ્રગટ થનાર નવા નાટક-સંગ્રહ રંગભંડારની પ્રસ્તાવનારૂપે લખાયેલો અહીં મૂક્યો છે શીખાઉને એમાંથી ઘણું મળે તેમ છે

તખ્તાલાયકના નાટકોને આપણે જેમ રેડીઓ લાયકીનાં બનાવીએ છીએ તેમ જ રેડીઓ લાયકીનાં નાટકોને તખ્તા લાયકીના બનાવી શકાય પરંતુ આ નિયમ બંને પ્રકારનાં બધાં જ નાટકોને લાગુ નહીં પાડી શકાય એ પસંદગી કરવાનું કપરું કામ કુશળ સૂત્રધાર અને પારંગત પ્રયત્નનું છે તાજેતરમાં એક રેડીઓ-રૂપક ઉપરથી સુંદર નવલકથા લખાયાનો દાખલો નોંધાયો છે, એ નવલકથાએ સારું જેવું પારિતોષિક પણ મેળવ્યું છે તેમ રંગભૂમિના નાટકો ઉપરાંત કંઈક નવલકથાઓ કવિતાઓ નવલિકાઓ જીવનચરિત્રો આપકથાઓ ઉપરથી રેડીઓ-રૂપકો પણ રચાયાં છે વિશ્વસાહિત્યમાં આ વિશે ઘણા દાખલાઓ મળશે ગુજરાતીમાં પણ એવા પ્રયોગો ઠીક પ્રમાણમાં મળી શકે એમ છે રેડીઓ-રૂપક ઉપરથી નાટકો રચાયાના દાખલા કદાચ પ્રમાણમાં ઓછા મળશે પણ હજી તો આ ઊઘડતી દિશા છે અને એમાં અખતરા કરનારાઓને ખૂબ જ અવકાશ છે શ્રી યશોધર મહેતાનું 'રણછોડલાલ મૂળ રેડીઓ-નાટક રંગભૂમિની કૃતિ બની છે રંગભંડાર માંની ગિરિગુરુ ગિરનાર અને મુઝફ્ફરશાહ રંગભૂમિ ઉપર ભજવાયાં છે એમ ખૂન અમરફળ પ્રભાત ચાવડો વગેરે ભજવાઈ શકે 'વહાનો-વહાની તો મૂળ રંગભૂમિની કૃતિ જ છે શેષ એટલે કે શ્રી રામનારાયણ પાઠકના કાવ્યોમાંથી નટવરલાલનો ગરબો લ્યો એનું રેડીઓરૂપક કરી અમે ભજવ્યું હતું મજા આવી હતી સુકાની ના બંગાળ ના લેખ ઉપરથી એચ એમ આઈ એસ બંગાળ જુઓ તેમ જ સરદારની જીવનઝરમર ઉપરથી રેડીઓ-રૂપક નાણી જોવા જેવાં છે ખામીવાળાં હશે પણ એ રસ્તે ઘણા ઘાટ બાંધી શકાય એમ છે

આ ખરેખર હિકમતનું કામ છે કસબ હાથ ધરવા માટે કાનની વૃત્તિ કેળવવાની જરૂર છે લોકરુચિનો અભ્યાસ લોકોને કંટાળો ન આવે એ પ્રકારનું સવિવેક પ્રમાણ જાળવવાની અને અગત્યની બાબતો પારખી એને ઓપ આપવાની શક્તિ તાંતણો વધારે લંબાવવાની લાલચમાંથી છટકવાની કુનેહ એમ શ્રોતાની નાડ પકડી એના હૃદય ધબકાવવાની કળા એ બધું આવડવું જોઈએ સુરુચિ તો સ્વાભાવિક રીતે ગળથૂથીમાંથી જ પચી વિકસેલી હોવી જોઈએ આવા રૂપાંતર કરનાર સાહસિકને બન્નેના બીબાંનો પૂરો અભ્યાસ હોવો જોઈએ મૂળ કૃતિને પચાવી જવી જોઈએ કોણી ઉપરના કડાના બે છેડાને એમ ને એમ સાંધી એની બંગડી બનાવો તો તે અડવી જ લાગે સોનું એ જ પણ એને આખું ગાળી, તદ્દન નવા બીબામાં ઢાળવામાં આવે તો જ એ સુંદર લાગે. બહુ કુશળ કીમિયાગરનાં આ કામ છે કેવળ ગિલિટ' ચડાવનાર લેભાગુઓનાં કામ નથી વળી આ આખી ક્રિયાનો આધાર શબ્દો અને એની ગોઠવણ અને એના પ્રમાણસરના ઉચ્ચાર ઉપર રહેલો છે વાતાવરણને અનુરૂપ એવા કોમળ કર્કશ શબ્દોનો ઉપયોગ થવો જોઈએ સમાજમાં સંસ્કારી માણસનું જે સ્થાન છે તે જ રીતે કલાની સૃષ્ટિમાં પણ શબ્દોની સંસ્કારિતા ખૂબ જ અસરકારક નિવડે છે ગમે ત્યાં ગમે તે શબ્દો નહીં જ વાપરી શકાય એના કેવળ અર્થ ઉપરાંત એના આખા કુટુંબકબીલાનો તેમ જ વગવસીલાનો આગળથી ખ્યાલ કરવો જોઈએ આમાં જેમ શુદ્ધિ તેમ ઔચિત્ય અને સુંદરતા આપોઆપ વધે બેશક ઊગતા લેખકોમાંથી થોડા તો આવી આવી ઉપયોગી વસ્તુ ઉપર ધ્યાન આપશે જ આપે જ છે

આ દિશામાં નવા કિશોરો માટે થોડી વધારે વિગતો રજૂ કરીએ જેમને રેડીઓ-નાટકો યા રૂપકો લખવા હાથ વાળવા હોય એમને કદાચ કામ લાગશે

રેડીઓ ઉપર મુખ્યત્વે બે પ્રકારની કૃતિઓ ભજવાય છે એક તો સીધાં સાદા નાટકો અને બીજા ફીચર-રૂપકો આ ઉપરાંત સગીત-રૂપકો, ડોકયુમેન્ટરીઓ એવી વિવિધ રચનાઓ પણ છે સગીત-રૂપકો ઘણા સાભળતા હશો છપાયલા વાચવા હોય તો "ઈંસા કાવ્યો"ની નવી આવૃત્તિમા 'માત્રનુ મૃત્યુ,' 'યમ-સાવિત્રી,' 'એક ડાયરો,' વગેરે મળશે એમ તો 'કન્યા વિદાય—શકુન્તલા' મૂળમાં તો આખું સળગ સગીત-રૂપક જ હતુ. પછી એને ત્રણઅકી સગીતનાટકમા ઘટાવ્યુ એ પણ જોજો

નાટકો મોટે ભાગે એકાંકી—એક જ ધ્યેયને સાધનાર હોય તો સારો રસ જમાવી શકે છે. જેમ ટૂંકી વાર્તામાં તેમ, સાદાઈ, પ્રવાહ એમ રેડીઓ-નાટકમા લખાણ હોવુ જોઈએ સવાદ ટૂકા અને સચોટ હોય તો ઠીક રગ જામે છે ખાસ કરીને અરધા કલાકનાં નાટકો ખૂબ પ્રચલિત થયાં છે ઘણાં મથકેથી પોણા કલાકનાં નાટકો પણ રજૂ થાય છે પરતુ એ, બી સી, બી બી સી, એન બી સી જેવા પ કાએલાં મથકેથી સાધારણરીતે અરધા કલાકનાં નાટક-રૂપકો વારવાર આવે છે કલકત્તા કલાક ઉપરાંત અને કદીક બે કલાકનાં નાટકો પણ રજૂ કરે છે. કલાક દોઢ કલાકનુ નાટક રેડીઓ પર નહી જ થાય એવુ કહેવુ એ ગેરવ્યાજબી છે, થઈ શકે, પણ લબાણ વધારે એટલે તાણાવાણાના વણાટનુ કામ અઘરુ, અટપટા વહેણુ કરવા જતા પકડ જીરવવી મુશ્કેલ. આપણે ત્યા કલાકનાં નાટકો થયા છે, એમા પણ એક જ પ્રસગ કે એક જ બેઠકની વાત હોય તો રસરગ દીપી નીકળે છે બહુ દશ્યો અને બહુ પાત્રો એટલે શ્રવણ-મૂઝામણી ભારે સાદી સીધી, સચોટ વહેતી વાત હોય અને એમા વિધિ-ભાવિના સંઘર્ષણો, અટપટા તેમ જ કપરા સજોગો આવ્યા કરે, લાગણીનુ તુફાન અસ્થિર અની વિધવિધ ભાત્રમાં પલટા ખાયા કરે તો બે કલાક પણ ક્યાં નીકળી જાય એની ખબર ન પડે. પણ એટલા ભારી નિશાન તાકતા પહેલા ગરમાં તો અરધા કલાકનો જ આશરો શોધવો સારો

મૂળ મુદ્દો લખાણમાં સ્પષ્ટ કર્યા પછી લખાણમાં કેટલીક ખાસ કાળજી રાખવાની છે રગભૂમિના નાટકમાં જે નજરે જોઈએ છીએ તેને કહેવાની જરૂર રહેતી નથી, તે અહીં નજરે નહીં પડવાથી બહુ કહેવાની યા સૂચવવાની જરૂર રહે છે આમા જ ખરી ખૂબી અને કરામત છે લેભાગુ લેખક અહીં જ લપસી પડે છે કસબી લેખક બહુ જ ટૂકમાં કુનેહથી જાતજાતની રીતે નવા નવા દ્રુતિકોણ થકી સફળતાથી સૂચવ્યે જાય છે, ધુરધરો અને નિષ્ણાતો તો એકાદ બે શબ્દપ્રયોગોમાં જ શ્રોતાના મનની સૃષ્ટિમા જરૂરનુ બધુ આબાદ સરજી દે છે

હવે આપણે સ્થલાંતરનો વિષય તપાસીએ નાટકમા તો પરદો પાડો કે ઊચકો એટલે એ હેતુ સાધી શકાય બહુ કોઈ સીન ટ્રાન્સફર કરી શકાય અહીં પ્રવચક એ કામ કરે છે કદીક પ્રવચકને ટાળી કેવળ સગીત મારફત પણ હેતુ પાર પાડી શકાય છે, અને એમ કરતાં સગીત વળી તે પ્રસગના રસને બદલાવી પણ શકે છે નવા સ્થળમા પ્રવેશતા પાછી બધી જ હિમ્મત વાપરી એનુ વાતાવરણ ખડુ કરવાનુ રહે છે કુશળ કારીગરો એ સફળતાથી કરે પણ છે જેટલા ટૂકા સમયમાં, ગણીગાંઠી ક્ષણોમાં એ આટોપાય એટલુ એ સારુ સવાદોમા વણીને અથવા તો આગલા ભાગના છેડાની વાતચીતમાં ગૂથીને એ થઈ શકે છે

સ્થલાંતર સાથે ઘણીવાર કાલાંતર પણ સુઝાવવાનુ રહે છે એમા પણ પ્રવચકની યા સવાદની મદદ લેવી પડે છે એ ઉપરાંત નાની વિગતો તો આજે બધા જાણે છે જ ઉમર અને અવાજનો મેળ, એકી વખતે સવાદમાં જુદા જુદા અવાજનો ઓછામાં ઓછો મેળ, સ્થળ કાળ ક્રિયામા સવાદી તાલ, વગેરેની સભાળ રાખવાની છે એ બધા ગુણોથી અલકારાયલું નાટક સાભળતા આનદ આવે છે

*

# માયા મંદિર

## જીવરામ જોષી

### [૨૧] ભૂતનું પારખું

ભૂત વિષે આપણે કંઈ ને કંઈ માનીએ છીએ શંકાશીલ પણ છીએ ભૂતની વાસ્તવિકતાની એક ચાવી આ વાચનમાંથી તમને મળી રહેશે તે તમારે શોધવી પડશે

બીજે દિવસે બપોરે જૈન સાધુજીને મળવા ફરીને ગયો સાધુજી અંદર હતા માતાજી બહાર ચોખા સાફ કરતા હતાં નમન કરીને હું બેઠો

મેં પૂછ્યું સાધુ જીવનમાં જેમ અમારે ત્યાં સંન્યાસીઓને તેમ આપનામાં પણ અગ્નિ જલાવીને જાતે રસોઈ બનાવવાનો નિષેધ છે

માતાજી બોલ્યાં નિષેધ સકારણ હોય છે એ કારણ હટી જાય તો નિષેધ પણ હટી જાય જ્યાં ચોરી જ ન થતી હોય ત્યાં તાળાં વાસવાની જરૂર નથી હોતી ઠંડી ન પડે ત્યાં ગરમ કપડાંની જરૂર નથી હોતી

મેં કહ્યું ધર્મશાસ્ત્રોના નિયમોને એમ તો સૌ પોતપોતાની સગવડ પ્રમાણે છોડે અને પાળે.

માતાજી કહે તો શું વાંધો છે? આપણા ઊભા કરેલા નિયમોને સગવડ પ્રમાણે છોડીએ કે પાળીએ એમાં કોઈ પાપ નથી સગવડ માટે જ નિયમો બને છે સગવડ ફળ બને ત્યારે એ નિયમો છોડવામાં જ નય છે જે પકડી રહે છે તે ધર્મનું નહિ પણ જડતાનું પાલન કરે છે

આમ વાતો થતી હતી ત્યાં સાધુજી આવ્યા વાતો વધી ધર્મ એટલે નિયમન ધર્મનો બીજો અર્થ ગુણ આ બે વિષય ઉપર ઘણી ચર્ચા થઈ મારે આંખો હતી સામેનો પડદો હટાડવાની જ જરૂર હતી અનુભૂતિ થાય તો જ સામાને આપણે સમજી શકીએ કે કોઈ વસ્તુનું ભાન થાય. જેમાં જે હોય તે જ આપણે જોઈએ કે અનુભવીએ તેનું જ નામ જ્ઞાન પ્રત્યેક વસ્તુ કે વિષયને પોતાનું મૂળ સ્વરૂપ હોય છે જેટલે દૂરથી તે જોવાય તેટલું તે અસ્પષ્ટ જેટલા પ્રમાણમાં જોવાય તેટલા પ્રમાણમાં તે સાચું ખોટું છતાં સાચું તે જે જુએ છે તેવું જ સમજે છે અને માને છે તેથી જ કોઈની માન્યતા સામે લડવું ન જોઈએ. આટલી સમજણ આવે તો મતમતાંતરના ઝગડા પતી જાય

સામાજિક અને માનવી સંબંધોની છેલ્ને ચર્ચા થઈ તેમાંથી શાક્તસંપ્રદાય અને અઘોરી જીવન ઉપર ઊતર્યાં એ ચર્ચા અહીં મૂકવી ઠીક નથી

સાધુજી બોલ્યા તમે મુક્ત છો

માતાજી બોલ્યા સંન્યાસીનો તો વેશ જ પહેર્યો છે

મેં કહ્યું કદાચ એમાંથી પણ મુક્ત દેખાતો હોઈશ

માતાજી બોલ્યા તમે એ છો જ નહિ

અહીં માતાજીએ એવી એક વાત કહી કે મારે મારો સાચો પરિચય આપવો પડ્યો

માતાજી કહે તમે પાછા જાઓ

મેં કહ્યું: મારે માથે ભયંકર સંકટ છે એ સંકટને કારણે મારે જોઈએ છે એવું સ્વાધીન જીવન મળી રહ્યું છે તેથી પાછા વળવાની કોઈ ઈચ્છા નથી મને આ વહેતા જીવનમાં આનંદ છે

માતાજી બોલ્યાં. એ તો કર્તવ્યના પરિશ્રમમાથી છૂટવાનો તમે સંતોષ ધારણ કરો છો એ દારિદ્યનું ચિહ્ન છે.

મે કહ્યુ. મારે માથે આરોપ છે એક સસ્થા-માથી પૈસા ઉચાપત-કર્યા બદલ અદાલતમાં ફરિયાદ થઈ છે. એમાં પકડાઉ તો ક્યાંયનો ન રહુ'

માતાજી બોલ્યાં ખરેખર તમે પૈસા ઉચાપત કર્યા છે?

'ના'

'તો પછી ડર શાનો?'

'બધુ જ મારી વિરુદ્ધ છે'

'તેથી શુ?'

'મફતમા દંડાઈ જાઉ તે?'

માતાજીએ લંબાણથી મને સમજાવ્યું કર્તવ્ય એટલે જે પરિસ્થિતિમા મૂકાઈએ, તેને નિષ્ઠાથી અને ન્યાયસંગત રીતે સહન કરી લેવી એનો અર્થ એ નથી કે ઉપરથી પથ્થર પડતો હોય તો ત્યા જ બેસી રહેવું અને પથ્થરને માથે પડવા દેવો તેમાથી બચવા પ્રયત્ન કરવો એનું નામ કર્તવ્ય જગત અકસ્માત ઉત્પન્ન થાય છે અને અકસ્માત નાશ પામે છે એકેએક પળ અકસ્માત જન્માવે છે એમાથી એક પરિસ્થિતિ ઉત્પન્ન થાય છે. એ પરિસ્થિતિ આપણા લાભમાં હોય તો તો આનંદ છે પરંતુ વિરુદ્ધ હોય તો તેની સામે ઝઝૂમવુ એ કર્તવ્ય વિરોધ સામે લડવું એનુ નામ જ કર્તવ્ય. એમાથી છટકવા પ્રયત્ન કરે છે તે કાયર છે. એવી કાયરતામાથી જ દારિદ્ય અને દુખ જન્મે છે પરિસ્થિતિ સામે લડતા જ રહેવું સતત અને અવિરામ એમાથી જ સુખ અને મુક્તિનો માર્ગ સાંપડે છે જેનામા પરિસ્થિતિ સામે લડવાની જેટલા અંશની શક્તિ તેટલા અંશનુ તેને ભાગ્યે સુખ તમે એમાંથી છટકયા છો ને? તો તમારુ સુખ અને પ્રગતિ પણ છટકશે

મેં કહ્યુ બદનામી પછી શુ? ખોટા આળમા મારે સપડાવુ?

માતાજી કહે એ જ કાયરતા સપડાવુ. ગમે તે થાય હરવુ નહિ લડવુ જીતવુ ને કા મરવુ, એ જ વિજયનો માર્ગ છે એ જ કર્તવ્ય છે તમે પાછા જાઓ

'મને વિશ્વાસ નથી આવતો કે મારે જવુ જોઈએ'

'એ કાયરતાનો ઉત્તર છે સર્વનાશ વહોરીને પણ પરિસ્થિતિનો મુકાબલો કરવો-એ વીરતા છે એમાંથી બચવાનો વિચાર એ કાયરતા છે તમે કાયર બન્યા છો મનમાથી એ કાયરતા કાઢી નાખો

ઘણી વાતો થઈ ગઈ જાણી જોઈને સાપના દરમા આંગળી કેમ ન ખાય?

સમજી તો ગયો પણ સાહસ જન્મ્યુ નહિ હુ ઊભો થયો

માતાજી બોલ્યાં: લજ્જા એ પણ એક પાપ છે કરવુ તો લજાવું નહિ તમે લજ્જાના ભોગ બન્યા છો લજ્જા એ કાયરતાનુ એક રૂપ છે લજાય કોણ? હારે તે હારે કોણ? કાયર જાઓ, વિચારજો

હુ પાછો નિવાસે ગયો

આજનો કાર્યક્રમ સ્મશાનનો હતો.

બમશંકરે કહ્યુ સ્વામિન્! શબ સાધનાની આજ ઉત્તમ રાત્રિ છે ચતુર્દશી છે

મારે એ અનુભવ લેવો હતો ભૂત પ્રેતની અદ્રશ્ય સૃષ્ટિનો બોધ આ સાધનામાંથી થાય છે

ભૂતયોનિ વિષે બમશંકર સાથે મારે ઘણી ચર્ચા થઈ મારી બધી વાતો સાંભળીને તેમણે હસી દીધુ

મેં પૂછ્યુ. કેમ હસ્યા?

બમશંકર કહે: તમે દયાનંદી છો તમારે નાસ્તિક રહેવુ જ જોઈએ એમ તમે માની લીધુ છે

મે કહ્યુ એવુ કઈ નહિ

બમશંકર કહે તો પછી ભૂત નથી, એમ કહેવાનો કોઈ અનુભવ-અધિકાર તમારી પાસે છે!

મે કહ્યુ. બુદ્ધિથી વિચારી નકાર ..., ...

શકાય છે





બમશંકરે કહે બુદ્ધિ કદી ખોટો અભિપ્રાય આપતી જ નથી પરંતુ જેવું દેખાય તેવું જ તે કહે દૂરથી ઝાડ ધૂમાડાનો કોઈ ઘાટ હોય એવું દેખાય બુદ્ધિનો નિર્ણય માગો તો તે એમ જ કહેશે બુદ્ધિને પૂછો કે જોને પાંદડાં છે? બુદ્ધિ કહેશે કે ના કારણ કે દેખાતાં નથી પણ પાંદડાં છે તો ખરાં જ કદાચ ન પણ હોય ખરી ગયાં હોય અહીં બુદ્ધિનો નિર્ણય સાચો છતાં ખોટો છે માટે અનુભવથી સમજવું એ જ હિતનો સાચો માર્ગ છે બીજાના દુઃખની અનુભૂતિ તો એવું દુઃખ વેઠનારને જ થાય અને વેઠ્યા વિના અનુભૂતિ થાય તો તમે યોગી છો બીજાના માનસને સમજવું એ જ આધ્યાત્મિકતા છે આધ્યાત્મિકતા ઉચ્ચ કક્ષાએ પહોંચે છે ત્યારે વિના અનુભવે અજાણ્યા જીવનની અનુભૂતિ થાય છે એ અનુભૂતિના બળે પ્રાચીન આચાર્યોએ કથા સાધન વિના ખગોળ ભૂગોળ વૈદકશાસ્ત્ર અને જ્યોતિષની શોધ કરી હતી તમારામાં એ બળ હોય તો કલ્પના કરી શકો અને કાલ્પનિક નિર્ણયો બાંધી શકો

મારામાં આ બળ નહોતું

બમશંકરે કહ્યું સ્વયં બોધ થઈ શકે એવું આધ્યાત્મિક બળ મેળવવા અનુભવ જ્ઞાન મેળવવું ઘણું જરૂરી છે અનેક અનુભવ જ્ઞાનમાંથી પ્રખર આધ્યાત્મિકતા જન્મે છે

મને સમજાઈ ગયું કે ચર્ચા કરવા કરતાં અનુભવ એ જ ઉત્તમ છે

અમારી સાથેના માઈજી અને હું સ્મશાન જાગરણ કરવા તૈયાર થયાં

શીરો-પુરી શાક અને દહીંની લસ્સીથી છલો છલ પેટ ભર્યું શાક્ત સાધનામાં ઉપવાસને સ્થાન નથી. નિર્બળતા જન્માવનારો કોઈ ઉપાય ત્યાં યોજાતો નથી

બાણગંગાના પટમાં ઉત્તર કિનારે સ્મશાન હતું રે ચામુંડા માતાનું મંદિર છે તેની એક બાજુ ઊંચી પાકી ભીંત ચણી લીધી છે કિનારાની આ ભીંતના ઊંચાણ પર માઈજી બેસવાનાં હતાં બળતી ચીતા નજીક મારે બેસવાનું હતું

બપોરે એક મડદું આવી ગયું હતું એ મડદું ક્ષત્રિયનું છે એ જાણીને બમશંકરે આનંદ વ્યક્ત કર્યો

૯ વાગતાં અમે ચાલ્યાં માઈજી ય આસનસ્થ બેઠાં તેમની સંભાળ રાખવા દૂર મંદિરને ઓટલે ગવરી દત્તજી અને બ્રહ્મચારીજી જાગતા બેઠા હું ચીતા પાસે પહોંચ્યો ઘોર અંધારી રાત બાણગંગાનો ભૂતહાસ્ય કરતો ખળખળાટ ઝમઝમાટ વહેતી કાળ રાત્રિ જરા સરખી બની ધીમી પડેલી ધમતી ચીતાના પ્રકાશમાં ભૂતની ખોપરી જેવા તગતગતા બાણગંગાના કાળમીંઢ પથ્થરો આ બધું જોઈને સમધારણ ચિત્ત જરા શું ડગે તો કાં પાગલ અને કાં બેભાન ભૂત જોવા ધીરજની જરૂર જ નથી રહેતી આવી દશા આ પ્રકારનું દૃશ્ય જ કારણરૂપ છે

હું ચીતાની સામે દક્ષિણમાં મોં રાખીને બેસી ગયો ચીતાનો પ્રકાશ એક ઘુમ્મટ રચી બેઠો હતો અંધારામાં લપેટાયેલું કશું જોઈ શકાતું નહિ

મને ત્રાટકનો અનુભવ હતો

રાત્રિ જાગરણનો લાંબો અનુભવ હતો એનો પ્રભાવ હજી મારી આંખોમાં હતો લાગલાગટ છ મહિના સુધી પ્રયોગ કરીને મેં ઊંઘ છોડી હતી એથી દૃષ્ટિપ્રભાવ મને વિચલિત કરી શકે એમ નહોતું ગમે તેવું દૃશ્ય જોઈને હું છળું એમ નહોતું તેથી દૃષ્ટિદોષના જે ઓળાઓ ભૂત રૂપે જન્મે છે તે મને દેખાવાના નહોતા ભૂતનો આ પહેલો પ્રકાર બીજો પ્રકાર કલ્પનામાં ભૂતનો કલ્પીએ કે હાથી ખડો થયો છે ખોટું ખોટું કલ્પીએ તો ય સામે હાથી દેખાય અમુક સ્થિરતામાં જે કલ્પાય તે સામે હાજર થઈ જાય છે

ત્રીજો પ્રકાર વાસ્તવિક ભૂતનો એનો અનુભવ ભાગ્યે જ કોઈને થાય છે




આ વિષય સમજાગ્યો સમજાય એમ નથી

મારા માટે એક જ અનુભવ પ્રભાવશાળી બને એમ હતો અને તે છેલ્લો.

ચાર વાગ્યા સુધી એક આસને હુ બેસી રહ્યો. કલ્પનાશક્તિના અનેક દિશાનાં વહેણ અહીં અનુભવ્યા એ વહે, દોડે અને હુ એને પકડીને પાછા ખેચુ કોઈ પળ "નિર્વિકલ્પ દશા"ની ઝબકીને ચાલી જાય એના ચાલ્યા ગયા પછી એના સ્મરણનો મહા-આનદ! ઓહો! અવર્ણનીય

વાત ટૂંકાવું

ચાર વાગ્યા ઊઠીને હુ મદિરે ગયો માઈજી કે કોઈ ત્યા નહોતુ. ઉતારે ગયો

'સ્વામિન્?' બમશકરજીએ મારો પગરવ પરખ્યો

'જી માઈજી?'

'બેભાન'

'હે?'

'હા શુ અનુભવ?'

'કઈ નહિ.' મે કહ્યુ

બમશકર બોલ્યા મે એ જ ધારેલુ. તમારુ માનસ બે પગથિયાં વટાવી ગયુ છે ત્રીજું પગથિયુ ચડવુ કઠિન છે આનદ આવ્યો કે?

'મહા આનદ!' મે કહ્યુ

સવારે માઈજીએ મારી વાત સાંભળીને મહા આશ્ચર્ય દાખવ્યુ પોતાના ઉપર વાઘે તરાપ મારેલી અને પોતે ભયભિત બનીને ઢળી પડેલાં

'તમે કઈ ન જોયુ?' માઈજી ભારે નવાઈથી બોલ્યા

'કઈ જ નહિ.'

માઈજીને મારી વાત માન્યામાં ન આવી જે વાતનો પોતે અનુભવ કર્યો, તે વાતનો મને અનુભવ કેમ ન થાય હુ કઈક છુપાવુ છુ અથવા શેખી હાંકુ છુ, એમ તેમણે માન્યુ

ભૂતનો અનુભવ કરવા મે કેટલાક પ્રયત્નો કરેલાં મારા ક્રાતિકારી જીવન દરમિયાન બે એક વરસ તો લાગનાગટ મે સ્મશાનવાસ કરેલો કાશીમાં મારુ થાણુ કાશીના જાહેર જીવનમા હું નામીચો બનેલો પોલીસખાતાના માણસ મને ઓળખે દિવસ તો ગગા કે વરણાને કિનારે ગાળતો રાતે ક્યા પડી રહેવુ, એ મહા પ્રશ્ન હતો ગમે ત્યા રાતે પડી રહેવાથી કોઈની નજરે ચડતાં શકાસ્પદ બનીએ એવી કોઈ જગા જોઈએ કે જ્યાં કોઈનો પગસચાર ન હોય

વરણાને કિનારે સ્મશાન છે જેલમાં મરેલા માણસોને ત્યાં બળાય છે આજુબાજુનાં મડદાં પણ ત્યા આવે છે આ સ્મશાન વરણાને કિનારે જ ત્યાં એક પીપળો ચાંદની ઝીલતાં એના પાંદડાંમાં હસતા ભૂતના દાંત દેખાય એનો ખડખડાટ તો પાંસળીઓ ખખડાવી મૂકે. એ પીપળાને ફરતો ઓટલો ત્યાં જઈને હુ સૂઈ જતો લોકોમાં એવી માન્યતા હતી કે આ જગા પર રાતે કોઈ એકલ દોકલ ગયુ કે મૂવુ. ભૂત ભરખી જાય છે મારે માટે આ સ્થાન સુખપ્રદ બની ગયુ હતું. કેટલીય રાતો મે અહીં ગાળી ભૂતનો રહ્યો સહ્યો ડાઘ પણ અહીં ધોવાઈ ગયો હતો





## ઝેર તો પીના છે જાણી જાણી

[ લે 'દર્શક' પ્રકા સર્વોદય સહકારી પ્રકાશન સઘ લિ રાજકોટ મૂલ્ય પોણાચાર રૂપિયા ]

એક ભજનની જાણીતી લીટીનુ જરા લાંબુ પડે એવુ શીર્ષક લઈને આવતી આ સામાજિક નવલ કથામાં તેના લેખક દર્શકે મોટો કથાપટ લઈ તેમાં માનવીના આ મકુ દનને તાવે એવુ જીવનકારુણ્ય નિરૂપવાનો મહત્વાકાંક્ષી પ્રયાસ આરભ્યો છે આરભ્યો એમ કહ્યુ તે એટલા માટે કે આ તો હજુ કથાનો પ્રથમ ખડ જ છે

કથા રોહિણીના કેન્દ્રવર્તી પાત્રની આસપાસ વણાયેલી છે રોહિણીને કર્તાએ વિધિમોકલી દુર્ઘટનાઓની પરપરામાંથી પસાર કરાવી છે જેની સાથે હૈયાની પ્રીત બધાઈ એ સત્યકામ સાથે લગ્નની વિધિ જ કરવાની બાકી હોય છે ત્યાં વિધિ તેને એના જીવનમાંથી ક્યાંય દૂર ઉપાડી ગઈ પિતાના મૃત્યુ અને સત્યકામના અચાનક આવી પડેલા વિયોગના પહેલા આઘાતે ગાળી દીધેલી રોહિણીને એણે જેના પુત્રનો એકવાર જાન બચાવેલો તે બૅરિસ્ટર આશ્રયમાં રાખી ફરી બેઠી કરે છે એ ઉપકાર અને બૅરિસ્ટરના નાના પુત્ર અચ્યુતની મમતાભરી સારવારના ભારે દબાયેલી રોહિણી બૅરિસ્ટરના મોટા દીકરા હેમતની ક્ષયની બિમારીમાં તેની શુશ્રૂષા અર્થે પચગની જાય છે હેમતની ઉદાત્તતા ને પોતા માટેની એની લાગણી જોઈ સત્યકામને મરેલો માની જેના હૈયામાં હવે જીવનનો કશો રસ રહ્યો નથી એવી તે પોતે બળેલુ બો છે છતા હેમતના જીવનમાં રસ પૂરી શકે એમ છે એ જાણતા હેમતને પરણે છે હેમત સાથેના સેવાભાવી જીવનમાં તે આગળ વધે ત્યાં સત્યકામનો જ પત્ર તેને મળતાં તે ખૂબ ક્ષુબ્ધ બની જાય છે

દુકાળ ઊતરે ત્યાં હેમતનું એક સેવા-કાર્ય કરવા જતાં વિરોધીઓ વડે ખૂન થાય છે વિધિના આ ઘણના ઘા સુકુમાર રોહિણી પર પડે છે પણ કર્તાએ તેને વિધિપ્રેષિત આફતોના ઝેરઘૂટ મીરાંની પેઠે પી-પચાવી જતી બતાવરી હોવાથી તેને સાચા મોતી પેઠે એ ઘા સહી જતી અને ભાંગી ન પડતી આલેખી છે એ સસરાને સુધારે છે અને ખેડૂતોની સહકારી મ ળી સસરાની બે લાખની મિલકતનો વહીવટ અને પિતાએ સોંપેલ અપગાશ્રમની દેખરેખ બાર વરસ સુધી કરે છે એ દરમ્યાન વિલાયતમાં ભણતર પૂરુ કરી પાછા આવતા દિયર અચ્યુતને મળવા જતા વિધિયોગે તેને અધ પડિત કેશવદાસ રૂપે સત્યકામનું જ ગાડીમાં દર્શન થાય છે વિધિએ એ એને એકલા કર્યા ત્યારે એક વિધવા અને બીજો અધ એવા સ્વરૂપમાં ને તેમ થોડો જ સમય મરણ સત્યકામ જમની જવા ઊપડે છે ભૂલમાં સામાન સાથે આવી ગયેલી સત્યકામની બૅગમાંથી નીકળતી તેની નોધપોથી તેને સાંપડે છે એ નોધપોથી સત્યકામનાં વીતકોની અને તેનાં સવેદન મથનાદિની શી કથા તેને કહે અને તે રોહિણીના દિલમાં શા પ્રત્યાઘાત જગાડશે એની જિજ્ઞાસા ઊભી કરી આ પુસ્તક પૂરતી કથા સમાપ્ત થાય છે

કર્તાએ કથામાં રોહિણી અને સત્યકામને લક્ષીને જીવનનું કારુણ્ય રજૂ કરવા ધાર્યુ છે પણ કથામાં નિરૂપાતુ કારુણ્ય એકલુ વિધિસર્જિત કારુણ્ય છે એને લાવવા કર્તાને જ્યોતિષને વચમાં લાવવુ પડ્યુ છે અને સત્યકામ તથા હેમતને લગતા કરુણ બનાવો ગોઠવી કાઢવા પડ્યા છે સત્યકામ જે રીતે જેલમાં જાય છે અને પછી શીતળાથી આંખો ગુમાવે છે તેમાં પ્રતીતિકર સ્વાભાવિકતા કરતાં આવુ હેતુલક્ષી તાલમેળિયાપણુ વિશેષ લાગે છે પણ આવુ કશુ કર્યા વિના રોહિણીને તાવી છે તેમ લવાત નહિ

કથામા લેખકે બાજી ઠીક પાથરી છે અને કથાના તંતુઓનો ફેલાવ ચારે બાજુ કર્યો છે. કથા વાચકોને પ્રથમ શીગોડા નદીના કોતરોમા, પછી આબુ, પછી પંચગની, પછી અમદાવાદમાં ને ફરી શીંગોડાના ખેતરોમાં ને અમદાવાદમાં લઈ જાય છે અચ્યુતના વિલાયતમાંના જીવનના પત્ર દ્વારા તે વાચકને વિલાયત પણ લઈ જાય છે કથામા જુદે જુદે વખતે જુદા જુદા પાત્રો લેખકનું વધુ ધ્યાન રોકતા અને કથાપટનો કબજો લેતા જણાય છે તે આ કારણે પ્રથમ ગોપાળદાસ અને સયાજીરાવ મહારાજ, પછી ગોપાળબાપા, પછી રોહિણી અને સત્યકામ, પછી રોહિણી અચ્યુત અને હેમંત, પછી બેરિસ્ટર, પછી અચ્યુત, આમ તે તે વખતે મહત્ત્વ ધારી બેસે છે અચ્યુતના ઘડતર અને વિકાસની કથાએ ઓછી જગ્યા નથી રોકી કથામાં બેરિસ્ટર-સુશીલાનો સબંધ તેમજ અચ્યુત–મોહિણીનો પ્રસગ અનિવાર્ય હતા એમ કહી શકાશે નહિ વસ્તુ-ગૂંથણી અટપટી કર્યાની ફરિયાદ કર્તાએ વહોરી લીધી છે ઈશ્વરની સૃષ્ટિનું અનુકરણ પોતે કર્યાનો બચાવ કર્તા ગોવર્ધનરામની પેઠે જવાબરૂપે આપે તો ભલે પણ કલાવિધાનની દૃષ્ટિએ કથાના સાધા ઢીલા રહી ગયા છે એને બીજા ખડમા બરાબર સુસહતરૂપે રેવી દેવાનુ કર્તાની યોજનામાં કદાચ હશે

કથાની એક વિશિષ્ટતા એ ગણાય એવી છે કે તેમા ગોપાળદાદા, રોહિણી, સત્યકામ, હેમંત, અચ્યુત જેવાં મુખ્ય અને સયાજીરાવ તથા અરજણ જેવાં ગૌણ પાત્રો પણ બધા ભલા અને ઊંચી માનવતા-ભર્યાં છે બેરિસ્ટર પણ અદરથી સારા હોવાને કારણે જ તેમનું પરિવર્તન શક્ય બન્યુ છે. સત્ય-કામનુ રોહિણી કાજેનુ આત્મવિલોપન, હેમંતનુ ક્ષયના દર્દીની સારવારમા ક્ષયગ્રસ્ત થવુ અને લુહા-રની છોકરીને બચાવવા જતાં મૃત્યુશરણ થવુ, રોહિણીનુ 'હેમંતના આતરિક મહિમાને અકાળે ઓલવાઈ જતાં અટકાવવા' એની જોડેનુ લગ્ન એ ત્રણે પાત્રોની ઉદાત્તતાને સારી ઝળકાવે છે.

કથામાં ગ્રામીણ અને શહેરી જીવનનુ આલેખન સારું થયું છે. હેમંત જે બાબતમા જાન ગુમાવે છે એ પ્રસગ સમાજદર્શન પણ સારુ કરાવે છે લેખકનો ગામડાનો અનુભવ એની વાસ્તવિકતા પાછળ ઊભો હશે

કથામાં કેટલાક સારાં વર્ણનો ને સારા વિચારો લેખક અવારનવાર ઠીક ઝળકાવે છે કથામા કેટલાક ભાગનુ છૂટક આકર્ષણ સારું છે સયાજીરાવ મહારાજ અને ગોપાળદાસનુ મિલન, ગોપાળબાપાની વાડી, રોહિણી–સત્યકામનો શીગોડાનાં કોતરોમાંનો ઉછેર અને પાંગરતો નિર્મળ પ્રેમ, ગોપાળબાપાનો અવસાન-પ્રસગ, સત્યકામનો રોહિણી પરનો ને રોહિણીનો હેમંત પરનો પત્ર, રોહિણીના અંતરનુ દર્શન કરા-વતા તેનાં મંથનો, હેમંતની ભાવનાસૃષ્ટિ—આ સર્વ કથાનાં એવા આકર્ષણસ્થાનો છે પણ કથા સમગ્રની અસર એવી થતી નથી કારણ ઉપર સૂચવાયુ જ છે.

કથા પ્રવૃત્તિશીલ જીવન વચ્ચે કકડે કકડે લખા-યેલી હોવી જોઈએ વિગતોની કેટલીક પુનરીક્ષણથી સુધારી શકાય એવી ભૂલો આ કારણે રહી ગઈ છે.

કથાનુ સાચુ મૂલ્યાકન એના હવે પછીના ખડ પછી જ શકય બનશે એવા બીજા ખડ માટે આ ખડ ઉત્સુકતા જગાડી જાય છે તેમા તેની સફળતા રહેલી છે

**સક્કરબાર :**

[ લે ગુણવંતરાય આચાર્ય, પ્ર ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, મૂલ્ય સાડાચાર રૂપિયા ] -

શ્રી ગુણવંતરાય આચાર્યની એક ખાસ વિશિ-ષ્ટતા સાહસપૂર્ણ સાગરકથાઓના લેખક તરીકેની છે 'દરિયાલાલ' તેમને પ્રતિષ્ઠા અપાવે એવી સાગરકથા હતી. આ કથા તેમની એ પ્રકારની નવી સાગરકથા છે. સક્કરબારનુ એક સાહસિક પરાક્રમ એનો વિષય છે સક્કરબાર આરબ શબ્દ છે એનો અર્થ 'દરિ-યાનો શકરો' આ નામ પામનાર કથાનાયક મૂળ વલસાડનો અમુલખ દેસાઈ નામનો બ્રાહ્મણ હતો. હાળીઓ અને ગોલાઓને ગુલામ તરીકે વેચવાના ધધા સામે, એ ધધો કરનારા મીણાઓ સામે અને એ ધધાને ચાલવા દેનાર કપની સરકાર સામે ઝઝૂમી





વાધરી ચંપા ને તેને ચોરીના પરાક્રમમાં પ્રેરતી તેની પ્રેમિકા બોરસલીની પ્રણયકથાને લેખકે ભાવનાશીલ જુવાન સુનંદન અને તેની શિષ્યા ધનિકપુત્રી માધુરીની પ્રણયકથા સાથે ગૂથી દઈ બંને પ્રણયને લગ્નમાં પરિણમતા નિરૂપ્યા છે આમાં માધુરીની મોતીની માળાની ચંપાએ બોરસલીને જીતવા કરેલી ચોરી અને સુનંદન પર આવેલું એ ચોરી માટેનું આળ મહત્ત્વનો ભાગ ભજવે છે

સૌથી વધુ લાંબી અને તેથી લઘુનવલ કહેવાય એવી ત્રીજી કથા સનાતન સંઘષર્ણમાં કથાનાયિકા મુગ્ધા જે ધનાઢ્ય પ્રફુલ્લ શેઠની લગ્નની માગણી અસ્વીકારી પ્રો કિશોર સાથે લગ્ન કરે છે તેના પર પ્રફુલ્લ શેઠ પોતાના ધનના જોરે વેર લેવા કેવી જાળ બિછાવે છે કિશોર તેમાં કેવો ફસાય છે મુગ્ધા તેમાં ફસાયાનો દેખાવ કરતી કેમ ફસાતી નથી અને આખરે પ્રફુલ્લને કેવી શિકસ્ત આપે છે મુગ્ધા અને કિશોરનું પ્રણયલગ્ને બંધાયેલું દાંપત્ય કેવું શીર્ણ વિશીર્ણ બની ઠેવટે મુગ્ધાના પહેલી વાર્તાની ગૌરી જેવા પ્રેમાળ ઉદાત્ત જીવનને પ્રતાપે પાછું કેવું સંધાઈ જાય છે તે વાચકને રસ પડે એવી લેખકે ગોઠવેલી વ્યૂહરચના દ્વારા રજૂ કરે છે એ વ્યૂહરચનામાં મુગ્ધાને થોડો વખત સીનેમાનટી પણ લેખક બનાવે છે

ત્રણે કથામાં સારા વિચારો ને ભાવનાઓ શકય ત્યાં રજૂ કરવાની તક શ્રી રમણલાલે લીધી છે એમને ક્રાવતાં સમાજ ને માનવીઓની ખાસિયતો પરના ભાષ્યાત્મક ચિંતનો પણ ઠેરઠેર આવે છે વાતને ખીલવવાનો અને રસજમાવટ કરવાનો કસબ પણ તેમણે ત્રણેમાં સારો દેખાડ્યો છે, જેને પરિણામે વાર્તાઓ આદિથી અંત લગી પોતાનું આકર્ષણ વાચકો પર ચાલુ રાખી શકે છે પણ ત્રણેનું વસ્તુ સ્વાભાવિક વાસ્તવિક નહિ તેટલું સીનેમાચિત્રોના જેવું રોમાંટિક છે કેમ જાણે શ્રી રમણલાલે એની સીનેમા–ચિત્રના કથાનક થવાની શકયતા કે સગવડ વિચારીને કે નજર સમક્ષ રાખીને જ એ લખ્યાં હોય ! આ હકીકતમાં ત્રણે કથાઓની મર્યાદા છુપાયેલી છે



'ઊર્મિ' વર્ષ ૨૩ નવરચના' વર્ષ ૧૭

# ઊર્મિ નવરચના

સાહિત્ય, સમાજ અને સંસ્કારનું માસિક

સળંગ અંક ૨૮૬ માર્ચ ૧૯૫૩ અંક ૧૨

ક્રમ



ઊર્મિ નવરચના'નું લવાજમ ભરવાના અન્ય સ્થળો –

એન. કે. મેઘાણી ૧૪ અમરતલા સ્ટ્રીટ કલકત્તા ૧
એન. એમ. ત્રિપાઠી લિ. પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ ૨
આર. આર. શેઠની કંપની પ્રિન્સેસ સ્ટ્રીટ કેશવબાગ મુંબઈ ૨
પુસ્તકાલય સ. સ. મંડળ લિ. રાવપુરા વડોદરા
રવાણી ઍન્ડ કંપની બાબુગેનુ રોડ મુંબઈ ૨
ગાંડીવ સાહિત્ય મંદિર હવાડિયા ચકલો સુરત

આફ્રિકા માટે —

પૉપ્યુલર બૂક સપ્લાય પો. બૉ. નં. ૭૬૮ કંપાલા (પૂ. આ.)
જયન્તકુમાર કે. પટેલ પો. બૉ. નં. ૬૪ નૈરોબી. (પૂ. આ.)

સૂચના

* લવાજમ વરસનું સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* છૂટક નકલ બાર આના વિદેશમાં એક રૂપિયો
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે
* વી. પી. થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે. એટલે લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે આપના ગ્રાહક નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મની ઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું
* નમૂનાનો અંક મંગાવતી વખતે બાર આનાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રાહક નં. લખવો ખાસ જરૂરી છે
* સર્વ લખાણોના કૉપીરાઈટ સુરક્ષિત રાખેલા હોય છે
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોંટાડેલું અને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયના અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે
* જાહેર ખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું –

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફર્નાન્ડીઝ પુલ નીચે, ગાંધીમાર્ગ
અમદાવાદ ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ : ગાંધીમાર્ગ અમદાવાદ ૧
મુદ્રક : ગોવિંદલાલ મોહનલાલ જાની : ક્રિશ્ના પ્રિન્ટરી : રતનપોળ : અમદાવાદ.

# ભયંકર દુશ્મનથી બચો

★ ફાગણ માસ આવે છે અને વસંત ગરમીના મોજાંની શરૂઆત પણ સાથે સાથે લાવે છે પછી તો ગ્રીષ્મની ભીષ્મ ગરમી આપણને અનેક રીતે મુશ્કેલીમા મૂકે છે. ગરમીથી અકળામણ અને ગભરામણ થાય છે, પહેરેલાં કપડાં વારવાર ભીંજાય છે, કામકાજમાં દિલ લાગતું નથી–ફાવતુ નથી આ સંજોગોમા આપણે સગવડે તો ઈલેક્ટ્રીક પંખો તેમજ ઠંડા પીણાનો કૃતિમ આશ્રય મેળવીએ છીએ. અલબત્ત તેથી થોડીવાર માટે આપણને આરામ કે રાહત મળે છે પણ પાછળથી સાધાઓ કળે છે—દુખે છે તેમજ તદુરસ્તીને પણ નુકશાન પહોંચી શરીરમા અશક્તિ આવે છે. આ રીતે ગરમીને દૂર કરવાના ઉપલકીયા ઉપાયો કદી કારગત નીવડતા નથી.

★ ગરમી જેવા ભયંકર દુશ્મનને મૂળથી જ પાછો હઠાવવા માટે તેમજ મગજ અને શરીરને (બહારથી તેમજ અદરથી) હિમાલય જેવી ઠડક આપવા માટે 'ચરક' ભડાર તરફથી 'ગુલકદ' (પ્રવાલયુક્ત) જાહેર જનતા સમક્ષ રજૂ કરવામા આવ્યો છે.

★ આ કઈ બજારમા વેચાતો સામાન્ય 'ગુલકંદ' નથી તાજા ગુલાબ, ખડી સાકર, વશલોચન, એલચી વગેરે શુદ્ધ દ્રવ્યો વાપરી 'ચરક'નો ગુલકદ બનાવવામા આવે છે વળી એક રતલ ગુલકંદમા એક તોલો પ્રવાલભસ્મ (ચદ્રપુટી), ખાસ મેળવવામાં આવતી હોવાથી, ગરમી દૂર કરવા તેમજ ગરમીના દર્દો નાબુદ કરવામાં ઉત્તમ છે

★ બાળકો ઓરી, અછબડા, શીતળા વગેરે રોગોનો ભોગ થાય છે. આ રોગો પછી, તેના શરીરમાં ઠંડક લાવવા માટે આ 'ગુલકદ' એક અકસીર ઉપાય છે

★ ગરમીના ભોગ બનેલાઓએ રાહત મેળવવા અને બીજાઓએ ગરમીથી બચવા, 'ચરક'ના 'ગુલકંદ' (પ્રવાલયુક્ત) નુ સેવન કરવુ જરૂરી છે.

★ જેઓ ખોટી ગરમીથી પીડાતા હોય, કે ગરમીના ઝાડા, શરીરમા દાહ થતો હોય, અમ્લપિત્ત, તજાગરમી, પિત્તથી ઉલટી, ઉનાળામાં લૂ લાગવી, ગરમીથી માથાનો દુઃખાવો થવો વગેરે દર્દો માટે 'ગુલકંદ' સાથે 'ચરક'ની ઔષધિ ન. ૧૨૦ શરીરની ખોટી ગરમી દૂર કરનાર રૂપેરી ગોળીઓ વાપરવા ખાસ ભલામણ છે

★ પાંચ રતલી બરણીની કિંમત રૂા. ૧૮–૮–૦ એક રતલી બાટલીની કિંમત રૂા. ૪–૦–૦ અને અર્ધા રતલી બાટલીની કિંમત રૂા ૨–૨–૦ છે, જ્યારે ઔષધિ નં. ૧૨૦, ગોળી ૨૫ ના રૂા. ૨–૦–૦ અને ગોળી ૧૦૦ ના રૂા. ૭–૮–૦ છે

★ આ બેઉ વસ્તુઓ હિંદભરમાં જાણીતા દવાવાળાઓને ત્યા મળે છે માત્ર એ 'ચરક'ની છે કે નહિ તેની ખાત્રી કરીને જ લેવા ખાસ ભલામણ છે

# હોરી-ખેલન

રંગભરી પિચકારીઓ ઊડી રહી હતી.
ગોકુળનાં ગોવાળિયા અને ગોપીઓ રંગભીનાં હતાં.
ગોવાળિયાનો મોવડી કનૈયો હતો :
ગોપીઓની રાધિકા.
રંગની રમઝટ ચાલી.
રાધિકા અને ગોપીઓ હારી ગઈ.
નમતા પહોરે ધેનુનાં ધણ વાળવા કનૈયો ઊપડયો.
એક ઝાડ નીચે રાધિકાને રડતી જોઈ.
પાસે આવેલા કનૈયાને રાધિકાએ છણકો કર્યો :
'મારી સાથે પણ છળકપટ ?'
'શાનાં ?'
'હોરી-ખેલનનાં.'
'ન સમજાયું !'
'જો.' રાધિકા લાલ રંગથી રંગાયેલ ચોળી બતાવતી બોલીઃ
'મુરારિ, મારુ હૈયું ન રંગ્યુ હોત તો તું ન જીતી શકત !'
'ઉપરના રંગથી અંદરનું હૈયું ઓછું રંગાય છે ?'
'તારુ નહિ રંગાતું હોય !'
'તું ને હું વળી જુદાં કયાં હતાં !'
'જુદાં જ છીએ !'
'તો તો હું જીતી શકત ખરો ?'
'ગોપ-ગોપીઓની ઠેકડીથી બચાવવા જ નમતું મૂકેલું '
અને—રાધિકાએ છુપાવેલી રંગભરી પિચકારી કાઢી :
કનૈયો પૂરેપૂરો રંગાઈ ગયો.
રાધિકા હસી પડી.
કનૈયો દોડતો રાધિકાને વળગી પડયો.
રાધિકા પણ કનૈયાનાં રંગમાં રગદોળાઈ ગઈ.

ज्ञ



### ભય—નજદીકના ને દૂરના

નેહરુએ ચિંતા વ્યક્ત કરી છે કે જુદા જુદા દેશોની વડી સત્તા લશ્કરી ઢબના માણસોના હાથમાં ચાલી જાય છે સામ્યવાદી દેશોમાં લશ્કરી અમલનો દોર ચાલુ જ છે બીજા કેટલાક દેશોમાં લોકશાહી હોવા છતાં કાબૂ મેળવનાર લશ્કરી અમલદારો થતા જાય છે એમનું ઘડતર અનુભવ અને કાર્યપદ્ધતિમાં લશ્કરી નીતિરીતિ આવવાની

કાકાસાહેબ કહે છે કે સામ્યવાદ કરતાં યે વધુ જોખમ રંગભેદની નીતિમાં છે ગોરાઓને એમની પ્રજા માટે થાણાં નાખવા છે અને રંગીન પ્રજાઓને મિટાવી દેવી છે માનવી માનવીનો અવિશ્વાસ કરે એ ભૂખ્યો બને તો આ જગત ઉપર શાંતિ ના જળવાય કયું કારણ્યુ ધૂળમાં મળે

આમ તો દુનિયાને માથે ઘણા ભય ગણાય છે જ્યોતિષીઓ વર્ષ શરૂ થાય તે પહેલા જ એની યાદી બહાર પાડે છે પછી એમાં કુદરતી આફતો ઉમેરાય છે એમાં સત્તાવાળાઓ કર ને અંકુશો મનાઈઓ ને વટહુકમો વગેરે દાખલ કરી શકે છે પ્રજા હડતાળો સરઘસો આક્ષેપો કાયદાભંગ વગેરે ઉમેરે છે એક દેશ બીજા સાથે સબંધ બગાડે છે ને આંતરિક ને બહારના ભયો આમ વધતા જાય છે કોઈ નિકટના ભય બતાવે છે તો કોઈ દૂરના

પહેલાં યે જાતજાતના ભય હતા પણ આજે વધારે ઓળખાય છે કારણ કે એ મીટાવવાના માર્ગો ભૂલાતા જાય છે અભય વિસરાતુ જાય છે

### પશ્ચિમી ઢબનો ભય

ત્રીજું યુદ્ધ જાણે સીમાડે ડેરાતંબુ નાખીને પડ્યુ છે મંદીનાં મોજા ટકોરા દઈ રહ્યા છે કુદરતી આફતો પણ ક્યાંથી યે ફૂટી નીકળે છે એમને પહોંચી વળાતું નથી જાણે માનવીએ નથી પોતાને ઓળખ્યો કે નથી કુદરતને જે રહસ્યો પરખાયાં છે તે જાણે આપણી પામરતાનું માપ બતાવવા પુરતાં છે

કુદરતે અગાધ સંપત્તિ આપી છે અને માનવીએ ફાવ્યું તેમ બંને હાથે લૂંટ ચલાવી છે જરુરીઆત કરતાં અનેકગણું એ કુદરતી ખાણોમાંથી ઉપાડે છે ને બગાડે છે એને ખૂબ ઉતાવળ આવી છે

એણે મોજશોખ ને શ્રમની વહેંચણી કરી છે એ વહેંચણી કબૂલ કરાવવા કાયદા ઘડ્યા છે સમાજની જાળવી છે પણ એથી સંતોષ આવ્યો નથી જેને મળે છે તેને વધુ જોઈએ છે નથી મળતું તે સમજદાર થતાં હક કરે છે ઝગડા કરે છે

ઘણી શોધખોળો થઈ છે અને થતી જાય છે નવી અંતરખીઓ જોતજોતામાં સ્વાભાવિક બની રહે છે નવાં સુખોનો ઉપભોગ કરતાં માનવી ધરાતો નથી પગ પગ ચાલુ રહે છે ગઈ કાલનો શોખ એ આજની જરૂરીઆત બની રહે છે અનેકના અસંતોષનું કારણ બની રહે છે જીવનની સ્પર્ધામાં એના વિના એ અધૂરો દેખાય છે

પશ્ચિમની સંસ્કૃતિના સ્વરૂપમાં આ ભયનો હુમલો આખી દુનિયાને ઘેરી વળવાની અણી ઉપર હતો તેવે વખતે ભારતે એને ઘડીભર રોકી રાખ્યો છે એશિયા જાગી ગયું છે દુનિયા જોઈ રહી છે

### બીજો માર્ગ જડશે ખરો?

આપણે ત્યાં આગેવાનોના દિલ વહેંચાઈ ગયાં છે દ્વિધાવૃત્તિ આવી છે પશ્ચિમની પ્રજાઓ આગળ અને એમને મુકાબલે આપણે ઝંખવાણા ના લાગીએ તેની કેટલાક ચિંતા કરી રહ્યા છે અને એમનાં યંત્રો શસ્ત્રો વિદ્યા વગેરે વહેલી તકે વસાવી લેવા આગ્રહ કરે છે

બીજો વર્ગ છે, એમને આ કૂચને થંભાવવી છે એમને આ માર્ગે સુખની ચાવી મળવાની આશા પડતી નથી, હરીફાઈ, યુદ્ધ ને વિનાશ દેખાય છે. એમને લાગે છે કે પ્રગતિના સ્વરૂપમાં આપણી સામે નવી ચીજો આવે છે એનાથી મનનો લોભ વધતો જાય છે, એશ ને આરામ ગમતાં જાય છે, દ્વેષ વધતો જાય છે, એનાથી ભાવના ઘટતી જાય છે, શ્રમ ઓછો થતો જાય છે અને એ અંગોનો વિકાસ અટકી જશે એવો ભય ઊભો થાય છે, રખે માનવી શરીરે ને સ્વભાવે વિકૃત થઈ જાય !

આ વર્ગને શ્રમનો મહિમા વધારવો છે, એકામ યંત્રોનું નિયંત્રણ કરવું છે ઉત્પાદન ઉપર અંકુશ રાખવા છે, પ્રજામાં જાત મહેનત અને ઓછા એશની હવા ફેલાવવી છે એમણે હજુ નવા શાસ્ત્રો રચ્યાં નથી અને જીવનના વિવિધ ક્ષેત્રે એમની પદ્ધતિની શી અસરો પડશે તે સ્પષ્ટ કર્યું નથી એમની વૈજ્ઞાનિક દૃષ્ટિ નહિ હોય પણ જે ઝાંખી થઈ છે તેથી ગભરાઈને ચેતવણી રૂપે પ્રવાહ શરૂ કર્યો છે

આ બન્ને વૃત્તિઓ આપણે ત્યાં જોર કરે છે. કેટલાય આગેવાનો આ બન્ને જુથની વચમા ઊભા છે અને પોતાને મનાવી રહ્યા છે કે તેઓ બન્નેનો પક્ષ તેમ જ હિત કરી રહ્યા છે

પંચવર્ષીય યોજનાની પાછળ ને આગળ દ્વિધા વૃત્તિ રહેલી છે બન્ને માને છે કે દેશ યોગ્ય માર્ગે આગળ જઈ રહ્યો છે બન્ને ભવિષ્યની આશાનુ વચન આપે છે, કોઈ એમનામાં શંકા કરતું નથી જાણે એમનામાં આજે જે મેળ છે તે કદી ટકવાનો નથી

### ટક્કર ઝીલનારામાં બળ નથી

આપણે બહારમાં પ્રવાહોની સમીક્ષા કરીએ ને બળતા આન્તરિક પ્રવાહો પણ ભૂલવા ના જોઈએ આપણે એક એવા વળાંક આગળ આવી ગયા છીએ કે હેતુઓ સ્પષ્ટ નહિ હોય તો જે લાભ આપણે સહેલાઈથી મેળવી શકવાના હોઈએ તે તક જતી રહેશે

ગાંધીજીએ પૂર્વ-પશ્ચિમ ભૂત-ભવિષ્ય યંત્ર-માનવી સુખ-ભાવના આવા સંઘર્ષના વિવિધ પ્રવાહો વચ્ચે સમતુલા જાળવવા યત્ન કર્યો એમનું કાર્ય આગળ વધે એવા તબક્કે એ ચાલ્યા ગયા એમની જ્યોત લઈને આગળ દોડનારાઓમાં સમાધાન વૃત્તિ રહેશે, દીર્ઘદૃષ્ટિ રહેશે કે પછી જે ચીલો મળ્યો તેને તીર્થ બનાવી રૂઢિનાં બંધનોથી જકડી લેશે?

### શ્રમનું લવાજમ

કોન્ગ્રેસના એકાદ મંત્રીએ કહ્યુ છે કે સભ્યોના લવાજમ બદલે શ્રમનુ ધોરણ રાખવાનો વિચાર અંદરખાનેથી ચાલી રહ્યો છે

આજની કોન્ગ્રેસની એ તાકાત નથી કે એ સક્રિય સભાસદોની બને જે રાજકાજમા પડેલા છે એમને મન એ જ સક્રિય કામ છે કહેશે તો કાંતી આપશે, કેટલાક કંતાવી આપશે જે સંસ્થાના વહીવટી ભાગમા છે તેમના અસંતોષ આગળ ક્રિયાઓ લુપ્ત થઈ જવાની છે જે ક્રિયા એ સંસ્થા જ માની શકે અને પ્રજાને ના દેખાય તેનો આગ્રહ કર્યો ન કર્યો બરોબર છે

જાહેર સંસ્થા ને સભાસદોની સંખ્યાનુ આકર્ષણ હોય છે. રાજકારણમાં પડેલી સંસ્થાને વધારે હોય કોન્ગ્રેસ પોતાની ઢબે પણ ભપકો કરે છે, એનોય ઠાઠ છે 'સક્રિય' આવતા એ બધુ કમી થઈ જવાનુ અને કમી ના થાય તો 'સક્રિય' માત્ર મોળુ મચ રહેવાનુ

આ તો એકવાર અજમાવેલો નુસ્ખો છે, નિષ્ફળ જણાયાથી રદ કરવામાંય આવેલો એવો

### જળાશયોની પ્રતિષ્ઠા વધો

કાંકરિયાનો ઉત્સવ ઉજવી અમદાવાદે ગુજરાતની સેવા કરી છે આમ તો શહેરો તળાવો પૂરી દેવામાં હોશિયારી માને છે, નવાં તો કોના બંધાવે ! ભૂતકાળના આગ્રહ આગળ શોભાની શી વિસાત ? અને મોટા શહેરોની નજરે નાના શહેરો દોડે, એમની પાછળ ગામડાં ઘસડાય એ સ્વાભાવિક છે





ગુજરાતમાં જેણે બાંધ્યા હોય તેણે પણ કેટ લાક સુંદર તળાવો છે એમાંથી કેટલાકની સ્થિતિ ઠીક હશે કેટલાકની બગડી હશે કેટનેક ઠેકાણે નવી જરૂર ઊભી થઈ હશે એ તરફ નજર દોડવવા કાંક રિયેથી હાકલ થઈ છે

દરેક ગામ ગૌરવ લઈ શકે એવી તલાવડી જરૂર બનાવે એમાં દર વર્ષે કંઈ ને કંઈ ઉમેરતા રહે કોઈ વર્ષે આરો તો કોઈ વર્ષે કમાન કોઈ વર્ષે મંદિર તો કોઈ વર્ષે બાગ ઊભું થાય, પાળો મજબૂત બને ઝાડો ઊગે ચોમેર ગંદકી ના રહે, નજદીકમાં કસરો ને સ્મશાન પેસી ના જાય, ત્યાં જવાનું ને ઘડીભર બેસવાનું મન થાય એવા તળાવો થવાં જોઈએ

આજે તો પાતાળપાણી યે ઊંડા જવા માંડ્યાં છે કોઈક ધમકી આપે છે એના થર ઊલેચી ને આપણે કમાલીયત નોતરી રહ્યા છીએ એ ભય ખોટો જ હોય તો યે એમાંથી ચેતવણી લઈ ને તળાવોનું રક્ષણ અને શોભા એ રેક સુધરાઈ ને પંચાયતની ફરજ થઈ પડવી જોઈએ

કાંકરિયું બાદશાહે બંધાવ્યું આજે પ્રજા બાદશાહ બની છે તો એ ઠેરઠેર કાંકરિયાં બંધાવે— સોહામણાં સરોવર કે લોકસેવિકા તનાવડીઓ અને જેનું કોઈ ધણી ધોરી ના હોય એવાઓને મરવાની યે વહેલી તક આપી પૂરી દે

વધુ પાક કરતા યે પદ્ધતિ વખાણીએ

ખેતીમાં સુધારા કરવાના શુભ યત્નો ચાલે છે અને વિશેષ પ્રયત્ન કરી વિક્રમ કરનાર ખેડૂતોને યોગ્ય માન—ઉત્તેજન મળે છે એ ખુશ થવા જેવું છે

પણ એક એકરે આટલો પાક ઊતર્યો એવી ગણતરીથી સંતોષ ના લઈએ જેની જરૂર છે એ પ્રયત્નની અને તેથીય વિશેષ પદ્ધતિની પદ્ધતિ પણ એવી હોવી જોઈએ કે જેનો બહોળો પ્રચાર થઈ શકે જેમ દોડમાં પહેલા આવનારને ઈનામ આપવાથી દોડનારા વધતા નથી એ માત્ર એક હરીફાઈ જ રહે છે અને બહુ નાના ક્ષેત્રમાં એનો રસ રહે છે તેમ એકરે આવો પાક એ ગણતરી બહુ ખપની નથી

સાથે સાથે એ પણ જાહેર થવું જોઈએ કે એ જ ખેડૂતની આ અખતરા સિવાયની બીજી જમીનમાં કેટલો પાક ઊતર્યો એની કાર્ય—પદ્ધતિમાં શી નવીનતા હતી અને બીજા ખેડૂતો શી રીતે એ અમલમાં મૂકી શકશે

કારખાનામાં કે ખાણમાં વધુ ઉત્પાદન પાછળ તનતોડ મજૂરી હોય છે શરીરને ભાંગી નાખતી એ પ્રથા જેમ અનિચ્છનીય છે તેમ ખેતીમાંથી વધુ ઉત્પાદન લેતી વખતે વિચારવા જેવું છે

આપણી સંસ્કૃતિ જેમ જુજ વિભૂતિઓ પણ મોટા ક્ષીણ માનવીઓ ઉત્પન્ન કરે છે તેમ ખેતીમાં યે ના થવું જોઈએ નહિ તો એ હાથીના દાંત બતાવવાના ને ચાવવાના જુદા જેવો ઘાટ થઈ પડશે.

એવું ના થાય કે ધરતીને થોડા વખતમાં લૂંટી લઈ એને બેહાલ બનાવી છોડવી પડે આકરા રસાયણે અને ઊંડા ખેડાણે કેવી સ્થિતિ ઊભી થાય છે એ દૂરની નજરે જોવું સારું

મૅટ્રિકની કતલ

કેટલાક ચકિત થાય છે ને કેટનાક મુંઝાય છે કે મૅટ્રિકમાં આ વર્ષે બહુ મોટી સંખ્યા [illegible] વિદ્યાર્થીઓ બેસવાના છે પરીક્ષામાં એમનો આંકડો કપાશે પણ જે આ વિઘ્ન ઓળંગી પાર પડશે એમનું શું?

એમને માટે નવી કૉલેજો કાઢનાજ રહેવી? કૉલેજો પછી શું? આર્ટ્સને બદલે સાયન્સ ઉપર વજન બદલ્યું એનો શો લાભ? હવે દાક્તરી ને ઈજનેરી જ્ઞાન ઉપર વજન મૂકીશું પણ એ ય કેટલો બોજ ઝીલી શકશે? એ શીખેલું નથી વેચી શકાતું કે નથી જીવનમાં ઉપયોગી નીવડતું વિના પ્રયાસે ભૂલી જવાય એવું તકલાદી છે

દર વર્ષે મૅટ્રિક આવશે સરકારી બજેટમાં જેમ નવા કરની ભીતિ હોય તેમ દર વર્ષે મોટી સંખ્યા આપણી સામે દેખાવાની લાખના સવા લાખ થતાં વાર નહિ લાગે એ સહુ પ્રજામાં શી રીતે સમાશે એની ફિકર ને યોજના કોણ કરશે? પેલી કૉલેજો વાળા કરશે એમ માનવું એ પ્રશ્નને ટેલવા જેવું છે

## પુણ્ય સંઘરતા રાષ્ટ્રપતિ

રાષ્ટ્રપતિએ સહકુટુંબ વળી એક જાત્રા પૂરી કરી, રામેશ્વર ધનુષકોડીમાં સ્નાન, દાન, પૂજા, પ્રસાદ કરી એ પાવન થયા એ પછી બીજા કયા તીર્થમા જવાના છે તે જાહેર થયું નથી પણ એમની ઈચ્છા ખટમંડુના પશુપતિનાથના દર્શનની હોય એમ કહેવાય છે ત્યાંની મુલાકાત માટે સમય પાકયો નથી એમ નેહરુ કહે તો જ એ રોકાય, બાકી એ જવાના મહત્ત્વનાં તીર્થો પૂરાં થઈ જાય પછી ઓછી ગણનાવાળાં તીર્થો પણ યાદીમા આવશે તમારી બાજુમાં કોઈ સારુ તીર્થ હોય તો તમે પણ એમની પધરામણીની આશા રાખી શકશો

હિંદુ તીર્થો પછી મુસ્લીમ, શીખ કે પારસી તીર્થો પણ એ પાવન કરશે એવી કોઈ આગાહી હજુ થઈ નથી એ જરા નવાઈભરેલું છે સર્વ ધર્મ તરફ દેશના રાષ્ટ્રપતિ સમાન ભાવે જુવે છે એવુ તો સહુ કોઈ જાણે છે

## ષષ્ટિપૂર્તિ નવો ચીલો

અમદાવાદે બે ષષ્ટિપૂર્તિ ઊજવી એમ તો આજ સુધીમાં આપણા સાહિત્યકારો અને મહાપુરુષોની અનેક ષષ્ટિપૂર્તિ ગૂજરાતે ઊજવી છે પણ આ બે ષષ્ટિપૂર્તિમાં એ બધાંથી કાંઈક નવીનતા હતી

મુનશીની ષષ્ટિપૂર્તિ મોડી મોડી પણ અમદાવાદે એની વિશિષ્ટ પદ્ધતિથી ઊજવી મુનશીનાં આજસુધીના સર્જનના પાત્રોમાંથી ચૂંટેલાં ચિત્રોનો સંપૂટ સમર્પીને આ એક નવો ચીલો તો છે જ, ઉપરાંત લેખકનાં સાહિત્યિક પાત્રો સાથે જનતા કેવીક એકરસ બનીને તાદાત્મ્ય કેળવી શકી છે એ પણ એનાથી જોઈ શકાય

આપણા લેખકો જનતા સાથે કેટલાક એકરૂપ થઈ શકે છે એ હજુ પણ બહુ આવકાર્ય અને આશાસ્પદ નથી દેખાતું છેલ્લાં ત્રીસેક વરસથી મુનશીની કલમનો કેફ ગુજરાત અનુભવતુ આવ્યુ છે એ કલમમાંથી ચયેલા સર્જનને હજુ તો ગૂજરાતનો બહુ ઓછો ભાગ પોતાનાં કરી શકયો છે અને ષષ્ટિપૂર્તિ વખતે પણ મુનશી સાહિત્યકાર કરતાં પણ વધુ તો જનતાને પ્રભાવિત કરી શકયા પોતાની સત્તાવાહિતાથી

એવો જ બીજો ષષ્ટિપૂર્તિનો ઉત્સવ સાવ અનોખી રીતે ઉજવાયો ધૂમકેતુનો. સાહિત્યિક સંસ્થાઓ અને વિદ્યાવ્યાસંગી મિત્રો કરતા પણ એક પ્રકાશન સંસ્થા લેખકને સન્માને અને તે પણ આવો તાકડો શોધીને—એ ખરેખર એક નવો ચીલો ગણાય

ધૂમકેતુનું સાહિત્ય-સર્જન આજે પણ એ જ અવિરત વેગે વહ્યે જાય છે ગુજરાતી સાહિત્યમા ભલે 'ધૂમકેતુ યુગ' નથી આવ્યો, પણ એ કહેવાતા 'યુગ' કરતા પણ વધુ માનના અધિકારી ધૂમકેતુ છે એ માટે ગુજરાત બેમત હોઈ જ શકે નહિ એ માટે તો ગુજરાતે એમનુ થોકબંધ સાહિત્ય ઝીલવાની તૈયારી રાખવા ધૂમકેતુએ એમના પ્રવચનમાં જણાવ્યુ છે ગૂજરાત એમની અપેક્ષા પૂરી કરે

## અવધૂત ઈન્દુભાઈ

ગયે વરસે જેમની ષષ્ટિપૂર્તિ ઊજવાઈ ચૂકી છે એ શ્રી ઈન્દુલાલ યાજ્ઞિક એકસઠમું વર્ષ પૂરુ કરે છે ત્યારે એમના કાર્યક્ષેત્ર જેવા નેનપુરના આશ્રમમાં એક નવુ ડગલુ માંડે છે. એમના વાત્રક વિદ્યાલયમાથી આજસુધી અક્ષરજ્ઞાન મેળવતા વિદ્યાર્થીઓ ત્યા સ્થિર ન થઈ શકતા. ભણીને નોકરી માટે શહેરોમાં ઊપડી જતા પણ હવે ત્યાં નાનકડા 'વાત્રક મુદ્રણાલય'ની સ્થાપના કરી છે વિદ્યાર્થીઓ આ રીતે એક ધંધામા પારંગત થઈને એ જ આશ્રમમાં સ્થાયી થઈ રહે એ માટે એમા ધીમે ધીમે વિકાસ કરવાના આશયથી એક નાનકડા ટ્રેડલથી શરૂઆત કરી છે અવિરત કાર્ય પાછળ મચી રહેનારા અવધૂત સમા ઈન્દુભાઈ આ નવી દષ્ટિથી ગુજરાતના ભાવિને ઉજ્જવળ બનાવવા આજે બાસઠમે વરસે પણ જુવાન જેવા જોમથી આગળ ધપી રહ્યા છે એ ગૌરવ લેવા જેવુ તો છે જ

*

# શબ્દનું બળ

ધૂમકેતુ

> સર્જનને લાગે વળગે છે ત્યાં સુધી એ જીવન સાથે ખૂબ નિકટનો સંબંધ રાખે છે દરેક સર્જનની દરેકના જીવન ઉપર થોડી-વત્તી અસર થાય છે જ માણસના જીવનનો અજબ જેવો પલટો કરવાની તાકાત પણ સાહિત્યમાં જ હોય છે આ નાનકડી વાર્તામાં સર્જનની સચોટતા પુરવાર થઈ છે

એક નવલકથાકાર નવલકથા લખે હપ્તે હપ્તે એક અઠવાડિકમાં છપાતી રહે શહેરમાં એક સ્ત્રી દર્દી ડૉક્ટર તેની દવા કરે અકસ્માત બન્યું એવું કે જે દર્દની ડૉક્ટર દવા કરે બરાબર એવા જ દર્દથી પીડાતા દર્દીની જીવનકથા પેલા લેખકની વાર્તામાં વણાતી આવે ડૉક્ટરની આ સ્ત્રી દર્દી એટલા માટે આ વાર્તાને અત્યંત રસથી વાંચે દર અઠવાડિયે રાહ જુએ કે પોતે જેવા ભયંકર દર્દથી પીડાય છે બરાબર એવા જ ભયંકર દર્દથી પીડાતી પેલી વાર્તાની નાયિકાનું છેવટે વાર્તામાં શું થાય છે? એના અંતની રાહ જુએ!

લેખકને ખબર નથી પણ અકસ્માત એની કલમમાંથી વાસ્તવિક જીવનને તાદૃશ એવા એક દર્દીની જીવનકથા વણાતી આવે છે! અને એને ખબર નથી કે એક દર્દીનો એમાં આશાતંતુ છે! આ વાર્તાને દર અઠવાડિયે રસથી વાંચનારી પેલી સ્ત્રી એમાં પોતાની જીવનકથનીની તલ્લીનતા અનુભવે છે એને લાગે છે કે જે અંત પેલી વાર્તાની નાયિકાનો નિર્માણ થયો હશે બરાબર એ જ અંત એને માટે પણ નિર્માણ થયો હશે!

ડૉક્ટરને આ ખબર નથી એને એમ કે પોતાનું મન બહલાવવા માટે આ એક અઠવાડિકની રાહ જુએ છે ને અઠવાડિકમાં આવતી વાર્તાને વાંચી થોડો આનંદ વિનોદ લે છે એને એ ઈષ્ટાપત્તિ લાગે છે એટલીવાર તો દર્દી પોતાનું દર્દ ભૂલી જાય! હવે એક વખત એવું બન્યું કે જ્યારે એ આવ્યો ત્યારે આ દર્દી સ્ત્રી ક્યાંય આઘીપાછી ગયેલી. રાહ જોઈને એને બેસવું પડ્યું એટલે એણે સહજ જ પેલા અઠવાડિકની એક બે નકલ જોવા માટે લીધી!

એને એ જોતાં નવાઈ લાગી પોતે જે નિરાશાજનક દર્દની આંહીં દવા કરી રહ્યો હતો બરાબર એવા જ નિરાશાજનક કોઈ દર્દની એમાં કહાણી આવતી હતી! એને રસ પડ્યો વધુ અંકો લીધા એક પહેલેથી વાર્તા વાંચવી શરૂ કરી થોડાક અંકો ઉતાવળે ફેંદી ગયો લખાણની શૈલી આકર્ષક ને બેની રાખે તેવી હતી તો દર્દીનો શો અંત આવે છે એ જાણવા માટે વાંચનારને ઉત્સુક કરી મૂકે તેવી પણ હતી!

એણે પણ ઉત્સુકતામાં છેક છેલ્લો તાજો અંક લીધો એ અંક તાજો જ આવ્યો હોય તેમ જણાયું પોતાના દર્દીની નજર તળે એ આવ્યો હોય તેમ લાગ્યું નહિ એણે એમાં દૃષ્ટિ કરી અને એ ચોંકી ઊઠ્યો!

લેખકને વાર્તાનો અંત આણવા માટે હવે એક બે હપ્તા જ બાકી રહ્યા હોય તેમ લાગ્યું!

અને આ અંકમાં એણે જે આપ્યું હતું તે પ્રમાણે બરાબર બે અઠવાડિયાં પછી વાર્તાની નાયિકા આ ભયંકર નિરાશાજનક દર્દમાં છેવટે મૃત્યુને ભેટે એ પરિણામ અનિવાર્ય હતું!

એને અચાનક એક નવું સત્ય મળ્યું આમાં પોતાનું દર્દ આલેખેલું છે માટે જ આ દર્દી આ વાર્તા આટલા રસથી વાંચે છે!

એ છેલ્લો અંક પોતાના ખીસામાં મૂકીને ઊભો થઈ ગયો

એટલામાં પેલી દર્દી સ્ત્રી આવી પહોંચી રોજના નિયમ પ્રમાણે તેણે દવા હવાની વાતો કરી પણ આજ એનું ચિત્ત પેલી વાર્તામાં હતું!



એને લાગ્યું કે જો વાર્તાની નાયિકાને લેખક મૃત્યુનો ભેટો કરાવશે, તો દિવસોથી આ વાર્તામાં રસ લઈ રહેલ પોતાની દર્દી પણ ચોક્કસ જબરજસ્ત આઘાત પામશે, અને કદાચ મૃત્યુને અનિવાર્ય ગણી જ લેશે!

એની અસર ઘણી વ્યાપક થઈ પડશે!

એટલે આ અંક લઈને તંત્રીની મારફત એ લેખકને શોધી કાઢવા માગતો હતો.

ત્યાં તો એની દર્દી સ્ત્રી પણ બોલી: 'અરે! કોઈ દિવસ નહિ, ને આજે જ પેલુ અઠવાડિક કેમ નથી આવ્યું? ડૉક્ટર સાહેબ! એમાં એક મારા જેવી જ દુખી દર્દી સ્ત્રીની વાર્તા આવે છે! જાણે કે મારી જ વાર્તા!'

'એમ? તો તો મારે એ જોવી પડશે!'

'પણ આ વખતે જ અંક કેમ આવ્યો નહિ?'

'હમણાં ટપાલમાં બહુ ગોટા થાય છે! કાલે આવશે!'

'એ બીચારી મારી પેઠે જ થોડા વખતમાં દુનિયાની વિદાય લેવાની છે!'

'તમારે તો હજી દુનિયાને ઘણા વખત સુધી જોવાની છે અનેક વસંત ઋતુઓને વધાવવાની છે!'

દર્દી સ્ત્રીએ નિરાશાથી ડોકું ધુણાવ્યું 'એ તો તમે કહો છો આ વાર્તા લખનાર માણસે કહ્યું તે વધુ સાચું છે એણે જાણે કોઈ દર્દીને જોઈને લખ્યું છે!'

'પણ તમે જોજો ને, એમાં શું આવે છે!'

'બીજું શું આવે? ..સંધ્યા આવી ગઈ છે!' તે પછી દર્દીએ કાંઈ કહ્યું નહિ

ડૉક્ટર ઊભો થયો તે સમજી ગયો કે આના મનમાં પેલી વાર્તા, સાચી હોય તેમ બેઠી છે. સિનેમાનાં ગાયનો ખોટાં છતાં લોકો ગોખ્યા કરે છે, એવી પ્રબળ કાલ્પનિક અસર આના ઉપર છે! એ તરત તંત્રીને મળ્યો ત્યાંથી લેખકનું સરનામું લીધું. ત્યાં જવા માટે એકાદ દિવસની મુસાફરી કરવી પડે તેમ હતું એ મુસાફરી એણે કરી લેખકને મળ્યો એને વાત કરી કલ્પનાનું રાજ્ય અને શબ્દનું સામર્થ્ય કાંઈ જ નથી એમ ધારીને લખ્યા કરતા લેખકને પ્રતીતિ કરાવી કે એ વિધાયક બળો પણ છે વાર્તાની નાયિકાને કોઈ રીતે ઉગારી લેવાની, નવજીવનનું પ્રભાત એને બતાવવાની, વિજ્ઞપ્તિ કરી.

લેખક એ સાંભળી રહ્યો એની કૃતિ કૃત્રિમ બની જતી હતી અત્યારના ક્રમ પ્રમાણે નાયિકાની મુસાફરી એક ભીષણ ખડક ઉપર આવી પહોંચી હતી. ત્યાં નીચે ખીણ હતી પાછું વળવાનું શક્ય ન હતું ત્યાં એને માટે મૃત્યુ અનિવાર્ય હતું!

અને ડૉક્ટરે કહ્યું 'તો મારા આ દર્દી માટે પણ મૃત્યુ અનિવાર્ય બની જશે!'

છેવટે માનવતા જીતી કલા હારી. લેખકે નાયિકાને જીવાડી

—અને એના ઉપર કલાકૃતિને બગાડી નાખ્યાના સેંકડો પત્રો આવ્યા વિવેચકોએ એને સત્ત્વહીન ગણ્યો. તંત્રીએ એને કલાહીન માન્યો થોડો વખત તો જાણે એ વિલુપ્ત થઈ ગયો

પણ એક દિવસ ડૉક્ટરનો કાગળ આવ્યો 'માનસ ચમત્કાર થયો છે આશાનું ઉજ્જ્વલ કિરણ ફૂટ્યું છે દર્દી સો ટકા બચે તેવી આશા મને પ્રગટી છે'

લેખકે છપાયેલી વાર્તાનાં તમામ કાગળિયાં ભેગાં કર્યાં અને એને છાપવા આપવાને બદલે બાળી મૂક્યાં



## જાત પર!

કરી ન્યોછાવરી મમ જિંદગીની તારી એક જ વાત પર:
સનાતન સ્ત્રી સમી ફ્સકાઈને અંતે ગઈ તવ જાત પર!

પ્રવાત

# અમદાવાદનું કાંકરિયું

કનૈયાલાલ મુનશી

નગરોની ને સંસ્થાઓની શતાબ્દિ ઉજવાય એ સમજી શકાય તેવી વાત છે પણ સરોવરોની શતાબ્દિ—પંચશતાબ્દિ ઉજવાય એ આ પહેલો પ્રસંગ છે એ નિમિત્ત ઉત્સવની ઉદ્ઘાટન વિધિ કરતા જે પ્રવચન આપેલું તેમાથી આટલો ભાગ તારવીને અહીં મૂક્યો છે લેખકની સચોટ શૈલી વક્તવ્યમા પણ અછતી નથી જ રહેતી

અમદાવાદનો આરંભ આપણે અહમદશાહથી કરીએ છીએ એ વાસ્તવિક નથી એમ સાબરમતીનો પ્રદેશ માનવીઓના ઉષઃકાળથી આકર્ષક હતો ત્યાં એ સમયના માનવીઓનાં થાણાં હતા. પાછળથી નદીતીરસ્થ સંસ્કૃતિ મોહેનજોડારોમાં હતી તેની અહીંયાં વિકાસ પામી રૂદ્રદામન સિંધ મારવાડ આજના ગુજરાતમાં તેમ જ કોંકણના આખા વિસ્તારમાં રાજ્ય કરતો તેમાં એમ પ્રદેશ પણ હતો

આશરે ૬૫૧ માં હુએનત્સંગ આ જ પ્રદેશનો આન્-દા-લી કે આચાની પ્રદેશ વર્ણવે છે તેને હું આશાપલ્લી કે અશ્વાલીનું ચીની સ્વરૂપ માનું છું દશમી સદીમાં પાટણ ખંભાત ને ભરુકચ્છની ઉત્તરનું આશાપલ્લી અથવા આશાવળ પ્રખ્યાત નગર હતું એમા વેપારીઓની મોટી વસ્તી હતી અને ભરૂચ ને ખંભાતથી ઉત્તર ભારત જવાના ધોરી માર્ગ પર આવ્યું હતું અલબેરુનિએ (૯૧ -૧૦૩૦) એનો ઉલ્લેખ કર્યો છે અને કર્ણદેવ સોલંકીએ એની જગાએ અથવા પાસે કર્ણાવતી નગરી સ્થાપી આશાવળની જાહોજલાલી વધારી આખો પ્રદેશ ભીલોનો હતો એ માન્યતા અનૈતિહાસિક છે તે વખતે આશાવળમાં હેમચંદ્રાચાર્ય ને ઉદયન મંત્રીનો વાસ થયો હતો જ્યારે પાટણના ગુર્જરેશ્વરો રાજ્યવિસ્તાર કોંકણ સુધી લઈ ગયા ત્યારે કર્ણાવતી મધ્યસ્થ હોઈ તેની ઉપયોગિતા પણ વધી ગઈ

ગુજરાતના પહેલા સુલતાન પાત્ર અહમદશાહે અમદાવાદનો પાયો નાખ્યો કયા વર્ષમા એ પાયો નખાયો એ નિશ્ચિત થયું નથી પણ ૧૪૧૧ મા —૧૪૧૮ વૈશાખના શુકલપક્ષમાં એ સ્થાપના થઈ હોય એમ માનવાને વધારે કારણ મળે છે

પાટણથી પાટનગર અમદાવાદ કેમ લાવવું પડ્યું એના ત્રણ કારણ લાગે છે રાજસ્થાનનો રણવિસ્તાર વધારે પાસે આવ્યો ને સરસ્વતી સુકાઈ જવા લાગી એ એક કારણ હતું ઉત્તરના પ્રદેશોમાં સમય હિંદુરાજ્યો હતાં અને કોંકણને ખાનદેશમાં વધારે રાજ્ય-વિસ્તારનો અવકાશ હતો આ પણ કારણ હોય આથી અમદાવાદ સ્થાપવાની જરૂર પડી આમ કર્ણાવતી અને પાટણ બંનેની સમૃદ્ધિથી અમદાવાદ બંધુ અગીસો વર્ષ સુધી પાટણ પ્રભાવ વૈભવ અને વિદ્યાનું ભારતમા મુખ્ય કેંદ્ર હતું પાટણની વિદ્યા પ્રણાલી તો અલાઉદ્દીન ખીલજીએ ૧૨૯૯માં સમાપ્ત કરી દીધી હતી

ગુજરાત સરોવરથી શોભતું જૂનાગઢનું સુદર્શન પાટણનું સહસ્રલિંગ રૂપેણીરે કર્ણસાગર વડનગરનું સમેળા ઈડરનું રાણી ઘંટીવનું બાખ વિરમગામનું મુનસર ધોળકાનું મલાવ ચાંપાનેરનું બ।—આપણાં આ સરોવરો ઇતિહાસ-વિખ્યાત છે અને ગામ ગામનાં તળાવો હતાં તે તો જુદાં

ગુજરાતીઓને જળચમવાનું એ જમાનાથી અદ્ભુત જ્ઞાન હતું આ પ્રદેશમાં નદીઓ હતી સરોવરો હતાં તળાવ હતાં ઘેરઘેર ટાંકાં હતા તેનાથી ગુજરાતની ભૂમિ ફૂલવાડી બની હતી આજે નદીઓ સુકાતી જાય છે તેમના તટોપર કોતરો વધતાં જાય છે સરોવર બેપરવાઈના ભોગ બન્યાં છે તળાવો પૂરાઈ જવા આવ્યાં છે જંગલો કપાઈ ગયા ટાંકાંઓ બંધ થયા ને વર્ષાઋતુ અનિશ્ચિત થઈ ગઈ

પાણીનો સંગ્રહ કરવાની કળા તો હવે ખરચાળ વાટર વર્કસની માગણી કરવામાં સમાઈ ગઈ છે દર વર્ષે દુકાળ પડે તેમાં કાંઈ નવાઈ?



સુલતાન કુતુબુદ્દીને ૧૪૫૨માં કાંકરિયું કરાવ્યું સહાઈ ગયેલા સહસ્ત્રલિંગની આ સુલતાનશાહી નવી આવૃત્તિ હતી સ્થપાયું ત્યારથી અમદાવાદ ખીલવા લાગ્યું હતું ને કાંકરિયું તેની અદ્ભુત શોભા હતી બેગડાના સમયમાં અમદાવાદની જાહોજલાલી મધ્યાહ્ને પહોંચી, આબુથી મુંબઈ, ડાંગથી ડુંગરપુર, થાણા ને ખાનદેશ આ આખા પ્રદેશ પર ગુજરાતની આણ વર્તતી

૧૫૭૩માં ગુજરાત મોગલ સામ્રાજ્યમાં જોડવામાં આવ્યું અમદાવાદ સામ્રાજ્યના પ્રાંતનું પાટનગર થયું એની સમૃદ્ધિ વધી, કળા પણ સોળે કળાએ વિકસી, જહાંગીરને અમદાવાદનો અણગમો હતો, પણ કાંકરિયા પર તો એ ફિદા હતો.

૧૬૧૮માં અંગ્રેજોને હિંદમાં વ્યાપાર કરવા દેવાના કરાર અમદાવાદમાં થયા શાહજહાંના સમયમાં આ નગર ભવ્ય પ્રસાદો, મસ્જીદો ને મદ્રેસાઓથી સુશોભિત હતું, તે સમયે સમસ્ત જગતમાં એ ઉચ્ચતમ ને ધનાઢ્ય શહેર હતું વિસ્તાર, વસ્તી, ને સુશોભિત મંદિરો વડે એ દિલ્હી ને આગ્રાથી ચઢિયાતું હતું, આમ મુસાફરો સાક્ષી પૂરે છે

જહાંગીર વનપ્રેમી હતો અબ્દુલ્લાખાન ફીરોઝ જંગ નિઝામના વડવાએ કાંકરિયાના ઝાડ કપાવી નાખ્યા, જહાંગીરે તેને અમીરાતમાંથી પદભ્રષ્ટ કર્યો. ત્યારે રાજવીઓ વૃક્ષાવલિ કાપવાની કલામાં નિષ્ણાત થયા નહોતા.

૧૬૨૩માં પશ્ચિમી મુસાફર જગતના અદ્ભુત સ્થાનોમાં કાંકરિયાની ગણના કરાવે છે ૧૬૬૬માં થેવેનોટે એની પ્રશંસા મુક્તકંઠે કરી હતી.

૧૭૦૬માં ઔરંગઝેબ મરી ગયો ને મોગલ સામ્રાજ્ય તૂટવા લાગ્યું હતું મરાઠાઓના સર્વનાશ સૈન્યો ગુજરાતની ભૂમિ પર, નિરંતર આક્રમણ કર્યા કરતાં, પરિણામે અમદાવાદનું તેજ ગયું. કાંકરિયા ભાંગ્યું, તૂટ્યું, વિસરાયું. એની વનરાજી નષ્ટ થઈ. નગીના બાગ ઉજ્જડ થયો

૧૭૮૦માં જનરલ ગોડાર્ડે અમદાવાદ લીધું. ખેડાના કલેક્ટરે એનો પૂરેપૂરો કબજો લીધો ૧૮૧૮માં મરાઠી અમલ અદ્રશ્ય થયો ને અંગ્રેજી સત્તા આવી અમદાવાદના શુભ ગ્રહો ફરીથી મંડાયા અમદાવાદ સમૃદ્ધ થયું—વસ્તીના પ્રમાણમાં ભારતના કોઈપણ શહેરથી વધારે

અમદાવાદની ચડતી ને પડતી ગુજરાતીઓના સુખ દુઃખ જોડે નાંગરેલી છે. જ્યારથી આજના ગુજરાતનો પાયો નંખાયો ત્યારથી એનો વિકાસ શરૂ થાય છે છેલ્લા હજાર વર્ષમાં ગુજરાતી પ્રજાએ ચાર વિકાસ યુગ જોયા—ચૌલુક્યોનો, સલ્તનતનો, મુગલાઈનો ને આજનો એમાં સો વર્ષની પનોતી ૧૨૯૯માં આવી, બીજા સો વરસોની પનોતી ૧૭૦૦થી શરૂ થઈ. છેલ્લાં સો વરસનો વિકાસ ૧૮૧૮ થી ૧૯૧૫ સુધીનો થયો ૧૯૧૫થી ૧૯૫૨ સુધીમાં ગુજરાત રાષ્ટ્ર જીવનને મોખરે આવ્યું ગાંધીજીની પ્રેરણા અને સર્જકતાથી, અને સરદારની કુનેહ અને શક્તિથી ગુજરાતીઓમાં નવી ચેતના ને સધબળ આવ્યા બે વિશ્વયુદ્ધને પરિણામે ગુજરાતીઓને સાહસ અને અઢળક સમૃદ્ધિ વરી આપણી જનસંખ્યા થોડા વખતમાં દોઢ કરોડની થશે છતાંયે આજે આપણે ત્રણસો ગજ્યોને બદલે માત્ર ત્રણ રાજતંત્રમાં વહેંચાયેલા છીએ જીવનના દરેક ક્ષેત્રોમાં ગુજરાતીઓ આગળ વધ્યા છે સંસ્કારની પણ પુનર્ઘટના થઈ સાહિત્ય અને કલાએ અનેકવિધ વિકાસ કર્યો આજે બે વિશ્વવિદ્યાલયો ગુજરાતમાં સ્થપાયા છે. આપણે ત્યાં પ્રમાણમાં સંપ છે સ્થિર જીવનની આકાંક્ષા છે. સમતોલપણું છે

★

# સરકારી તંત્રમાં માનવતા

ગણેશ વા માવળંકર

> અંગ્રેજ શાસનકાળ દરમિયાન સરકારી તંત્રમા માનવતાનો અંશ જ નહોતો એવી જે જડ માન્યતા આપણામા ઘર કરી બેઠી છે એને આ સત્યકથા સાવ જુઠ્ઠી પાડે છે માણસની માનવતા ક્યારેય એની ફરજ બજાવવી ચૂકતી જ નથી

દાદાસાહેબ જેનર સાહેબના કહેવાથી આ મારા વૃદ્ધ પિતાને લઈ હું તમારી પાસે આવ્યો છુ તેમની ઉમર ૭૨–૭૫ની આસપાસ છે મોમાં દાંત નથી અને આંખે દેખાતું નથી કોઈ હાથ પકડીને દોરે તે સિવાય તેમને માટે ક્યાંય જવુ આવવુ અશક્ય છે એમની શારીરિક અવસ્થા અને આશરે ૧૮ વર્ષ સુધી ભોગવેલી કેદ ધ્યાનમા લઈ સ્થાનિક જેલ કમીટીએ તેમને છોડી મૂકવાની ભલામણ કરી હતી તે પરથી આ સરકારી હુકમ આવ્યો છે તે જુઓ અને અમારે શુ કરવુ તે કહો

એક યુવાન કેદીએ તેના નાનાભાઈ અને બાપ સાથે મારી પાસે આવી મને એવી રીતે વિનતિ કરી અને હુકમનો કાગળ મારા હાથમા મૂક્યો

સરકારનો એ હુકમ વાંચી મને ચીડ ચડી સાથે જ મન ખિન્ન પણ થયુ એમ લાગ્યુ કે આ તે કેવો હુકમ? આ હુકમ લખનારા સેક્રેટરીએટના અધિકારીમા સામાન્ય અક્કલ કે માનવતા છે કે નહિ? કે પછી કેવળ ઑફિસમા ખુરશી પર બેસીને બહુ જ ઝીણી નજરે અને સહાનુભૂતિ વગર આ લોકો કાયદાનો અમલ કરે છે! આવી જાતના વિચારો મારા મનમાં આવવા લાગ્યા દેશમા આપણું પોતાનુ રાજ ન હોવાને કારણે સરકારી તત્ર માનવતાશૂન્ય છે અને ઉપરછ ની નજરે નાની દેખાતી એવી આ વાત પણ આપણી સ્વરાજની માગણી માટે પૂરતું કારણ છે એમ મને લાગ્યુ

મારી પાસે આવેલો જુવાન કેદી તેનો બાપ તથા નાનો ભાઈ મૂળ બોરસદ (ખેડા જિલ્લો)ના વતની તેના બાપને બીજા ત્રણ નાના ભાઈઓ હતા આ બધા બોરસદમા (નજીકના જ એક ગામડામા) સયુક્ત કુટુમ્બમાં ભેગા રહેતા હતા અને ખેતી પર પોતાનું ગુજરાન ચલાવતા હતા જમીનની બાબતમાં આ લોકો અને પડોશના ખેતરવાળાઓ વચ્ચે ઝઘડો થયો અને બોલાચાલી પરથી મામલો મારામારી સુધી પહોંચ્યો અને પરિણામે બે–ચાર માણસોનુ મોત નીપજ્યું કેટલાક આમની બાજુના ને કેટલાક સામાવાળાના

ગેરકાયદેસર મંડળી મારામારી ખૂન વગેરે આરોપ મૂકવામાં આવ્યા અને સ્વભાવિકરીતે જ બન્ને પક્ષો પર કોર્ટમાં કેસ દાખલ કરવામાં આવ્યા કેસનો નિકાલ આવતાં બન્ને પક્ષના માણસોને જન્મટીપ કાળાપાણી અને જુદી જુદી મુદતની કેદની સજા થઈ તેમા મારી પાસે આવેલો પેલો જુવાન કેદી, તેનો ભાઈ બાપ અને બે કાકા એ બધાને જન્મટીપ કાળા પાણીની સજા થઈ! તેમનો સૌથી નાનો કાકો એકલો જ બહાર છૂટો રહ્યો મારામારી વખતે તે ખેતર પર નહોતો તેથી સારે નસીબે તે બહાર રહી શક્યો કુટુંબમા સ્ત્રીઓ અને નાનાં બાળકો હતાં

આ કુટુંબમાંના જે બે કાકા હતા તેમને બીજી જેલમાં ખસેડવામા આવ્યા હતા અને બાપ અને બે દીકરા એમ ત્રણ જણા સાબરમતી જેલમાં હતા આ જેલમાં તેમણે ચૌદ વર્ષ ગાળ્યાં હતાં અને શરૂઆતમાં લખ્યુ તે પ્રમાણે સ્થાનિક જેલ કમિટીએ લાંબી મુદતના કેદીઓની સજાનો વિચાર કરતાં આ ત્રણ પૈકી અશક્ત વૃદ્ધ અને અંધ બાપને એકલાને છોડી મૂકવાની ભલામણ કરી હતી

હવે સરકારનો છોડી મૂકવાનો હુકમ વાંચી મને આટલી ચીડ આવવાનુ અને દુ:ખ થવા જેવુ તેમાં શુ હતુ? છુટકારાની જે શરતો સરકારે જણાવી



હતી તે જ હું વાચકો સમક્ષ રજૂ કરું છું તેના ઉપર વિશેષ વિવેચન કરવાની આવશ્યકતા નથી. આ રહી તે શરતો —

(૧) આ વૃદ્ધ કેદીએ સરકારને બાંયધરી આપવી પડશે કે તેને છોડ્યા પછી કોઈ પણ પ્રકારનો કોઈ પણ ગુનો તે કરશે નહિ આ શરતની વ્યાપક ભાષા ધ્યાનમા લેવી જોઈએ કેવળ મારામારી જેવો જ નહિ, પણ "કોઈ પણ ગુનો"! એટલે કે એમા બધી નજીવીમાં નજીવી વાતો આવી ગઈ ગુસ્સામાં કોઈને કઈ ગાળ દે કે એવો જ કઈક નજીવો પ્રસગ બને એટલે આ શરતનો ભગ થઈ ચૂક્યો! પણ મુખ્ય સવાલ તો એ કે જે માણસને આંખે દેખાતુ નથી, જેના મોમાં દાત નથી, પગમા ચાલવાની પણ તાકાત નથી એવો માણસ ગુનો પણ શો કરવાનો હતો? પણ આ બધુ કોણ જુએ? જેલમાથી છૂટતા કેદી પાસેથી "હું કોઈ પણ જાતનો ગુનો કરીશ નહિ" એવી બાંયધરી લેવાનો દસ્તુર છે! અને તેને જ અનુસરીને આ શરત મૂકવામા આવી હતી!

(૨) ઉપરની શરતનો જો ભગ થાય તો બાકી રહેલી સજાની માફી રદ થશે અને તે બધી સજા ભોગવવા તેને ફરીથી જેલમાં આવવુ પડશે! આને વિષે તે શુ કહેવું? ૭૨–૭૫ વર્ષનો આંધળો ડોસો ગુનો કરે એમ માની લઈએ તો પણ તેને બાકી રહેલી ૧૦–૧૫ વર્ષની સજા ફટકારવામા આવશે એમ કહેવામાં સાર શો? પણ આ શરત દસ્તુર પ્રમાણે જ હતી. પણ તે પછીની શરત તો આથીયે વધુ હાસ્યાસ્પદ અથવા વધુ ચીઢ લાવવા જેવી હતી તે આ પ્રમાણે હતી

(૩) ડોસાએ ખૂન જેવો ભયંકર ગુનો કર્યો હોવાથી તેને છોડી મૂકવામાં આવે તો ય તેને બિનશરતી છોડી મૂકવો ઇચ્છવાજોગ નથી એટલે જેલમાથી છૂટ્યા પછી તેણે પાચ વર્ષ "ગુનેગારોની વસાહત"મા રહેવુ જોઈશે અને એ પાચ વર્ષ દરમિયાન તેને હાથે કશું ખરાબ કામ ન થાય તો જ તેનો બિનશરતી છુટકારો થશે

આ 'ગુનેગારોની વસાહત' (Criminal Settlement) એટલે શુ તે ટૂકમા સમજાવવુ જોઈએ જેનમાં ચારે બાજુએ મોટી અને ઊંચી દીવાલવાળા ચોગાનમાં આવેલા બીજા નાના ચોગાનો—જેને ફરતી દીવાલો હોય છે—હોય છે જેલના કેદીઓને દિવસના કામ કરવાના વખત સિવાય આખો વખત તે ચોગાનોમા આવેલી કોટડીઓમાં તાળામાં પૂરી દેવામાં આવે છે વસાહતોમાં એ રીતે હરવા ફરવાની ઘણી છૂટ હોય છે, ત્યાં કોઈને તાળા કૂચીમાં પૂરી રાખવામા આવતા નથી દિવસે વસાહતના કપાઉન્ડની બહાર જવા–આવવાની છૂટ હોય છે ફક્ત સાજે અમુક વાગ્યાથી સવારે અમુક વાગ્યા સુધી વસાહતમા રહેવુ પડે છે, અને બહાર ક્યાય જઈ શકાતુ નથી તે વસાહતની ચારે બાજુ કાંટાળા તારની વાડ હોય છે, અને બહારનો દરવાજો બધ હોય છે, ત્યાં રાત દિવસ પહેરો હોય છે.

પરંતુ જેલના કેદીઓને ખવડાવવાની જવાબદારી સરકાર ઉપર હોય છે, જ્યારે વસાહતના કેદીઓને ખવડાવવાની જવાબદારી સરકાર પર જ હોય છે એમ નથી બહાર જવાની છૂટ હોવાથી તેઓ મજૂરી કરીને પોતાનુ ગુજરાન ચલાવી શકે છે વળી જેમને વસાહતમા અપાતો ખોરાક ન જોઈતો હોય તેમને પોતે કામ કરીને પોતાનો ખોરાક મેળવવાની છૂટ હોય છે આ રીતે જેલના બધીવાસ કરતા વસાહતમા રહેવાનુ યુવાન કેદીઓ વધુ પસદ કરે છે. એટલે ઉપરનો નિયમ એટલે એક જાતની સગવડ જ છે પણ આ કેસમાં પ્રશ્ન એ હતો કે અશક્ત, વૃદ્ધ અને આંધળો કેદી નહિ પોતાના છોકરાઓ સાથે કે નહિ પોતાને ઘેર પોતાના નાના ભાઈ સાથે, એવી અસહાય સ્થિતિમા એકલો કેવી રીતે રહે? વળી ઉંમર અને શારીરિક અવસ્થા જોતાં તે મૃત્યુને બારણે ઊભો હતો! કોઈ સગાવહાલાની સન્નિધ્યમા મર





વાને બદલે પોતાના છોકરાઓથી દૂર ગુનેગારની વસાહતમાં પાસે કોઈ માયાથી સંભાળ લેનારુ ન હોય એવે ઠેકાણે મરવા માટે તેણે શા માટે જવુ ?

આ પરિસ્થિતિમાં એ યુવાન કેદીને શી સલાહ આપવી એ મેં મારા મનમાં તુરત નક્કી કરી નાખ્યુ છતાં સલાહ આપતાં તેને પૂછ્યુ ધારો કે હું કહું તે પ્રમાણે તુ કરે અને સરકાર આ હુકમ રદ કરે અને તારા બાપને છોડી શકાય તેમ નથી એમ કહે તો તને ચાલશે ? તે બીચારાને તો આનો ખ્યાલ પણ શેનો આવે ? તે તો મારા ઉપર વિશ્વાસ મૂકીને આવ્યો હતો એટલે હું જે ઢબે સરકારને લખવા ઇચ્છતો હતો તેનાં જુદા જુદા પરિણામનો તેને ખ્યાલ આપવો જરૂરી હતો મને પોતાને તો એમ ચોક્કસ લાગતુ હતુ કે આ પ્રકરણમાં જો મક્કમ વલણ ધારણ કરવામાં આવે તો તાબડતોબ ડોસાનો છુટકારો થશે પણ સેક્રેટરીએટમાં બેસતા અધિકારીના મનમાં શા વિચારો આવશે તેનુ શુ ઠેકાણુ ? કદાચ તેને એમ પણ લાગે કે, આ ડોસો આટલી બધી ધૃષ્ટતા બતાવે છે એમ ? રહેવા દો તેને જેલમાં પુરાયલો જ ! પણ આવો સંભવ બહુ થોડો હતો તે જુવાન કેદીએ ઝાઝો વિચાર કર્યા વગર મને તરત જવાબ આપ્યો તમે જે કરશો તે મને કબૂલ છે શરતી છુટકારાનો હુકમ રદ થશે તો તેથી અમને કશુ દુઃખ નહિ થાય

આટલી ખાતરી મળ્યા પછી હું શેનો સંકોચ રાખુ જ ! નમ્રતાપૂર્વક પણ સ્પષ્ટ શબ્દોમાં મારો સંતાપ અને દુઃખ વ્યક્ત કરી મેં અરજી લખી દીધી તેમાં નીચેના મુદ્દાઓ હતા

(૧) મારી શારીરિક અવસ્થા પ્રત્યક્ષ જોઈ જેલ કમિટીએ કરેલી ભલામણ સરકારે સ્વીકારી હોત તો ઠીક થાત પણ સેક્રેટરીએટના ઓરડામાં બેસી પ્રત્યક્ષ સ્થિતિની જાણ વિના અને તેનો વિચાર સરખો કર્યા વિના સરકારે વિચિત્ર શરતો મૂકી મારા છુટકારાનો હુકમ કર્યો તે જોઈ મને અપાર ઉદ્વેગ અને દુઃખ થાય છે સરકારી તંત્રમાં માણસાઈને જરાય અવકાશ છે કે નહિ એવી શંકા થાય છે

(૨) મારો જો બિનશરતી છુટકારો ન કરવો હોય તો ગુનેગારોની વસાહતમાં જઈને એકલા મરવા કરતાં જેલમાં મારા બે છોકરાઓની સાન્નિધ્યમાં મરવાનુ હું વધુ પસંદ કરીશ

(૩) જો શરતો લાદ્યા વિના મને છોડી મૂકવામાં આવશે તો ઘણે વર્ષે હું મારા નાના ભાઈને ખૂબ જ આનંદથી મળીશ અને કુટુંબીજનોના સાન્નિધ્યમાં પ્રસન્ન મને અને શાન્તચિત્તે હું મારા પ્રાણ છોડી શકીશ

એટલે સરકારને જેમ ઠીક લાગે તેમ કરે હું તો કોઈ પણ પરિસ્થિતિમાં સુખી જ છુ હું કોઈ પણ પ્રકારની બાંયધરી આપવા ઇચ્છતો નથી

આ અરજીનુ બાણ મારા ધાર્યા કરતાં વધુ સચોટ અને જલદી લાગ્યુ સાથે સાથે મારે એ પણ જણાવવુ જોઈએ કે જડ એવા સરકારી તંત્રમાં પણ અવાર નવાર મધુર માનવતા બતાવનારા પ્રસંગો બની શકે છે ખરા

આઠમે જ દિવસે ડોસાના બિનશરતી છુટકારાનો હુકમ આવ્યો હુકમ આટલો જલદી આવ્યો તેની બધાને નવાઈ લાગી એ ત્રણેય જણા મળવા આવ્યા અને સ્વાભાવિકરીતે જ તેમની આંખમાં આનંદનાં આંસુ આવ્યાં ત્રણેયનાં મોં ઉપર આનંદ અને કૃતજ્ઞતાના ભાવ જોઈ મને પણ ઘણો આનંદ થયો

★

ઊર્મિ-નવરચના અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો આ નં લખવો કયારેય ભૂલશો નહિ

# શરમાળપણું

હર્વિદા પંડિત

શરમના શેરડા પાડતી કોઈ કોડભરી કિશોરી કે ગાલે ખંજન પાડતા નાના બાળકના શરમાળપણામાં આપણે ક્યારેય બહુ ઊંડાં નથી ઊતરતાં. માનવના ગુણ–અવગુણને સમજવા માનસશાસ્ત્ર ખૂબ મદદરૂપ થઈ પડે છે. સરળતાથી રજૂ થતા એ ભારેખમ શાસ્ત્રના આ લેખો દિન–પ્રતિદિન વધુ વાચકોને આકર્ષી રહ્યા છે એમા લેખિકાની સારી એવી સફળતા ગણાય.

શરમાળ પ્રકૃતિ ઉપર કવિજનો સુંદર કાવ્યો લખે છે, પરંતુ માનસશાસ્ત્રીય દૃષ્ટિએ તો એ એક પ્રકારની નબળાઈ છે શરમાળ માનવી આત્મશ્રદ્ધાળુ ઓછો હોય છે એ બીજા સાથે મુક્તરીતે હળીમળી શકતો નથી ને પરિણામે એક તરહની બેચેની અનુભવ્યા કરે છે મિત્રો બનાવવા એને નથી ગમતા એવુ નથી, પરંતુ એ કઈ રીતે બતાવવા એ સમસ્યા એનાથી ઉકલતી નથી કમભાગ્યે શરમાળ માણસ એ સમજતો નથી કે આ શરમાળપણું એ પોતાનુ જ ઊભુ કરેલુ ભૂત છે એનો ઉદ્ભવ બાલ્યાવસ્થામાથી જ થાય છે ને વાતાવરણ એને પોષે છે. આગે માનવી જીવનના ક્ષેત્રમા અથડાઈ કુટાઈને ઘણીવાર શરમાળપણુ ભૂલી જાય છે, પરંતુ એને માટે ઠીકઠીક પુરુષાર્થ કરવો પડે છે શરમાળ પ્રકૃતિના હોવામાં ગૌરવ લેવા જેવુ કશુ નથી એ સ્પષ્ટરીતે સમજી લેવું જરૂરી છે.

શરમાળ પ્રકૃતિના માણસોને માનસશાસ્ત્રીઓ આતર્લક્ષી ( Introvert ) નામ આપે છે શરમાળપણાની પાછળ એકાદ અજ્ઞાત કારણ હોય છે જ પણ મુશ્કેલી એ ઊભી થાય છે કે એ કારણ કયું છે એ શરમાળ માણસ જાણી શકતો નથી આથી જ એના સામાજીક જીવનમા લજ્જાશીલતા એક જાતનો અવરોધ નાખે છે સામાન્યરીતે શરમાળપણાનુ મુખ્ય કારણ શોધનારે વ્યકિતના બાળપણમાં ડોકિયુ કરવુ જરૂરી છે બાળપણનો એકાદ કમનસીબ પ્રસંગ શરમના ઉદ્ભવ માટે જવાબદાર હોય છે. આથી મોટપણમા એ ભાવનાના વિકાસને લીધે એની સ્થિતિ ચશ્મા વગરની ને ટૂંકી દૃષ્ટિવાળી વ્યકિત જેવી થાય છે વિઘ્નોને દૂર કરવાનુ કામ અઘરૂં બને છે

આપણે 'વ્યક્તિત્વ'ના લેખમાં બાહ્યલક્ષી ( Extrovert ) વ્યક્તિઓ વિષે વાત કરી હતી આવા માણસો અજાણ્યાની સાથે હળતાં ને જીવનમાં સક્રિય બનતાં અચકાતા નથી, બલ્કે એમને તો ટોળામાં રહેવું જ વધુ ગમતુ હોય છે એનાથી ઊલટુ આતર્લક્ષી માણસોને સમાજમા રૂચતુ નથી એમને તો પોતાના એકાદ–બે શોખોમાં રચ્યા–પચ્યા રહેવુ ગમે છે, કદાચ પોતાના એકાદ બે મિત્રો ટોળાં કરતાં તેમને વધુ ગમે છે આવી વ્યક્તિઓ નિષ્ફળ જીવન જ જીવે છે એવુ કંઈ નથી, પણ તેમને શાંતિમય વાતાવરણમાં અને વિચારોમાં મગ્ન રહેવુ ગમે છે આવા માણસો લજ્જાશીલ હોય છે

વધારે મુસીબત ત્યારે આવે છે જ્યારે આવા લોકો એવુ વિચારે છે કે જો એમણે શરમ છોડવી હોય તો જે જાતના જીવનનો એમને કંટાળો છે એવુ જીવન એમણે જીવવુ—ટોળામા ભમવુ, ખૂબ મિત્રો કરવા અને ગરબડિયા વાતાવરણમા ઘૂમવુ પણ આ માન્યતા સાચી નથી એમા માનસશાસ્ત્રીય સત્ય નથી માનવીને પસંદ આવતુ હોય એવુ જ વાતાવરણ તેને મળવુ જોઈએ, કોઈપણ જાતની જબરજસ્તી માનસશાસ્ત્રનુ ખૂન કરનારી પ્રવૃત્તિ છે એ નક્કી છે

આમછતાં બધાં શાંત માણસો શરમાળ નથી પણ હોતા શરમાળ માણસોના દિલમાં અજ્ઞાત ભય નિવાસ કરે છે તેથી તે લોકો મિત્રોમાં ભળી શકતા નથી વળી શરમાળ માણસોને પોતાની જિંદગી





એકાકી અને દુ:ખી પણ ભાસે છે. આવું છડેચોક સ્વીકારવું તેમને ગમતું નથી. આથી તેઓ પોતાને એકાંત ગમે છે એવો ઢોંગ રચે છે. જ્યારે અંદરખાને એવું માને છે કે સમાજ તેમને ધિક્કારે છે ને તેઓ સમાજને. શરમાળ માણસને ટોળામાં હળવું નથી ગમતું. સાથે સાથે મિત્ર વગર પણ ફાવતું નથી. મિત્રોનો અભાવ તેને ખટકે છે ને લઘુતાગ્રંથિની ભાવના જડ બને છે. આથી તે આત્મભાનયુક્ત ( Self-conscious ) બનતો જાય છે ને સંપર્કમાં આવતી વ્યક્તિઓથી દૂર હટતો જાય છે. તે પોતાનાં રાઈ જેવડાં દુ:ખોને પહાડ સમાં ગણે છે અને બીજી વ્યક્તિઓ માટે અવનવા પૂર્વગ્રહો બાંધે છે. આવી વ્યક્તિઓ અતડાપણાનું બિરૂદ મેળવે છે.

શરમનો ભોગ બનેલી એક સ્ત્રી આ પ્રમાણે બયાન આપે છે: મારામાં એવું કશું કઢંગુ તત્ત્વ નહોતું જેથી હું લોકમાં ભળતા સંકોચ પામું. હું કુરૂપ કે મૂર્ખી નહોતી અને છતાં મને સમજ નહોતી પડતી કે હું સમૂહમાં કેમ ભળી શકતી નહોતી. લોકોમાં હળતાં ન વાતચીત કરતાં મને ઘણું ક્ષોભ જતી. કોઈ મને જુવે નહીં એવી રીતે પડદા પાછળ શાંતિથી રહેવામાં મને મઝા પડતી. હું મારી જાતને સતાવતી ફરતી. દરેક માણસનું વર્તન બહારથી અકારણ ભને દેખાય પણ એની પાછળ કાંઈક કારણ છુપાયેલું હોય છે જ. દરેક શરમાળ વ્યક્તિ પોતાની જાતને જ સમજે તો અડધી મુશ્કેલીઓ દૂર થઈ જાય.

બધી જ માનસિક વિકૃતિઓની જેમ આ વિકૃતિ પણ દમન( Repression )માંથી જ જન્મે છે. મનુષ્ય એ સામાજીક પ્રાણી છે. આથી એને કદી એકાકી જિંદગી નહીં રૂચવાની. આનાથી વિરૂદ્ધ સામાજીક પ્રેરણાનું દમન કરીને પરાણે એકાંતમાં રહેવાની ટેવ પાડનારમાં શરમાળપણું ઘૂસી જાય છે. શરમ ઊપજવાનું કારણ જો જડી જાય તો તે આપમેળે થઈ જાય છે. કયું કારણ કેવી રીતે અસર ઊપ-જાવે છે એટલું જાણ્યું એટલે ચાવી હાથમાં આવી ગઈ સમજવી.

આ શરમનું ઉદ્‌ભવસ્થાન બાળપણ જ હોય છે એમ આપણે આગળ જોયું. માબાપ સાથેના સંબંધોમાં અને શાળાજીવન દરમિયાન શિક્ષકો સાથેના સંબંધોમાં એનાં મૂળ પડેલાં હોય છે. ઘણું ખરૂં તો એવું બને છે કે બાળકોનું સુખ વડીલોના મનોભાવ (Mood) ઉપર નિર્ભર રહે છે. બાપ જો ઑફિસમાં સખત કામ કરીને થાક્યોપાક્યો આવ્યો હોય તો એ પોતાના બાળક ઉપર ચિડાયા કરવાનો અને જરા જરામાં ખીજાઈને અધીરો બનવાનો. આથી એવું બનવાનું કે જ્યારે બાળકો વડીલો પાસે પ્રેમની આશા રાખતાં હોય ત્યારે જ એ નહીં મળવાનો અને બાળકોની ભાવનાસૃષ્ટિ સંકેલાઈ જવાની. બાળકને પોતાની સલામતીની પણ શંકા રહેવાની. આથી એનામાં લોકોથી દૂર રહેવાની વૃત્તિ—શરમ પ્રવેશવાની. જ્યારે લોકો પાસેથી ખરાબ અનુભવો જ થવા માંડે ત્યારે સમુદાય પ્રત્યે ખીજ જન્મે અને એનાથી દૂર રહેવાનું મન થાય એમાં શી નવાઈ?

દુ:ખના અનુભવને ઇરાદાપૂર્વક ભૂલવાનો પ્રયત્ન કરવો એનું નામ દમન. દુ:ખી સ્મૃતિને પરાણે અજ્ઞાત મન(Unconscious mind)માં ધકેલીને સારી આનંદી સ્મૃતિઓમાં રાચવું એટલે દમન. આવા અનુભવો હંમેશ માટે અજ્ઞાતમાં રહેતા હોત તો કાંઈ વાંધો નહોતો. પણ જ્યારે પહેલાં થયો હોય એવો અનુભવ ફરી થાય એટલે પેલો જૂનો અનુભવ સળવળી ઊઠે અને વધુ જોરથી દમનનીતિનો પ્રયોગ કરવો પડે.

આપણા શાળાજીવનમાં આવા પ્રસંગો જોવામાં આવે છે. એ શિક્ષકને મન એક વિદ્યાર્થીને વર્ગ બહાર કાઢવામાં કાંઈ વિચાર કરવા જેવું નથી લાગતું. તે ઝટ નિર્ણય લઈને વિદ્યાર્થીને વર્ગ બહાર ઊભો રાખી શકે છે. પાટલી ઉપર ઊભો કરીને

મોટેથી વંચાવી શકે છે અને વધારે તોફાની વિદ્યાર્થી હોય તો દરેક વર્ગમાં એને ફેરવીને એની જાહેરાત પણ કરી શકે છે આમાં વિદ્યાર્થીનું સ્વમાન હણાય છે, એનામા ભય સચરે છે અને એ લઘુતાગ્રંથિનો ભોગ બને છે શિક્ષકે એને કોઈવાર કરેલી શિક્ષા શિક્ષક ભૂલી શકે છે, વિદ્યાર્થી એને હમેશ યાદ રાખે છે પરિણામે શાળાના વિદ્યાર્થીઓએ ઊડાવેલી એની હાંસી એને ભયભીત બનાવે છે, એ એકલો-અટૂલો રહેવા પ્રેરાય છે પોતે પોતાને ધિક્કારે છે, સમાજથી દૂર ભાગે છે એટલે પ્રશંસાના બે શબ્દો કહેનાર કોઈ મળતું નથી, દુ ખની સ્મૃતિ એને કોરી ખાય છે. એનુ માનસ વિકૃત બને છે એક જાતની શરમ એના મનમાં પ્રવેશે છે અને સમુદાય સાથે સગવડપૂર્વક નિભાવી શકતો નથી લોકો એને સ્વાર્થી, અતડો અને દુર્બળ માને છે એનામાંથી હિંમત અને આશાવાદ ઓસરી જાય છે. જીવન એને કરુણામય ભાસે છે અને પોતાની દયા પોતે જ ખાય છે.

આવી વ્યક્તિના વર્તનમા એક પ્રકારની કૃત્રિમતા પ્રવેશે છે બહારની દુનિયા સાથે એને ઓતપ્રોત થવુ છે પણ થઈ શકતો નથી, આથી તે નિરાશા અનુભવે છે તે હમેશ એવુ વિચારે છે કે આજુબાજુના લોકો તેની તપાસ રાખે છે અને તેની ટીકા કરવા માટે મુદ્દા ખોળે છે જ્યારે વાસ્તવિક દુનિયામા આવુ હોતું નથી, એ તો એના મનના તરંગો જ હોય છે એક વ્યક્તિએ એક એવી ડોશીનો પ્રસંગ ટાંક્યો છે જે પોતાની ૧૦૦મી વર્ષગાંઠે પણ દુનિયાથી કંટાળી નહોતી અને રસપૂર્વક વર્તમાન જીવન જીવતી હતી તે કહેતી 'જીવન શાંતિથી જીવાવુ જોઈએ કોઈપણ જાતની ઉતાવળ કે ચિંતાને તેમા સ્થાન ન આપવું ઘણાંખરાં દુઃખો આપણે પોતે ઊભાં કરેલાં, આમંત્રેલા જ હોય છે આથી શક્તિનુ માપ કાઢીને આશાઓ સેવવી જેથી દુ ખી થવાનો વારો જ ન આવે '

શરમનો ઉદ્ભવ ક્યારેક બાળકમાં સમૂહમાં રહેવાની તક ન મળવાને લીધે પણ થાય છે આવુ હમેશ નથી બનતું પણ ક્વચિત બને છે આથી વિભક્ત કુટુંબમા ઉછરેલુ બાળક શરમાળ પ્રકૃતિવાળું હોય છે આવા બાળકનાં માતાપિતાએ આજુબાજુનું વાતાવરણ મિલનસાર બનાવવુ જરૂરી છે મંદિરો-મસ્જિદો આ રીતે સામાજીક વાતાવરણ સર્જનાર સફળ સાધનો કહેવાય સંસ્કાર મંડળો, વ્યાયામ મંદિરો, અને રાજકીય સંસ્થાઓને આ નવા જમાના માટેનાં નવાં સાધનો કહી શકાય જેમના સહવાસથી બાળક શિસ્તપાલનમા એક્કો બને અને મળતાવડો પણ બને

કેટલીકવાર આજુબાજુના સબંધીઓ બાળક નાનું હોય ત્યારથી અમુક સારા-નરસાં સૂચનો (Suggestions) કરતા હોય છે જો બાળક હોશિયાર હોય, તો પણ એમની દૃષ્ટિ પ્રમાણે એ લોકો એને 'ઠોઠ' કહીને ચીડવવાના આથી બાળકના મનમા એવુ ઠસવાનુ કે પોતે ઠોઠ છે એવુ જ શરમની બાબતમા જો પાડોશીઓ બાળકને કાણુ, બિનઆકર્ષક છે એવુ વારંવાર કહ્યા કરે તો એનામાં શરમ પ્રવેશવાની જ. આથી સારાં સૂચનો બાળકના કાનમાં પડે એ ખાસ ધ્યાનમાં રાખવુ

શરમાળ માણુસના મો પર જુદા જ ભાવ તરવરતા માલમ પડે છે વ્યક્તિએ શુ કરવુ જોઈએ અને એ શુ કરવા ઇચ્છે છે એ બે પ્રશ્નો વ્યક્તિના મનમા ગૂચવણ ઉત્પન્ન કરે છે એક શાંત ઠંડી રાત્રિએ તાપણી પાસે બેસીને પુસ્તક વાંચવાનુ મન થાય અને એ જ વખતે કોઈ સભામાં આપણી હાજરી અનિવાર્ય ગણાતી હોય ત્યારે મન ગોથાં ખાય છે આથી મગજ ગડમથલમા પડે છે ન જ જવુ હોય તો અભાન મન અનેક બહાનાં શોધવા મંડી પડે છે બહાનાં પણ આપણુને સાચાં લાગે છે. શરમાળ માણુસોને જ્યારે હળવા મળવાનો પ્રસંગ આવે છે ત્યારે તેઓ પોતાના પ્રત્યે એકાગ્ર બને છે અને નાનીશી વસ્તુ તેમનુ ધ્યાન ખેંચી રાખે છે





આને લીધે મનની લાગણીઓને બહાર વ્યક્ત કરવાનો પૂરતો સમય અજ્ઞાત મનને મળી રહે છે જેને લધે શારીરિક ચિહ્નો મોં પર વર્તાય છે

શરમાળ વ્યક્તિમા વારવાર જોવામાં આવતુ ચિહ્ન બેભાનપણું છે જેનુ કારણ શારીરિક નથી માનસિક છે જેને વ્યક્તિઓમા ભમતાં ડર લાગતો હોય તેના પગ ધ્રૂજવા માંડે છે ને તે બે ભાન બની જાય છે આવી રીતે ઘણા માણસો વારવાર માંદા પણ પડી જાય છે ઘણુ અને શાનતતુનો ઉશ્કેરાટ સમાજ પ્રત્યે ઘૃણામાં પરિણમે છે ધ્રૂજારી મોં લાલ થઈ જવુ ચક્કર આવવાં એ બધી ક્રિયાઓનુ કારણુ આંતરિક હોય છે

આ શરમ સામે ઝઝૂમવા માટે વ્યક્તિએ શા ઉપાયો લેવા એ પ્રશ્ન ઊઠયા વગર રહેતો નથી સૌથી પહેલાં તો જાગ્રત બનીને ભયને દૂર ભગાડવાની જરૂર છે લોકોથી ગભરાયા વગર જરાપણ હીનતા ભાવ અનુભવ્યા વગર આત્મવિશ્વાસુ બનીને સમાજમાં ઝપલાવવાની જરૂર છે શરમનાં બાહ્ય અને આંતરિક ચિહ્નો પ્રત્યે જરા ય ધ્યાન નહીં આપીએ તો જ તે ઓછાં થઈ જશે. પોતાપણાની ભાવના પ્રત્યે બેધ્યાન બનીએ અને હું મારી સગવડો એવા વિચારો કરવાનુ છોડી દઈએ તો જ શરમનાં બાહ્ય ચિહ્નોની પકડમાંથી મુક્ત થવાય

શરમાળ વ્યક્તિઓ કેટલીક સામા ય ભૂલો કરતી હોય છે જેમાંથી ત્રણેક મુખ્ય છે —

(૧) તેઓ ઓળખીતાઓ અને મિત્રો વચ્ચે ગોટાળો કરે છે (૨) જેટલી પરિચિત વ્યક્તિઓ એમને મળે તેટલી બધી જ એમને પસદ કરે અને એમનામાં રસ લે એવુ એ ઇચ્છે છે (૩) જ્યારે તેઓ દુઃખી હોય ત્યારે એમ ચાહે છે કે બધા જ તેમના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવે મોટે ભાગે શરમાળ માણસો વધુપડતા લાગણીવશ હોય છે આથી પોતાના હૃદયના ગુણો હોય એની વિરૂદ્ધનુ કાંઈ સાંભળે એટલે એમ સ્વીકારી લે છે કે લોકો એમને ધિક્કારે છે અને પોતે બીજાને ખોટુ લાગે એવુ કાંઈ કર્યું હશે એટલું કહેવુ જરૂરી છે કે શરમાળ માણસો જ વધુ સહૃદયી હોય છે વિવેકશીલતા એ પણ તેમનો મુખ્ય ગુણ હોય છે

જો તમે શરમાળ હો તો કોઈપણ જાતના ભ્રમ કે પૂર્વગ્રહમાં ધસડાયા વગર દરેક વસ્તુને તટસ્થરીતે તપાસવાની ટેવ પાડો સામાન્ય ઓળખીતાઓ કે ટોળામાંની વ્યક્તિઓને તમારા પ્રત્યે ઊંડી લાગણી કે ઊંડો તિરસ્કાર હોવાનો સભવ નથી એવા માણસો તમારી સાથે રમશે કામ કરશે મજાવિનોદમાં સાથ આપશે પણ એમને તમે મિત્ર માનવાની ભૂલ કદાપિ ન કરશો હસશો તો દુનિયા આખી તમારી સાથે હસશે રડશો તો કોઈ સામુય નહીં જુવે આ હકીકત સ્વીકારવામાં આવે કે ન આવે તો પણ એ સત્ય છે

દરેક વ્યક્તિ સાથેનો સબધ સાચવવામાં શિસ્ત અને ચાલાકીની જરૂર પડે છે વધારે સલામતી એમાં છે કે તમે કોઈની પાસેથી મમતાની આશા ન રાખશો સામાજીકતાની ઇચ્છા એક કુદરતી અને સારી ઇચ્છા છે અને કોઈને ય અપ્રિય થયા વગર એને વળગી રહેવુ કપરુ છે આથી રોજિંદા કામકાજ રસ અને શોખનો વિસ્તાર વધારીએ તો આજુબાજુના સબધો ઉપર આધાર રાખવાનો વખત ન આવે વળી સપર્કમાં આવતી વ્યક્તિઓ જેવી હોય તેવી સ્વીકારી લેવી

કેટલીક વ્યક્તિઓમાં એવુ અગત આકર્ષણ હોય છે જેથી દરેક વ્યક્તિ તેની સામે આકર્ષાય છે શરમાળ વ્યક્તિઓ આવી એમદ વ્યક્તિને આખા વર્તુળનુ ધ્યાન ખેંચતી જુવે છે ત્યારે કોઈ વખત ઈર્ષાળુ બને છે એ હિતાવહ નથી શરમાળ વ્યક્તિ ઓએ આ બાબતમાં ખૂબ ચેતીને ચાલવાનુ છે કે કોઈ કાળે તેઓએ નિરાશા કે દીનભાવ ધારણ કરવો નહિ બીજી વ્યક્તિ પ્રત્યે સમાજ માયાળુ કે મમતાળુ




અને એથી શરમાળ વ્યક્તિએ નિરાશ બનવાની કાંઈ જરૂર નથી

ઘણીખરી વ્યક્તિઓ સજાતીય વ્યક્તિ સાથે ઝટ હળીમળી શકે છે અને વિજાતીયને મળતાં સંકોચાય છે આનું કારણ બાળપણમાં ઉછેર છે જાતીય સાભાનતા (Sex-consciousness) બાળકમાં દાખલ કરવામાં મુખ્યત્વે માબાપ વધુ જવાબદાર હોય છે. આપણા સમાજમાં છોકરા-છોકરીઓને છૂટથી હળવા-મળવા દેવામાં નથી આવતાં વળી બાળપણમાં ઘરનું વાતાવરણ પણ એને માટે જવાબદાર ગણાય છે જો એક વ્યક્તિની માતા ઘરમાં પ્રધાન સ્થાન ભોગવતી હોય તો એ વ્યક્તિ સ્ત્રીઓ સાથે હળતા-મળતા સંકોચ અનુભવવાની અને એનાથી ઊલટું એટલે પુરુષ સ્ત્રી ઉપર આધિપત્ય ભોગવતો હોય તો છોકરી પુરુષો સાથે મળતાં સંકોચાવાની. આનો પ્રત્યક્ષ દાખલો એક બારેક વર્ષની કિશોરીનો છે હિન્દીની પરીક્ષાના એક કેન્દ્રમાં ભૂલથી એ બહેનનો નંબર વિદ્યાર્થીઓના ઓરડામાં આવી ગયો. પેલી બહેન તો એ ઓરડામાં જતાં જ ગભરાય ત્યાં ત્રણ કલાક બેસીને એકચિત્તે પ્રશ્નપત્ર લખવાની વાત જ કયા કરવી? આનું કારણ તપાસનાં જણાયું કે તેને ઘરમાંથી એવો મનાઈ હુકમ હતો કે, તેણે છોકરાઓ સાથે કદી ભૂલેચૂકે પણ ન બેસવું

શરમને તિલાંજલી આપવા માટે શરમાળ વ્યક્તિઓએ સારા મિત્રો પસંદ કરવા કોઈપણ જાતના સ્વાર્થની અપેક્ષા રાખવી નહીં અને અમુક જાતના વિચારો માટે મતભેદ દર્શાવવાની સંપૂર્ણ છૂટ રાખવી મિત્રો-મિત્રો વચ્ચે સમાન શોખો હોવા જરૂરી છે. એકાંતથી બને તેટલા દૂર ભાગવું, ઘરમાં કોઈ ન હોય ત્યારે રેડિયો કે ગ્રામોફોનને મિત્ર માનીને એની સાથે વાતચીત કરવી ઘરમાં એકાદ પ્રાણી પાળ્યું હોય તો એની સાથે બોલવું તદુપરાંત એરોપ્લેન બનાવવાં, ફોટા પાડવા, ટિકિટો એકઠી કરવી, એકલાં નૃત્ય શીખવું, લખવું-વાંચવું, રાજનીતિમાં સક્રિય રસ લેવો અને શહેરના ઉદ્યોગોના વિકાસમાં ઊંડા ઊતરવું. આથી શોખો વિશાળ બનશે દૃષ્ટિ લાંબી બનશે અને એકાકીપણું દૂર થશે પછી શરમ ક્યાં ઊભશે!

★

## છલૂડી

એને માથે કૂદે એ વાંસડા રે,
 એ વાંસડા રે, છલૂડી છોકરી જાય.
વાંસ માંડ માંડ ઊપાડે રે,
 એ ઊપાડે રે, પડું પડું શિરથી થાય
દસેક વરસની ભૂલકી રે,
 હજુ ભૂલકી રે, ડોલંડોલા શિર થાય.
સાંજે ફરતાં ભાળી રે,
 મેં ભાળી રે, એ વાસ માથે લચકાય.
રસ્તે મળતાં પૂછ્યું રે,
 મેં પૂછ્યું રે :'તું બોજ આ કયમ ઉપાડ?
કાયા તારી આજથી આવાં રે,
 બહુ આવાં રે, શું કરવા કરતુક કાજ?'
છોડી હસીને બોલતી રે,
 એ બોલતી રે : 'ભઈ, સેલો અમારી વાત,
એ વાંસડા લઈ જઉં ઘેરે રે,
 હું ઘેરે રે, તઇ પામીશ થોડુંક ધાન,
વાંસ ફાડીને ટોપલા ગૂંથશે રે,
 માડી ગૂંથશે રે, જંઈ જોશું અમે તે વાર,
રૂપૈયા તો નથી જોયા રે,
 કો દી જોયા રે, અમ તાંબિયા સાથ વે'વાર

જયન્ત પરમાર

# 'શ્રમજીવીનો શિયાળો'

સિદ્ધાર્થ

> સુખ સાહ્યબીની રેલછેલ ઊડાડનો આપણો ધનિક વર્ગ અને એમના જ કાજે લોહી નીતારનો મજૂરવર્ગ એ બે વર્ગ વચ્ચેનું આસમાન-ધરતીનું અંતર તો એક થવાનું નથી જ. ધનિક વર્ગ પોતાની ઉદારતા બતાવે છે એ પણ ગરીબીના ચિત્રને ઉજેજીને-વાસ્તવને નહિ! એવી રસભરી આ વાર્તા વર્ગભેદની કેવી નગ્ન હાસી ઊડાવે છે!

શહેરને છેવાડે આવેલા એ લત્તામાં વહેલી સવારથી જ ચેતન ફેલાઈ જતું. શહેરના લોકોની ગુલાબી ઊંઘ તો હજુ શરૂ થવાની હોય ત્યારે આ આખો લત્તો ધમધમી ઊઠતો. ઝૂંપડીઓ પણ ન કહી શકાય એવાં એમનાં આશ્રયસ્થાનો ચોમાસા સિવાય એમને ક્યારેય દગો નહોતાં દેતાં. અને મેઘરાજાની છેલ્લાં કેટલાંય વરસોથી એમને મહેર હતી! ઝાટકીને પડ્યો જ નથી એમ એમનાં રહેઠાણોના દીદાર જોઈને કહી શકાતું.

રોજ સાંજને વખતે થાક્યાં પાક્યાં હોવા છતાં કિલ્લોલતાં અને મસ્તી કરતાં એ કામગારો આખા દિવસના શ્રમને ભૂલી જઈને ઘર ભણી દોડતા જવા માટે નીકળતાં ત્યારે પ્રભાતના પહોરમાં જે ઉત્સાહ અને તરવરાટ દેખાય એવો જ દેખાતો. ફરક એટલો રહેતો કે સાંજે એમનાં શરીર અને કપડાં મેલાંઘેલાં દેખાતાં.

વહેલી સવારે ફરવા ટેવાઈ જવાને લીધે મારો એ લગભગ રોજનો રસ્તો થઈ પડેલો. બે-ચાર કામગારો સાથે મારે સારી એવી દોસ્તી પણ થઈ ગયેલી. એકવાર સવારના પહોરમાં કોણ જાણે મને તરસ લાગી ને હું એ લત્તાને નાકે આવેલા સુધરાઈના નળે પાણી પીવા ગયો. પણ નળે પાણી પીવાની અણઆવડતે પાણી મોમાં જવાને બદલે કોણીએથી રેલા ઊતરીને મારું આખું ખમીસ ભીંજવવું ચાલ્યું ત્યારે પાણી ભરવા માટે હાથમાં માટલું લઈને આવેલો એક કામગાર એની ઝૂંપડી તરફ ફરીને જોરથી બૂમ પાડી ઊઠ્યો.

એટલી વારમાં તો જાનુ આવીને પોતાને ધમકાવતી બરાડી ઊઠી. શું વશિયા તુંય દન ઊગે કે કોઈ પીવા હાલી નીકળ્યો! જોતો નથી મારે રોટલા ઘડતાં ઘડતાં દોડવું પડ્યું! છાલિયા વના.

અને આગળ બોલવા જાય એ પહેલાં તો વશિયાએ જાનુના લોટવાળા હાથથી ખખડાવેલું છાલિયું એના હાથમાંથી લગભગ ઝૂંટવી લીધું. નળેથી થોડું પાણી લઈને લોટ ધોઈ નાખીને મને પાણીથી ભરીને આપ્યું. જાનુનો ગુસ્સો શમી ગયો હોય કે મને જોઈને શરમાઈ ગઈ હોય પણ તરત એ પાછી ફરી ગઈ. એકને બદલે બે છાલિયાં ભરીને મેં પાણી પીધું. ધરાઈને પાછો ફરવા જતો હતો ત્યાં તો વશિયાભાઈનું આમંત્રણ મળ્યું. એટલે એની ઓરડી સુધી જવાનું મન હું રોકી ન શક્યો. તે દિવસે પાખી હોવાથી એ લોકોને કામ પર જવાનું નહોતું એટલે મને પોતાને ઘેર લઈ જવાનો આગ્રહ કર્યો.

સ્મરણ તો મને, ઓળખ્યા પછી વશિયાએ અચાનક મને 'બાબુભાઈ'નું એ મારું હુલામણું નામ ઉચ્ચાર્યું ત્યારે થયું

ઝૂપડીમા પેસતાં જ એણે પોતાની ઘરવાળી જાલુને બધી વાત કરી ત્યારે એ તો અડધી અડધી થઈ ગઈ ચૂલે ચડેલી તાવડી ઉતારીને એણે તો ચાનું પાણી પણ મૂકી દીધું મે ઘણીય ના પાડી પણ ચા પીવડાવ્યા વગર તો કોઈ હિસાબે ન જવાય એવી એ બેઉની હઠ આગળ મારું કાંઈ ન ચાલ્યું એમના ઘરની ચા પીવામા મને કોઈ જાતનો બાધ નહોતો એ તો એ બન્ને જાણતાં હતા એટલે મને શાના છોડે? સાવ નાનો હતો ત્યારથી ઘરનાં રોટલી–દાળભાત છોડીને વશિયાના ઘેર જઈ બાજરીનો જાડો રોટલો ને તાજી લસણની ચટણી ખાવામા કોઈ ઑર લિજ્જત આવતી!

ત્યારથી વશિયો અને જાલુ મારા ઘેર પણ અવારનવાર આવતાં એમાં ય મારી પત્ની દેવકા હતી ચિત્રકાર અને ચિત્રકારોને શહેરમાં રહીને આવું ગ્રામ્ય વાતાવરણ મળે પછી કેવાં ઘેલાં થઈ જાય! દેવકા પણ વારવાર વશિયાને ઘેર જઈને કા તો વશિયા–જાલુને એમની ઝૂપડીના આંગણે પડેલા તૂટેલા ખાટલામા બેસાડે, જુદા જુદા 'પોઝ'માં એમનાં રેખાચિત્રો દોરે પછી તો આખા લત્તામાંથી દેવકાના ચિત્રો માટે અનેક પ્રસંગો મળવા લાગ્યા કોઈ કોઈવાર તો દેવકા રાતે પણ એ લત્તામાં જવા લાગી. એ શ્રમજીવીઓની રાતો પણ કેવી ઉલ્લાસ ભરી, કેવી ચિત્રોમા શોભે એવી હોય છે એ બધું એના ચિત્રોમાં ખડું થવા લાગ્યું શહેરમાં રહીને દેવકા ગામડાંનાં ભલાભોળા લોકોનાં હાવભાવો આબેહૂબ એનાં ચિત્રોમાં ખડા કરવા લાગી

એ આખા લત્તાનાં શ્રમજીવીઓ માગ કરતાં દેવકાને સારી રીતે ઓળખી ગયેલાં. જ્યારે જ્યારે એ ત્યાં જતી ત્યારે હાથમા નાનકડી સ્કેચબુક અને પેન્સીલ તો હોય જ કયારેક કયારેક ખભે લટકતો કૅમેરા પણ હોય આખા લત્તાનાં બાળકો એને વીંટળાઈ વળતાં એ મેલાઘેલા બાળકો સાથે દેવકા ખૂબ હળી ગઈ હતી 'બેન–બેન' કરતાં બાળકો એનો જીવ ખાઈ જતા એમ એ શ્રમજીવીઓ માનતાં દેવકાની સામે નહિ, પણ દેવકાના ગયા પછી એમાંના કેટલાક બાળકોને તો માર પણ ખાવો પડતો એ તો જ્યારે જાલુએ એકવાર અમને કહ્યું ત્યારે ખબર પડી, દેવકાએ બધા બાળકોની માતાઓને મળીને એમને સમજાવ્યાં ત્યારથી બાળકો મેલાઘેલા મટીને સ્વચ્છ દેખાતા થયાં—એ આડકતરું આવેલું સુપરિણામ દેવકાને ગમ્યું ય ખરું.

× × × ×

દેવકા અને હું એક દિવસ રાત્રે બાર–સાડાબારે સિનેમાનો છેલ્લો ખેલ જોઈને ઘર તરફ પાછાં ફરતાં હતાં ગરમ ઓવરકોટ અને શાલ હોવા છતા ઠૂંઠવાઈ જવાય એવી પોષ મહિનાની એ ઠંડી હતી બને એટલા જલદી ઘેર પહોચવા અમારા બનેના પગમાં ખૂબ ઝડપ હતી એકાએક દેવકાએ મારો હાથ પકડીને જાલુના ઘર તરફ જતે રસ્તે મને ખેચ્યો. અત્યારે અડધી રાતે એ તરફ શું કામ છે એવો પ્રશ્ન હું પૂછું એ પહેલા જ એ બોલી ઊઠી:

'હું ક્યારની એમની સુખી નિદ્રા જોવા માટે તલસું છું એમાંય પૂરાં સાધનો વગર શિયાળાની કડકડતી રાતો એ શ્રમજીવીઓ કઈ રીતે વીતાવતાં હશે એની તો હું કલ્પના કરી કરીને થાકી તમે સાથે છો તે અત્યારે એ જોઈ જ આવીએ'

'અરે પણ આટલી મોડી રાતે ત્યાં કોણ જાગતું હશે? અને અત્યારે એમને જગાડીને એમની ઊંઘમાં ખલેલ પડાતી હશે?'

'તે આપણે ક્યાં કોઈને જગાડવાં છે?'

'તો ત્યાં શું કામ છે?'

'મારે તો એમની શિયાળાની રાત જોવી છે આવી ઠંડીમા એ કેવી રીતે ઊંઘ લઈ શકતાં હશે એ જ મારે જોવું છે.'

'એ તો એમનો ખોરાક જ ગરમ રહ્યો

# 'શ્રમજીવીનો શિયાળો'

સિદ્ધાર્થ

> સુખ સાહ્યબીની રેલછેલ ઊડાડતો આપણો ધનિક વર્ગ અને એમના જ કાજે લોહી નીતારતો મજૂરવર્ગ એ બે વર્ગ વચ્ચેનું આસમાન-ધરતીનું અંતર તો એક થવાનું નથી જ ધનિક વર્ગ પોતાની ઉદારતા બતાવે છે એ પણ ગરીબીના ચિત્રને ઉત્તેજીને-વાસ્તવને નહિ! એવી રમભરી આ વાર્તા વર્ગ ભેદની કેવી નગ્ન હાંસી ઊડાવે છે!

શહેરને છેવાડે આવેલા એ લત્તામાં વહેલી સવારથી જ ચેતન ફેલાઈ જતું શહેરના લોકોની ગુલાબી ઊંઘ તો હજુ શરૂ થવાની હોય ત્યારે આ આખો લત્તો ધમધમી ઊઠતો ઝૂંપડીઓ પણ ન કહી શકાય એવાં એમનાં આશ્રયસ્થાનો ચોમાસા સિવાય એમને ક્યારેય દગો નહોતાં દેતાં અને મેઘરાજાની છેલ્લા કેટલાય વરસોથી એમને માથે મહેર હતી! ત્રાટકીને પડ્યો જ નથી એમ એમનાં રહેઠાણોના દિદાર જોઈને કહી શકાતું

રોજ સાંજને વખતે થાક્યા પાક્યા હોવા છતાં કિલોલતાં અને મસ્તી કરતાં એ કામગારો આખા દિવસના શ્રમને ભૂલી જઈને ઘર ભણી દોડ્યા જવા માટે નીકળતાં ત્યારે પ્રભાતના પહોરમાં જે ઉલ્લાસ અને તરવરાટ દેખાય એવો જ દેખાતો ફરક એટલો રહેતો કે સાંજે એમનાં શરીર અને કપડાં મેલાઘેલાં દેખાતાં

વહેલી સવારે ફરવા ટેવાઈ જવાને લીધે મારો એ લગભગ રોજનો રસ્તો થઈ પડેલો બે-ચાર કામગારો સાથે મારે સારી એવી દોસ્તી પણ થઈ ગયેલી એકવાર સવારના પહોરમાં કોણ જાણે મને તરસ લાગી ને હું એ લત્તાને નાકે આવેલા સુધરાઈના નળે પાણી પીવા ગયો પણ નળે પાણી પીવાની અણઆવડતે પાણી મોમાં જવાને બદલે કોણીએથી રેલા ઊતારીને મારું આખું ખમીસ ભીંજવતું ચાલ્યું ત્યારે પાણી ભરવા માટે હાથમાં મટકું લઈને આવેલો એક કામગાર એની ઝૂંપડી તરફ ફરીને જોરથી બૂમ પાડી ઊઠ્યો

એ જાનુ એ ય એક છાલિયું ઝટ લાવ જોઈ

અને એ મારા તરફ ફરીને બોલ્યો

ઊભા રો ભાઈ પાણી પીવું છે ને? આ ઘડીએ છાલિયું લઈને જાનુ આવી પછી એયને તમતમારે ધરઈને પાણી પીજો ખોબેથી પીતાં ફાવતું લાગતું નથી!

એટલી વારમાં તો જાનુ આવીને પોતાને ધમ ફાવતી બાડી બોલી શું વશિયા તુંય દન ઊગે કે રોઈ પીવા હાલી નીકળ્યો! જોતો નથી મારે રોટલા ઘડતાં ઘડતાં દોડવું પડ્યું? છાલિયા વના

અને આગળ બોલવા જાય એ પહેલાં તો 'વશિયા'એ જાનુના લોટવાળા હાથથી ખરડાયેલું છાલિયું એના હાથમાંથી લગભગ ઝૂંટવી લીધું નળેથી થોડું પાણી લઈને લોટ ધોઈ નાખીને મને પાણીથી ભરીને આપ્યું જાનુનો ગુસ્સો શમી ગયો હોય કે મને જોઈને શરમાઈ ગઈ હોય પણ તરત એ પાછી ફરી ગઈ એકને બદલે બે છાલિયા ભરીને મેં પાણી પીધું ધરાઈને પાછો ફરવા જતો હતો ત્યાં તો વશિયાભાઈનું આમંત્રણ મળ્યું છેટન એની ઓરડી સુધી જવાનું મન હું રોકી ન શક્યો તે દિવસે પાકી હોવાથી એ લોકોને કામ પર જવાનું નહોતું એટલે મને પોતાને ઘેર લઈ જવાનો આગ્રહ કર્યો

વશિયાને હું જલદી ઓળખી શક્યો નહોતો પણ એણે તો મને તરત ઓળખી લીધેલો હું સાવ નાનો હતો ત્યારે એના બાપા અમારા કારખાનામાં કામ કરતા પછી તો એ કારખાનાંય બંધ થઈ ગયાં કારખાનાનાં કામગારો પણ જુદે જુદે સ્થળે વહેંચાઈ ગયાં હું પણ ભણીગણીને આ શહેરમાં આવીને સ્થિર થયો મારા બાળપણનું એ આખું



સ્મરણ તો મને, ઓળખ્યા પછી વશિયાએ અચાનક મને 'બાબુભાઈ'નું એ મારું હુલામણું નામ ઉચ્ચાર્યું ત્યારે થયું

ઝૂપડીમાં પેસતાં જ એણે પોતાની ઘરવાળી જાલુને બધી વાત કરી ત્યારે એ તો અડધી અડધી થઈ ગઈ ચૂલે ચડેલી તાવડી ઉતારીને એણે તો ચાનું પાણી પણ મૂકી દીધું મે ઘણીય ના પાડી પણ ચા પીવડાવ્યા વગર તો કોઈ દિસ એ ન જવાય એવી એ બેઉની હઠ આગળ મારું કંઈ ન ચાલ્યું. એમના ઘરની ચા પીવામાં મને કોઈ જાતનો બાદ નહોતો એ તો એ બન્ને જાણતાં હતાં એટલે મને શાનાં છોડે ? સાવ નાનો હતો ત્યારથી ઘરનાં રોટલી-દાળભાત છોડીને વશિયાના ઘેર જઈ બાજરીનો જાડો રોટલો ને તાજી લસણની ચટણી ખાવામાં કોઈ ઑર લિજ્જત આવતી !

ત્યારથી વશિયો અને જાલુ મારા ઘેર પણ અવારનવાર આવતાં એમાંય મારી પત્ની દેવકા હતી ચિત્રકાર અને ચિત્રકારોને શહેરમાં રહીને આવું ગ્રામ્ય વાતાવરણ મળે પછી કેવાં ઘેલાં થઈ જાય ! દેવકા પણ વારવાર વશિયાને ઘેર જઈને કાં તો વશિયા-જાલુને એમની ઝૂપડીના આંગણે પડેલા તૂટેલા ખાટલામાં બેસાડે, જુદા જુદા 'પોઝ'માં એમનાં રેખાચિત્રો દોરે પછી તો આખા લત્તામાંથી દેવકાના ચિત્રો માટે અનેક પ્રસંગો મળવા લાગ્યા કોઈ કોઈવાર તો દેવકા રાતે પણ એ લત્તામાં જવા લાગી. એ શ્રમજીવીઓની રાતો પણ કેવી ઉલ્લાસભરી, કેવી ચિત્રોમાં શોભે એવી હોય છે એ બધું એના ચિત્રોમાં ખડું થવા લાગ્યું – શહેરમાં રહીને દેવકા ગામડાંના ભલાભોળા લોકોનાં હાવભાવો આબેહૂબ એનાં ચિત્રોમાં ખડા કરવા લાગી

એ આખા લત્તાનાં શ્રમજીવીઓ માગ કરતાં દેવકાને સારી રીતે ઓળખી ગયેલા. જ્યારે જ્યારે એ ત્યાં જતી ત્યારે હાથમાં નાનકડી સ્કેચબુક અને પેન્સીલ તો હોય જ ક્યારેક ક્યારેક ખભે લટકતો કૅમેરા પણ હોય આખા લત્તાનાં બાળકો એને વીંટળાઈ વળતાં એ મેલાઘેલાં બાળકો સાથે દેવકા ખૂબ હળી ગઈ હતી 'બેન-બેન' કરતા બાળકો એનો જીવ ખાઈ જતા એમ એ શ્રમજીવીઓ માનતાં દેવકાની સામે નહિ, પણ દેવકાના ગયા પછી એમાંના કેટલાક બાળકોને તો માર પણ ખાવો પડતો એ તો જ્યારે જાલુએ એકવાર અમને કહ્યું ત્યારે ખબર પડી, દેવકાએ બધા બાળકોની માતાઓને મળીને એમને સમજાવ્યાં ત્યારથી બાળકો મેલાઘેલા મટીને સ્વચ્છ દેખાતા થયાં—એ આડકતરું આવેલું સુપરિણામ દેવકાને ગમ્યું ય ખરું

× × × ×

દેવકા અને હું એક દિવસ રાત્રે બાર-સાડાબારે સિનેમાનો છેલ્લો ખેલ જોઈને ઘર તરફ પાછાં ફરતાં હતાં ગરમ ઓવરકોટ અને શાલ હોવા છતાં ઠૂંઠવાઈ જવાય એવી પોષ મહિનાની એ ઠંડી હતી અને એટલે જલદી ઘેર પહોંચવા અમારા બંનેના પગમાં ખૂબ ઝડપ હતી એકાએક દેવકાએ મારો હાથ પકડીને જાલુના ઘર તરફ જતે રસ્તે મને ખેંચ્યો. અત્યારે અડધી રાતે એ તરફ શું કામ છે એવો પ્રશ્ન હું પૂછું એ પહેલાં જ એ બોલી ઊઠી .

'હું ક્યારની એમની સુખી નિદ્રા જોવા માટે તલસું છું એમાંય પૂરાં સાધનો વગર શિયાળાની કડકડતી રાતો એ શ્રમજીવીઓ શી રીતે વીતાવતાં હશે એની તો હું કલ્પના કરી કરીને થાકી. તમે સાથે છો તે અત્યારે એ જોઈ જ આવીએ '

'અરે પણ આટલી મોડી રાતે ત્યાં કોણ જાગતું હશે ? અને અત્યારે એમને જગાડીને એમની ઊંઘમાં ખલેલ પડાતી હશે ?'

'તે આપણે ક્યાં કોઈને જગાડવાં છે ?'

'તો ત્યાં શું કામ છે ?'

'મારે તો એમની શિયાળાની ગત જોવી છે આવી ઠંડીમાં એ કેવી રીતે ઊંઘ લઈ શકતાં હશે એ જ મારે જોવું છે '

'એ તો એમનો ખોરાક જ ગરમ રહ્યો





દિવસ આખો શ્રમ કરે એટલે એમના શરીર પણ કસાઈ ગયેલા હોય એટલે ટાઢ પણ ઓછી અસર કરે '

' ના ના તો પણ

' અરે શું તો પણ ? તું તે ઘેલી થઈ ગઈ છે કે શું ? આવી મોડી રાતે ત્યાં કોઈ પણ જાતના કામ વગર જઈએ તો એ લોકો આપણા વિષે કેવા ખ્યાલો બાંધે ? '

' પણ આપણે ચૂપચાપ પાછા આવતાં રહેવું છે ! '

દેવકા ન માની તે ન જ માની મારી બધી દલીલો એ હોઈયાં કરી ગઈ

અમે ત્યાં પહોંચ્યાં ત્યારે આખા વાસમાં કોઈ જાગતું હોય એવું ન જણાયું કૂતરાં પણ એવી ટાઢ કડતી ઠંડીમાં ચૂં કે ચાં કરી શકે એમ નહોતું એટલે અમારો અજાણ્યો પગરવ એમને ખૂંચ્યો છતાં ય ગણકાર્યો ન હોય તેમ એમ ને એમ પડ્યાં રહ્યાં પ્રવેશતાં વેત પહેલી ઝૂંપડીનું એકલું છાપરું ચાર થાંભલા ઉપર ટકેલું જોતાં એના તરફ ધ્યાન કરતાં દેવકાની નજર પહેલી પડી એ ઝૂંપડીમાં એક વિધવા બાઈ રહેતી હતી એને જે પાંચ છોકરાં હતાં એમાં સૌથી મોટી દીકરી નવ વરસની હતી રળનાર આ એકલી બાઈ જ હતી માંડ માંડ ખાવાનું પૂરું થઈ શકે એટલું કમાતી એ બાઈને પહેરવાનાં કપડાંમાં લાજ ઢાંકવા પૂરતાં જ કપડાં હતાં એમ કહીએ તો ચાલે પણ બાળકોને તો ચાર આંગળની ચીંથરી પણ નહોતી અને એ પાંચેય બાળકો ટૂંટિયાં વાળીને એમની જનેતાને વળગીને ઊંઘતાં હતાં !

દેવકાને એક ચિત્ર મળ્યું

ત્યાંથી જ પાછા ફરવા મેં દેવકાને આજીજી કરી પણ એ ન માની એને તો ઝૂંપડીએ ઝૂંપડીએ ફરવું હતું બીજી ઝૂંપડીમાં કોઈ બાઈ-માણસ નહોતું, બુઢ્ઢો બાપ અને એનો તાજો જ વિધુર થયેલો જુવાન દીકરો એ બે જ હતા બુઢ્ઢા બાપથી કાંઈ કામ થાય એમ નહોતું છોકરો એકલો મજૂરી કરતો મળતી મજૂરીમાંથી જે કાંઈ પેટવડિયું નીકળતું એમાં એ બેઉનું ગુજરાન ચાલતું ટાઢ તડકાથી રેવાઈ ચૂકેલું બુઢ્ઢા બાપનું કાળું દેહકું, જુવાનજોધ દીકરાને ટાઢથી બચાવવા એક ફાટ્યા તૂટ્યા કંતાનના કોથળા ઉપર જુવાનીને વળગી રહેલું દેવકાએ જોયું તો ય એની જિજ્ઞાસા ન સંતોષાઈ ત્રીજા કોઈ વધુ સંતોષકારક ચિત્રની એની ઝંખના પૂરી કરવા માટે એની પાછળ ખેંચાવું પડ્યું હજુ જાલુ-વઘિયાની ઝૂંપડી બહુ દૂર હતી

ત્યાં જરાક બોલચાલ સંભળાઈ માગ કરતાં દેવકાએ કાન વધુ સરવા કર્યા પણ અવાજ એટલો જોરથી આવતો હતો કે એ સુનકાર રાત્રિ ! કાન માંડ્યા વગર ટાંકણી પડે તો ય સંભળાય એવું હતું અવાજ તરફ કાન વળ્યા એ પહેલાં એ દૃશ્ય જોવા અમારી આંખો ખેંચાઈ ગઈ હતી દેવકાની આંખો તો જાણે ત્યાં જ ખોડાઈ ગઈ હતી. અવાજ પણ એવો હતો કે જાગે જ કોઈ જાણે કે આ જાગતા માણસનો અવાજ હોય.

એ ઝૂંપડીમાં રહેતી બને સ્ત્રીઓ સગી બહેનો હતી પણ વધુ વિચિત્રતા તો એ વાતની હતી કે એ બને સગી બહેનો એકમેકની શોક્યો હતી ! મોટી બેન પરણીને બે બહેનો સિવાય કુટુંબમાં બીજું કોઈ ન હોવાથી પોતાની સાથે જ નાની બહેનને પણ લાવેલી અને નાની બેનને પણ કોણ જાણે પોતાના સગા બનેવી સાથે જ મનમેળ થઈ ગયો ! બીજા કાંઈ વધુ ભવાડા ન થાય એટલે પોતે જાતે પોતાના જ સગા વર સાથે એને પરણાવી. પછી તો બને શોક્યો થઈને પણ પહેલાંનો—સગી બહેનોનો સંબંધ જાળવી રાખી શકી આખા વાસમાં એમના સંપનો દાખલો લેવાતો પણ ઊંડમાં જ આ સંપ કદાચ કુસંપ બની બેસતો હશે કે શું પણ આજ વાગી ગયામાં એ બે સગી બહેનો ઊંઘમાં ઝગડતી હતી ! દેવકાને આ નવા ચિત્રમાં વધુ રસ પડ્યો તે એ તો જાણે ત્યાં જ ખોડાઈ ગઈ પેલી બનેનો ઝગડો જોઈ રહી



મોટા ભાગના ઝૂંપડાંઓમાં ચાર થાંભલાઓ ઉપર ઊભા કરેલા છાપરા સિવાય બીજી કોઈ ઓથ કે ગચ-રચાંણું જ નહિ, જ્યારે આ ઘરમાં છાપરા ઉપરાંત ત્રણે ય જણ કમાતા હતા એટલે સુંદર ઢોલિયો હતો ઉપર પાથરવા એકાદ મેલાંઘેલી ગોદડી હતી ત્રણેય જણ એક જ ઢોલિયામાં સૂઈ રહેતા વચ્ચે બેઉનો સહિયારો પુરુષ અને બેઉ બાજુ બે બહેનો અને એ કડકડતી ટાઢમાં એમને ઓઢવાનું કાંઈ ન મળે એટલે પુરુષ માટે ઝગડી પડતી બને બહેનો જોઈને દેવકાને હસવું આવ્યું એ હસવું ખાળી રહે ત્યાં તો એ ઊંઘનો એક વધુ બોલ દેવકાને કાને પડ્યો 'અડધી રાત થઈ ગઈ તો ય હજી છોડતી નથી! હવે પાછલી રાતે તો મારી ઠૂંઠવાતી કાયામાં થોડો ગરમાવો લેવા દે, છોડી દે તારા હાથના આંકડા'

અને પૂરા કપડાથી ન ઢંકાયેલી એ ત્રણેય કાયાનો સળવળાટ ધોળી દૂધ જેવી ચાંદનીમાં જે સહજતાથી દેખાયો એથી જાણે દેવકાને સંતોષ થયો હોય એમ લાગ્યું પુરુષ એક સ્ત્રીની પકડમાંથી છૂટીને બીજે પડખે ફર્યો ન ફર્યો ત્યાં બીજી સ્ત્રીએ એને એનો તો કસકસાવીને હાથ અને પગથી જકડી લીધો!

હવે આગળ જવાની દેવકાએ જ ના પાડી પણ પાછાં ફરતા એવું જ એક વધુ દૃશ્ય દેવકા મને બતાવ્યા વગર ન રહી એ સ્ત્રી-પુરુષ એકલાં હતાં એ વાત ખરી, પણ બને કમાઈ કમાઈને દેશમાં વાણિયાનાં વ્યાજ માટે કમાણી મોકલી દેતાં ખાવાનાં પણ સાંસા રહેતા એટલે અર્ધનગ્નાવસ્થામાં જ આવી કાતીલ ઠંડી રાતે હૂંફ અને ગરમાવો મેળવવા એકમેકને ચોંટી ન રહે તો બીજું કરે પણ શું?

બીજા દિવસથી દેવકાનાં ચિત્રો ચીતરવા શરૂ થઈ ગયા ચારેય આબેહૂબ ચિત્રો જોયા હતા એવા જ ચીતર્યાં. ચારેય ચિત્રોનું એક જ સહિયારું નામ આપ્યું 'શ્રમજીવીનો શિયાળો' જ્યારે એ ચિત્રો પ્રદર્શનમાં મોકલવા માટે ગુરુજનોએ અને ચિત્ર-રસિકોએ દેવકાને આગ્રહ કર્યો આન્તરરાષ્ટ્રીય કળા-પ્રદર્શનમાં એ ચારેય ચિત્રો ઈનામને પાત્ર ઠર્યાં ત્યારે દેવકાની એ જીદ મેં સફળ માની

*

# ત્રણ કાવ્યો

## જીવન નૈયા

કરશું જીવનનૈયા પાર!
કરશું જીવનનૈયા પાર!
આભને આરે છાયો પેલા સૂર્ય તણો ચળકાટ,
હૈયે જાગે પ્રેમના ભાવો, આંખોમાં તલસાટ!
જાશું આશાને અનુસાર!
કરશું જીવનનૈયા પાર!
ડોલતી નૈયા રમ્ય ઉભયની સાગરના હિલ્લોળે,
આજ ભિંજાતું હૈયું, એની ઊંચે ઊડતી છોળે!
ઝણઝણ ઉર-વીણાના તાર!
કરશું જીવનનૈયા પાર!
ડોલતી નૈયા, ડોલતું હૈયું, સાગરના ઉત્સંગે
ઉરમાં વાગે પ્રેમની વેણુ, ગાશું આજ ઉમંગે!
થાતા આતમના ઝંકાર
કરશું જીવનનૈયા પાર!

## ભલો થા

બધાના તું નયનનો તારલો થા,
હરી હૈયાં બધાનાં લાડલો થા;
ભલા સાથે ભલાઈ શું કરે છે?
બુરા સાથેય હંમેશા ભલો થા.

## શમા

ન ખુદને વ્યર્થ હું બાળી રહી છું,
ન મિથ્યા જાત ઓગાળી રહી છું,
શમા છું, નિત્ય મારા ઉર-દહનથી
સદા મ્હેફિલને અજવાળી રહી છું

મા લિ ક પો પ ટી આ

[ પ્રગટ થયેલ કાવ્ય-સંગ્રહ નયનધારામાંથી-કર્તાની સંમતિથી ]

## શબનમ [૪]

અનુ૰ અશોક હર્ષ

આશા રાખવી એટલે નિરાશાને વરવુ આશા ન રાખો અને તમને કદી સતાવ નહિ રહે વસ્તુસ્થિતિનો સ્વીકાર કરીને સ્થિર અડગ પગને જિંદગીના રાહે આગળ ધપતા રહેવુ વસંત અને પાનખર બને ચચળ હોય છે એકમાં પુષ્પો ખીલે અને કરમાય છે જ્યારે બીજીમાં પાંદડાં કરમાય અને ખરે છે

*

સમયની ખીણમાં આપણે ગુમાવેલા વર્ષો પર ગુમાવેલી તકો અધૂરા રહેલાં કાય અને ભ્રમ થએલા આદર્શો પર નિશ્વાસ પસ્તાવા અને આંસુ સાથે વધુ ને વધુ ઊંડા ઊતરતા જઈએ છીએ

*

ગમે તેવો જબરો આવેશ પણ સતત અથવા લાંબા સમયની ગેહાજરી અવગણના અથવા ઉદાસીનતાથી ઠંડો પડી જાય છે અથવા મરી જાય છે

*

વર્ષાનુવર્ષ આપણે વધુ ને વધુ મોટા થતા જઈએ છીએ છતાં આપણા હૃદયો જુવાનીની તાજગી અથવા તરલ આશા કદી નથી ગુમાવતાં

*

હરકોઈ માનવ જિંદગી—જો કાળજીપૂર્વક નીરખવામાં આવે તો—ઊંચા રંગોલ્લાસ અને તિરસ્કારપાત્ર કરુણાના વીરત્વપૂર્ણ આત્મભોગ અને ન માની શકાય તેવી સંકુચિતતાના અદ્ભુત મિનણ જેવી જણાઈ આવ્યા વિના નહિ રહે

*

માનવીની અગમચેતી કિસ્મતનો માર્ગ કદી બદલાવી શકી નથી

*

મે પૂછ્યુ 'અય શેખ નરક એ શુ છે?' આપણું પોતાનું જ સર્જન તેણે જવાબ આપ્યો જીવનના ઝંઝાવાત ઝગડા ને ધબકો તથા તેના ચરો સમા શમનિગાસ, નિરાશા ને હતાશા એ જ નરક ' અને એણે ઉમેર્યુ 'સ્વર્ગ એટલે બીજુ કશુ જ નહિ પરંતુ આપણી સ્થિતિમાં મિષ્ટ આનંદ યુક્ત સંતોષ

*

આશાના ઉદય અને અસ્ત મે જોયા છે નિરાશામા જકડાએલા દિનનુ દર્દ મે જાણ્યુ છે નિદ્રાહીન રાત્રિઓ અને આનંદહીન દિવસો મે વીતાવેલ છે હકીકતમાં મે દર્દને તેના તરેહવાર એવા તમામ રંગોમા જાણ્યુ છે અને એણે મને બહેતર અને સુંદરતર બનાવ્યો છે જિંદગી એક તાલીમ છે નવ શિખાઉપણાનો ગાળો છે વધુ ઉચ્ચ અને ઉદાત્ત અસ્તિત્વ માટેની તૈયારી છે અને એને લઈને આપણા માટે નિર્ધારિત લક્ષ્ય પર્યંત પહોંચવા પહેલા દુખદ ના દરવાજા પસાર કરવા જ રહ્યા

*

વધુ પ્રકાશ! એક મહાન પાશ્ચાત્ય દ્રષ્ટાના આ શબ્દો છે આખરી ગંભીર શબ્દો હા વધુ પ્રકાશ! સતત વધુ ને વધુ પ્રકાશ! આપણે કદી પર્યાપ્ત પ્રકાશ મેળવી શકતા નથી અને માનવ જાતની પ્રગતિ એ ગઈ કાલ અને પરમ દિવસની શંકાઓ મુશ્કેલીઓ મૂઝવણો અને અસ્પષ્ટતાઓ પર તાજા પૂરા અને વધુ પૂરા પ્રકાશ સિવાય બીજુ શુ છે?

*

અસંતોષ—હુ અસંતોષને રાષ્ટ્રીય પ્રગતિની એક તંદુરસ્ત આશાસ્પદ નિશાની ગણું છુ પ્રવર્તમાન સયોગોમાં તદ્દન સંતુષ્ટતા અથવા તો વિના પ્રશ્ને સ્વીકાર એટલે માત્ર આશાનુ જ મૃત્યુ નહિ પરંતુ રાષ્ટ્રીય જીવનનું ય અવસાન અસંતોષ એ વસ્તુસ્થિતિ પ્રત્યે અધીરતા તથા ઉચ્ચ અને વધુ ઉચ્ચ આદર્શને પહોંચવાની ઉત્કંઠાનુ સૂચક છે એક અંગ્રેજ ફિલસૂફે જ શુ નથી કહ્યું કે સંતુષ્ટ માનવી કરતાં અસંતુષ્ટ ડુક્કર વધુ સારો ?

*

ઠર્ષા એ આત્માનુ ઝેર છે

*



માનવજાતના મોટામા મોટા ઉપકારકો ગુલામીમાં જકડી રાખતી પ્રણાલિકાઓ અને પરંપરાગત ઊતરી આવેલા પ્રવર્તમાન સામાજિક અને ધાર્મિક કાનૂનો સામે અત્યંત હિંમતપૂર્વક બંડ ઉઠાવનારાઓ જ થઈ ગયા છે બહુજનવૃત્તિ તો પ્રારબ્ધને આધીન બની જવાની હોય છે, એની અવગણનાનું ગૌરવ બહુ જૂજ લોકોને પ્રાપ્ત થાય છે મિનાઈના પહાડ પરના આવેશયુક્ત હૃસુન બંડમા કેલવરીના પ્રકાશમાં, કાબાની નવનતતામા શુ એ જ પ્રાણવત્તા વ્યક્ત નથી થએલી? કાળ જ્યાં સુધી હયાત છે ત્યાં સુધી આ પ્રકાશ કદી નહિ બુઝાય, આ પ્રાણ કદી નહિ વિલાય

*

સત્ય શાશ્વત છે એની તાજગી કદી નથી કરમાતી. એ ફરી ને ફરીવાર વ્યક્ત થતુ રહેવાનુ.

*

મનમાં એકવાર જડ ઘાલી ગયા પછી કોઈ પણ વિચાર ગમે તેવો અસમંજસ હોય છતા તેને દૂર કરવો કેટલો મુશ્કેલ થઈ પડે છે

*

જીવનના થકવી નાખનાર પથમાં તાજગી આપનાર કશુ હોય તો તે નેકી અને માત્ર નેકી છે

*

આંસુ, ખારાં, લાગણીભર્યાં, પ્રજળતાં આંસુ, શોકની એ દશ્ય નિશાની સિવાય, બીજી કઈ ભેટ હૃદય પાસેથી મેળવાય તેમ છે? કાળના દ્વારને પેલે પાર ચાલ્યા ગયા છતાં જેમનો પ્રેમ આપણી કાયમી મૂડી અને જેમની સ્મૃતિ આપણો કાયમી આનંદ છે તેમને આપણે આંસુ સિવાય બીજી શી ભેટ આપી શકીએ તેમ છે!

*

ઘણાખરા દીર્ઘજીવી સબંધોની જેમ, શ્રેષ્ઠ મૈત્રીનુ રહસ્ય પણ, સ્વભાવની એ મિઠાશમાં રહેલુ છે જે ઝગડા ને ઘર્ષણને નિવારીને યોગ્ય અવસરે બીજાઓની ઇચ્છાને માર્ગ આપી છૂટે છે

*

મને ઘણી યે વાર આશ્ચર્ય થાય છે કે મારે કયો ઉદ્દેશ સિદ્ધ કરવાનો હતો, મારે કયુ પ્રારબ્ધ ભોગવવાનુ હતુ? શા માટે મને જગતમાં લાવવામાં આવ્યો? શા માટે? કારણ કે એક પછી એક પાપના ત્રાસ વિના આ જગતમા મે બીજુ કશુ વાવ્યું નથી અને સંતાપ વિના બીજુ કશુ લણ્યુ નથી કોઈના સુખમાં હિસ્સો નથી આપ્યો જ્યારે દુ:ખ અનેકને આપ્યું છે તદ્દન નિરર્થક છે મારુ અસ્તિત્વ —નિસાર, નિરુદ્દેશ. બાળક રમકડાથી રમે છે તેમ કિસ્મત પણ માનવજીવનથી ખેલતી રહે છે.

*

ભાંગેલી તબિયત અને કોઈ પણ મર્ત્યમાનવી સહી શકે તે કરતાં અધિક યાતના—દેવે મને એ જ નવાજિશ કરીને આનંદ માન્યો છે

*

આંસુથી ક્ષોભ પામ્યા વિના, પ્રાર્થના પ્રતી લક્ષ આપ્યા વિના સખ્ત અને નિર્દયપણે વર્ષો વહેતાં જાય છે અને પોતાની પાછળ કરમાએલી આશાઓ, વિશ્વાસઘાતી મૈત્રીઓ, પ્રતિદાન ન પામેલા પ્રેમ અને ભગ્ન હૃદયોની કરુણાની મૂકતાં જાય છે

*

આપણે ક્ષણિક અગત્યની બાબતો પર ચર્ચા-વિચારણા કરતા રહીએ છીએ; પરંતુ જીવનના અતિ અગત્યના પ્રશ્નો સામે આવી લાગતાં આપણે લગભગ અચૂકપણે વિચારશૂન્ય અને બેદરકાર બની જઈએ છીએ. એટલે તો આટલી બધી લાચારી, આટલો બધો સંતાપ છે અને, ઓહ, આપણાં પોતાનાં જ પાપ અને મૂર્ખાઈનાં પરિણામોને આપણે કેવાં દેવ સાથે જોડી દઈએ છીએ!

*

શ્રીમંતોના દોષો આપણે માફ કરી દઈએ છીએ, અરે, કેટલીકવાર તો પ્રશંસીએ પણ છીએ, પરંતુ





ગરીબોના ખુદ સદ્‌ગુણોને પણ ઉતારી પાડીએ છીએ કારણ કે દરિદ્રતા એ આત્માનું અવસાન છે. ધન પાસે શી સાંત્વનાદાયક શક્તિ રહેલી છે! શું પ્રાબલ્ય શું આકર્ષણ ગો સર્વ વ્યાપી પ્રભાવ રહેલો છે! એના માલેકને એ વૈભવના ઝળકતા ઝભ્ભાથી નવાજે છે. એને એ પતનકારક આદરભાવ અને કર્ણકટુ પ્રશંસાથી નવાજે છે. હે આશ્ચર્ય ધન! તારો શો રહસ્યમય મોહ, તારું શું અકથ્ય આકર્ષણ રહેલું છે! માનવજાત તારી સામે સદા શિર ઝુકાવતી રહી છે. તારા મંદિરે શ્રદ્ધાપૂર્વક આરાધના કરતી આવી છે. ત્યાં બળતો ધૂપ વધુ ને વધુ ઊંચે ચડતો જાય છે. તારા પૂજારીઓનો કોલાહલ કદી શાંત નથી પડતો. કારણ કે વધુમાં વધુ આકર્ષણ તારી જ વેદીનું રહેતું આવ્યું છે. જગત પરનો તારો અમલ લાજવાબ છે. તારે માટે માનવજાત શું નહિ કરે? તારે કાજે એ પોતાનો આત્મા વેચી મારે છે. તારે કાજે દેહ એ નાપાક ગુનામીને સમર્પી દે છે. તારે કાજે જીવનના ઊંડામાં ઊંડા અને પવિત્રમાં પવિત્ર સંબંધોને એ નિર્મૂળ અને નષ્ટ કરી દે છે. તને એ પૂજે છે કારણ કે તારે સહારે પૃથ્વી પરના સ્વર્ગ અને કાનમી પ્રકાશ ભણી દોરી જતા જીવનના સોનેરી દરવાજા તે ઉઘાડે છે. હે આનંદદાતા, તારી શક્તિનો પ્રકાર શો છે? એ દૈવી છે કે આસુરી! અમને જણાવ, ઓહ અમને જણાવ તારી એ શક્તિનું રહસ્ય!

*

મૃત્યુથી આપણે બીવાની શી જરૂર? જિંદગીના ખેંચનથી, માટીની થકાવટથી એ સુખદ મુક્તિ નથી? નિઃશંક એ એક કારકીર્દિનો અંત અને બીજી કારકીર્દિનો પ્રારંભ છે. વધુ ઉજ્જ્વળ, વધુ આધ્યાત્મિક, પાપથી ઓછી અકલુષિત કે વિષાદથી ઓછી વિકૃત કારકીર્દિનો. અને જો એમ ન હોય તો તે શાશ્વત નિદ્રા તો અવશ્ય છે—સ્વપ્નવિમુક્ત અને ઓચિંતા જાગી પડવાની શક્યતા વિનાની. મૃત્યુથી ભયભીત થવાને બદલે આપણે એને સત્કારવું જોઈએ. કારણ કે અનંત અંતના દ્વાર એ આપણે માટે ન ઉઘાડતું હોય તો કમમાં કમ આપણાં દુઃખની મર્યાદા તો એ બાંધે જ છે.

*

જગતનો મને કશો મોહ નથી. જિંદગીનો કશો આનંદ નથી. હું થાકી ગયો છું. મારા પગમાં છાલાં પડેલા છે અને હું વિશ્રામ ઝંખું છું. પરંતુ વિશ્રામ મેળવી શકતો નથી. સૂરજ તપે છે પણ માત્ર મારા વ્રણ વધુ તપાવવાને. ચંદ્ર એનાં મૃદુલશીતલ તેજ વેરે છે પણ તે મારી દીનતાને વધુ ઘેરી બનાવવાને. તારાઓ તેમની ઝગમગતી વિનાંતિમાં મારી ખીજભરી આવેશયુક્ત નિરઅસરકારક મથામણો પર માર હસી રહે છે. માનવ અને કુદરત બંનેથી હું બેસૂર બની ગયો છું.

*

મેં કેટલીક કીમતી કલમો રોપી તેમના અંકુર ફૂટવાની રાહ હું જોતો રહ્યો. એ ઝડપભેર ઊગી નીકળી પરંતુ એમનો નવપલ્લવકાળ આવ્યો ત્યારે જ મારે તે બીજે રોપવાનું આવ્યું. એમની પાંદડીઓ એક પછી એક ખરવા માંડી. એમણે પોતાનું હરિયાળું આચ્છાદન ગુમાવી દીધું. એ નાગી અને વરવી બની ગઈ. અને એવું જ આપણી ઘણીખરી ચાહપૂર્વકની યુક્તિઓ, યોજનાઓ અને ગણતરીઓનું થવા પામે છે. ખૂબ દબૂમ લાગતી હોવા છતાં રેતીમાં જ રોપાયેલી!

*

'કોઈ પણ મનુષ્યને તેના મૃત્યુ પામતા પહેલાં સુખી ન કહો.' આ યુક્તિ કેટલી સત્યસભર છે! જિંદગીના કોઈ પણ સમયે આપણે ખરેખરા નિશ્ચિત પણે સુખી નથી હોતા. બાળપણમાં આંસુ, જુવાનીમાં આત્મઘાતી ચિંતા અને અકથનીય વેદના, વૃદ્ધાવસ્થામાં અસ્થિરતા અને સુનિશ્ચિત પસ્તાવો!

*

આપણા દોષ સ્વીકારવાને અથવા આપણી ભૂલો કબૂલ કરવાને આપણે ભાગ્યે તૈયાર હોઈએ છીએ,

ખાસ કરીને એ નિવારી કે સુધારી શકાય એમ ન હોય ત્યારે કબૂલાત એટલે આપણા ગુનાનો અથવા કરમાં કમ આપણી મૂર્ખાઈનો એકરાર, અને એવી કબૂલાત ખરેખર આપણને કદીય સ્વીકાર્ય નથી હોતી.

*

અમે સામસામા બેઠા હતા, વીતેલા દિવસોની વાતો કરી રહ્યા હતા, નિઃશ્વાસપૂર્વક અમે એક બીજાને મળ્યા. આંસુ સાથે એક બીજાથી જુદા પડયા. આનંદમાં સમાન ભાગ લેવો આહ્લાદક છે સુખદ સ્મરણોમા ભાગ લેવો એ એથી યે આહ્લાદક છે અને તેમ છતાં એક જ્યારે હાસ્યકલ્લોલમય હોય છે ત્યારે બીજો અશ્રુપૂર્ણ

*

શાયરોના શાહ! કે પછી ફિલસૂફોના પણ કહુ? નિશાપુરના અય ઉમર, તને હું મારી નમ્ર અંજલિ આપું છુ, મારી અદના ભેટ ધરાવું છું બને ગોળાર્ધમાંથી તે કીર્તિમુકુટ મેળવ્યો છે. પૂજાની હદે પહોંચતી પ્રશંસા પ્રાપ્ત કરી છે તારુ એ અક્ષય ગૌરવ, તારો એ અક્ષુણ્ણ શક્તિસ્રોત શામાં રહેલ છે? તારા વિજયનું શુ રહસ્ય છે? એ શું તારી ભાષાનાં પ્રસાદ અને છટાને આભારી છે, તારા વિચારમાધુર્યને આભારી છે, કે પછી તારી રૂબાયત પર ઝૂલતી રહેલી કોઈ અનિર્વચનીય માદક ગંધને આભારી છે? ના, ના! આથી વધુ હૃદયસ્પર્શી ગીતોથી જગત પરિચિત છે પરંતુ તને તો કોઈ વિરલાની જેમ વસ્તુની સપાટીની ભીતર જોવાનુ અને એમને સાચી રીતે મૂલવવાનું પ્રાપ્ત થયુ હતુ તારી રૂબાયાતો વ્યંગ અને વિનોદથી ઝળહળતી અને કવચિત સત્યની તીવ્ર કટુતાભર્યા ચાબખા લગાવનારી છે આનંદોલ્લાસની લહર એમાથી ઊઠે છે અને દેખીતી જ એ જીવન મરણની જટિલ સમસ્યાઓ પ્રત્યે ઉપેક્ષા અને તિરસ્કાર સૂચવનારી છે અને તેમ છતાં તેને સાચે સાચો વાંચનારો કયો આદમી તારામા વિષાદનો—'માનવજાતની શોકાસ્પદ કયામત પ્રત્યેના વિષાદનો શાશ્વત ક્રંદન સાંભળ્યા વિના તેમજ ધર્મના હિતકારી પ્રભાવને બાદ કરીએ તો બાકીનાં કંટાળાજનક ચૂથણાં જે અચૂક રોષ પ્રકટાવે છે એથી જલદમાં જલદ રોષે ભરાયા વિના રહ્યો હશે? તારી વેધક અને આલોચક દૃષ્ટિએ તરકટી પ્રણાલિકા અને અસંભવિત નિષ્ઠાને પકડી પાડીને ખુલ્લી પાડી દીધી. માનવજાતના જીવનરૂપ બંડખોરીના વંદનીય જુસ્સાની સાથોસાથ બંધારણીય સત્તા અને કાલમાન્ય સંસ્થાઓ પ્રત્યે આજ્ઞાધારકતા અને આદરવૃત્તિની અનુભૂતિ અને મુક્ત તથા જાજ્વલ્યમાન અભિવ્યક્તિ તને જ પ્રાપ્ત થયા હતાં, જે બંને વચ્ચેનું સતત ઘર્ષણ માનવજાતનાં વૃદ્ધિવિકાસની જુદી જુદી ભૂમિકાઓ નિર્દેશે છે આ બે પરસ્પરવિરોધી બળો વચ્ચેનું ઘર્ષણ કદી અટકી શકશે નહિ, કલાંતે પણ નહિ અને તું, અય ઉમર! માનવજાતનાં હૃદયે સદાકાળ તિમિરના દળ અને અજ્ઞાનના અસુર સામેના લડવૈયા, અને સફળ લડવૈયા તરીકે વિરાજમાન રહેશે

*

જેમ જેમ આપણે ઉંમરમા વધતા જઈએ છીએ તેમ તેમ માનવીના સદાચારમાંની આપણી શ્રદ્ધા વધુ ને વધુ ઢીલી પડતી જાય છે નમ્રતાના ઉપદેશકોમાં આપણને ગર્વિષ્ઠતા જણાઈ આવે છે, ધર્મસ્થાનોમાં દુરાચાર, સત્ય અને પવિત્રતાના ભવ્ય પ્રાસાદોમાં છળ અને છેતરપીંડી; અને અફસોસ, જ્યાં પ્રેમ, સચ્ચાઈ અને પવિત્રતા સિવાય બીજા કશાનો દોર ન હોવો જોઈએ ત્યાં ઈર્ષા અને દ્વેષ

*

મનને સમૃદ્ધ, વિશાળ અને તેજસ્વી બનાવનારા વિચારો સ્વભાવત જ ધીમે ધીમે ઉદ્ભવ પામે છે, અને પરિપકવતાને તો એથી યે ધીમે ધીમે પામે છે માનવજાતનાં અટવાતા કદમોને આબાદ જેના દ્વારા દોરવણી આપે છે એવી મશાલો રૂપે એમને ગણી શકાય, પરંતુ એમના જીવંત, ગતિમાન, સાકાર વાસ્તવિકમાં પરિણામતા પહેલા એ કેટલો પરિશ્રમ, કેટલો આત્મભોગ માગી લે છે!

*

# બળેલા જીવ

જિતુભાઈ મહેતા

> રંગૂનની ધીકતીધગતો અનુભવ લઈ ચૂકેલાની સંખ્યા આજે પણ ગુજરાતમાં હશે. એ પ્રસંગની એક ખમીરવંતા પાત્રની આ ખેવદિલી ભરી વાર્તામાં એના લેખકની વિશિષ્ટ શૈલી એમની કલમને બિરદાવવા નથી આમંત્રતી?

રંગૂનના આકાશના તારાઓ અજવાળા પી ગયા અને છાકટા થઈ નાચવા લાગ્યા. રંગૂનની શેરીના પડખામાં રાત આવી ને લપાઈ ગઈ. શેરીની બત્તીના થાંભલા દૂર દૂર ઊભા હતા. એક થાંભલાથી બીજા થાંભલા વચ્ચેના અંતરમાં અંધારું આળોટતું હતું. થાંભલાની ઊંચી બત્તી આસપાસ ફૂદાંઓ ચકાવા લેતાં હતાં. હાડકામાં પેસી જાય એવી ધારાળી ટાઢ હતી.

આવી મૂંગી શેરી અને આવી ટાઢી રાતે એક આદમી અંધારા સાથે હળીમળીને એનો રસ્તો કાપતો હતો. હમણાં કોઈ ઝૂંબળી એના શરીરને ધારવાળી છરી આપી જશે, હમણાં જીવનેણું મારામારીની ઘડી આવી જશે એ આશા સાથે ચપળતા સાચવતો જયમલ એક ઘર ભણી જઈ રહ્યો હતો.

જયમલના પગ સાબૂત હતા કારણ કે, કાઠિયાવાડની ભૂગોળે એના પગને પહાડ પર મૂકી આપ્યો હતો. જંગલમાં એ પગને જવા દીધો હતો. આંબલીના કાતરા ખાવા માટે એ પગ આમલીઓને આંબ્યો હતો. નદીની અંદર એ પગ તર્યો હતો. એને જયમલની નજર પણ કાઠિયાવાડની ભૂગોળ પર સ્વચ્છ થઈ હતી.

કાઠિયાવાડના ગામડામાં જયમલ રહેતો. એની નિશાળના થોડા કલાકો નિશાળના ઓરડાને બદલે એ ગામના તળાવ પર જ કાઢતો. શિક્ષક એની ફરિયાદ નિશાળની બહાર લઈ જઈ શકતો નહિ કારણ કે ખુદ જયમલ સોટી વાગે ચમચમનું શાસ્ત્ર બરાબર સમજતો હતો અને શિક્ષકને એની મહાગીથી એના હાથમાં રાખતો હતો. બીજા છોકરાઓને ખાસ મારામારી જોઈતી હતી ત્યારે જયમલને ખાસ ઉછીનો લેવામાં આવતો અને બધું ટાઢું પડી જતું.

ગામના તળાવમાં જયમલ નહાતો. ઠીક લોઢી એ તળાવ પર સાંજ ભાંગતો ત્યારે એને એની મા સાંભરતી કારણ કે એના જેવડા બીજા છોકરાઓની મા ટોકતી કે એટલા ઊંડા જઈ નહાશો નહિ.

એની મા મરી ગઈ ને ગામડાના સ્મશાને એને બાળવા લઈ ગયા ત્યારે જયમલ એટલો નાનો હતો કે એને માત્ર એટલું જ યાદ રહ્યું હતું કે એની મા પર રાતી ચટક ચૂંદડી ઓઢાડવામાં આવી હતી ને એના બાપા રોતા હતા.

એ પછી એણે એની માને જોઈ જ નહિ. પછી થોડા વખતમાં બાપાને પણ બાંધી નાખીને સ્મશાને લઈ ગયા. જયમલને આ બનાવ થોડો યાદ હતો.

પછી તો એ જયમલ એના કાકાને ઘેર રહેવા માંડ્યો. એને નિશાળે બેસાડવામાં આવ્યો ને એ મોટો થયો. કાકા ઉપરાંત એને મોટો કરનાર ગામના લીમડા હતા. ગામનો એક વડ હતો. ગામનું એક તળાવ હતું. ચણીબોર હતાં. ગામનું મંદિર હતું અને મંદિરનો પ્રસાદ હતો.

એક દૂરના સગાએ જયમલ મોટો થયો એટલે એને રંગૂન મોકલવાની વાત ઉચ્ચારી.

ત્યાં મારો ભાઈ રહે છે. ખૂબ કમાય છે. તને નોકરી આપશે. દેશમાં એ આવવાનો છે. એની હારે તું ઊપડી જાજે.

જયમલને પહેલાં તો ના કહેવાની ઇચ્છા થઈ. ગામનાં તળાવનાં ઊંડાં પાણી, આંબલીના કાતરા, મંદિરની ઝાલર, વડનો ઝૂનો, અને એની દાતણગોરી — આ બધાંએ એના કાનમાં ના, ના, અને ના ના પાડ્યા. પણ જયમલને એની સામે હા કરવી પડી.

કાકાને ઘેર એને જે સહન કરવું પડતું હતું, ઓશિયાળો રોટલો ખાવો પડતો હતો એ જ એક




એવો મોટો પથ્થર હતો કે, જયમલે રંગૂન જવાનું નક્કી કર્યું'

જે દિવસે એ ગામ છોડીને ગયો એ પહેલાં ગામના, જયમલના ગોઠિયાઓએ એને શીંગ-રેવડીની મિજબાની આપી ગજવામાં આંબલીઆ ભરી જયમલ ઊપડી ગયો.

*

જયમલ અને રંગૂન પછી તો દોસ્ત બની ગયાં. પહેલા દોસ્ત બન્યાં પછી દુશ્મન, જેની પેઢીમાં જયમલ કામ કરતો હતો એ પેઢીના શેઠ સાથે એને થોડા જ મહિનામા તકરાર થઈ અને જયમલ અવાજ કરી છૂટો થયો.

થોડા દિવસ બેકારી અને વધુ દિવસ બેકારી— આવા જીવન વચ્ચે એ જીવવા લાગ્યો અને રંગૂનના દાદાઓના પરિચયમાં એ આવ્યો જે શેરીમા બહદેશવાસીને મોડી રાતનાં નીકળતાં વિચાર થતો ત્યાં જયમલ સડસડાટ ચાલી નીકળતો. એના ગજવામા બીજાઓને 'સમાલી' લેવાની ધારવાળી 'શક્તિ પડી રહેતી... ..

અત્યારે જયમલ એક ઘર ભણી જઈ રહ્યો હતો અંધારાની નિશાનીએ એ આગળ ને આગળ ચાલી રહ્યો હતો વચ્ચે વચ્ચે ચિબરી બોલતી ને એના મનને 'ટાઢક' વળતી હતી, કાળી રાત અને ચિબરીની બોલી એ તો એનાં લાડીલા સગાથી હતાં

એક ઘર આગળ જયમલ આવી પહોચ્યો, અને પવનની જેમ ઘરની અંદર એ જતો રહ્યો. ઘરની અંદર, સંતરાની ચીરો કાઢ્યા પછીના ખાલી ગોળ સતરામાં દીવા સળગાવામા આવ્યા હતા. થોડાં જાપાની ફાનસો પણ ફુગાની જેમ ઊડતા હતાં અને એમાંય આગ પૂરવામાં આવી હતી પિંજરામાં કાકાકૌવો પૂરગો હતો અને વારેવારે એ એની કલગી ઊંચી કરી ઘરનો ઇતિહાસ તપાસ્યા કરતો હતો કાંઈ ન ગમે તો તરત જ કાકાકૌવો અવાજ કરી દેતો હતો

મામીઓનું આ મકાન હતું રંગૂનની આ સુંદરીની આંખમાં ઇતિહાસ બીડાયો હતો અને ઇતિહાસ જાગ્યો હતો કેટલીક વ્યક્તિઓ તો રંગૂનને મામીઓના નામથી જ ઓળખતી. મામીઓ એના હાથમા પંખો રાખતી, એના મનની મૂઝવણ ભૂલેચૂકે મો પર ગલ પાડી જાય તો તરત જ એ પંખા પાછળ ચહેરાને ક્ષણ બે ક્ષણ માટે છૂપાવી દેતી અને ફરી એનો એ હસતો ચહેરો ઊગતો

મામીઓ જેટલા પુરુષોને ઓળખતી એના કરતાય જાતજાતના પંખાઓને એ વધુ ઓળખતી અને કબજે મેળવતી પંખો એને વધુ પ્યારો હતો પુરુષો એને મૂઝવી મારતા ત્યારે પંખો એને સમાલી લેતો હાથીદાંતનો પંખો, શહામૃગનાં પીછાંનો પંખો, ઝીક ભરેલો પંખો, કાળો, રાતો, ધોળો પંખો—આ બધા પંખા મામીઓના ગુલાબી ચહેરાને પંપાળતા

મામીઓનાં દિલનો રંગ આ પંખાઓથી છતો થતો. બહુ ખુશીમાં હોય ત્યારે એ શહામૃગનાં પીછાવાળો પંખો ઊછાળતી.

જયમલ જે રીતે મામીઓના ઘરમાં પેઠો એ વર્તન જોઈને કાકાકૌવાએ અવાજ કર્યો મામીઓની એક ખાસ બાઈ તરત જ બહાર આવી

પણ જયમલ સડસડાટ અંદરના ખંડમાં ગુમ થયો મંજીરા જેવા આકારની ધાતુ પર મામીઓ નાનકડું રાકુ મારી રહી હતી અને એમાંથી સૂર પેદા થતો હતો એની સાથે એ આસ્તે આસ્તે ગાતી હતી. મામીઓ ગાનારી નહોતી, નાચનારી નહોતી, પણ નારીની કલા એને વરી હતી એની નાની પગલીઓ ચાલી જતી અને 'ઘાયલ' જાગી જતી એનો ચહેરો, બદલાઈ જતો અને રાકુઓ સામસામા બદલાતા વચ્ચે પડી મામીઓ જ આ તીખી ધારોને મીઠી બનાવતી

જયમલ ખડમાં ગયો, મામીઓ એની પાસે આવી જયમલને એ સમજાવવા માંડી.





તું રઝૂન છોડી દે મારે ત્યાં આવવું બંધ કર તને એમ ને એમ મારી નાખશે એ રોણીનું ઓળ ખતો નથી

જોખમની આ એક વધુવાર જાણ થતાં જયમલ એના રંગમાં આવી ગયો એના અંગમાં એક પ્રકારની સ્ફૂર્તિ આવી ગઈ

હવે રઝૂન છોડું ! આ શહેરે તો મારા આ હાલ કર્યાં છે ! નહિતર મારા ગામના તળાવની આંબલીના કાતરા ખાતો રાત પડે ઘસઘસાટ ઊંઘી જતો એક નરતું સપનુંય મને નડતું નહિ પણ રઝૂનના આ શેઠીયાઓએ મારા ગામડીઆ સ્વભાવને ચગદી નાખ્યો

જયમલને અત્યારે કોઈએ આ વાત પૂછી નહિ તોયે એ બોલવા લાગ્યો મામીઓ એના પંખાને વચ્ચે લાવી એના મોનું બગાસું છુપાવી, જયમલની કહાણી સાંભળવા લાગી.

ચોખાનો ઢગલાબંધ વેપાર કરતા આ વેપારીઓને મારા એકના ચોખા ભારે પડ્યા એટલા માટે ભારે પડ્યા કે મેં એમની ગેરવતણૂંક સામે માથું ઊંચક્યું મેં જ નહિ પેગુના તમામ નાના માણસોએ બસ તે ઘડીથી મને રઝૂનની એકેએક પેઢી ધક્કો જ મારતી રહી છે

મામીઓનાં બગાસાં વધવા માંડ્યા એટલે તરત જ મામીઓએ ગરમ પીણું મંગાવ્યું જયમલ અને મામીઓની દોસ્તી વિચિત્ર સંજોગોમાં થઈ હતી. એક વિચિત્ર ઘડીએ મામીઓને મધરાતે જાગવું પડ્યું હતું એની પાછળ થોડા નવાબાજ માણસો પડ્યા હતા અને અચાનક એ જયમલના ગરીબ ઘરમાં ઘૂસી ગઈ હતી અને ત્યાં જ મામીઓએ રાત પૂરી કરી હતી એ કલાકોમાં મામીઓને સમજાયું હતું કે જયમલ એની બાજૂમાં છરી રાખતો પણ જીભની જતની ધારને પણ એ એટલી જ તીક્ષ્ણ રાખતો

એ બનાવ પછી જયમલ અને મામીઓની મુલાકાત વધી

પણ આજની રાત જયમલ માટે નીરાળી હતી. એ એના રહેઠાણમાં સૂઈ ન શક્યો

જયમલે એની સ્મરણમાં સચવાયેલી માની વાત મામીઓને કરી લાલચટક ચૂંદડી ઓઢીને માને સ્મશાન લઈ ગયા એ બાળપણની યાદ એણે આંકી મૂકી અને મામીઓ એની બાજુમાં આવતી ગઈ એક નારી એક માતાની સ્મૃતિને આંસુનાં ફૂલ ચઢાવતી ગઈ

મામીઓએ સવાલ કર્યો

તારી મા કોના જેવી હતી ?

એના જવાબમાં જયમલ કહેવા લાગ્યો

એટલું બધું મને યાદ નથી પણ મને સૌ કહેતા કે મારી મા બહુ રૂપાળી હતી ગોરી હતી. ભોળીભોલી હતી

હવે મામીઓ બોલી

તને ખબર છે મારી મા કેવી હતી ?

ના કેવી હતી ?

મારા હાથમાંના પંખા જેવી મારી મા ! હાથ મને પંપાળતા મારી નાનકડી શરમને ઢાંકી દેતા મારાં આંસુ લૂછતા બરાબર ઢીંગલી જેવી મારી મા હતી ગોળ ગોળ આંખ, નાના નાના પગ ગોળ ગોળ મુખ ને મોટું મોટું દિલ.

મામીઓના હાથમાંથી પંખો પડી ગયો બારીમાંથી પવનનો એક ઠંડો સપાટો આવી લાગ્યો ને કાકાકૌવાએ એક જબરી ચીસ પાડી

ત્રણ ચાર માણસો બારણાને ધક્કો મારી મામીઓના ખંડમાં ઘસી આવ્યા છરીની વીજળીઓ ચમકી ગઈ જયમલ આસપાસ આ વીજળીઓ વધુ ચમકી. જયમલની કેવા ખીલી ઊઠી એનાં અંગેઅંગ ફરવા લાગ્યાં એની છરી આકાશની વીજળીની જેમ



ત્વરિત ગતિ બતાવી એનુ કામ કરી ગઈ બે જણા ભાગી ગયા. એક જણ જમીન પર પડી ગયો ભાગેલા માણસોએ બીકના માર્યા રાડો પાડી—પોલીસ આવી પહોંચી

જયમલ કૂદકો મારી અદ્રશ્ય થયો મામીઓ અને એની નજરે મળી લીધું. રંગૂનની ગલીમાં જયમલ ગુમ થવા લાગ્યો પણ અનેક ટોર્ચના સર્પ એની પાછળ પડયા ચારે બાજુથી એ ઘેરાઈ ગયો

મામીઓના ઘરમાં જયમલના હાથે સૂઈ ગયેલો આદમી કદી જાગ્યો જ નહિ

જયમલ પકડાયો. અદાલતમાં એને હાજર કરવામા આવ્યો—અને અનેક જાતના વાદવિવાદ પછી જયમલના કાન પર જન્મટીપની સજાનુ ફરમાન પડયુ. રંગૂનના કારાવાસમાં જયમલ પૂરાયો

આંબલીના કાતરા ખાતો, ગામના તળાવમાં પોટલીઓ મારતો, ગામના મંદિરની ઝાલર બજાવતો, ચણીબોરની ઉજાણી કરતો, અને આખરે રંગૂન આવેલો જયમલ કાયમ માટે કારાવાસમાં પૂરાયો.

કારાવાસમા પૂરાયો એની એને ફરિયાદ નહોતી. એની છરી ઊછળી હતી અને એ છરીની ધાર પર અપરાધ આવી પૂગ્યો હતો અપરાધ કરવાની એની ઇચ્છા નહોતી પણ એ આવ્યો હતો

કારાવાસમાં પૂરાયા પછી એને મુક્તિનાં સ્વપ્નાં આવવા માંડયાં. સળીઆ પર નજર ફેરવતાં એને સમજાતું હતું કે એના ગળામાં અપરાધની માળા પહેરાવનાર, એનુ માનવ તરીકેનું અપમાન કરનાર એ જ્યા પહેલાં નોકરી કરતો હતો એ પેઢી જ હતી એ પેઢી હતી માટે એ જેલમા હતો એ ચોખાના ઢગલા હતા માટે જ ભૂખ્યો હતો એ તિજોરી ભરપૂર હતી માટે જ એનું ગજવુ ખાલી હતું

*

વરસો આવ્યાં, ગયાં. ફરી આવ્યા અને ફરી ગયાં. નખરાળી રંગૂન નગરીનાં પડખામાં અનેક જણ લપાયા. અનેક સમૃધ્ધ થયા અને અનેક ખુવાર થયા ચોખાના પહાડો ખડકાયા, જહાજમા જગ્યા લઈ એ ચોખા દેશ પરદેશમા ચાલી ગયા. ગુજરાત, કાઠિયાવાડ, કચ્છમાંથી અનેક જુવાનો રંગૂનના કિનારા પર ઊતર્યા અને પેઢીઓમાં પૂરાયા

રંગૂનના રસ્તાઓ બદલાયા. રંગૂનના રસ્તા પર નવી સાલની મોટરો ફરવા લાગી, રંગૂનનાં છબીઘરોમા સાયગલ અને કાનનના સૂર છલકાયા રંગૂનમાં નવા મકાનો બંધાયાં વેપારીઓના મહેલો બંધાયા. રંગૂન શહેરના આખા લત્તા ગુજરાતના આ વેપારીઓનાં નામથી ઓળખવા લાગ્યા

અને આ સમૃધ્ધ લત્તાની એક 'પેઢી' હજુ યે કારાવાસમા કેદ હતી હજુ યે એનું નામ જયમલ હતુ હજુ યે એના સ્મરણમાંથી એની મા અને રાતી ચૂંદડી ખસતાં નહોતાં હજુ યે મામીઓએ આપેલુ મામીઓની માતાના ગોળ ગોળ મુખનુ વર્તુલ એનાથી ભૂલાતુ નહોતું, હજુ યે શહામૃગના પીછનો મામીઓનો સુવાળો પંખો એનાથી દૂર ખસતો નહોતો.

અને એક દિવસ રંગૂનનાં આકાશમા—અજવાળાં પીધેલા તારા ઊગતા હતા એ જ આકાશમા પેટ્રોલ પીધેલા ચીલ વિમાનો એકઠાં થયા સમળીઓ એકઠી થાય એમ એકઠા મળી આ વિમાનોએ રંગૂન પર મોત ટોળવા માંડયુ લડાઈ રંગૂન પર આવી લાગી.

યુધ્ધનો મસાલો શહેર પર ભભરાવો ગયો રંગૂન ખાલી થવા માંડયું સમૃધ્ધિનો રોજ સરવાળો મેળવનારાઓ, સમૃધ્ધિને પાછળ મૂકી નાસી જવા ઉતાવળા થઈ ગયા

જંગલના નામનો ઉચ્ચાર સાંભળતાં જેમની છાતીમાં ધબકારા વધી જતા એ સુંવાળા માણસો પોટલાં બાંધી, જંગલ ચીરી મણિપુરની સરહદ પર પહોંચવા ઉતાવળા થઈ ગયા, વિમાનનો બૉંબ પેઢીના શેઠ અને નોકરની એક જ જાતની સારવાર કરતો હતો એટલે શેઠ અને વાણોતરનો સબંધ ભુલાવતી યુધ્ધની નફટી રંગૂન પર એનો હાથ અજમાવતી ગઈ.

વતન ભણી જવા માટે કતારોની કતારો ભેડી થઈ જેમના પેટમાં બાળક હતાં એ સ્ત્રીઓ પણ વન વગડામાં ચાલી નીકળી નદીઓ ઓળગતાં એક પથરા પરથી બીજા પથરા પર પગ ટેકવતી એ સ્ત્રીઓ ' દેશ ક્યારે દેખશું ' ની લાગણી અનુભવી રહી

રંગૂન બાગનરી શક્તિ વધુ ને વધુ જોર પકડતી ગઈ જાપાનીઓના હાથમાં બળતા ભડકા આવે એ આશયથી રંગૂન નગરી રંગૂનના સત્તાવાળાઓના હાથે જ સળગી દુનિયાની હોળી ઉજવાતી હોય એ રીતે રંગૂનની હોળી ભડભડ બળી રહી અને પછી તો એવી કટોકટીની ક્ષણ આવી કે રંગૂનની જેલનાં બારણાં ખોલી દેવામાં આવ્યાં રંગૂનના પાગલખાનાનાં બારણાં ઊઘાડી દેવામાં આવ્યાં અને આ બધું ટોળું બળતી નગરી ભણી ધસ્યું

એમાં જયમલને પણ મુક્તિ મળી. વિમાનમાંથી મોત ઢોળાતું હતું તો યે ખુલ્લા રસ્તા પર દોટ દઈને જયમલે એની મુક્તિ ઉજવી

*

વરસો વીતી ગયા હતા તો યે જયમલને રંગૂનની શેરીઓ એની નાની બહેન જેવી લાગી—એની સાથે હેત કરતી વહાલ કરતી

કારાવાસમાંથી છૂટેલા કેટલાક ગુનેગારોએ નીકળીને તરત જ લૂંટમાર શરૂ કરી પણ જયમલ તો ભડકે બળતી નગરીમાંથ મામીઓને શોધવા નીકળ્યો વરસો વીતી ગયા હતા હવે મામીઓનો પત્તો ક્યાંથી લાગે ?

તોયે એ પહેલા જ્યાં રહેતી હતી ત્યાં જયમલ દોડતો પહોંચ્યો

એ ઘર તો ધૂળમાં મળી ગયું હતું એની દીવાલો ફસડાએલી એ ભંગારમાં પડ્યું હતું

જયમલનો બધો વેગ શમી ગયો લડાઈની ઘેરી પળનું એને હવે ભાન થયું મામીઓના ભાંગેલા ઘરે એને લડાઈની વિગત વધુ સમજાવી

આગની લાખો જીભો રંગૂનને ચાટતી હતી લહેર મારી જાય એવા ધડાકા સતત પડઘા પાડતા હતા, ચિચિયારીઓ અને ફાટેલા અવાજો વધુ ને વધુ ગાજતા હતા પાણી પાણીની બૂમ પડતી હતી વિનાશની દિવાળી આવી પહોંચી હતી

જયમલ આમ-તેમ ઘૂમતો હતો ત્યાં એની નજર એક આદમી પર પડી. એ આદમી આમલી શેડવાળી ટેકરી પાસે ઊભો રહી હાથો ઊંચા કરી કાંઈક બોલતો હતો થોડું હસતો હતો જયમલ એની પાસે દોડી ગયો જયમલે જોયું વધુ જોયું પાગલ ? એ પાગલ હતો ? જયમલ એ ચહેરાને ઓળખતો હતો

' શેઠ ! જયમલે સાદ દીધો. જે પેઢીએ એને અપરાધી બનાવ્યો હતો એ જ પેઢીનો શેઠ દીવાનો બની ગયો હતો ! શા માટે ?

જયમલે એ ગાંડા પાસે જઈ એને શેઠ કહી બોલાવ્યો એ તો સરવાળા બાદબાકી કર્યા કરતો સમજાયો

અને દોટ કાઢીને ખડખડાટ હસીને એક વખતનો પેઢીનો એ માલિક જયમલનું ધ્યાન ચૂકાવી અદશ્ય થઈ ગયો

જયમલને ભૂખ લાગી હતી ખોરાક હાથ કરવા એ ભટકવા લાગ્યો ત્યાં તો બીજો એક આદમી અફળાયો એ પણ હસતો હતો રમૂજને કારણે નહિ એના મગજનાં તંતુઓ તૂટી ગયાં હતાં માટે એ હસતો હતો

એને પણ એ ઓળખતો હતો ? જયમલે એની આંખ ઓળખી હા એ તો એના ગામનો જ ! એનો જ ગોઠિયો સાથે આમલીના કાતરા પાડતો સાથે ચણીબોર ખાવા જતો સાથે તળાવમાં પોટલીઓ મારતો એ પણ એની જેમ જ રોજી કમાવા રંગૂન આવ્યો હતો ! જયમલે એને હટેવ્યો

કાનજી ? એય કાનજી ! હું જયલો તારો

# સર્વોદય કે સામ્યવાદ?

વસુબંધુ

## પ્રકરણ ૧૯ મું (ચાલુ)

### ગાંધી દર્શન

ખૂબ જ વિવાદાસ્પદ લાગતી આ લેખમાળા ઊંડા અભ્યાસ અને અવલોકનને પરિણામે લખાય છે ચર્ચા માટે તો એનો એકેએક મુદ્દો ઉપાડી શકાય. પણ આ આખી મૌલિક વિચારસરણીના પ્રયોજન પાછળની ભાવના કોઈને તોડી પાડવાની તો નથી જ એટલે વિરોધી માનસ જરા પણ બહાવરુ ન બને!

ગ્રામોદ્ધારના આ અને આવા હજારો પ્રાણપ્રશ્નો આજસુધી તદ્દન અનુત્તર રહ્યા છે કોઈને એને વિષે વિચાર કરવાની કશી જ જરૂર જણાઈ નથી આજ સુધીમાં એકપણ નમૂનેદાર ગાંધીવાદી ગામડું અસ્તીત્વમાં આવ્યુ નથી જેથી બીજા એનુ અનુકરણ કરતા પ્રેરાય

સાબરમતીના સત્યાગ્રહ આશ્રમને જો ગામડું ગણીએ તો એનો અવ્યવસ્થિત યોજનાશૂન્ય વિકાસ ભાગ્યે જ અનુકરણીય કહેવાય તેમજ ગાંધીજીના સ્વાવલંબી અને સ્વયંસંપૂર્ણ ગામડાના આદર્શથી અમદાવાદનું એ પરૂં ઘણું જ દૂર છે.

આ પ્રકારની દિશાશૂન્ય પ્રવૃત્તિનુ પરિણામ એ આવ્યું કે મુંબઈ–અમદાવાદ જેવાં થોડાંક મોટાં શહેરોને આશ્રયે કેટલાક ગાંધી આશ્રમો વસ્યા, ત્યાં વસતા કાર્યકર્તાઓએ થોડીક ખાદી પેદા કરી થોડોક સાબુ જરીપુરાણી રીતે બનાવ્યો છાપખાનાના કસ્તરમાંથી થોડોક હાથકાગળ તૈયાર થયો. ગામડેથી બે પાંચ ઘાંચી પકડી આણીને થોડુંક બળદઘાણીનુ તેલ તૈયાર થયુ થોડીક વિધવાઓએ ઘંટીઓ ચલાવી વિટામિનવાળો લોટ તૈયાર કર્યો આ બધી પ્રવૃત્તિઓ વિષે ગ્રામોદ્ધારને નામે જોરશોરથી પ્રચાર થયો હિંદુ પ્રજા મૂળ તો શ્રદ્ધાળુ, ઉપરથી દયાધર્મી. એનો કાગડા, કૂતરાં, કબૂતરો, માછલાં, વાંદરાં અને રોઝડા તરફનો પ્રેમ માણસો તરફ વળ્યો. ભાવનાશીલ લોકોએ કરોડો દરિદ્રનારાયણો માટે ખાદી પહેરવાની શરૂ કરી પરિણામે અનેક ગરીબોને માંડમાંડ કંગાલ રોજી મળી મધ્યમ વર્ગના અનેક બેકારો ઠેકાણે પડ્યા શ્રીમંતોને સુપાત્રે દાન કર્યાનો સંતોષ થયો ઉપરથી હાથઘંટીનો લોટ અને ઘાણીનું તેલ ખાઈને એમની વિટામિનોની ઘેલછા સંતોષાઈ ગામડાં તો હતાં ત્યાંના ત્યાં જ રહ્યાં ત્યાં રેંટિયો ઘંટી ને ઘાણી પહોંચ્યાં જ નહિ દેશની ગરીબી લેશ માત્ર ઘટી નહિ! ખાદી કાતનારા

---

જયલો યાદ છે ને? સાથે આપણે તળાવમા પડતા?."

કાનજીના મો પર એનુ એ જ ગાંડપણ હતું કાનજી જાણે ડાહ્યો હોય એ રીતે જયમલ એને કહેવા લાગ્યો

"પણ તું ગામ છોડીને આંહી આવ્યો જ શીદ? કોણે તને મોકલ્યો? કોણે તને દિવાનો બનાવ્યો? બોલ તો ખરો! તને ય મારી જેમ રંગૂનના પાગલખાનામાંથી છોડી મૂકવામાં આવ્યો છે?"

કાનજી 'કાંઈક' સમજ્યો હોય એમ જયમલને લાગ્યુ જયમલને એના દોસ્ત કાનજીની આ હાલત પાછળનો ઇતિહાસ અત્યારે હાથ લગે એમ નહોતું

ચારેકોર ભડકા, ચારેકોર ધડાકા, ચારેકોર મોત, ચારેકોર ચિચિયારીઓ અને આ બન્ને જણા આવી નવી દુનિયામાં પગલાં માંડી રહ્યા

આજુબાજુનો વિનાશ જોઈ, આ બળની દુનિયામા પગલા માંડતાં જયમલને લાગ્યુ કે આ રંગૂનમા સૌથી નિર્દોષ એ હતો અને એની બાજુમાં ચાલતો કાનજી આખા રંગૂનમા સૌથી ડાહ્યો પુરુષ હતો

★





જાપાનીસ કાપડ પહેરતા હતા સનાતન સાણુ બનાવનારા ૫ ૧ વાપરતા હતા હાથધ ીનો લોગ તયાર કરતી વિધવાઓ પોતાના વપરાશ માટે મિલનો આટો વાપરતી હતી!

ગ્રામોદ્ધાર માટે આટલુ બધુ આંધળે બહેરૂ કુટાયુ એની જવાબદારી કોની? મહાત્માજી સિવાય બીજા દરેકેદરેકની! સૌથી પહેલા દુષ્ટ અગ્રેજોની એમણે આપણા ગૃહોદ્યોગોનો નાશ કર્યો પછી મિલો વાળાની તેઓ રેટિયો ચાલવા નથી દેતા પછી વેજીટેબલ ઘીવાળાઓની એમને પાપે જ ગામડામાથી ઘી-તેલ ગયા

બહુ સારૂ અગ્રેજોને તો આપણે કાઢ્યા હજી ઠેકાણુ કેમ નથી પડતુ? હવે જવાબદારી કોની? જવાહરલાલ નેહરુની કોંગ્રેસ સરકારની બાપુએ ચીંધેલે માર્ગે એ ચાલે તો હમણાં જ સ ર્દિય થઈ સહુ સુખી થઈ જાય!

વાસ્તવિક હકીકત શુ હતી? ભવિષ્ય દર્શનના અભાવના જે રોગથી છેલ્લી બાર સદીના હિંદુ નેતાઓ ઓછેવત્તે અંશે પીડાતા હતા તે રોગથી મહાત્માજી અને એમના અનુયાયીઓ લેશમાત્ર મુકત નહોતા બાર સદી થયા જીવનને દરેક મોરચે નિષ્ફળ લડાઈઓ આપીને ટકડેટકડે પીછેહઠ કરતી એક મરતી સસ્કૃતિના તેઓ એક મહાન જ્યોતિર્ધર હતા

અગ્રેજોએ આ દેશમા આણેલી યાંત્રિક ક્રાંતિમા આપણાં શહેરો સપૂર્ણ રીતે ઝબોળાઈ ગયાં હતાં હિંદુ અને મુસ્લિમ બંને સસ્કૃતિઓ પશ્ચિમની સસ્કૃતિથી પરાજીત થઈ આપણા શહેરોમાં અવનત મસ્તકે ઊભી હતી ત્યાં ગાંધીવાદના અર્થશાસ્ત્રનુ કશુ ઉપજે એવુ નહોતુ એટલે હિંદુ હઠીલાઈના છેલ્લા મોરચાઓ ગામડાં ખેતી અને ગૃહોદ્યોગોમાં ગાંધીવાદે થાણુ નાખ્યુ અને ત્યાં રહ્યા રહ્યા પશ્ચિમથી આવી રહેલા પ્રગતિના પૂરને રોકવા માટે મહાત્માજીએ રજપુતોનાં કેસરિયાંની યાદ તાજી કરે એવી લડાઈ ભારે ઝનુનથી જીવનના અત સુધી આપી એમને સાફ કહી દીધુ કે કોઈ રેંટીઓ નહીં કાંતે તો હુ એકલો ઠેઠ સુધી કાંતતો રહીશ પ્રગતિના ધસમસતાં પૂરને રોકવા મથતી આ આંધળી લડાઈ માટે જોઈતી બૌધ્ધિક પૂર્વભૂમિકા કિશોરલાલ મશરૂવાળાથી માંડીને કુમારપ્પા સુધીના અત્યત બુધ્ધિશાળી પણ સરક્ષક માનસ વાળા ગાંધીવાદી વિચારકોએ પૂરી પાડી પણ કાળ બળોને રોકવા મથતી આ આંધળી અને ઝનુની લડાઈમાં હિંદુ નેતાઓ સપૂર્ણપણે હાર્યા, ગામડાં એમની મૂઠીમાંથી સરતા માંડ્યાં અને એને અંગે ઊભા થયેલા શૂન્યાવકાશમાં ઘૂસી જવા માટે કામ્યુનિટિ પ્રોજેક્ટ્સના રૂપમાં અમેરિકનોએ અને ભૂમિદાનનાં રૂપમાં સામ્યવાદીઓએ જબ્બર સાઠમારી શરૂ કરી હિંદનાં ગામડાઓમા શરૂ થયેલી આ સસ્કૃતિઓની સાઠમારીનો અત ત્રીજા વિશ્વયુધ્ધ સિવાય આજે એકે કોઈ લક્ષણ દેખાતા નથી

**અર્થશાસ્ત્ર**—ગ્રામોદ્ધારમાં ગાંધીવાદીની સરીયામ નિષ્ફળતાને કારણે ઊભા થયેલા ખાલીપણામાં અમેરિકા અને રશિયાને સાઠમારી કરવા દઈ આપણે હવે ગાંધીવાદી અર્થશાસ્ત્ર તરફ વળીએ

એક અર્થશાસ્ત્રીએ કહ્યુ છે કે ગાંધીવાદી અર્થશાસ્ત્ર જેવુ કોઈ અર્થશાસ્ત્ર નથી જે કોઈ અર્થશાસ્ત્રને નામે રજૂ કરવામા આવે છે તે તો માત્ર ગાંધીજીના આર્થિક વિચારો જ છે આ અભિપ્રાયમા ઘણુ સત્ય છે મહાત્માજીની સ્વર્ગેથી અને બહિષ્કાર દ્વારા વ્યકત થતી સરક્ષક અને પૂર્વોદયી આર્થિક પૂર્વગ્રહનાને આપણે અર્થશાસ્ત્રનુ ગૌરવપૂર્ણ નામ આપી શકીએ નહિ

છતાય આ અર્થશાસ્ત્ર વિશે શ્રી નરહરિ પરીખ શ્રી અગ્રવાલ શ્રી કુમારપ્પા અને શ્રી વિઠ્ઠલદાસ કોઠારી જેવા મહાત્માજીના બુધ્ધિશાળી અનુયાયીઓએ પુસ્તકો લખી એનુ સબળ સમર્થન કરેલુ છે

આ બધાય પુસ્તકોમાં મૌલિક સિધ્ધાંતોનો સદંતર અભાવ છે બીજા અર્થશાસ્ત્ર વિષેનાં બીજા પુસ્તકોમાં અને એમા કશો જ તફાવત નથી એમાં માત્ર દુનિયાના અને ખાસ કરીને હિંદનાં સૌ દુખોના રામબાણ ઈલાજ તરીકે રેંટિયાને વર્ણવવામાં આવ્યો છે



આ ઇલાજની અસરકારકતા તપાસતા પહેલાં આપણે સૌથી પહેલાં એક પ્રશ્નનો જવાબ શોધીએ. માનવીના જીવનની જરૂરિયાતો કેટલી ?

મૂડીવાદ અને સામ્યવાદ વ્યક્તિ કે સમાજના જીવનની જરૂરિયાતો ઉપર બિલકુલ મર્યાદા મૂકતા નથી, આ વલણ તદ્દન વાજબી વલણ છે, કારણ કે જેમજેમ વ્યક્તિના વ્યક્તિત્વનો અને સમાજના સંગઠનનો વિકાસ થતો જાય, તેમતેમ એમની જરૂરિયાતો વધ્યે જવાની

પણ ગાંધીવાદને આ દૃષ્ટિબિંદુ માન્ય નથી, એ તો સાદુ જીવન અને ઉચ્ચ ચિંતન એ સૂત્રમાં માને છે એ પ્રજાને જરૂરિયાતો ઘટાડવાનો ઉપદેશ આપે છે તો પછી પ્રશ્ન એ રહે છે કે જરૂરિયાતો ઘટાડીને કેટલી ઘટાડવી ? હિંદના લાખો લંગોટીયા સાધુ-ફકીરો જેટલી કે કરોડો કંગાલ ખેડૂતો જેટલી ? ના ! હિંદની આમજનતા માટે આ કંગાલીયતને પણ ગાંધીવાદ મંજુરીની મહોર લગાવતો નથી, એ દરેક વ્યક્તિ માટે ઓછામાં ઓછી જરૂરિયાત તરીકે પોષક ખોરાક, પૂરતાં કપડાં, માટીનું ઘર, વૈદકીય સારવાર અને પાયાની કેળવણીની જરૂરિયાત સ્વીકારે છે ટૂંકામાં મહાત્માજીના આશ્રમવાસીઓ જેટલી જરૂરિયાતો દરેકે દરેક હિંદવાસીને મળવી જોઈએ, એમ મહાત્માજી સ્વીકારતા હતા

અસ્વાદવ્રત, બ્રહ્મચર્ય અને અપરિગ્રહવ્રત દ્વારા દેહદમનમાં માનનારા ગાંધીવાદે જીવનની આ જે ઓછામા ઓછી જરૂરિયાતો સ્વીકારી છે, એ મધ્યયુગના ત્યાગ માર્ગમાથી સાફસાફ પીછેહઠ છે શરીરને આત્માનો શત્રુ તરીકે સ્વીકાર્યા પછી પણ આટલી જરૂરિયાતો મંજુર રાખનાર ધર્મ મને-કમને યુગવંદના કરી રહ્યો છે એમ આપણને લાગ્યા વિના રહેતું નથી

હવે પોષક ખોરાક, પૂરતા કપડાં અને સારા ઘરની વ્યાખ્યા શી ? આ આપણા બધાના જીવનને સ્પર્શતો એક રસિક વિષય હોવા છતાં એમા મહાત્માજીએ કે એમના અનુયાયીઓએ કશું જ મહત્વનું કે મૌલિક સંશોધન કર્યું નથી એ લોકોએ પશ્ચિમના પારકા મતો પોતાના પુસ્તકોમાં એકઠા કર્યા છે સમતોલ ખોરાક વિષે ડૉ એક્રોઇડનો મત સીધેસીધો શ્રી નરહરિ પરીખે પોતાના પુસ્તકમા લઈ લીધો છે

એ રીતે ખોરાક, પોષાક, વસવાટ અને સમાજ-સ્વાસ્થ્ય વિષેના પશ્ચિમના પંડિતોના આદર્શોનો સીધે-સીધો સ્વીકાર કરી લીધા પછી પ્રશ્ન એ ઉભો થાય છે કે આ બધાનો ખર્ચ કાઢવો ક્યાંથી ? આપણે જો પશ્ચિમના જન્મપ્રમાણ, મરણપ્રમાણ, બાળમરણપ્રમાણ, માતૃમરણપ્રમાણ અને સમાજસ્વાસ્થ્યને આદર્શ તરીકે સ્વીકારીએ તો એ સ્થિતિએ પહોચવા માટે આપણા વૈદકની પૂનર્ઘટના કરવા જે અબજો રૂપિયા જોઈએ એ રાક્ષસી રકમ રેંટિયાનું જરીપુરાણું અર્થશાસ્ત્ર પૂરી પાડી શકે ? આ પ્રશ્નનો વ્યવહારૂ અને વાસ્તવિક જવાબ હજીસુધી કોઈએ આપ્યો નથી !

જો રેંટિયો વૈદકીય સુધારણાનો ખર્ચ જ કાઢી શકે એમ ના હોય તો આખી પ્રજાના જીવનની પાયાની જરૂરિયાતોનો ખર્ચ ક્યાથી કાઢી શકે ?

રેંટિયાની ઉત્પાદનશક્તિ કેટલી ?

પાત્રીસ વરસ સુધી રેંટિયાને દેવ તરીકે સ્થાપીને ગાંધીપંથે એની એટલી આંધળી પૂજા કરી છે કે રેંટિયો રાષ્ટ્રના આર્થિક પુનરુત્થાનમાં શું ભાગ ભજવી શકે ? એને વિષે વ્યવસ્થિત આર્થિક તપાસ કરવાનો ઝાઝો પ્રયાસ થયો નથી.

રેંટિયાનો જન્મ મહાત્માજીના અજાતમન (Subconcious Mind)માથી થયો જે વખતે એમણે રેંટિયો જોયો પણ નહોતો. તે વખતે તેમના સાંસ્કૃતિક દૃષ્ટિ એમને 'હિંદ-સ્વરાજ' દ્વારા રેંટિયાનો ઉપદેશ આપવા પ્રેર્યા રેંટિયાના એ પ્રથમ મંત્રોચ્ચાર પછી અસહકારયુગમાં તો 'રેંટિયો અને તાતણે સ્વરાજ' નું સૂત્ર આ દેશને ખૂણે-ખૂણે પહોચી ગયું. અંગ્રેજોએ આ દેશમા આણેલી આર્થિક





અને યાંત્રિક ક્રાંતિને પડકારવા મથતા ભાવનાશીલ સંરક્ષક અને સ્વકેન્દ્રિત હિંદુ માનસે પોતાના મંત્ર રૂપને રેંટિયા દ્વારા વ્યક્ત કર્યો ત્યારથી આજસુધી રેંટિયાની આજુબાજુ ઊર્મિના ભાવનાના આદર્શના આવેશના ભક્તિના, ભ્રમના અંધશ્રદ્ધાના અને વેવલાઈના એટલાં બધાં જટિલ જાળાં ગૂંચવાઈ ગયાં છે, કે એની સાફસૂફી કરી એ આખા પ્રશ્નને નવે સરથી બુદ્ધિપૂર્વક તપાસવાની હજી સુધી કોઈને ફરી જરૂર જણાઈ નથી અનિલ બરન રૉય ઈંદુલાલ યાજ્ઞિક અને છેલ્લાં કેટલાંક વરસોમાં કૉમ્યુનિઝમની કંઠી બાંધનાર અમુક ભૂતપૂર્વ ચુસ્ત ગાંધીવાદીઓ જેવા બળવાખોરોના વિચારોની મોટેભાગે આપણા લોકમતે ઉપેક્ષા જ કરી છે

આ અભ્યાસરહિત વલણના કેટલાક અપવાદો પણ છે શ્રી મશરૂવાળાએ પોતાના જીવનના અંત કાળમાં હાથઉદ્યોગ અને યંત્રોદ્યોગનો સમન્વય' એ નામના ચાર લેખ લખ્યા હતા એમાં ગાંધીવાદની રૂઢિગત વિચારસરણીને મુકાબલે કંઈક નવું પ્રસ્થાન હતું છતાં ય એમાં પ્રકાશ આપવાનો પ્રયત્ન હતો પ્રકાશ લેવાનો નહિ

પણ આ દિશામાં સૌથી મોટું અને મહત્વનું કામ તો વિનોબાજીના કહેવા મુજબ શ્રી ગુલાટી નામના એક ગાંધીભક્ત વિદ્વાન ઇજનેરે કર્યું આ જ ઇજનેરે ગામડામાં ભરાતી બધી કૉંગ્રેસો માટે કૉંગ્રેસનગરો બાંધ્યાં હતાં.

ઈ સ ૧૯૩ ની લડતમાં એમણે મોટા પગારની અને ઉજળા ભવિષ્યવાળી સરકારી નોકરી છોડી દીધી અને મહાત્માજી પાસે આવીને જાહેરાતથી અલિપ્ત રહેવાય એવું કંઈક રચનાત્મક કામ પોતાને સોંપવાની ઇચ્છા પ્રદર્શિત કરી મહાત્માજીએ એમને અખિલ ભારત ચરખા સંઘમાં રોક્યા વર્ષો સુધી પોતાનું કર્તવ્ય એકનિષ્ઠાથી બજાવીને અને કાંતનારાઓ અને વણનારાઓના જીવનનો ઝીણવટભર્યો અભ્યાસ કર્યો પછી એમણે મહાત્માજી આગળ પોતાનું મંતવ્ય રજૂ કર્યું કે રેંટિયો ચલાવનારાઓને પોતાની દિવસભરની મહેનત પછી પેટ પૂરતી મજૂરી (Living vage) મળતી નથી દરેક કાંતનારને તે વખતે સાંજ પડે રોજથી બે આના મળતા સરેરાશ દોઢ આનાની હતી ઓછામાં ઓછી જરૂરીઆતોને હિસાબે દરેક કામદારને સાંજ પડે આઠ આના મળવા જોઈએ આ વાત મહાત્માજીને ગળે ઊતરી ગઈ એમણે ચરખા સંઘના આગેવાન કાર્યકરોને બોલાવીને કહ્યું કે દરેક કામદારને સાંજ પડે આઠ આના આપવા જ જોઈએ ચરખાસંઘના વહીવટ કરનારાઓને અસંખ્ય વ્યવહારુ મુશ્કેલીઓનો સામનો કરવાનો હતો છેવટે એમણે ત્રણ આના સુધી આપવાનું કબૂલ્યું અને ધીમે ધીમે પ્રગતિ કરવાનું વચન આપ્યું

રેંટિયાની શોધ ઈ સ ૧૯ ૮માં થઈ ઈ સ ૧૯૨૧માં એ શોધાયું કે રેંટિયા ઉપર સૂતર કાંતનારને પેટપૂરતી રોજી મળતી નથી આજે ઈ સ ૧૯૫૨માં પણ લડાઈ પછીનો ફુગાવો લક્ષમાં લેતાં કાંતનારએ પેટપૂરતી રોજી આપવાના આદર્શે હજી પણ અખિલ ભારત ચરખાસંઘ પહોંચ્યો નથી ક્યારે પહોંચશે તે તો રેંટિયાના પૂજારીઓ જ કહી શકે

રેંટીઆ મારફતે થતા ગરીબોના આ શોષણનું એક સીધું પરિણામ એ આવ્યું કે ચરખાસંઘ માટે સૂતર કાંતનારાઓ જે સૂતર સ્થાનિક કાર્યકર્તાને આપે તે સૂતર એ વણકરોને આપે અને વણકરો એમાં ભેળસેળ કરી એ ખાદી કામકર્તાઓને પાછી આપે જે બજારમાં શુદ્ધ ખાદીને નામે વેચાય!

વણકરોને મુશ્કેલી એ હતી કે તાણામાં હાથે કાંતેલું સૂતર હોય તો તે જલદી તૂટે છે એટલે એ તાણામાં કેટલાક પ્રમાણમાં મિલનું સૂતર ભેળવતા અને વાણામાં હાથે કાંતેલું સૂતર રાખતા એ રીતે કરતાં જે હાથ-કતાઈનું સૂતર વધે તેને બજારમાં વેચી ખાતા




ભેળસેળવાળું સૂતર તાજું હોય તો તાગવી શકાય. પલાળીને તાણામાં નાખ્યા પછી એને ઓળખવુ બહુ જ મુશ્કેલ થઈ જાય છે

આ મુશ્કેલીનો ઉકેલ લાવવા કેટલાક હોશિયાર કાર્યકર્તાઓએ વણકરોને રંગેલુ સૂતર આપવાનો કીમિયો કર્યો એનાથી અને બીજી કેટલીક યુક્તિઓથી ભેળસેળ ઉપર ઠીકઠીક પ્રમાણમાં અંકુશ આવ્યો પણ બધી જ પ્રમાણિત ખાદી સોએ સો ટકા શુદ્ધ હોવાનો કોઈ કદી દાવો કરી શક્યું નથી

અંગ્રેજોએ આપણા હાથઉદ્યોગોનો નાશ કર્યો, એ હકીકતના વારવાર કરવામા આવતા ગાંધીવાદી પુનરુચ્ચારણ પાછળ એક એવી ભ્રામક માન્યતા રહેલી છે, કે જો આ દેશમાં અંગ્રેજો ના આવ્યા હોત તો આપણે આજે પણ નિર્વિઘ્ને કાંતતા હોત! વાસ્તવિક હકીકત એ હતી કે જે રેંટીઓ કાળમ-બોથી અવશ્ય મરવાનો હતો એને અંગ્રેજોએ સહેજ વહેલો માર્યો કારણ કે હિંદમાં રેંટીઓ નાશ પામ્યો ત્યારપછી ઓછેવત્તે કાળે એ આખા જગત ઉપરથી અદ્રશ્ય થઈ ગયો હતો અને બધે કાંઈ રેંટીઆના નાશ માટે અંગ્રેજો જવાબદાર નહોતા!

પણ આ રેંટીઆનો ઉદ્ભવ થયો શામાંથી? મૂડીવાદ શોષણ કરે છે તે મીટાવવા માટે અને અંગ્રેજોની લૂંટથી બેહાલ થએલા દેશને આબાદ કરવા માટે

ગાંધીવાદનું એ એક શ્રધ્ધેય સૂત્ર છે, કે અંગ્રેજોએ આપણને આર્થિક રીતે પાયમાલ કર્યા છે આ સૂત્રના ટેકામાં દાદાભાઈ નવરોજી, રમેશચંદ્ર દત્ત, વિલિયમ ડીગ્બી વગેરે અનેક જૂના અર્થશાસ્ત્રીઓના મંતવ્યો રજૂ કરવામાં આવે છે

આજે આપણી આમ જનતા અશોક, સમુદ્રગુપ્ત, અકબર, કે શિવાજીના જમાના કરતાં વિશેષ કંગાળ છે કે કેમ, એ નક્કી કરવાનુ આપણી પાસે અર્થશાસ્ત્રની દૃષ્ટિએ કોઈ જ શાસ્ત્રીય સાધન નથી આ જમાના જેવી વ્યવસ્થિત ગણતરીઓ ભૂતકાળમા હતી જ નહિ છતાંય ઐતિહાસિક સાધનો ઉપરથી આપણા મનમાં ભૂતકાળનું જે ચિત્ર ઊભુ થાય છે, તે ઉપરથી તો ઘણાખરા શાસ્ત્રીય ઇતિહાસકારો કહે છે કે આપણી આમજનતાની સ્થિતિ ભૂતકાળમાં આજના કરતાં કંઈ વિશેષ સારી તો નહોતી જ પણ બ્રિટિશ અમલ હેઠળ આપણે આર્થિકરીતે આબાદ થયા છીએ કે બરબાદ, એ નક્કી કરવાનુ પ્રમાણમા સહેલુ છે પરદેશી અર્થશાસ્ત્રીઓની વાત જવા દઈએ, તો પણ આપણા જ દેશના વી કે આર વી રાવ, વાડિયા, જોશી અને ગાડગીલ જેવા અર્થશાસ્ત્રીઓએ સંભાળભરેલી ગણત્રીઓ પછી જાહેર કર્યું છે કે, બ્રિટિશ અમલ હેઠળ આ દેશની આબાદી વધી છે. લંડન યુનિવર્સિટિના અર્થશાસ્ત્રના પ્રાધ્યાપક ડૉ. વેરા એન્સ્ટિનુ પણ એવુ જ કહેવુ છે વી. કે આર વી રાવ તો એટલી હદ સુધી કહે છે કે ઇ સ ૧૮૭૦થી ઇ સ ૧૯૩૦ સુધીના સાઠ વરસોમાં આપણી રાષ્ટ્રિય આવક માથાદીઠ ૧ ટકો દર સાલ વધી છે ઇંગ્લાંડની આવક દરસાલ ૩ ટકા વધતી હતી એ જોતાં હિંદનો આવક-વધારો નાનો સૂનો તો ન જ ગણાય આમાના મોટા ભાગના અર્થશાસ્ત્રીઓએ જૂના અર્થશાસ્ત્રીઓની ગણત્રીમા ક્યાં ક્યા ભૂલો હતી, તે બતાવી આપ્યુ છે અલબત્ત, તેઓ સાથે સાથે કબૂલ કરે છે કે, હિંદમા અંગ્રેજોએ આણેલી યાન્ત્રિક ક્રાંતિની પહેલી અસર ખરાબ હતી આપણા ગૃહ-ઉદ્યોગો તૂટ્યા અને તેને બદલે આધુનિક ઉદ્યોગો તત્કાળ ઊભા થઈ ન શક્યા એ ગાળામાં આમજનતાને જરૂર સહન કરવુ પડ્યુ પણ પછીથી આપણી ગાડી પાટે ચડી ગઈ અને હિંદ ઉત્તરોત્તર વધુ ને વધુ આબાદ થતુ ચાલ્યુ

આ પ્રશ્નને બીજી રીતે જોઈએ પંડિતાઈને બદલે વ્યવહારુ દૃષ્ટિએ આખો પ્રશ્ન સમજવાનો પ્રયત્ન કરીએ ગુજરાત-કાઠિયાવાડનાં ગામડાંઓમાં વિક્ટોરિયન શાંતિથી હિંદની સ્વાતંત્ર્ય-પ્રાપ્તિ





સુધીનો ગાળો નજરોનજર જોનાર અનેક વૃદ્ધો હયાત છે એમાંથી હું જેમને જેમને મળી શક્યો છું એ બધાય એકી અવાજે કહે છે કે બ્રિટિશ અમલ હેઠળ આપણે આબાદ થયા જ છીએ

ત્રીજી રીતે જોઈએ તો આરોગ્યવિષયક આંકડા અને બીજા સુધરેલા દેશોને મુકાબલે ખરાબ રહ્યા પણ બ્રિટિશ અમલ હેઠળના છેલ્લાં કેટલાંય વરસોમાં એ એકધારા સુધરતા જ રહ્યા છે

ચોથી રીતે જોઈએ તો આપણે આગળ જોઈ ગયા તેમ વિક્ટોરિયન શાંતિ હેઠળ હિંદુ અને મુસ્લિમ સંસ્કૃતિએ પોતાના અર્વાચીન કાળના ઉત્તમોત્તમ નેતાઓનો મોટામાં મોટો ફાલ પેદા કર્યો છે રાજકીય શાંતિ અને આર્થિક આબાદી સિવાય આ અશક્ય છે

એટલે રેંટિયાથી આપણા બધા આર્થિક પ્રશ્નો ઊકલી જશે એવો દાવો ચાલુ રાખતાં પહેલાં અંગ્રેજી અમલ હેઠળ આપણે આર્થિક રીતે આબાદ થયા છીએ કે બરબાદ એ પ્રશ્ન ગંભીર પુનર્વિચારણા માગી લે છે

મહાત્માજીનું અર્થશાસ્ત્ર એ સંતનું અર્થશાસ્ત્ર છે મુત્સદ્દીનું અર્થશાસ્ત્ર છે મહારથીનું અર્થશાસ્ત્ર છે સંત ચાલ્યો જાય મુત્સદ્દીગીરી ફરી જાય અને મહારથીપણું પૂરું થાય એટલે એ અર્થશાસ્ત્ર તદ્દન નકામું એ અર્થશાસ્ત્ર વિચારકનું વૈજ્ઞાનિકનું રાષ્ટ્રવિધાયકનું કે દેશનું અર્થશાસ્ત્ર નથી એનાથી નૂતન વિશ્વની રચના થઈ શકે નહિ ઈંગ્લાંડ અમેરિકાની વાત તો બાજુએ રહી પણ સ્વતંત્ર હિંદને માટે પણ એ અર્થશાસ્ત્ર તદ્દન નિરુપયોગી છે

ખેતી

ગાંધીવાદ એ એક રીતે બ્રિટિશ સિદ્ધાંતો સામેનો પડકાર હતો સરકારે ખેડૂત અને ખેતીની સતત ઉપેક્ષા કરી છે એ એનો સતત આક્ષેપ હતો આ દેશના ખેડૂતો માટે જેટલી લાગણી મહાત્માજીને હતી તેટલી લાગણી બીજા કોઈને નહોતી તેમ જ નથી એ સ્વીકારવામાં ભાગ્યે જ કોઈને કશો વાંધો હોય પ્રશ્ન માત્ર એટલો જ છે કે ખેતી અને ખેડૂતોના પ્રશ્નોમાં ગાંધીવાદનું મૌલિક સર્જન શું ? આપણા દેશમાં સાવ વગોવાયેલા ખેતીવાડી ખાતાએ તો અનેક સિદ્ધિઓ હાંસલ કરી છે લૉર્ડ કર્ઝનના વખતથી એ ખાતાને કારણે જ શેરડી કપાસ મગફળી, ઘઉં બાજરી જુવાર શાકભાજી અને ફળોની જાતો સુધરી છે અને એને લીધે જ પહેલાં ઉત્તર ભારતમાં શેરડીનું ઉત્પાદન એકરે જે પાંચથી ૭ ટન થતું તે સુધારેલી જાતની શેરડી વાવવાથી વીસથી ત્રીસ ટન થયું છે આપણી ખેતીવાડીનો સર્વાંગી વિકાસ કરવામાં જો ખેતીવાડી ખાતું નિષ્ફળ ગયું હોય તો એનું કારણ કેવળ અમલદારી આળસ નથી પણ અનેક સામાજિક આર્થિક અને સાંસ્કૃતિક કારણોને નાબૂદ કર્યા સિવાય કોઈ પણ સરકાર આ દેશની ખેતીવાડી સુધારી શકે એમ નથી ખેતીવાડી ખાતાની છેલ્લા પચાસ વરસની અનેક જ્વલંત સિદ્ધિઓને મુકાબલે ગાંધીયુગે આપણને એક પણ બિનસરકારી ' મૉડેલ ફાર્મ (નમૂનેદાર મોટું ખેતર) આપ્યું છે ખરું ?

[ક્રમશ]

---

'સર્વોદય કે માર્ક્સવાદ ?'—આ દસ્તાવેજી લેખમાળા હવે પૂરી થવા આવી છે એ પુસ્તકરૂપે પ્રગટ થવાની છે જ પણ એ પહેલાં 'ઊર્મિ-નવરચના'ના અસંખ્ય વાચકોના એ અંગેના આઘાત-પ્રત્યાઘાતો જાણવાની એના લેખકની ખાસ ઇચ્છા છે તો એ અંગેના આપના મંતવ્યો જરૂર મોકલવા અમારી આગ્રહભરી વિનંતિ છે

મંતવ્યો મોકલવાનું સરનામું

'ઊર્મિ-નવરચના' પો બૉ નં ૭૩ અમદાવાદ ૧

# ઠેરનાં ઠેર!

શશી શહાણે

ભણેલી-ગણેલી યુવતીમાં જે એક પ્રકારનો દંભ આવી જતો હોય છે તેને એ જ્યાં સુધી વાસ્તવમાં નથી અનુભવતી ત્યાં સુધી જાણે હવામાં જ બાચકા ભરતી લાગે છે, જ્યારે વાસ્તવના અનુભવે તો એ ભાંગીને ભૂકો થઈ જાય છે! સ્ત્રી-સ્વાતંત્ર્યના બણગાં ફૂંકનારને આ પ્રસંગ કેવી ચીમકી આપે છે!

'અરે સુમી, આ કોનાં બાપો-બેબી લઈને ચાલી?'

'કેમ વળી, મારાં!'

'બન્ને?'

'હાસ્તો!'

'પણ તું પરણી ક્યારે? અને પાછી બે બાળકોની માતા પણ થઈ ગઈ! પરણતાં પહેલાં તો પેલા કુમન પાસેથી તેં વચન લીધું 'તું ને કે બાળકોની જંજાળ ન થાય તો જ તારી સાથે પરણું!'

'તમે ત્રણ વરસથી વિદેશમાં હતા એટલે કાંઈ જાણતા નથી લાગતા! કુમન સાથે મને કોઈએ પરણવા ન દીધી મારા અને કુમનના પ્રેમ ઉપર પાણી ફરી ગયું આ બંને સંતાનો મારા પ્રેમ-લગ્નના પતિથી થયેલાં નહિ પણ મારા દેહ-લગ્નના પતિથી થયેલાં છે'

'એમ કે? કુમનને ત્યારે તેં રખડાવી માર્યો, ખરું ને? તેય ઠીક પ્રેમને નામે કુમનને સાવ નીચોવીને તરછોડી દીધો!'

'ખરેખર, મારો એમાં જરાય વાંક નથી મને આ લગ્ન માટે ખૂબ આગ્રહપૂર્વક ફરજ પાડવામાં આવી લગ્ન કરતી વખતે મંડપમાં તો મારા દિલના ટુકડે.'

'આજકાલની છોકરી દિલવાળી હોય છે એ સફાઈ તો રહેવા જ દેજે. નહિતર તારા માટે સર્વસ્વ હોમી દેનાર કુમનને તેં આમ રઝળાવ્યો ન હોત! કુમનનો તને જરા પણ ખ્યાલ ન આવ્યો? એ તો તારી એકેએક શરત, વચન અને વાત માનવા તૈયાર હતો. અને તેમાંય સંતાન ન થાય એ વાત તો તેં આપણા આખા મિત્રમંડળમાં પણ આગ્રહપૂર્વક જાહેર કરેલી. અને આ તો હજુ ત્રણ વરસ પણ પૂરાં નથી થયાં ત્યાં બે બાળકોની માતા?'

'બધાંને કહેવાનો હક છે મારું કશું ચાલે એમ નથી અને એ અંગે હું સમજાવી સમજાવીને થાકું તો પણ ન માને એવા મારા પતિ મને મળ્યા છે વધુ આનાકાની કરું તો એમને મારા આગલા પ્રેમ પ્રસંગની જે થોડી ગંધ આવી છે એમાંથી એવા તો ઊંધા અર્થ કાઢવા લાગી જાય! અને મારે ન છૂટકે એમની વાસનાના ભોગ થવું પડે છે મેં કહ્યું જ ને કે આ તો મારા દેહના લગ્ન છે!'

'ત્યારે તો તું બધી પ્રવૃત્તિથી પણ દૂર થઈ ગઈ હોઈશ!'

'દેખીતું જ છે ને? વરસે-સવા વરસે સુવાવડ, ઘરનું પણ ઠીક ઠીક કામ, એમના પડ્યા બોલ ઝીલવામાં પણ જરાય ભૂલ થઈ તો મારી સાત પેઢીને ઝાટકી નાખતા કાનમાંથી કીડા ખેરવતા એમના વાગ્બાણો અને ઉપરથી મારા શરીર ઉપરનો તો એમનો અબાધિત હક—આમાં હું ક્યાં કશી પ્રવૃત્તિ કરી શકું? કુમન સાથે પ્રેમ ન કર્યો હોત તો કુંવારી રહીને ય મારું ધાર્યું બધું કરી શકત પણ જેવી મેં કુમન સાથે લગ્ન કરવાની વાત કરી ત્યાં તો ઘરનાંઓ બધાં એકસામટાં મારા પર તૂટી પડ્યાં મારો પ્રેમ કાંઈ આગળ પગલું ભરે એ પહેલાં તો મને પરાણે પરણાવી દીધી, આ બન્ને બાળકોના પિતા સાથે!'

સુમી આટલું બોલતાં બોલતાં ગળગળી થઈ ગઈ એના એ વર્તનને ત્રિયાચરિત્ર સાથે સરખાવી શકાય એ વાતની ના નહિ પણ જે સ્ત્રી, પુરુષ સાથેના દૈહિક સંબંધનો પ્રબળ વિરોધ કરતી હતી એ જ સ્ત્રીને પુરુષની દેહભૂખ સંતોષવામાં જ જીવન હોમી દેવું પડે એથી વધુ કરુણતા બીજી કઈ! સ્ત્રીઓને સ્વતંત્રતા આપી દીધાનાં બણગાં ફૂંકનાર આપણે હજુ ઠેરનાં ઠેર જ છીએ!

*





સુધીનો ગાળો નજરોનજર જોનાર અનેક વૃદ્ધો હયાત છે એમાંથી હું જેમને જેમને મળી શક્યો છું એ બધાય એકી અવાજે કહે છે કે બ્રિટિશ અમલ હેઠળ આપણે આબાદ થયા જ છીએ

ત્રીજી રીતે જોઈએ તો આરોગ્યવિષયક આંકડા અને બીજા સુધરેલા દેશોને મુકાબલે ખરાબ રહ્યા પણ બ્રિટિશ અમલ હેઠળનાં છેલ્લાં કેટલાંય વરસોમાં એ ઉત્તરોત્તર સુધરતા જ રહ્યા છે

ચોથી રીતે જોઈએ તો આપણે આગળ જોઈ ગયા તેમ વિક્ટોરિયન શાંતિ હેઠળ હિંદુ અને મુસ્લિમ સંસ્કૃતિએ પોતાના અર્વાચીન કાળના ઉત્તમોત્તમ નેતાઓનો મોટામાં મોટો ફાલ પેદા કર્યો છે રાજકીય શાંતિ અને આર્થિક આબાદી સિવાય આ અશક્ય છે

એટલે રેંટિયાથી આપણા બધા આર્થિક પ્રશ્નો ઊકલી જશે એવો દાવો ચાલુ રાખતાં પહેલાં અંગ્રેજી અમલ હેઠળ આપણે આર્થિક રીતે આબાદ થયા છીએ કે બરબાદ એ પ્રશ્ન ગંભીર પુનર્વિચારણા માગી લે છે

મહાત્માજીનું અર્થશાસ્ત્ર એ સંતનું અર્થશાસ્ત્ર છે મુત્સદ્દીનું અર્થશાસ્ત્ર છે બહારવટિયાનું અર્થશાસ્ત્ર છે સંત ચાલ્યો જાય મુત્સદ્દીગીરી ફરી જાય અને બહારવટું પૂરું થાય એટલે એ અર્થશાસ્ત્ર તદ્દન નકામું એ અર્થશાસ્ત્ર વિચારકનું વૈજ્ઞાનિકનું રાષ્ટ્રવિધાયકનું કે દેશનું અર્થશાસ્ત્ર નથી એનાથી નૂતન વિશ્વની રચના થઈ શકે નહિ ઈંગ્લાંડ અમેરિકાની વાત તો બાજુએ રહી પણ સ્વતંત્ર હિંદને માટે પણ એ અર્થશાસ્ત્ર તદ્દન નિરુપયોગી છે

ખેતી

ગાંધીવાદ એ એક રીતે બ્રિટિશ સિદ્ધાંતો સામેનો પડકાર હતો સરકારે ખેડૂત અને ખેતીની સદંતર ઉપેક્ષા કરી છે એ એનો સતત આક્ષેપ હતો આ દેશના ખેડૂતો માટે જેટલી લાગણી મહાત્માજીને હતી તેટલી લાગણી બીજા કોઈને નહોતી તેમ જ નથી એ સ્વીકારવામાં ભાગ્યે જ કોઈને કશો વાંધો હોય પ્રશ્ન માત્ર એટલો જ છે કે ખેતી અને ખેડૂતોના પ્રશ્નોમાં ગાંધીવાદનું મૌલિક સર્જન શું ? આપણા દેશમાં સદાય વગોવાયેલા ખેતીવાડી ખાતાએ તો અનેક સિદ્ધિઓ હાંસલ કરી છે લૉર્ડ કર્ઝનના વખતથી એ ખાતાને કારણે જ શેરડી કપાસ મગફળી, ઘઉં બાજરી જુવાર શાકભાજી અને ફળોની જાતો સુધરી છે અને એને લીધે જ પહેલાં ઉત્તર ભારતમાં શેરડીનું ઉત્પાદન એકરે જે પાંચથી સાત ટન થતું તે સુધારેલી જાતની શેરડી વાવવાથી વીસથી ત્રીસ ટન થયું છે આપણી ખેતીવાડીનો સર્વાંગી વિકાસ કરવામાં જો ખેતીવાડી ખાતું નિષ્ફળ ગયું હોય તો એનું કારણ કેવળ અમલદારી આળસ નથી પણ અનેક સામાજિક આર્થિક અને સાંસ્કૃતિક કારણોને નાબૂદ કર્યા સિવાય કોઈ પણ સરકાર આ દેશની ખેતીવાડી સુધારી શકે એમ નથી ખેતીવાડી ખાતાની છેલ્લા પચાસ વરસની અનેક જ્વલંત સિદ્ધિઓને મુકાબલે ગાંધીયુગે આપણને એક પણ બિનસરકારી મૉડેલ ફાર્મ (નમૂનેદાર મોટું ખેતર) આપ્યું છે ખરું ?

[ ક્રમશઃ ]

'સર્વોદય કે સામ્યવાદ ?'—આ દસ્તાવેજી લેખમાળા હવે પૂરી થવા આવી છે એ પુસ્તકરૂપે પ્રગટ થવાની છે જ પણ એ પહેલાં 'ઊર્મિ-નવરચના'ના અસંખ્ય વાચકોના એ અંગેના આઘાત-પ્રત્યાઘાતો જાણવાની એના લેખકની ખાસ ઇચ્છા છે તો એ અંગેના આપના મંતવ્યો જરૂર મોકલવા અમારી આગ્રહભરી વિનંતિ છે

મંતવ્યો મોકલવાનું સરનામું

'ઊર્મિ-નવરચના' પો. બૉ. નં ૭૩ અમદાવાદ ૧

# ઠેરનાં ઠેર!

શશી શાહ

> ભણેલી-ગણેલી યુવતીમાં જે એક પ્રકારનો દંભ આવી જતો હોય છે તેને એ જ્યાં સુધી વાસ્તવમાં નથી અનુભવતી ત્યાં સુધી જાણે હવામાં જ બાચકાં ભરતી લાગે છે, જ્યારે વાસ્તવના અનુભવે તો એ ભાંગીને ભૂક્કો થઈ જાય છે! સ્ત્રી-સ્વાતંત્ર્યના બણગાં ફૂંકનારને આ પ્રસંગ કેવી ચીમકી આપે છે!

'અરે સુમી, આ કોનાં બાપો-બેબી લઈને ચાલી?'

'કેમ વળી, મારાં!'

'બન્ને?'

'હાસ્તો!'

'પણ તું પરણી ક્યારે? અને પાછી બે બાળકોની માતા પણ થઈ ગઈ! પરણતાં પહેલાં તો પેલા કુમન પાસેથી તે વચન લીધું 'તું ને કે બાળકોની જંજાળ ન થાય તો જ તારી સાથે પરણું!'

'તમે ત્રણ વરસથી વિદેશમાં હતા એટલે કાંઈ જાણતા નથી લાગતા! કુમન સાથે મને કોઈએ પરણવા ન દીધી મારા અને કુમનના પ્રેમ ઉપર પાણી ફરી ગયું આ બન્ને સંતાનો મારાં પ્રેમ-લગ્નના પતિથી થયેલાં નહિ પણ મારાં દેહ-લગ્નના પતિથી થયેલાં છે.'

'એમ કે! કુમનને ત્યારે તેં રખડાવી માર્યો, ખરું ને? તેય ઠીક પ્રેમને નામે કુમનને સાવ નીચોવીને તરછોડી દીધો!'

'ખરેખર, મારો એમાં જરાય વાંક નથી મને આ લગ્ન માટે ખૂબ આગ્રહપૂર્વક ફરજ પાડવામાં આવી. લગ્ન કરતી વખતે મંડપમાં તો મારા દિલના ટુકડે.'

'આજકાલની છોકરી દિલવાળી હોય છે એ સફાઈ તો રહેવા જ દેજે નહિતર તારા માટે સર્વસ્વ હોમી દેનાર કુમનને તેં આમ રઝળાવ્યો ન હોત! કુમનનો તને જરા પણ ખ્યાલ ન આવ્યો? એ તો તારી એકેએક શરત, વચન અને વાત માનવા તૈયાર હતો અને તેમાં ય સંતાન ન થાય એ વાત તો તેં આપણા આખા મિત્રમંડળમાં પણ આગ્રહપૂર્વક જાહેર કરેલી અને આ તો હજુ ત્રણ વરસ પણ પૂરાં નથી થયાં ત્યાં બે બાળકોની માતા?'

'બધાને કહેવાનો હક છે મારું કશું ચાલે એમ નથી અને એ અંગે હું સમજાવી સમજાવીને થાકું તો પણ ન માને એવા મારા પતિ મને મળ્યા છે વધુ આનાકાની કરું તો એમને મારા આગલા પ્રેમ પ્રસંગની જે થોડી ગંધ આવી છે એમાંથી એવા તો ઊંધા અર્થ કાઢવા લાગી જાય! અને મારે ન છૂટકે એમની વાસનાના ભોગ થવું પડે છે મેં કહ્યું જ ને કે આ તો મારા દેહના લગ્ન છે!'

'ત્યારે તો તું બધી પ્રવૃત્તિથી પણ દૂર થઈ ગઈ હોઈશ!'

'દેખીતું જ છે ને? વરમે-નવા વરમે સુવાવડ, ઘરનું પણ ઠીક ઠીક કામ, એમના પડયા બોલ ઝીલવામાં પણ જરાય ભૂલ થઈ તો મારી સાત પેઢીને ઝાટકી નાખતાં કાનમાંથી કીડા ખેરવતાં એમનાં વાગ્બાણો અને ઉપરથી મારા શરીર ઉપરનો તો એમનો અબાધિત હક—આમાં હું કયા કશી પ્રવૃત્તિ કરી શકું? કુમન સાથે પ્રેમ ન કર્યો હોત તો કુંવારી રહીને ય મારું ધાર્યું બધું કરી શકત પણ જેવી મેં કુમન સાથે લગ્ન કરવાની વાત કરી ત્યાં તો ઘરનાંઓ બધાં એકસામટા મારા પર તૂટી પડ્યા મારો પ્રેમ કાંઈ આગળ પગલું ભરે એ પહેલાં તો મને પરાણે પરણાવી દીધી, આ બન્ને બાળકોના પિતા સાથે!'

# ચંદન

ડાહ્યાભાઈ પટેલ

> પ્રેમ કરવાનો અને પ્રેમી બનવાનો ઈજારો એકલા ઉચ્ચ વર્ણ માટે જ નથી પ્રેમ તો દરેકને માટે સરખો જ ફૂલે ફાલે છે આ વાર્તા એક પ્રેમી યુગલના જીવનનો કરુણ કેવો સુખદ બનાવી દે છે! લેખકના પ્રગટ થનાર વાર્તાસંગ્રહ 'છેલ્લો અભિનય' માંથી આ વાર્તા અહીં મૂકી છે

ચંદન જ્યારે જન્મી ત્યારે એની માએ આનંદ અને દુઃખની આહ કાઢી : કોઈ આટલું રૂપ લઈને આવવું હતું તો કોઈ વાણિયા બ્રાહ્મણ કે પટેલને ત્યાં અવતરવું તું ને! ત્યારે આજુબાજુનાં પડોશીઓએ ચંદનને જોઈ ત્યારે એમને એમ થઈ ગયું કે ઢેડને ત્યાં આ રૂપ શું! અને જેમ જેમ એ મોટી થઈ તેમ તેમ એનું રૂપ વધતું જ ચાલ્યું જીતાને બીજું સંતાન નહોતું પણ શવલાના મરણ પછી માધાના બાપે જીતા સાથે લગ્ન કરવા ઘણી માગણી કરી છતાં જીતાએ શવલાના પ્રેમાળ સ્વભાવને યાદ કરતાં ખેતરમાંથી અને મિલમાંથી જે કંઈ કમાણી થાય એ ઉપર જીવનનિર્વાહ કરવા માંડ્યો

પેટલાદ નજીક ઈસરામા ગામ છે નાનું ગામડું કેટલાક પટેલના ઘર છે બાકીના ઈતર જાતિના જીતા અને શવલો પહેલેથી ખેતરમાં રહેતાં ઢેડવાડામાં ઘર હતું પણ શવલાની માંદગીમાં એ વેચવું પડ્યું, આથી ખેતર સિવાય જીતાને બીજો આશરો નહોતો

બાજુના ખેતરમાં રામલો ઢેડ રહેતો પણ સ્વભાવે આળસુ અને બેફિકર હોઈ એનું જીવન કંગાળ હતું રામલાની વહુ માધાને જન્મ આપી જુવાનીમાં જ મરી ગઈ માધાની બાળવયમાં જીતા એની દેખભાળ કરતી રામલો જ્યારે પેટલાદ જતો ત્યારે જીતા માટે જોઈતી ઘરવખરીની ચીજો લાવી દેતો

માધો અને ચંદન બંને સાથે જ રમતાં હરતાં ફરતાં આખો દિવસ બંને લડ્યા જ કરે પણ જો એક બીજાને જુએ નહિ તો એમને ચેન ના આવે એમણે બહારની દુનિયા જોઈ નહોતી બંને એક બીજામય થઈ ગયા હતાં રામલા અને જીતાએ નિશ્ચય કર્યો કે બંને મોટાં થાય એટલે બન્નેનાં લગ્ન કરવાં પણ બન્નેના મનની મનમાં જ રહી ગઈ બંને બાળકો પુખ્ત વયનાં થાય તે પહેલાં જ રામલો ને જીતા જગતને છોડી ચાલ્યાં ગયાં જીતાના મરણ બાદ ચંદનને ત્યાં એક દૂરની નિરાધાર ડોશી રહેવા આવી પણ એ કોઈ મદદરૂપ થવાને બદલે ચંદનને ભારરૂપ થઈ પડી કંગાળ જીવનમાં આનંદ નહોતો માધાની સ્થિતિ પણ એવી જ બેકારીભરી હતી એટલામાં ચંદન એકાએક બીમાર થઈ માધો પેટલાદ દવા લેવા ગયો પણ પૈસો હતો નહિ છેવટે એની માએ એની ડોકે બાંધેલું એક માદળિયું વેચી એણે દવા લીધી ચંદન સાજી થઈ ગઈ

માધો અને ચંદન સાથે જ લાકડાં લેવા જતાં સાથે જ નહાવા જતાં સાથે જ ખેતમાં કામ કરતાં બંને એક બીજાને ગાળો ભાંડતાં અને છેવટે ધક્કામુક્કી કરતાં માધા કરતાં ચંદન વધારે તેજસ્વી અને શરીરે મજબૂત તથા સશક્ત હતી આથી માધો એનો કોઈ કોઈ વખત માર ખાઈ શાંત થઈ જતો ચંદનને પછી થોડો પસ્તાવો થતો પણ બંને પાછાં હળીમળી જતાં

કોઈ કોઈ છોડની માવજત નથી લેતા છતાં જેમ અલૌકિક કુસુમો એના વસંત ટાણે આપે છે તેમ ચંદનનું થયું આખા ગામમાં અને આજુબાજુની ઢેડની જ્ઞાતિમાં કોઈ છોકરીનું ના હોય એવું સૌંદર્ય ચંદનના છલકાતા જોબનમાંથી નીતરવા લાગ્યું ચંદનની જુવાની ચાંચલ્ય અને ચબરાક ઉગ્ર—માધો રંગે શ્યામ અને દૂબળો બંનેની જોડી શોભે જ નહિ

એક દિવસ ચંદન ગામમાં ગઈ હતી ત્યારે આ બાજુ ઢેડવાડામાં નાની એવી હોટલ ખોલી બેમો

બધા ઢેઢના સુવાને ઉપર રાજ્ય કરતો. એનો બાપ એ વીઘાં જમીન અને ઈંટેરી ઘર વારસામાં મૂકતો ગયો હતો, ચંદનને એણે ઘણી વખત જોઈ હતી પણ ચદન કોઈ તરફ ધ્યાન જ નહોતી આપતી ખેમાની બેન હેતાએ ચદનને જતી જોઈ અને એને ઘેર ચા બનાવી ચદનને પાઈ. એટલામા ખેમો આવી પહોચ્યો. એને નવુ ધોતિયુ, લાલ ખમીસ અને ઉપર કાળુ જાકીટ પહેર્યું હતું એની આખમા મેશ આંજી હતી, બાપે વારસામાં જે મૂડી આપી હતી તેની હોટલ કરી એ ઢેઢવાડામાં અમન–ચમન ઊડાવતો

હેતાને થયું કે જો ચદન જેવી ભાભી મળે તો ભાઈ ઠેકાણે પડે અને એનુ જીવન સુધરી જાય ચદનને હેતાએ પૂછ્યુ ખેમાનો રૂઆબ અને એના નવા કપડાં, એનુ ઘર અને એની રહેણી કરણી જોઈ એમ જ લાગ્યુ કે એને લાયક ફક્ત ખેમો છે તે દિવસે ચદનનો હર્ષ માતો નહોતો

*

'તારા જેવા મડદાલ ભિખારી જોડે કોણ પરણવાનુ હતુ !' ચદને તે દિવસે માધાને સભળાવ્યુ. 'તુ જ મને પરણવાની, તારી મા અને મારા બાપ બન્નેએ નક્કી કર્યું હતું' 'એ તો ગયા જહન્નમમા અને તું ય જા. મોટો પરણનારો ના જોયો હોય તો' ચદનના આવા શબ્દોથી માધો ગુસ્સે થઈ ગયો તેણે ચદનના મો ઉપર બે ધોલ ખેચી કાઢી ચદન પાછી પડે તેવી નહોતી એના હાથમાં દાતરડુ હતુ અવળુ ફેરવી એણે માધાના માથામાં જોરથી ફટકાર્યું માધો મૂળથીજ દુબળો હતો આથી આ ઘા તે સહન ના કરી શક્યો. બેભાન થઈ નીચે ગપડી પડ્યો

માધાને ખાત્રી થઈ ગઈ કે ચદન હમેશ તોફાન કરતી વઢતી ઝઘડતી તેનાથી આજનો ઝઘડો જુદો જ છે તે ઘેર આવ્યો ત્યારે એના શરીરમાં તાવ ચઢ્યો. શરીર ધીખી જતુ એણે માથામાં નીકળેલુ લોહી સાફ કરી ઘા–બાજરિયુ ઘસી પોતે જ ચોપડયુ, એને આશા હતી કે ચદન જરૂર આવશે પણ ચદન ન જ આવી બીજે દિવસે એનો તાવ ઊતર્યો નહોતો. આખો દિવસ એ પથારીમા પડી રહ્યો ચદનની કોઈ એની ખબર જોવા આવી ચદનની ખબર પૂછતાં માલૂમ પડયુ કે ચદન ગામમા ખેમાને ત્યાં ગઈ હતી. ખેમા સાથે થોડા દિવસમાં ચદનનાં લગ્ન થવાનાં છે તે પણ જાણ્યુ

ત્રણ દિવસે જ્યારે માધાને તાવ ઊતર્યો ત્યારે એ ચદનને ઘેર ગયો માધાના શરીરમા તાકાત નહોતી, મો ઉપર તેજ નહોતું ચમકતી હતી બદલાવથી પેદેલી ક્રોધ એની આખમા

'ચદન ! તુ ખેમાને ના પરણીશ એ લુચ્ચો લફંગો દારૂડીઓ છે'

'જા જા, તને કોણ બોલાવે છે ! હુ મારું ધાર્યું કરીશ,' બન્ને ફરીથી લડી પડ્યા અપમાનિત, ભગ્નહૃદયી માધો એને ઘેર પાછો ફર્યો જે રાત્રિએ ખેમા સાથે ચદનનુ લગ્ન થયુ તે રાતે માધાએ બરાબર દારૂ પીધો ઘરમા હતુ તે સર્વ ગયગ્ગીનુ એણે વેચી દીધુ, દારૂ પી એ અઠવાડિયા સુધી પડી રહ્યો

ચદનની સુન્દરતા અનુપમ બની ગઈ ખેમા સાથે એ મઝા કરતી ખેમો એને નવા નવા કપડા લાવી આપતો એ પહેરી એ ગર્વથી બજાર ફરવા નીકળતી માધાને જોતા ગજગણી કોઈ ગરીબ ઉપર કૃપાદૃષ્ટિ નાખે તેમ જરા હસતી ચાલી જતી

એક દિવસ માધો ગામમાથી પસાર થતો હતો ઢેઢવાડામા એ આવ્યો ત્યારે બધા એની ઉપર હસે એવી એની કગાળ દશા હતી એણે બગબર દારૂ પીધો હતો એના શરીર ઉપરના ચીંથરેહાલ કપડા જુગુપ્સા ઉપજાવે.

ખેમાની હોટેલ આગળથી પસાર થતા જતા એને સાચે જ ચદન મળી માધાની દશા જોઈ એને હસવુ આવ્યુ. ચંદનનું હસવુ જોઈ ખેમાએ એક પૈસો માધા ઉપર ફેંક્યો.





બ્રાહ્મણોએ ભિખ માગી પેટ ભર્યાં હશે વાણિયાઓએ બીજાને છેતરી ધનિક બનવા પ્રયત્ન કર્યા હશે ક્ષત્રિયો પટેલો દરબારોએ બીજાને ચૂસી પક્વાન ખાધા હશે પણ દેર યુગોથી જાત મહેનત કરી પેટ ભર્યું છે એણે ધરતીની પીઠ તોડી અનાજ પકવ્યુ છે જો કે તેમાથી તેને તો એના પરસેવાના ટીપાના અક જેટના જ કણુ મળ્યા છે માધા ઉપર જ્યારે ખેમાએ પેસો ફેકયો ત્યારે એના બાપ દાદાઓએ યુગોથી મહેનત કરી ગાળેલુ ગૌરવ ભયુ જીવન એના આત્મામા—નસોમા જાગ્રત થયું એના પૌરુષત્વે નિદ્રા ત્યાગી એણે નીચે પડેલો પૈસો એના હાથમા ઊચકી લીધો ખેમો અને ચદન ફરી હસ્યા

બીજી જ ક્ષણે માધાએ પસાને સીધો ખેમા ! મો ઉપર માર્યો. પણ જોરથી કે કેનો પૈસો સીધો ખેમાની આખમા ઘુસી ગયો ખેમની આખ ફૂટી ગઈ ત્યાથી માધો દોડયો

ખેમાએ દિવસે દિવસે પૈસાનો વ્યય કરવા માંડયો હતો એણે હોટલમાં જ એની બાપીકી બચત ખચી નાખી હતી ચદનનો ખર્ચ પણ ઘણો હતો કોઈ જાતની આવક હતી નહિ માગનાવાળાઓએ દાવા કર્યા

માધો ત્યાથી સીધો ખેતરમાં ગયો તે જ દિવસથી એણે કામ કરવુ શરૂ કર્યું ઊનાળાના દિવસોમાં જ્યારે તે નવરો પડતો ત્યારે પેટલાદ મિલમા કામે જતો એનુ કામ જોઈ મુકાદમ ખુશ થઈ જતો એનો પગાર પણ સારો હતો એણે કોઈ જાતનો ખોટો ખર્ચ કરવો બધ કર્યો

ધીરે ધીરે એની સ્થિતિ ઘણી સારી થઈ ત્યારે ખેમાના ઘ ની હરાજી થઈ ત્યારે બધાના કરતા વધારે પૈસા બોલી તેણે એ ઘર ખરીદ્યુ માધાની સુધરેલી સ્થિતિની બધાને ખબર હતી જ્ઞાતિના બધા માણસો એની સાથે તેમની દીકરીઓ પરણાવવા તૈયાર હતા પણ એ પરણવાની ઘસીને ના જ પાડતો છેવટે તેણે ખેમાના ખેતરો પણ ખરીદી લીધા ખેમા અને માધાને સરખાવતાં બધા કહેતા કે જોયુ ! માધાએ ગરીબાઈમાથી પૈસા પેદા કર્યા જ્યારે ખેમાએ બાપની મિલ્કત ખોઈ દિવસે દિવસે ખેમો ચદનને અત્યત રજાડતો નિરાશા ગરીબાઈ ભૂખ અને દુ ખને પરિણામે ચદનનુ રૂપ ઊડી ગયું જાણે એ ચદન જ ન હોય! શરીર પીજર જેવુ થઈ ગયુ

માધો હવે મિલમા કામ કરવા જતો નહિ ખેમાના ખરીદેલા ખેતરોમા મજૂરોની મદદથી ખેતી કરી એણે ઠીક ઠીક મિલ્કત બનાવી દે વાડામાં તેણે એક સરસ કુવો ખો । યો એના વખાણ બધાં કરતા માધાની કીર્તિ આખી જ્ઞાતિમાં ફેલાઈ પણ બીજી બાજુ દેવામા ગળાબૂડ ડુબેલો ખેમો ગામ છોડી ચદનને છોડી નાસી ગયો. ક્યાં ગયો તે કોઈને ખબર પડી નહિ ચદન કિસ્મતનો દોષ કાઢી પુષ્કળ રડી એને હવે ક્યાં ઊભા રહેવુ તે પણ પ્રશ્ન થઈ પડયો જે ખોરડામાં ખેમો પડી રહેતો તે ખોરડાનો માલિક પણ ચદન ઉપર ગુસ્સે થઈ ગયો ચદનને તેણે ધમકાવી બહાર કાઢી

માધાનુ મકાન આખા દેવાડામાં સરસ હતુ છતાં તે તો એના જ મકાનવાળા ખેતરમાં રહેતો શિયાળાની કકડતી ઠડીમાં એ ગાદલુ પાથરી રોટના દૂધ અને શાક ખાઈ નિરાંતે સૂઈ ગયો હતો. ત્યાં એણે ટકોરા સાંભળ્યા એનુ હૃદય થરથરી ઊઠ્યુ એ બારણુ ખોલવા ઝટપટ ઊઠયો એ જેવો બારણા નજીક ગયો કે એનો આત્મા કકળી ઊઠયો ચદને કરેલુ અપમાન યાદ આવ્યુ એના તૂટેલા દિલે બારણુ ખોલવાની ના પાડી એના રજ રજ કરી ભેગા કરેલા પૈસા બોલી ઊઠયા અમને મેળવવા જુવાની વેડફી દીધી છે આ મડદા માટે નહિ

'કેમ ચદન શુ કામ છે?

હું ત્રણ દિવસથી ભૂખી છુ બહાર ઠડી પડે છે હું મરી જઈશ

માધાનું હૃદય ક્ષણ માટે પીગળી ગયું પણ એમાએ ભિખારી ઉપર કરેલો ઘા એ યાદ આવ્યો અંતરને બાળી મૂકે એવું જ્વાળામુખી જેવું જિગરના ટુકડા કરી નાખે એવું નિષ્ઠુર ચંદનનું તે વખતનું હાસ્ય યાદ આવ્યું એ બોલ્યા સિવાય પાછો પથારી ભણી વળ્યો

'માધા, હું મરી જઈશ એકવખત મારી દુર્દશા જો હું ભૂખી છું, હું થરથર છું ' ચંદને ઘણી કાકલુદી કરી પણ માધાએ બારણું ના ખોલ્યું

ચંદન ત્યાંથી ચાલી ગઈ માધો આખી રાત આળોટ્યો પણ એને ઊંઘ જ ન આવી શા માટે એણે આ બધા પૈસા ભેગા કર્યા હતા ? એણે શા માટે બારણું ના ખોલ્યું ? ચંદન એમાને પરણી હતી તેમાં ખોટું શું કર્યું ? પોતે કેવો દુર્બળ અને આળસુ હતો ? ચંદન જ આ બધા-વૈભવનું કારણ હતી એને લીધે જ મડદામાંથી તે માણસ બન્યો, એક રાતમાં વિચારોથી જાણે એ વૃદ્ધ થઈ ગયો હોય તેમ તેને લાગ્યું એનું ચૈતન્ય હરાઈ ગયું એની શક્તિનો નાશ થઈ ગયો જાણે એ સોહાગની પળ માટે એણે એક એક ક્ષણનો ઉપયોગ કર્યો હતો અને એ પળ ચાલી ગઈ

માધો ઝટપટ તૈયાર થઈ ગામમાં ગયો એણે ચંદન માટે સમાચાર મેળવવા પ્રયત્ન કર્યો પણ વ્યર્થ. એને ખાવાનું યાદ જ ના આવ્યું ત્યાંથી એ સીધો શહેરમાં ગયો પાગલ માણસની માફક એ આખા શહેરની ગલી ગલીમાં ફરી વળ્યો ક્યાંય ચંદનનો પત્તો ના લાગ્યો એ ભૂખ્યો અને તરસ્યો પાછો ગામમાં આવ્યો એક રાતમાં માણસ વૃદ્ધ થઈ જાય છે ત્રીસ વરસનો માધો જાણે ચોવીસ કલાકમાં પચાસ વરસની ઉંમરનો ના થઈ ગયો હોય એમ એના વાળ સફેદ બની ગયા આખા ગામમાં એ ફરી વળ્યો ક્યાંય ચંદન ના મળી એને લાગ્યું કે એ પાગલ બની જશે.

જ્યારે એ પાછો ઘરમાં આવ્યો ત્યારે અંધકાર વ્યાપ્યો હતો એ ઘરમાં સ્મશાનને ગાંડા માણસની માફક ફરવા લાગ્યો એને શું થયું એ પોતે ના સમજ્યો એ ઘરની બહાર દોડતો ગયો 'ચંદન ચંદન'ની બૂમો પાડતો ખેતરમાં ફરી વળ્યો આંબા નીચે કેરી ખાતા ગાળેલા દિવસો એને યાદ આવ્યા આજુબાજુનાં ઝાડની ચારે બાજુ જ્યાં નાની વયમાં સંતાકૂકડી રમ્યા હતા એ સર્વ સ્થાનમાં એ તપાસ કરી ચૂક્યો

એ ઘેર આવ્યો નાના બાળકની માફક એ રડી પડ્યો આજે જીવનમાંથી જ્યોત બુઝાઈ ગઈ 'બીમાર હતી, ભૂખી હતી ? ક્યાં ગઈ હશે ! મરી જ ગઈ હશે' વિવિધ વિચારોથી એનું મગજ ભ્રમિત બની ગયું એ થાકી ગયો હતો ભૂખથી દુર્બળ બની ગયો હતો જેવો આડો થયો કે તરત જ ઊંઘી ગયો. અર્ધ રાત્રિએ ઝબકીને જાગ્યો જાણે એણે કોઈનો નિસાસો સાંભળ્યો. એ ત્વરિત ગતિએ બહાર દોડ્યો એણે ચોક્કસ કોઈનો નિસાસો સાંભળ્યો

ફરીથી એને કોઈના જીવનના છેલ્લા શ્વાસ સંભળાતા હોય એમ ભય ઉત્પન્ન થયો નજીકમાં જ નાની તળાવડી હતી જ્યાં એ ચંદન સાથે નહાવા જતો. એણે તળાવડી પણ ગઈ કાલે જોઈ હતી પણ નડોતો જોયો ચણીબોરનો ઘટાદાર છોડ એ બોરડીના બોર લેવા તેઓ બન્ને સૌથી વધારે ઝગડ્યાં હતા





અને આરામમાં જ્યારે રાત્રિની શરૂઆત કોઈ એકાદ મનરંજક ચિત્ર પરથી થઈ ઊંઘ આવવાની થાય ત્યાં મખમલથી સુંવાળી પથારીમાં ઝુકાવવાનું. વળી હૃદય કુદરતની પ્યાસ રહી હોય તો સૌંદર્યામૃત સિવાય બીજું વધુ તો શું પાઈ શકે? આછાં આછાં વાદળાં સંગાથે આકાશ ઉપર પોતાનું આવરણ પ્રસારી ધીમી ગતિએ રાસ ન રમતાં હોય તેમ વ્યતીત થતું રાત્રિના અંધકારમાં અને ચંદ્રના આછા અજવાળામાં વાદળાં ને ધુમ્મસથી ઢંકાયેલ દૂર દૂરના ક્ષિતિજની રેખાઓ સાગરના અફાટ પારદર્શક જળમાં પોતાના પ્રતિબિંબોનો મારો ચલાવતી તારા અને વાદળાં સહિત આખુંયે નભ જાણે સાગરસ્નાને ન ઊમટ્યું હોય! અને તેમાંય જ્યારે સાગર તેને ભેટવા કાજે હૃદયના ઊમળકા ખાળી ન શકતો ત્યારે તો આખો દેખાવ સૌંદર્યની અનુપમ પ્રતિમારૂપ બની જતો.

સ્ટીમર જેમ આગળ માર્ગ કાપતી ગઈ તેમ જળલોકમાં વસતાં જુદાં જુદાં જળચરોનો પરિચય પ્રાપ્ત થતો ગયો. નાની-મોટી તેમજ ઊડતી-દોડતી માછલીઓ જોઈ મન આનંદતું.

મધ્યાહ્નને તો પાછો પોતાના કામરૂપ બહુરૂપી) પણાની પ્રતીતિ એવી રીતે કરાવતો કે મધ્ય રાત્રિના નભના સાગરનિમજ્જનનો ખ્યાલ આવ્યા વગર ન રહેતો. જાણે રાત્રિનું તારાજડિત આકાશ ફરી પાછું મધ્યાહ્ને સાગરસ્નાન કાજે ઊતરી ન આવ્યું હોય તેમ ઝળકાટ મારતો. અને માનવના ચર્મચક્ષુ જાણે એ અલૌકિક દૃશ્ય જોવા નાલાયક હોય તેમ તેજરેખાની છોળોનો મારો ચક્ષુ પર એવો તો થતો કે જેથી તેઓ આ દૃશ્યથી થોડી ક્ષણો માટે તો અવશ્ય વંચિત રખાતાં.

સૃષ્ટિના પાંચ તત્ત્વોમાં આકાશ, જળ અને તેજની ત્રિપુટી અહીંઆ સારો વખત તાંડવ ખેલતી મોજ માણતી અને ખલાસીઓ તથા સિપાઈઓને પણ તે લોજ આનંદ આપતી. પણ બાકીનાં બે તત્ત્વોમાંની પૃથ્વીને તો જાણે દેશવટો ન દીધો હોય તેમ તે બીચારી આ ત્રણથી દૂર ને દૂર ભાગતી ફરતી અને કેમ જાણે અમે પણ આ ત્રિપુટીમાં સામેલ થઈ ગયાં હોઈએ તેમ રીસમાં ને રીસમાં દિવસો સુધી તેનાં દર્શન પણ અમારે માટે દુર્લભ બનાવી મૂકતી. વાયુ તત્ત્વ તો બીચારું નિર્દોષ અને મળતાવડા સ્વભાવનું, જે ચાહે તેને પોતાની હાજરીનો—કંપનીનો લાભ આપતું અને આથી બધાં કરતાં તે અમારી સાથે અડપલાં કરતું. ડેક પર ફરતાં નર-નારીનાં વસ્ત્રાભૂષણોને પણ છેડ્યા વગર ન રહેતું. તેનાથી જળ શાંતિથી બેસાતું નહિ. છેવટે મોજાં અને સ્ટીમરતા અંગમાંય માથું મારીને ધીંગાણ મચાવી મૂકતું યા તો કોઈ વાર સૂરીલું ગાન ગાવા મંડી જતું.

સ્ટીમરમાં બીજા પણ ઘણા આકર્ષણો હતાં. દરેક જાતની પ્રકૃતિવાળા મનુષ્યને માટે અહીંઆ વિકાસનો પૂરો અવકાશ રહેતો. સાત્ત્વિક પ્રકૃતિવાળા મનુષ્યો મોટે ભાગે કુદરતના સૌંદર્યમાં જ મસ્ત રહેતાં, છતાં પુસ્તકાલયદ્વારા આધ્યાત્મિક વાચનનો લાભ મેળવતાં પણ ખરાં. જ્યારે રાજસી પ્રકૃતિવાળાં આખો યે દિવસ પોતામાં ભરેલી અમાપ શક્તિને ખરચવા પાછળ મંડી પડતાં. રમત ગમત દોડધામ અને તેના યોગ્ય વિકાસ કાજે પુષ્કળ સાધનો પણ હતાં.

તામસી પ્રકૃતિવાળાને તો સાધનની જરૂર ભાગ્યે જ રહે છે. સૂવા(ઊંઘવા)માં ધૂમ્રપાન કરવામાં અને સુરાપાન જેવી તેઓને ગમતી સગવડ પૂરી પાડવામાંય ઊણપ નહોતી રાખી. આમ દરેક જણ પોતાના મૂળભૂત ગુણને વફાદાર રહીને દિવસો વ્યતીત કરતાં જતા. વાસ્તવિક દુનિયાના કરતાં અહીં આ સ્વપ્રકૃતિને પોષવાનો અવસર અને સ્વતંત્રતા ઘણાં મળતાં. આ ઉપરાંત એક બીજો વર્ગ પણ હતો કે જેનાથી પ્રભુની કુદરત અને તેના કલાકાર્યને જોઈને સંતોષ માણી જ બેસી રહેવાતું નહિ. માનવ અને નભની હેરફેર સ્થાપેલ વ્યવસ્થાનો ઉપયોગ પોતાના મનના તરંગોને ચીતરવામાં કરતા છતાં રંગો તો તેઓ કલાકાર પાસેથી જ ઉછીના કે ચોરીને લેતા.




ધૂમ્રપાનના શોખીનોનુ જોર જરા વધુ પ્રમાણમા વધતું જો કે સુરાપાનનુ પણ કાંઈ ઓછુ નહોતુ ! પણ તે તો ગોરાનો જન્મસિધ્ધ હક જણાતો જહાજના ઉપરીઓ તરફથી મળતું પ્રોત્સાહન હોય કે પછી આ દિલ-મહેરામણ (Recrecation) માટે બહારના જગત કરતા અહી લક્ષ્મીનો વ્યય ઓછો થતો હોય, ગમે તે હો પણ દૂર અને નજીકમાં તેમજ ક્ષિતિજની પાળે વાદળના ગોટા અને ધુમ્મસના ગુચળા જોઈ ધુમ્રપાનના શોખીનો એવી અદમ્ય પ્રેરણા મેળવતાં હોય તેમ પોતે જ કુદરતનુ કાર્ય હાથ ધરવા ન મડી પડ્યા હોય તેમ પોતાના મુખ તેમ જ નાસિકાદ્વારા (દિવસ અને રાતપાળી કરતા મજૂરની જેમ) હવામા બાચકા ભરવા સમાન નિરર્થક પોતાના ધૂમાડાનાં વાદળો રચવાના શુભ કાર્યમા મડી રહેતા અને તામસી પ્રકૃતિનો જય-જયકાર બોલાવવા મરણિયો પ્રયાસ આદરી રહેતા

કાવ્યશાસ્ત્રના દરેક રસો પૂરા પાડતું આ સાગરનુ કાવ્ય આમ અખૂટ અને અવર્ણનીય બની જતુ

★

# સાભાર પ્રાપ્તિ-સ્વીકાર

**શ્રી પુરુષોત્તમ મહાત્મ્ય :** અનુ૦ ગિરિજાશકર મયાશકર શાસ્ત્રી, પાનાં ૪૦૦ બે રૂપિયા **આપણો ધર્મ :** સ્વામી પ્રકાશાનદજી પાનાં ૩૦૪ બે રૂપિયા **પાચ લોક કથાઓ :** કાંતિલાલ શાહ પાના ૨૦૭, દોઢ રૂપિયો **જપ અને નામસ્મરણ** વામનરાવ પ્રા૦ પટેલ. પાનાં ૧૧૩ એક રૂપિયો **યોગ વાસિષ્ઠનાં સૂત્રો** લાભશકર મ૦ પાઠક. પાના ૬૬, ચાર આના **એક હતો શેઠ :** જશોદામહેન પાનાં ૬૭, ચાર આના **મહાત્મા મસ્તરામજી** વાણનરાવ પ્રા૦ પટેલ પાના ૮૧, છ આના.—સાતેય પુસ્તકોના પ્રકાશક સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ **ટોળટપ્પા** મૂળરાજ અજારિયા પાના ૧૯૨, સાડાત્રણ રૂપિયા એન૦ એમ૦ ઠક્કરની કપની, મુબઈ ૨ **ઠક્કર્સ ઈન્ડીયન મરચન્ટસ ડિરેક્ટરી :** સપાદક ફીરોઝ એસ૦ વાડિયા પાના ૫૪૦, પદર રૂપિયા એન એમ૦ ઠક્કરની કપની, મુબઈ ૨ **નયનધારા** 'સાત્વિક' પોપટીઆ પાના ૧૯૩, સાડાચાર રૂપિયા રતિલાલ અનિલ ઈન્દ્રપુરા, ગોલવાડ, સૂરત **તરાપ :** વિજયગુપ્ત મૌર્ય પાના ૧૧૫, **લેણદેણ :** ધીરેન્દ્ર દોશી પાના ૧૧૧ **અગન આંસુ** શાંતિ ઝવેરી પાના ૧૧૪—ત્રણેય પુસ્તકનાં પ્રકાશક ચિત્રલેખા કાર્યાલય, ૬૨ કારવાર સ્ટ્રીટ, મુબઈ ૧, કિંમતનો ઉલ્લેખ નથી **વિસ્મૃતા** રવીન્દ્ર ઠાકોર, પાનાં ૩૬, દશ આના, ગૂર્જર ગ્રથરત્ન કાર્યાલય અમદાવાદ **જીવન-સાધના** માધવ મો૦ ચૌધરી પાનાં ૯૬, દશ આના, હસ પ્રકાશન મદિર, પુનાસણ **રશિયાની કાયાપલટ :** ભોગીલાલ ગાંધી પાનાં ૨૧૬, ત્રણ રૂપિયા **ક્રેન અને ચૂંદડી** રમેશ સઘવી પાનાં ૧૪૯, સવાબે રૂપિયા **રેશમી દોરી :** કૃષ્ણચદ્ર, અનુ૦ કાસમઅલી મરચટ પાનાં ૨૩૮, પોણાચાર રૂપિયા **ઝેરના ઘૂંટડા .** મેકસીમ ગૉર્કી, અનુ૦ શકર ગોહિલ પાનાં ૨૩૨, સાડાત્રણ રૂપિયા **વહેતાં ઝરણાં** જયત ખત્રી પાના ૩૯૩ પોણાપાંચ રૂપિયા **ઘરની યાદ :** ઈન્દિરાલાલ પાનાં ૧૩૬, બે રૂપિયા **અવિનાશ** શાન્તા ગાંધી પાનાં ૨૨૫, ચાર રૂપિયા — સાતેય પુસ્તકોના પ્રકાશક. ચેતન પ્રકાશન ગૃહ લિ૦, ગોરેગાવ **નરસિંહરાવની રોજનીશી** સપાદકો ધનસુખલાલ કૃ૦ મહેતા રામપ્રસાદ પ્રે૦ બક્ષી પાના ૬૨૩, પાંચ રૂપિયા ગુજરાત વિદ્યાસભા અમદાવાદ **સરદાર વલ્લભભાઈ (ભાગ બીજો).** નરહરિ દ્વા૦ પરીખ પાનાં ૫૪૭. છ રૂપિયા નવજીવન પ્રકાશન મદિર, અમદાવાદ **જીવનશોધન** કિશોરલાલ ઘ૦ મશરૂવાળા પાના ૩૭૪, ત્રણ રૂપિયા નવજીવન પ્રકાશન મદિર, અમદાવાદ **શ્રમણ બુદ્ધ** ચદ્રભાઈ ભટ્ટ પાના ૧૧૨. બાર આના, લક્ષ્મી પુસ્તક ભડાર, અમદાવાદ

# સંતતિ નિયમન

રાહુલ સાંકૃત્યાયન

> જીવનધોરણ ઊંચું લાવવા સંતતિ-નિયમન ખાસ અગત્યનું છે. આપણા દેશના અભ્યાસુ વિદ્વાનો પૈકીના એક તરીકે દેશ વિદેશમાં ખ્યાત થયેલા આ લેખકનો 'નય સમાજ'ના ખાસ કુટુંબ-નિયોજન અંકમાં પ્રગટ થયેલો આ લેખ શ્રી હરિ પંડિતે ગુજરાતીમાં ઊતારેલો અહીં મૂકતાં હર્ષ થાય છે.

આપણા દેશના ઘણાખરા લોકોનો આધાર ખેતી ઉપર છે. ખેડવાલાયક બધી જમીન ઘણા પ્રદેશમાં ખેડાઈ ચૂકી છે. આથી હવે નવાં માણસો જન્મે છે તો નવાં ખેતરો પણ વધારો એવું કહેવાય એવું રહ્યું નથી. જો કે હજુ ચૌદેક કરોડ એકર જમીન ખેડાય એમ છે પણ એ તો ત્યારે જ શક્ય બને જ્યારે વૈજ્ઞાનિક સાધનોનો ઉપયોગ થાય. આવી જમીન હિમાલયની તળેટીમાં આસામ, પૂર્વ અને પશ્ચિમમાં થોડી છે ખરી પણ મચ્છરોનો ત્રાસ ત્યાં એટલો બધો છે કે ખેડૂતો ટકી જ ન શકે. છતાં વૈજ્ઞાનિક સાધનો દ્વારા સીંચાઈ, ખાતર અને સારાં બીની વ્યવસ્થા થાય તો આજની આપણી વસ્તી કરતાં બેગણી વસ્તીને સહેલાઈથી અનાજ પૂરું પડી શકે. પણ વૈજ્ઞાનિક રીતે ખેતી કરવાનો જમાનો હજુ દૂર છે. હજુ તો એકાદ પેઢી સુધી કાગળ પર યોજનાઓ બનશે એટલે કામ બહુ ઓછું થશે.

કુટુંબ-નિયોજનની જે વાતો થાય છે એ પણ આવી કાગળ ઉપરની છે. સંતતિ-નિરોધ અભણ માણસોને શીખવવો એ બહુ અઘરું કામ છે. કારણ કે આવી જનતા તો બાળકો થવામાં ઈશ્વરની મહેરબાની માનતી હોય છે. આમ છતાં ભણેલો ગણેલો વર્ગ આ વસ્તુ સમજે તોય ઘણું કામ સરળ થઈ જાય. કારણ કે જેમ જેમ વધુ બાળકો જન્મતાં જાય છે તેમ તેમ આવો વર્ગ વધુ ચિંતામાં મૂકાતો જાય છે. છોકરીઓની સંખ્યા વધતાં પહેરામણીની ચિંતા અને છોકરાઓની સંખ્યા વધતાં ભણાવવા-ગણાવવાની ચિંતા મોટે ભાગે મધ્યમ વર્ગના માનવીને જ સતાવે છે. આવા વર્ગ માટે નેતાઓનાં ભાષણો નકામાં છે. એમને તો એટલી જ મદદની જરૂર હોય છે કે ઠેર ઠેકાણે સંતતિ નિરોધ અંગે ડાક્ટરી સલાહ કે મદદ મફત મળે. આથી આપણા નેતાઓ ભાષણો આપવાનાં બંધ કરીને કંઈ પટનો ઊપાડી લે એ વધુ ઇચ્છનીય છે.

આજે તો એવી સ્થિતિ છે કે કાયદાથી બધા ડાક્ટરો બીએ છે અને તેથી ઑપરેશન દ્વારા કોઈ આ પ્રશ્નનું નિરાકરણ લાવતા નથી. જે લોકો કાયદાથી ડરતા નથી તેઓ વધારે પડતી ફી માગે છે. જે મધ્યમ વર્ગની વ્યક્તિને કોઈ રીતે પોસાય તેવી હોતી નથી. પ્રાથમિક શાળાનો એકાદ માસ્તર મહિને ત્રણસો માંડ પોતાનું પૂરું કરે કે પોતાનાં ૯ બાળકોને સારી રીતે ભણાવે, સારાં કપડાં પહેરાવે કે એની ત્રીસ જ વર્ષની પત્નીની વારંવાર પ્રસૂતિને લીધે ઘસાતી જતી તબિયતની દરકાર લે? દરવર્ષે આવતી સુવાવડોની મુશ્કેલીમાંથી એ કઈ રીતે બચી શકે? આવે વખતે સાધનો વાપરીને આ મુશ્કેલીમાંથી બચવાનું જ્ઞાન એમને હોત તો ચારપાંચ બાળકોથી વધારે બાળકો જન્મ્યાં જ ન હોત ને!

આમ શિક્ષિત મધ્યમવર્ગ વસ્તી-વધારાથી વધુ ભીંસાય છે એ નક્કી છે. એનીય નિશ્ચિત જીવનપદ્ધતિ છે. જીવનનું ધોરણ છે. આમાંના ઘણાખરા લોકો સંતતિ-નિરોધ વિષે વાંચી સાંભળી ચૂક્યા હોય છે પણ ઉપચારો સુલભ ન હોવાને લીધે ગાડું વચમાં જ ખોટકાઈ ગયું હોય છે. રશિયામાં કુટુંબ-નિયોજન બહુ સારી વસ્તુ મનાય છે. ત્યાં દરેક દવાખાનામાં એની વ્યવસ્થા હોય છે. શક્ય હોય ત્યાં ખાસ દવાખાનાં પણ છે. રશિયાનો વિસ્તાર આપણા દેશ કરતાં આઠ ગણો વધારે છે છતાં ત્યાંની વસ્તી આપણા કરતાં અડધી જ છે,—જો કે અત્યારે તો એ લોકોનું



લક્ષ્ય વસ્તીવધારામા વધુ રોકાયુ છે ચાર બાળકોથી વધુ બાળકો હોય એવાં બાળકોના પોષણનો ભાર ત્યા સરકારને માથે છે પાલન–પોષણ, શિક્ષણ, દાકતરી મદદ અને તંદુરસ્તીની રક્ષા કરવાનુ કામ સરકાર સભાળે છે એટલુ જ નહિ પણ ૧૧ બાળકોની માતા 'વીર માતા'નું બિરુદ પણ મેળવે છે આમ છતાં નવાઈની વાત એ છે કે ૨૦ કરોડના રશિયામાં ૩૫ કરોડના ભારત જેટલી જ વસ્તી વધે છે

આપણા દેશમાં ગરીબી એ મુખ્ય સડો છે ગરીબ લોકો તો આવા પ્રશ્નોમા નસીબને મુખ્ય સંચાલક માનીને ચાલતા હોય છે પણ મધ્યમ વર્ગ માટે સતતિનિયમન એક અનિવાર્ય પ્રશ્ન છે આજથી એકાદ પેઢી પહેલા સતતિનિયમન વિષે સાભળવા કોઈ કાન નહોતુ ખોલતું, આઠ માણસનું કુટુબ ૨૦) રૂપિયામા સહેલાઈથી નભી શકતુ હોય ત્યાં આવી ચિતા કોણ કરે? હવે તો અડધો પગાર ખાવાપીવામાં જતો રહે છે મકાનનું ભાડું અને કપડાંલત્તાંનુ ખર્ચ નીકળતાં ભાગ્યે જ હાથમાં કાંઈ સીલક બાકી રહે છે એમાય બાળકોના શિક્ષણનું વધતુ જતુ ખર્ચ કયાથી કાઢવુ એ એક પ્રશ્ન બની રહે છે બાળકો ભણવામાં હોશિયાર હોય, આગળ વધવાની તમન્નાવાળાં હોય ત્યારે તો આર્થિક મુશ્કેલીને કારણે માબાપે એમના વિકાસને અવરોધવો પડે છે મારા ધ્યાનમા એક એવી વ્યક્તિનો દાખલો છે, જેનો પુત્ર ભણવામાં ખૂબ જ ચાલાક હતો એનો બાપ સવાસો રૂપિયામા પોતાના બાયરવાળ કુટુબને નિભાવતો પુત્રને સૈનિક ઑફિસરોની હરીફાઈમાં ઊતરવાનુ મન થયુ લાગવગના આ જમાનામાં તે પોતાના બુદ્ધિબળે હિદભરમાંથી પસદ કરેલી બાર વ્યક્તિઓમાં આવ્યો તેની તદુરસ્તી સારી હતી હરીફાઈ માટે બેત્રણ જગ્યાએ જવુ પડયુ એમાં બસો ત્રણસો રૂપિયા ચટણી થઈ ગયા એને પ્રયત્નોમાં સફળતા મળી આથી બાપને થોડો સતોષ થયો આ જ વખતે સૂચના મળી કે ત્રણ મહિનાના ૧૨૦) રૂપિયા ખિસ્સાખર્ચના અને શિયાળા–ઉનાળાના જુદાજુદા સૂટના ને બીજી પરચુરણ સામગ્રી અગે પૈસા જમા કરો આનો અર્થ એવો થાય કે બાપ ૭૦૦ રૂપિયા આપે ત્યારે જ સ્વતત્ર હિદમાં ગરીબ તવગરને મળતી સમાન તકનો (!) લાભ એના પુત્રને મળી શકે આવી નોકરીઓમાં ગરીબ ખેડૂતો કે મજૂરોના પ્રભાવશાળી છોકરાઓ કયાથી જઈ શકવાના?

આથી આ સતતિનિયમનનો પ્રશ્ન મધ્યમવર્ગને ઝટ સ્પર્શે છે. આમ છતા ૮૦ ટકા જેટલી અભણ જનતાને પણ સતતિનિયમન વિષે જ્ઞાન આપવુ એ સમાજ–સુધારકો અને સરકારની મુખ્ય ફરજ છે. એક વાત ચોક્કસ છે કે સતતિ–નિરોધ એ ઈશ્વરના હાથની વાત મટીને માનવીના હાથની વસ્તુ બની છે. આથી જે સામગ્રી શહેરોમાં પ્રાપ્ય હોય એનો ઉપયોગ થવો જરૂરી છે આવી સામગ્રી પૈસાદારોને પોસાય એવી મોઘી છે એ સસ્તી મળવી જરૂરી છે સૌથી સહેલો અને સસ્તો એક ઉપાય છે. જે કુટુબો બેથી વધારે બાળક ઇચ્છતાં નથી તેઓ સ્ત્રીના જનન અવયવોની શસ્ત્રક્રિયા કરાવી નાખે એ વધુ હિતાવહ છે આ ઑપરેશન હળવુ ને ભયહીન છે પણ આજે તો ડાકટરો કાયદાની ચુગાલમા એવા ફસાયા છે કે એઓ પણ આવા છાનાં ઑપરેશનો કરીને મનમાન્યા પૈસા પડાવે છે. આના કરતાં ભારત સરકારના તદુરસ્તી ખાતાના નિયામકો સ્થળે સ્થળે આવાં દવાખાના ખોલીને વગર પૈસે શસ્ત્રક્રિયા કરવાની સગવડ કરી આપે તો હિદનુ કલ્યાણ થશે.

સતતિનિયમન માટેનાં પશ્ચિમી સાધનો ઉપર ૯૯૯ વાર આધાર રાખવા છતા એકાદ વાર ફસાઈ જવાય છે આથી એમાં નિષ્ફળતા મળે છે એના કરતા દંપતીની માનસિક અને શારીરિક તદુરસ્તીને કોઈ પણ રીતે ન જોખમે એવી વ્યવસ્થા સરકાર કરે એ વધુ ઇચ્છાનીય અને આદરણીય છે.

★

# સંતતિ નિયમન

રાહુલ સાંકૃત્યાયન

> જીવનધોરણ ઊંચુ લાવવા સંતતિ-નિયમન ખાસ અગત્યનુ છે આપણા દેશના અભ્યાસુ વિદ્વાનો પૈકીના એક તરીકે દેશ વિદેશમા ખ્યાત થયેલા આ લેખકનો 'નયાસમાજ'ના ખાસ કુટુંબ-નિયોજન અંકમા પ્રગટ થયેલો આ લેખ શ્રી હરિપ્રિયા પંડિતે ગુજરાતીમા ઊતારેલો અહીં મૂકતા હર્ષ થાય છે

આપણા દેશના ઘણાખરા લોકોનો આધાર ખેતી ઉપર છે ખેડવાયોગ્ય બધી જમીન ઘણા પ્રદેશમા ખેડાઈ ચૂકી છે આથી હવે નવાં માણસો જન્મે છે તો નવા ખેતરો પણ વધારો એવુ કહેવાય એવુ રહ્યુ નથી જોકે હજુ ચારેક કરોડ એકર જમીન ખેડાય એમ છે પણ એ તો ત્યારે જ શક્ય બને જ્યારે વૈજ્ઞાનિક સાધનોનો ઉપયોગ થાય આવી જમીન હિમાલયની તળેટીમા આસામ પૂર્વ અને પશ્ચિમમા થોડી છે ખરી પણ મચ્છરોનો ત્રાસ ત્યાં એટલો બધો છે કે ખેડૂતો ટકી જ ન શકે છતાં વૈજ્ઞાનિક સાધનો દ્વારા સીંચાઈ, ખાતર અને સારાં બીની વ્યવસ્થા થાય તો આજની આપણી વસ્તી કરતાં બેગણી વસ્તીને સહેલાઈથી અનાજ પૂરુ પડી શકે પણ વૈજ્ઞાનિકરીતે ખેતી કરવાનો જમાનો હજુ દૂર છે હજુ તો એકાદ પેઢી સુધી કાગળ પર યોજનાઓ બનશે એટલે કામ બહુ ઓછુ થશે.

કુટુંબ-નિયોજનની જે વાતો થાય છે એ પણ આવી કાગળ ઉપરની છે સંતતિ-નિરોધ અભણ માણસોને શીખવવો એ બહુ અઘરુ કામ છે કારણ કે આવી જનતા તો બાળકો થવામા ઈશ્વરની મહેરબાની માનતી હોય છે આમછતાં ભણેલા-ગણેલો વર્ગ આ વસ્તુ સમજે તોય ઘણુ કામ સરળ થઈ જાય કારણ કે જેમ જેમ વધુ બાળકો જન્મતાં જાય છે તેમ તેમ આવો વર્ગ વધુ ચિંતામા ડૂબતો જાય છે છોકરીઓની સંખ્યા વધતાં પહેરામણીની ચિંતા અને છોકરાઓની સંખ્યા વધતા ભણાવવા-ગણાવવાની ચિંતા મોટે ભાગે મધ્યમ વર્ગના માનવીને જ સતાવે છે આવા વર્ગ માટે નેતાઓનાં ભાષણો નકામા છે એમને તો એટલી જ મદદની જરૂર હોય છે કે કોઈ ઠેકાણે સંતતિ નિરોધ અંગે ડાક્ટરી સલાહ કે મદદ મફત મળે છે આથી આપણા નેતાઓ ભાષણો આપવાના બંધ કરીને આ રસ્તો ઉપાડી લે એ વધુ ઇચ્છનીય છે

આજે તો એવી સ્થિતિ છે કે કાયદાથી બધા ડાક્ટરો બીએ છે અને તેથી ઑપરેશન દ્વારા કોઈ આ પ્રશ્નનુ નિરાકરણ લાવતા નથી જે થોડા કાયદાથી ડરતા નથી તેઓ વધારે પડતી ફી માગે છે જે મધ્યમ વર્ગની વ્યક્તિને ભાગ્યેજ પોસાય તેવી હોતી નથી પ્રાથમિક શાળાનો એકાદ માસ્તર મહિને ત્રીસમા માંડ પોતાનુ પૂરુ કરે કે પોતાના ૮ બાળકોને સારી રીતે ભણાવે સારાં કપડાં પહેરાવે કે એની ત્રીસ જ વર્ષની પત્નીની વારંવાર પ્રસૂતિને લીધે ઘસાતી જતી તબિયતની દરકાર લે? દરવર્ષે આવતી સુવાવડોની મુશ્કેલીમાંથી એ કઈ રીતે બચી શકે? આવે વખતે સાધનો વાપરીને આ મુશ્કેલીમાંથી બચવાનુ જ્ઞાન એમને હોત તો ચારપાંચ બાળકોથી વધારે બાળકો જ જન્મ્યાં જ ન હોત ને?

આમ શિક્ષિત મધ્યમવર્ગ વસ્તી-વધારાથી વધુ ગભરાય છે એ નક્કી છે એનીય નિશ્ચિત જીવન પધ્ધતિ છે જીવનનુ ધોરણ છે આમાંના ઘણાખરા લોકો સંતતિ-નિરોધ વિષે વાંચી સાંભળી ચૂકયા હોય છે પણ ઉપચારો સુલભ ન હોવાને લીધે ગાડુ વચમાં જ ખોટકાઈ ગયુ હોય છે રશિયામા કુટુંબ-નિયોજન બહુ સારી વસ્તુ મનાય છે ત્યાં દરેક દવાખાનામાં એની વ્યવસ્થા હોય છે શક્ય હોય ત્યાં ખાસ દવાખાનાં પણ છે રશિયાનો વિસ્તાર આપણા દેશ કરતાં આઠ ગણો વધારે છે છતાં ત્યાંની વસ્તી આપણા કરતાં અડધી જ છે,—જો કે અત્યારે તો એ લોકોનુ



લક્ષ્ય વસ્તીવધારામાં વધુ રોકાયુ છે ચાર બાળકોથી વધુ બાળકો હોય એવાં બાળકોના પોષણનો ભાર ત્યાં સરકારને માથે છે પાલન-પોષણ, શિક્ષણ, દાકતરી મદદ અને તંદુરસ્તીની રક્ષા કરવાનું કામ સરકાર સભાળે છે એટલું જ નહિ પણ ૧૧ બાળકોની માતા 'વીર માતા'નુ બિરુદ પણ મેળવે છે આમ છતાં નવાઈની વાત એ છે કે ૨૦ કરોડના રશિયામાં ૩૫ કરોડના ભારત જેટલી જ વસ્તી વધે છે.

આપણા દેશમાં ગરીબી એ મુખ્ય સડો છે ગરીબ લોકો તો આવા પ્રશ્નોમા નસીબને મુખ્ય સંચાલક માનીને ચાલતા હોય છે પણુ મધ્યમ વર્ગ માટે સતતિનિયમન એક અનિવાર્ય પ્રશ્ન છે આજથી એકાદ પેઢી પહેલા સતતિનિયમન વિષે સાભળવા કોઈ કાન નહોતુ ખોલતું, આઠ માણસનું કુટુબ ૨૦) રૂપિયામાં સહેલાઈથી નભી શકતુ હોય ત્યાં આવી ચિતા કોણુ કરે? હવે તો અડધો પગાર ખાવાપીવામાં જતો રહે છે. મકાનનું ભાડુ અને કપડાંલત્તાંનુ ખર્ચ નીકળતાં ભાગ્યે જ હાથમાં કાંઈ સીલક બાકી રહે છે એમાય બાળકોના શિક્ષણનું વધતુ જતુ ખર્ચ કયાથી કાઢવું એ એક પ્રશ્ન બની રહે છે બાળકો ભણવામાં હોશિયાર હોય, આગળ વધવાની તમન્નાવાળાં હોય ત્યારે તો આર્થિક મુશ્કેલીને કારણે માબાપે એમના વિકાસને અવરોધરો પડે છે મારા ધ્યાનમા એક એવી વ્યક્તિનો દાખલો છે, જેનો પુત્ર ભણવામાં ખૂબ જ ચાલાક હતો એનો બાપ સવાસો રૂપિયામા પોતાના બચરવાળ કુટુબને નિભાવતો પુત્રને સૈનિક ઑફિસરોની હરીફાઈમાં ઊતરવાનુ મન થયુ. લાગવગના આ જમાનામાં તે પોતાના બુદ્ધિબળે હિદભરમાંથી પસંદ કરેલી બાર વ્યક્તિઓમાં આવ્યો તેની તદુરસ્તી સારી હતી હરીફાઈ માટે બેત્રણુ જગ્યાએ જવુ પડયુ એમાં બસો ત્રણસો રૂપિયા ચટણી થઈ ગયા એને પ્રયત્નોમાં સફળતા મળી-આથી બાપને થોડો સંતોષ થયો. આ જ વખતે સૂચના મળી કે ત્રણુ મહિનાના ૬૨૦) રૂપિયા ખિસ્સાખર્ચના અને શિયાળા-ઉનાળાના જુદાજુદા સૂટના ને બીજી પરચુરણુ સામગ્રી અગે પૈસા જમા કરો આનો અર્થ એવો થાય કે બાપ ૭૦૦ રૂપિયા આપે ત્યારે જ સ્વતંત્ર હિદમાં ગરીબ તવગરને મળતી સમાન તકનો (!) લાભ એના પુત્રને મળી શકે આવી નોકરીઓમાં ગરીબ ખેડુતો કે મજૂરોના પ્રભાવશાળી છોકરાઓ કયાંથી જઈ શકવાના?

આથી આ સતતિનિયમનનો પ્રશ્ન મધ્યમવર્ગને ઝટ સ્પર્શે છે. આમ છતા ૮૦ ટકા જેટલી અભણુ જનતાને પણુ સંતતિનિયમન વિષે જ્ઞાન આપવુ એ સમાજ-સુધારકો અને સરકારની મુખ્ય ફરજ છે. એક વાત ચોક્કસ છે કે સતતિ-નિરોધ એ ઇશ્વરના હાથની વાત મટીને માનવીના હાથની વસ્તુ બની છે. આથી જે સામગ્રી શહેરોમાં પ્રાપ્ય હોય એનો ઉપયોગ થવો જરૂરી છે. આવી સામગ્રી પૈસાદારોને પોસાય એવી મોંઘી છે એ સસ્તી મળવી જરૂરી છે. સૌથી સહેલો અને સસ્તો એક ઉપાય છે જે કુટુબો બેથી વધારે બાળક ઇચ્છતાં નથી તેઓ સ્ત્રીના જનન અવયવોની શસ્ત્રક્રિયા કરાવી નાખે એ વધુ હિતાવહ છે આ ઑપરેશન હળવુ ને ભયહીન છે પણુ આજે તો ડાકટરો કાયદાની ચુંગાલમા એવા ફસાયા છે કે એઓ પણુ આવા છાનાં ઑપરેશનો કરીને મનમાન્યા પૈસા પડાવે છે. આના કરતાં ભારત સરકારના તદુરસ્તી ખાતાના નિયામકો સ્થળે સ્થળે આવાં દવાખાના ખોલીને વગર પૈસે શસ્ત્રક્રિયા કરવાની સગવડ કરી આપે તો હિદનુ કલ્યાણુ થશે.

સતતિનિયમન માટેનાં પશ્ચિમી સાધનો ઉપર ૯૯૯ વાર આધાર રાખવા છતા એકાદ વાર કચાશ જવાય છે આથી એમાં નિષ્ફળતા મળે છે એના કરતા દપતીનો માનસિક અને શારીરિક તદુરસ્તીને કોઈ પણુ રીતે ન જોખમે એવી વ્યવસ્થા સરકાર કરે એ વધુ ઇચ્છાનીય અને આદરણીય છે.

★




નરસિંહરાવ દિવેટિયા (એક અધ્યયન)

[લે સુસ્મિતા મે ન ઈ ધનુ બુક હાઉસ લિ૦ અમદાવાદ મૂલ્ય પ ચ રૂપિયા]

સંશોધન ક્ષેત્રે પૂરી જહેમત ઉઠાવીને પી એચ. ડી ની ઉપાધિ માટે લખાયેલો આ મહાનિબંધ પુસ્તકાકારે પ્રસિદ્ધ થયો એ ગુજરાતી સાહિત્યનુ સદ્ભાગ્ય છે આ મહાનિબંધ સાંસારિક ઉપાધિઓનુ વહન કરતાં એક બહેને લખ્યો છે એ બીજુ સુદ્‌ભાગ્ય છે

જેમને કરુણ ગાન વિશેષ ભાવતુ હતુ એવા ગુજરાતના મહાન સાહિત્યકાર શ્રી નરસિંહરાવ દિવેટિયાના જીવન અને સાહિત્યનુ સુંદર વિવેચન આ પુસ્તક આવરી લે છે લેખિકાના એ સગા હતા પરતુ સગાઓની પ્રશસ્તિ કરવાની માનવ સહજ વૃત્તિથી શક્ય એટલાં વિમુખ રહીને સાહિત્યિક દૃષ્ટિએ જ એ મહાન સાહિત્યકારનુ મુલ્યાંકન કરવામા એ સફળ નીવડયાં છે 'જીવન સૌરભ ના પહેલાં પ્રકરણના ૪૨ પાનાં તો જેને સાહિત્યમાં જરા ય રસ ન હોય પણ માનવતાથી ભરેલું હૃદય નીરખવાનો શોખ હોય એને પણ ટૂંકી વાર્તા જેટલાં જ રસિક લાગવા સભવ છે એની શૈલી વિ ભ કૃત વીર નમદના પ્રથમ પ્રકરણને થોડીક મળતી આવે છે પ્રકરણ ૨ થી ૭ નરસિંહરાવના સાહિત્યિક જીવનના વિવિધ પાસાઓમા ડોકિયુ કરાવે છે જીવનમાં ઉદ્‌ભવેલી પરિસ્થિતિ માનવીના વિચાર ૫ તર ઉપર કેવી ગા અસર કરે છે એની પ્રતીતિ નરસિંહરાવનાં કરુણ ને ભક્તભાવપ્રધાન કાવ્યો કરાવે છે

કવિ હોવા ઉપરાંત નરસિંહરાવ વિદ્વાન ભાષાશાસ્ત્રી હતા ને દરેકે દરેક શબ્દ તોળી તોળીને વાપરવા વિષે ખૂબ આગ્રહ રાખતા કેટલાંક ચર્ચાપત્રો ને વિવાદો નામના લાંબા પ્રકરણમાં શ્રી દિવેટિયાના આ વલણને કારણે ઊભી થયેલી કેટલીક રસિક ચર્ચાઓનુ બ્યાન આપેલુ છે છેલ્લા પ્રકરણમાં નરસિંહરાવના સમગ્ર વ્યક્તિત્વનુ સહાનુભૂતિભર્યુ પ્રકરણ વાચકના હૃદયના તારને આછા ઝણઝણાવી જાય છે

એક વિદ્વાન સાહિત્યકાર ને સરકારી સજ્જને સાહિત્યિક ક્ષેત્રમા આપેલા ફાળા વિષે આવુ સુદર પુસ્તક પૂરુ પાડવા બદલ સુસ્મિતાબહેન અભિનંદનને પાત્ર ઠરે છે જોડણી વિષે લેવાઈ છે એના ક તા વધુ કાળજી લેવાઈ હોત તો સારૂ હતુ

શ્રી છોટુભાઈ પંડિત સ્મારક ગ્રંથ

[સંપાદકો : જસવત દાણી જ્ઞાન રાવળ પ્ર શ્રી છોટુભાઈ પંડિત સ્મારક ગ્રંથ સમિતિ ઊંઝા મૂલ્ય છાપેલ નથી]

ઉત્તર ગુજરાતના લોકસેવક શ્રી છોટુભાઈ પંડિતના ૫૮ વર્ષની વયે થયેલા અવસાને ત્યાંના સામાજિક જીવનમા એક મોટુ ગાબડુ પાડયુ છે એમના પ્રશસકોએ એ સ્વાર્થત્યાગી ફકીરને અંજલિ આપતા ૭૩ લેખોથી ભરેલો આ ગ્રંથ પ્રસિદ્ધ કર્યો છે

ક્યાંય ઠરીને ઠામ બેસવાને અશક્ત અને છતા જ્યાં જાય ત્યાં ટૂંકા ગાળામાં જ સુગંધ પ્રસારવાની શક્તિ ધરાવતા છોટુભાઈનુ જીવન લીલીસૂકીથી ભરેલુ હતુ પરતુ આ સાચા રાષ્ટ્રપ્રેમીએ હસને મોએ હારમા ધા સહ્યા ને નાસીપાસ થયા વિના



લોકસેવામા ચિત્ત પરોવ્યું' ડૉ સુમંત મહેતાએ કહ્યુ છે એમ 'મહેસાણા પ્રાનમાં કદરદાની ને કૃતજ્ઞતા ઓછી' હોવા છતાં મોડાં મોડાં પણ એણે છોટુભાઈને યાદ કર્યા ને સ્મરણાંજલિ અર્પી એ બદલ એ પ્રાંતની થોડી કદર થવી ઘટે છે

**આરોગ્ય કેમ સાચવશો ? :**

[ લેખકો, ભૂપતરાય મો૦ દવે શંકરલાલ મો૦ દવે પ્ર૦ ભારતી સાહિત્ય સંઘ લિ૦, અમદાવાદ. મૂલ્ય ત્રણ રૂપિયા. ]

'તદુરસ્તી' માસિકદ્વારા તદુરસ્તી વિષે બેદરકાર ગુજરાતમા વધુ પ્રસિદ્ધ થયેલા આ બે લેખકોને ફાળે આરોગ્ય અને આહારના પ્રશ્નોમાં ગુજરાની પ્રજાને રસ લેતી કર્યાનો યશ જાય છે ગુજરાત સ્વાદપ્રેમી ગણાય છે, આમછતાં કારમી મોઘવારીને કારણે શરીરની શક્તિ જાળવી રાખે એવો સસ્તો પણ પૌષ્ટિક ખોરાક ખાવાની આવશ્યકતા એને હવે સમજાવા લાગી છે વળી દાક્તરોની આકરી ફી ભરી શકવા જેટલી સપત્તિ ન ધરાવનાર લોકોને નિસર્ગોપચારમાં અસીમ શ્રદ્ધા બેઠી છે આ પુસ્તક દવાની શીશીઓથી કંટાળેલા અનેક દર્દીઓને પ્રેરણારૂપ નીવડે એવુ છે

આમાંના એક વિભાગને 'સત્ય પ્રયોગકથાઓ' ન ઓળખવામાં આવી હોત તો સભવ છે કે દર્દીઓમા કુદરતી ઉપચાર ઉપર બહુ શ્રદ્ધા ન બેસત 'આપણી આદતો' નામનો છેલ્લો વિભાગ આરોગ્ય જાળવવાને ઉત્સુક વ્યક્તિઓને દૃઢ બનાવે એવો છે. આ પુસ્તક ગુજરાતમા જેટલુ વધુ વચાશે એટલુ કુદરતી પદ્ધતિ દ્વારા તદુરસ્તી ટકાવી રાખવામાં વધુ સહાયભૂત થશે

**સિથવારો**

[ લે૦ અવિનાશ વ્યાસ પ્ર૦ એન૦ એમ૦ ત્રિપાઠી લિ, મુબઈ ૨. મૂલ્ય બે રૂપિયા. ]

સિનેમાના ગીતો દ્વારા લોકજીભે ચડેલા ગુજરાતી કવિ શ્રી અવિનાશ વ્યાસ રચિત આ સગ્રહમાં ચોરાણુ ગીતો અને પાંચ નૃત્ય-ગીત-નાટિકાઓનો સમાવેશ થાય છે ગુજરાતે અગાઉ આ જ કવિના પાંચ સગ્રહો—'લજામણી', 'ગોપા', 'દૂધગગા', 'છબછબિયાં' અને 'મેદીનાં પાન' ને આનદપૂર્વક આવકાર્યા છે આ પુસ્તકને પણ આવકાર મળશે જ. ગીતોને અતે એ જ પાના પર એક એક એમ રૂબાઈયતો જેવા મુક્તક આપીને પુસ્તકમાં નવી ભાત પાડી છે.

સગ્રહમાનાં 'ગામનાં રમકડાં,' 'તાળીઓના તાલે', 'વણઝારા', 'એક ગોકુળ સરખુ ગામ', 'હૈયુ થયુ મેદીનુ પાન' વગેરે પ્રચલિત બની ચૂકેલાં ગીતોની સ્વર-યોજનાની તો કાંઈ જરૂર નથી પણ 'દૂધગગા'માં જે રીતે સ્વરયોજના આપી હતી તેવી આપી હોત તો બીજા ગીતો માટે ગીત-રસિયાઓને સહેલુ પડત

'તાનારીરી' અને 'રાસદુલારી' એ બન્ને સફળરીતે દિલ્હી અને મુબઈમાં ભજવાઈ ચૂકેલાં સગીત-નાટ્યો છે.

આખા સગ્રહમાં વિષય-વૈવિધ્ય અને સ્વાભાવિકતા છલોછલ ભર્યાં પડ્યા છે પુસ્તકનુ નામ સૂચવે છે તેમ ગીતો અને નાટિકાઓ મનોરજન આપીને સહવાસમૂખ સતોષી શકે એવાં છે.

**રામકૃષ્ણ ઉપનિષદ :**

[ લે૦ ચક્રવર્તી રાજગોપાલાચાર્ય, પ્ર૦ નવજીવન પ્રકાશન મદિર, અમદાવાદ મૂલ્ય દોઢ રૂપિયો ]

શ્રી રામકૃષ્ણ પરમહસના ઉપદેશોના નિચોડ સ્વરૂપે સક્ષિપ્ત નિબધો શ્રી રાજાજીએ ૧૯૫૦ની શરૂઆતમાં મદ્રાસના 'કલ્કિ' નામના સચિત્ર સાપ્તાહિકમાં લખેલા મૂળ તામિલ પુસ્તકના તેમની પુત્રી શ્રીમતી લક્ષ્મીબહેન દેવદાસ ગાંધીએ કરેલ હિન્દી અનુવાદ ઉપરથી શ્રી મણિભાઈ ભ દેસાઈએ કરેલો આ સરળ ગુજરાતી અનુવાદ ફિલસૂફીના ગભીર વાચનની જેમ કટાળો આપે તેવો

ડો. ભા

*વર્ગખડોમા કેદ થયેલા શિક્ષણને મુક્તિ આપી તેને જી અને અર્થપૂર્ણ આયામ બક્ષનાર ડૉ મોહનભાઈ પચ શિક્ષકો આજે દીવો લઈને શોધવા નીકળીએ તોય જડવા મુ છે તો તેમની જીવનફિલસૂફી અને અભિગમ પણ તેટલા જ વિરલ છે*

*ઔપચારિક શિક્ષણમા પીએચ ડી સુધીની મજલ કાપીને સાડાચાર દાયકાના વિશાળ પટ ઉપર પથરાયેલી મોહનભાઈની કારકિર્દી ભાતીગળ છે અનેક તડકી-છાયડીઓના ઑક્ટોપસી ભરડાને વ્યવસાય કે નિજ જીવનમા ગણકાર્યા વિના તેમણે તેમનો વિશિષ્ટ શિક્ષણપથ દીપાવ્યો છે જીવન જીવવાની કલા અને શિક્ષણ અગેનો મનોવૈજ્ઞાનિક અભિગમ તેમના રૂવેરૂવે રસાયણ રૂપે વ્યાપેલ છે !*